॥ ॐ ॥

स्व० त्र्यंबक स्मारक ग्रंथमाळा.

वर्ष १ लुं. पुस्तक २ जुं.

# નવાબ સિરાજદ્દૌલા.

## ( ઇતિહાસ )

અનુવાદક:—

મહાશંકર ઇંદ્રજી દવે.

પ્રકાશક:—

લાભશંકર જીવરાજ જોશી.

વ્યવસ્થાપક;-"સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા"
ખાડિયા, દેસાઇની પોળ,
અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૧૦૦.

કિંમત છૂટક રૂ. ૩-૮-૦.

ટંકશાળમાં શ્રી અમદાવાદ "નેશન" પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં
શાહ મોહનલાલ ચીમનલાલે છાપ્યું—અમદાવાદ.

## મ્હારા વ્હાલાભાઇ !

કહું કોને હૃદયની આ? હૃદયની તે હૃદય જાણે,
દિવાના દર્દીનું દિલદર્દ દિવાનો દર્દી પિછાને.
સહન કર કે નહીં કર તું પડી પીડા બીજાને શું?
કરી મ્હોબત કરી સોબત, 'કરી' 'નકરી' નહિ થાશે!
તને ભાઇ! શું આ સુજ્યું? કરી કેવી દગલબાજી!
લીધી અવસાન ભરનિદ્રા ભુલી તોફાની દુનિયા આ!
ફરી બન્ધુ નહીં જાગ્યો! વિસાર્યો સ્નેહી ભ્રાતા આ!
અરે દિલબર! બિરાદર હે! સહોદર હે! મુસાફર હે!
મુસાફરી મેં કીધા સાથે! પડ્યો તું તો હવે છૂટો!
રમ્યા સાથે! જમ્યા સાથે! ફર્યા સાથે! રહ્યા સાથે!
હવે તું જ સાથ ક્યાં શોધું? વિધિનો ઘા પડ્યો માથે?
હૃદયમાં તારી તે મૂર્તિ મુસાફરી યાદ લાવે છે!
'થયું 'ન થયું' નહીં થાશે, ધિરજ ધરને અરે મન તું!
અદા કરને ફરજ તારી વફાદારીથી ભ્રાવાની!
સનમ કરશે રહમ તુજપર પછી દરકાર છે શાની?

—મહાસુખ.

# અર્પણ-પત્રિકા.

શ્રીમાન માન્યવર સાહિત્યવિલાસી—

શેઠશ્રી કરસનદાસ વિસનજી ખીમજીભાઈ.

દાદર.—( મુંબાઈ )

આપનાં સાહિત્ય પ્રત્યેનો અપાર સ્નેહ, સ્વદેશ-ભક્તિ અને ઉદાર સ્વભાવ વિગેરે શુભ ગુણોથી આકર્ષાઇ એક સ્મરણ તરીકે આપનું નામ આ ઇતિહાસ સાથે જોડી આનંદિત થાઉંછું

મારા સ્વર્ગસ્થ બન્ધુના અપૂર્ણ કાર્યમાં આપે જે અગાઉ બતાવેલી સહાનુભૂતિ, આદિ ઉપકારોમાંથી કિંચિત્ પણ મૂક્ત થવાના ઉદ્દેશથી આજે હું આ ઇતિહાસ આપના કરમાં સમર્પિત કરી આનંદિત થાઉંછું.

સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા. ખાડિયા.

શુભાકાંક્ષી
લાભશંકર જીવરાજ જોશી

**બે પુસ્તકો તૈયાર છે.** **જલદી નામ નોંધાવો.**

## સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા.

**( આ ગ્રંથમાળા ઇ. સ. ૧૯૨૨ ની શરૂઆતથી ચાલુ થઇ છે. )**

૧. આ ગ્રંથમાળાના ગ્રાહક થનારને પ્રથમ એકજવાર દાખલ ફીનો રૂ. ૧) આપવો પડશે.

૨. આ ગ્રંથમાળાના ગ્રાહકોને એક વર્ષમાં રોયલ ૧૬ પેજી આશરે એક હજાર સૂધી પૃષ્ઠનાં પુસ્તકો આપવામાં આવશે; જે ગ્લેઝ કાગળપર અને સુંદર છપાઇવાળા રહેશે.

૩. આ **ગ્રંથમાળાનું વાર્ષિક લવાજમ** પોષ્ટેજ સાથે પાકાં પૂઠાંનું રૂ. ૫) રાખ્યું છે. વી. પી. રજીસ્ટર ખર્ચના ચાર આના જૂદા. પાકાં પૂંઠાંના પુસ્તકો લાયબ્રેરીમાં કાયમ રાખી શકાય તેવાં સળંગ છીંટની બાંધણીનાં રહેશે.

૪. આ ગ્રંથમાળાનું વર્ષની શરૂઆતનું પહેલું પુસ્તક એક વ- ર્ષના લવાજમ માટે વી. પી. થી દર વર્ષે મોકલવામાં આવશે, અને બીજાં પુસ્તકો બહાર પડેથી બુક પોસ્ટથી પોષ્ટ કર્યાના દાખલાની પોષ્ટની છાપ લઇને મોકલવામાં આવશે. પોષ્ટમાં ગેરવલ્લે ગયેલા પુસ્તક માટે જવાબદારી અમારી ગણાશે નહીં.

૫. આ ગ્રંથમાળાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે, ઐતિહાસિક તથા સામાજિક ઉંચા વિચારવાળી નવલકથાઓ, પૃથ્વીપરના શ્રેષ્ઠ મનુષ્યોનાં જીવનચરિત્રો અને ઉપયોગી નૈતિક તથા ધાર્મિક અને વૈદકીય વગેરેના ગ્રંથો બહાર પાડી ગ્રાહકોને તેનો લાભ બને તેટલો ઓછી કીંમતમાં આપવો.

૬. આ ગ્રંથમાળાનું પહેલું પુસ્તક 'રાજા રામકૃષ્ણ' અપાયું છે, તથા બીજું "સિરાજદ્દોલા" નામનો ઇતિહાસ અપાય છે, ત્યાર પછી પયગમ્બર હઝરત મુહમ્મદ સાહેબનું જીવન ચરિત્ર અપાશે.

# પ્રકાશકનું નિવેદન.

જગદાધાર પરમાત્માની કૃપાથી હિન્દુ અને મુસલામીભાઇઓની ઐક્યતા વધારનારો આ 'સિરાજદ્દૌલા' નામનો ઇતિહાસ વાચક બન્ધુઓના કરમાં સમર્પણ કરતાં મને ઘણોજ આનંદ થાયછે.

નવાબ 'સિરાજદ્દૌલા'ના નામથી ભાગ્યેજ કોઇ અપરિચિત હશે, જો કે તે થોડોજ વખત બંગાળાનું સિંહાસન ભોગવી ગયો છે; પરંતુ દેશ ને વિદેશમધ્યે પોતાની 'જીવનસ્મૃતિ' કાયમને માટે મૂકી ગયો છે.

'સિરાજ'ના ઘણાખરા હેવાલથી આપણે માહીતગાર છીએ. ઇતિહાસ લેખકોએ તેને "પાંખંડી, ઉછાંછળો, નરાધમ, લડાઇમાં કાયર વગેરે કહી અનેક જૂઠ્ઠા આક્ષેપો મૂકી તેને જનસમૂહમાં તિરસ્કાર પામતો કરી મૂક્યો છે. તે જૂઠ્ઠા આક્ષેપો તદ્દન ગેરવ્યાજબી છે. તે સાથે આપણે પણ કબૂલ તો કરવું પડશે કે, તે તેની બાલ્યાવસ્થામાં કેટલાક ખુશામતખોર હજુરીઆઓની સોબતથી કૂમાર્ગે દોરાયલો હતો. પરંતુ જયારે રાજ્યની લગામ હાથમાં આવ્યા પછી તેની આંખ ઉઘડી હતી. ત્યાર પછી તેણે સર્વે કૂમાર્ગોને ત્યાગી પોતાનું જીવન વધારે પ્રશંસનીય બનાવ્યું હતું. તે આપણે આ સત્ય ઇતિહાસ વાંચતા સાબીત કરી શકીએ છીએ.

'કાળી કોટડી'ની હકીકત જે આપણે સત્ય માની બેઠા હતા, તે ઐતિહાસિક પ્રમાણોથી સાબીત થતાં અસત્ય ઠરે છે. વિશેષ પ્રસ્તાવના પરથી જાણી શકાશે.

આ પુસ્તક મને સમયાનૂસાર સારૂં જણાવવાથી તે પૂર્ણ કર-

વાનો ભાર મ્હેં મારા મિત્ર ભાઈ મહાશંકરને સોંપેલો હતો. તેમણે જે મહેનત લઇ વેળાસર તૈયાર કરી આપ્યું છે; તેને માટે હું આભારી છું. આ 'ઇતિહાસ' પછીની થોડી ઘણી માહીતી ગ્રંથમાળાના પહેલાં પુસ્તક 'રાજા રામકૃષ્ણ' માંથી મળી શકે છે.

આ ઇતિહાસ મૂળ બંગાળી ભાષાનું 'સિરાજદૌલા' એ નામના પુસ્તકનો અનુવાદ છે. તે બનતી મહેનતે અસલરસ સાથે આપણી ભાષામાં ઉતારવાનો યત્ન કર્યો છે. મૂળ લેખક—સુપ્રસિદ્ધ મહાશય અક્ષયકુમાર મિત્રનો આ સ્થળે હું અંતઃકરણપૂર્વક આભાર માનુંછું અને ઇચ્છુંછું કે વાંચકબન્ધુઓની આગળ દરેક પુસ્તકની પેઠે આ પુસ્તક પણ સુસત્કાર મેળવી શકશે.

શરૂઆત હોવાથી અનેક પ્રકારની વિટમ્બણા સહન કરી આગળ વધવાનો યત્ન કરીએ છીએ. પરમાત્માની કૃપાથી અમારા કાર્યમાં જેમ સફળતા મળતી જશે, તેમ વધારે સારૂં કાર્ય પૂરૂં પાડવા ચૂકીશું નહિ.

આ પછી ગ્રંથમાળાના પહેલા વર્ષનું છેલ્લું પુસ્તક 'પયગમ્બર હઝરત મુહમ્મદ સાહેબનું જીવનચરિત્ર' આપવામાં આવશે. ત્યાર પછી બીજું વર્ષ શરૂ થશે. ત્યારે શું આપવું, તેની ખબર તેની અંદર આપવામાં આવશે.

અમે ઇચ્છીએ છીએ કે વાંચકવર્ગ અમારા આ કાર્યથી સંતોષ પામશે તો અમો અમારો યત્ન સફળ માનીશું, તે સાથે યોગ્ય લાગે તે સુધારા વધારા વિષે સૂચના થશે તો બીજી આવૃત્તિ બહાર પાડવાનો વખત આવ્યે તેનો લાભ લઈ શકાશે.

પ્રુફમાં કોઇ કોઇ સ્થળે ભૂલો રહી ગઇ હોય તો તે દરગુજર કરવા વિનંતી છે. અસ્તુઃ

અષાડ વદિ ૯મી ને ગાંધીપર્વ
તા. ૧૮-૭-૨૨ ખાડીઆ.
દેસાઇની પોળ—અમદાવાદ.

વિનીત
લાભશંકર જીવરાજ જોશી.

# સિરાજદ્દોલા.

"Whatever may have been his faults, Siraju'ddaulah had neither betrayed his master nor sold his country. Nay more, no unbiassed Englishman, Sitting in judgement on the events which passed in the interval between the 9th February and the 23rd June, can deny that the name of Siraju'd-daulah stands higher in the scale of honor than does the name of Clive. He was the only one of the principal actors in that tragic drama who did not attempt to deceive!"—Col. Malleson.

# મૂળ ગ્રંથકારની પ્રસ્તાવના.



નવાબી અમલના ઇતિહાસનું સંકલન કરવું એ ધીમે ધીમે કઠણ થતું જાય છે; મૂળ દસ્તાવેજો આ દેશમાં નથી, મુર્શિદાબાદના નવાબી દફતરમાં પણ તેની નકલ રખાએલી નથી.[1] સ્ટુઅર્ટે જ્યારે બંગાળાનો ઇતિહાસ લખ્યો ત્યારેજ તે બધા દસ્તાવેજો વિલાયતમાં ભોંયતળીએ પડયા પડયા ન ઉકેલી શકાય તેવા થઈ ગયા હતા, કોણ જાણે અત્યારે તો તે કેવા જીર્ણ થઇ ગયા હશે![2]

તે કાળના લેખકોમાં મુસલમાન અને અંગ્રેજોએ લખેલા ગ્રંથોનો મુખ્ય આધાર છે; પોર્ટુગીઝ ફ્રેંચ અને વલંદાઓ જે કંઇ લખી ગયા છે, તે પણ આ દેશમાં અજ્ઞાત છે![3]

મુસલમાન ઇતિહાસોમાં સૈયદ ગુલામહુસેનની શયર-ઉલ-મુતક્ષરીન, "ગુલામહુસેન સાલેમીની" રિયાજ-ઉસ-સલાતીન, "અને

---

1. There is little or no record of Shirajudowla's time in the Nizamut office now.- letter to the author from Babu Janakinath Pandey, B. A. Private Secretary to H. H. the Nawab Amir--ul--Omrah of Murshidabad dated, *the Palace*, the 23rd October 1895.

2. The Officer of Indian Records being unfortunately in damp situation, the ink is daily fading, and the paper mouldering into dust, Preface to Stewart's History of Bengal, 1813.

3. Memoirs of Dupleix and Moracin.

સૈયદ અલીની "તારીખ-ઇ-મનસુરી" નામના ફારસી ગ્રંથો વિશેષ ઉલ્લેખ યોગ્ય છે

"મુતાક્ષરીન" ઈ. સ. ૧૭૮૩ માં સંપૂર્ણ થઇ હાજિ મુસ્તફા નામના એક ફ્રેંચ વિદ્વાને તેનો સહુ પહેલાં અંગ્રેજીમાં અનુવાદ કર્યો; તેના અનુવાદમાં તેની પોતાની ટીકાઓ પણ જોડાયલી છે. ગવર્નર જનરલ વોરન હેસ્ટિંગ્સના પ્રાઇવેટ સેક્રેટરી જોનાથન સ્કોટે એક બીજો અંગ્રેજી અનુવાદ પ્રકટ કર્યો હતો. લક્નૌ નિવાસી નવલકિશોરની મહેનતથી તેનો ઉર્દુ અનુવાદ પણ પ્રકટ થયો છે. ઉર્દુ અનુવાદ અને મુસ્તફાનો અંગ્રેજી અનુવાદ મૂળ ગ્રંથનો અક્ષરશઃ અનુવાદ છે; સ્કોટના અનુવાદને અક્ષરશઃ અનુવાદ તરીકે સ્વીકારી શકાય તેમ નથી. મૂળગ્રંથ અને તેના આ બધા અનુવાદો અત્યારે દુષ્પ્રાપ્ય થતા જાય છે.[1]

"રિયાજ-ઉસ્-સાલાતિન" ઇ. સ. ૧૭૮૭-૮૮ માં સંપૂર્ણ થયો. તેનો અનુવાદ થયો નથી; એશિયાટિક સોસાઇટીની મહેનતથી એ મૂળ ગ્રંથ છપાયો છે, અને તેનો બંગાળી તરજુમો છપાવવાની તૈયારી થાય છે.[2]

"તારિખ-ઇ-મનસુરી" એ બધા ગ્રંથ કરતાં આધુનિક છે; તે પણ અનુવાદિત થયેલ નથી. સુવિખ્યાત અધ્યાપક બ્લેકમેન સાહેબે તેનો સારાંશ લખ્યો હતો, તે એશિયાટિક સોસાઇટીએ પ્રકટ કર્યો છે.

---

૧ આ ગ્રંથ પ્રકટ થયા બાદ મુસ્તફાનો અનુવાદ ફરીથી છપાઈ લોકોમાં જાણીતો થયેલ છે.

૨ આ ગ્રંથ પ્રકાશિત થયા બાદ રિયાજનો અંગ્રેજીને બંગાળી અનુવાદ ગ્રંથના આકારનો પ્રકટ થયો છે.

અંગ્રેજોએ લખેલ લખાણો પ્રકાશિત અને અપ્રકાશિત એમ બે ભાગમાં વહેંચાયલાં છે. અપ્રકાશિત હસ્તલિખિત અનેક લખાણો વિલાયતનાં 'બ્રિટિશ મ્યુઝિયમમાં' હેસ્ટિંગ્સ દફતરના નામથી યત્નપૂર્વક સાચવવામાં આવ્યાં છે. પ્રકાશિત પુસ્તકો પણ અત્યારે ધીમે ધીમે દુષ્પ્રાપ્ય થતાં જાય છે.

તે સમયના પ્રકાશિત ઇતિહાસો ત્રણ વર્ગમાં વહેંચાયલા છે; રીતસર લખેલો ઇતિહાસ, રાજકીય દફતર, ક્ષુદ્ર ક્ષુદ્ર પુસ્તકાદિ. રીતસર લખેલા ઇતિહાસમાં ઓર્મનું 'હિંદોસ્થાન' સર્વ શ્રેષ્ઠ છે; લેખકે ઘણા વરસ સુધી બંગાળા અને મદ્રાસમાં વસી તે સમયના અમલદારોની મદદથી એ વિશાળ ઇતિહાસ રચાયો છે, પાછળના અંગ્રેજ લેખકો વધુ ઓછા પ્રમાણમાં એ 'હિંદોસ્થાન' ના ઋણી છે.

રાજકીય દફતરના ઘણા કાગળો એકત્ર કરી મહાત્મા પાદરી લંગે એક પુસ્તક પ્રકટ કર્યું છે, અને પાર્લમેન્ટરી કમિટિનો એક વિશાળ રિપોર્ટ પ્રકટ થયો હતો; એ બંને પુસ્તક અનેક હકીકતોથી પરિપૂર્ણ છે.[1]

નાનાં નાનાં પુસ્તકો તો એટલાં બધાં પ્રકટ થયાં હતાં કે તેની સંખ્યાનો નિર્ણય કરવો એજ મુશ્કેલ કાર્ય છે. તેમાં હોલવેલ, સ્ક્રેફ્ટન અને આઇવ્સનું લખાણ ઉલ્લેખ કરવા યોગ્ય છે. તેઓ બધા પ્રત્યક્ષ જોનાર અને કોઇ કોઇ ઐતિહાસિક વ્યાપારના નાયક હતા.

એ બધા જુના ગ્રંથો ઘણી જાતના વાદવિવાદથી પરિપૂર્ણ છે. તે બધા એકઠા કરી, મતભેદની સમાલોચના કરી, તે મુજબ તે વખતનો ઇતિહાસ રચવાનું કામ ઘણુંજ ખર્ચ તથા શ્રમથી બની

---

૧ આ ગ્રંથ પ્રકટ થયા બાદ શ્રીયુત એસ. સિ. હિલ સંકલિત તે સમયના કાગળપત્રો Bengal in 1756–57 નામથી ત્રણ ખંડમાં પ્રકટ થયા છે.

શકે તેમ છે, એટલુંજ નહિ પણ એટલું કર્યા છતાં તદ્દન ખરો ઇતિહાસ રચાવાની આશા નથી. આવી અવસ્થામાં સિરાજદ્દૌલાનો ઇતિહાસ રચવો એ તદ્દન અનધિકાર ચર્ચા થઇ હોય એમ જણાય છે.

સિરાજદ્દૌલાના દોષો સ્વદેશ તેમ વિદેશમાં છવાઇ રહ્યા છે, તેના દોષો વિષે બધા જાણે છે. પરંતુ એ દોષોની બનાવટનો ઇતિહાસ તે રીતનો નથી. તેનું સંક્ષેપમાં વર્ણન કરવા જતાં કર્તવ્યના અનુરોધથી સ્વદેશ વિદેશના અનેક પ્રતિભાશાળી સાહિત્ય સેવકોનાં સુંદર લખાણો પર ચર્ચા કરવી પડી છે, બધે સ્થળે **सत्यं ब्रुयात्, प्रियं ब्रुयात्, न ब्रुयात् सत्यमप्रियम्** એ પુરાતન આદેશ પાળી શકાયો નથી. ઇતિહાસ સત્યપર ખડો છે માટે ઇતિહાસનું માન રાખવા માટે અનેક સ્થળે વ્યથિતહૃદયે અપ્રિય સત્ય જણાવવું પડયું છે.

સિરાજના દોષો મુખ્ય રીતે બે વિભાગમાં વહેંચાયલા છે,—જુના ને નવા એ બધા દોષો વળી બે વિભાગમાં વહેંચાઇ જાય છે,—લખાયલાને લખાયા વગરના જુના લખાયલા દોષો બહુ નથી. આધુનિક લખાયલા દોષો ઘણા છે. પરંતુ ન લખાયલા દોષો લખાયલા દોષો આગળ હારી જાય છે. લખાયલા દોષો તો ઇતિહાસમાં સીમાબદ્ધ થઇ રહ્યા છે. પણ અલિખિત દોષોની તો સીમાજ નથી; તેઓ અત્યારે પણ વિસ્તાર પામતા જાય છે! એ કારણથી આપણે અત્યારે પણ સિરાજના નામથી કંપીએ છીએ, અને તેના નામપર દોષો ચઢાવતી વેળા અગર તેના દોષોનું કથન સાંભળતી વેળા સત્યાસત્યનો વિચાર કરતા નથી! જે મહાત્માનાં પવિત્ર નામપર આ નાનું ઐતિહાસિક ચિત્ર અર્પણ થયું છે, તેણે ઘણા વરસ આ દેશના કાદવમાં પડેલા ઇતિહાસનો ઉદ્ધાર કરવામાં ગાળ્યાં હતાં, અને હાલમાં તે જિંદગીની આખર અવસ્થામાં જન્મભૂમિના ગૌરવથી ઉજ્જ-

વળ શાંતશીતળ શ્વેતદ્વીપમાં વિશ્રામ ભોગવે છે. તેણે આ દેશમાં રહેતી વેળા ઘણી મદદ કરી છે, અને પોતાના પૂર્વપરિચિત હિંદી દરિદ્ર લેખકને હાલમાં લખી મોકલ્યું કે "Sirajuddaulah was more unfortunate than wicked!" કહેવાની જરૂર નથી કે એજ નિષ્પક્ષપાતી ઇતિહાસનો સત્યાનુમોદિત સરલ સિદ્ધાંત છે. આ ઐતિહાસિક ચિત્રમાં એ સરલ સિદ્ધાંત કેટલે સુધી સાબીત થયો છે, તે જોવાનું કામ વાચકોનું છે.

જેઓની તરફથી ઉપદેશ, સહાનુભૂતિ અને ઉત્સાહ મેળવી લાંબાકાળની મહેનતે સિરાજદ્દૌલા રચાઇ છપાઈ, પ્રકટ થયેલ છે, તેઓનાં નામ આપી મ્હોંનો કૃતજ્ઞતા બતાવવી એ જરૂરનું નથી. 'સાધના'ના પહેલાના સમ્પાદક, શ્રીયુત રવીન્દ્રનાથ ઠાકુરે સહુ પહેલાં સિરાજદ્દૌલાને વાચકો સમક્ષ હાજર કરેલ છે; 'ભારતીની' સમ્પાદિકાઓએ તેને સાહિત્ય સમાજમાં જાહેર કરી પુસ્તકાકારે પ્રકટ કરવાનો રસ્તો સહેલો કરી દીધો છે; મીરર સંપાદક, બંગાળી સમ્પાદક, અમૃત બજાર સમ્પાદક, સાહિત્ય સમ્પાદક, એજ્યુકેશન ગેઝેટ સમ્પાદક વગેરે બંગાળાના સાહિત્ય સેવકોએ ભારતીમાં છપાતા નિબંધો વાંચી તે પુસ્તકાકારે પ્રકટ થાય તે પહેલાં 'સિરાજદ્દૌલા' પ્રતિ આદર બતાવી લેખકને ઉત્સાહ આપ્યો છે. તે માટે હું તેની આગળ હમેશનો ઋણી છું.

આ ઐતિહાસિક ચિત્રમાં જે પુસ્તકોનો આધાર લીધો છે, તેનાં તેજ સ્થળે નામ આપેલાં છે. જેઓ આ પુસ્તક આદિથી અંત સુધી વાંચે, તેઓને વિનંતિ છે કે તેઓમાંના કોઇને આ પુસ્તકમાં કંઇપણ ભૂલ જણાય તો તે બતાવશે.

---

મૂળ ગ્રંથકાર.

# અનુવાદકની પ્રસ્તાવના

સિરાજદ્દૌલાથી ગુજરાત અજાણ્યું નથી. ઇતિહાસનાં પુસ્તકોમાં તેના ફાંકડા ફોટા આગળજ નીચ, બાયલો, ઉછાંછળો ઇત્યાદિ વિશેષણો વાંચી आकृतिर्गुणान् कथयति એ વાક્ય જૂઠું પડતું જોઇ આપણને દિલગીરી થયા સિવાય ભાગ્યેજ રહેતી હશે. એ કુસુમ સમાન શરીરમાં એટલી બધી નિર્દયતા ભરી હશે તેનો ખ્યાલ પણ ભાગ્યેજ આવી શકે, છતાં બીજાં સાધનોને અભાવે ઇતિહાસનાં વિશેષણોને માન્યા સિવાય છૂટકો નહોતો, સુભાગ્યે બંગાળામાં એક એવો પક્ષ ઉભો થયો કે જે સિરાજનાં દોષોની તુલનાત્મક આલોચના કરી તેમાં ખરૂં શું ને ખોટું શું તે નક્કી કરવા તૈયાર થયો, અને તેણે જે પ્રયત્ન કર્યો છે, તેનું આ પુસ્તક એ ફળ છે, એમ કહીએ તો ખોટું નથી.

ઘણા વરસો પહેલાં સુપ્રસિદ્ધ ગુજરાતી પત્રમાં કાળી કોટડીની અસારતા વિષે લખાણ પ્રકટ થયું હતું (કદાચ તે લિટ્લ સાહેબના લખનાર અનુવાદ હોય!) ત્યારથી ગુજરાતને કાળી કોટડી વિષે સંશય પડયો હતો, પણ ઐતિહાસિક સત્યને માન આપવામાં હિંદ એટલું બધું મોળું છે કે એક સત્ય નિર્વિવાદે સ્વીકારાય તોપણ સ્કૂલપાઠય પુસ્તકોમાં તેનો ઉલ્લેખ કરાતોજ નથી. અને સ્કૂલપાઠય પુસ્તકો સિવાય બીજા ઐતિહાસિક ગ્રંથો તો દેશીભાષામાં દશકે એકાદ પણ છપાતો હોય તો ભાગ્ય! આમ હોવાથી ઐતિહાસિક જુઠાણાં ભવિષ્યની પ્રજા આગળથી દૂર થતાંજ નથી.

ગુજરાતીમાં ઐતિહાસિક પુસ્તકોનો અભાવ જોવામાં આવે છે, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની કૃપાથી બ્રિટીશ રિયાસત, મોગલ રિયાસત વગેરે ગ્રંથો (ભાષાન્તરરૂપે પણ) છપાયા છે. તેમાંની બ્રિટિશ રિયાસતમાં સિરાજદૌલાનો ઇતિહાસ જરા વિસ્તારથી વર્ણવેલો જોવામાં આવે છે, છતાં કાળી કોટડીના બનાવને તેમાં પણ પ્રાધાન્ય આપેલું છે. જોકે લેખક તે બનાવમાં અતિશયોક્તિ તો માને છેજ કાળી કોટડીના બનાવને શામાટે સાચો માનવો તે સંબંધે એ પુસ્તકના લેખક હિલ સાહેબે રચેલ પુસ્તકનો હવાલો આપે છે પણ પ્રસ્તુત પુસ્તકનાં પરિશિષ્ટમાં હિલ સાહેબની દલિલોના જે જવાબ આપેલો છે તે પર લક્ષ આપતાં કાળી કોટડીનો બનાવ પૂરેપૂરો બનાવ સંદિગ્ધ બને છે, અને એવા સંદિગ્ધ બનાવો મનોરંજનાર્થે દંતકથા તરીકે ઐતિહાસિક પુસ્તકોમાં આપવામાં આવે તો કાંઇ વાંધો નથી પણ સ્કૂલપાઠ્ય પુસ્તકોમાં તો એવી બાબતો નજ આવવી જોઇએ.

ભાઇ ત્ર્યંબકલાલને ઐતિહાસિક બાબતોનો શોખ હતો. તેમણે લખવા ધારેલાં પુસ્તકોમાં ઐતિહાસિક પુસ્તકોનો મોટો ભંડાર જોવામાં આવે છે, તે તરફ ધ્યાન આપતાં પોતાના વડિલ બંધુની ઇચ્છાને માન આપી ભાઈ લાભશંકરે આ પુસ્તક તૈયાર કરવાનું મને સોંપ્યું એ ખાતર હું તેમનો આભાર માનું છું.

બનતાં સુધી મૂળ ગ્રંથકારનો આશય સાચવી ભાષાંતર કર્યું છે, છતાં ઐતિહાસિક પુસ્તકનું ભાષાંતર કરવાનો આ મારો પ્રયાસ પહેલોજ હોવાથી કોઇ કોઇ જગાએ ભાષાની દીનતાથી આશય બરાબર ન જણાયો હોય એ સંભવિત છે, કોઇ કોઇ જગાએ વાક્યરચના દોષ થયો હોય એ પણ સંભવિત છે, કદાચ બીજી આવૃતિ છપાવવાનો પ્રસંગ આવશે તો એ બધા દોષો દૂર કરવામાં આવશે.

ભાઇ લાભશંકર પોતાના વડિલ ભાઇની સ્મૃતિ કાયમ રાખવા આવાં ઐતિહાસિક પુસ્તકો ગુજરાતીમાં છપાવી ગુજરાતી ભાષાનાં ઐતિહાસિક સાહિત્યને સમૃદ્ધ કરતા રહે એવી પ્રાથનાપૂર્વક મારૂં લખાણ પૂરૂં કરૂંછું.

રાજામેતાની પોળ,
ખુશાલ વૈકુંઠનીખડકી
અમદાવાદ.

મહાશંકર ઇંદ્રજી દવે.

---

# અનુક્રમણિકા.

---

ॐ तत्सत् परमात्मने नमः ।

स्व० त्र्यंबक स्मारक ग्रंथमाळा.

वर्ष १ लुं. पुस्तक २ जुं.

# સિરાજદ્દૌલા.



ॐ तत्सत् परमात्मने नमः

# સિરાજદ્દૌલા.

---

## પ્રકરણ ૧ લું

### તે વખતનાં સુખદુઃખ

---

નવાબ સિરાજદ્દૌલાનું નામ જનસમાજને ચિરપરિચિત છે. તે માત્ર થોડાજ દિવસને માટે બંગાળા, બિહાર અને ઓરિસ્સાનાં સિંહાસનપર બેઠો હતો; પરંતુ એ થોડા દિવસમાંજ સ્વદેશ અને વિદેશ મધ્યે તે પોતાનું નામ ચિરસ્મરણીય કરી ગયો છે.

અંગ્રેજોએ એક વખત તેમના દેશના એક હતભાગ્ય નરપતિને નર-બલિરૂપે ઘાત કર્યો હતો. મારાઓના તીક્ષ્ણ ધારવાળી કુહાડીએ જ્યારે રાજાનું માથુ ધડથી જુદું કરી નાખ્યું, ત્યારે શોણિત પિપાસુ પ્રજા ઉન્મત્ત પિશાચની માફક તાળીઓ પાડતી નાચવા લાગી, થોડા દિવસને માટે પ્રજાસત્તાક રાજ્ય પણ સ્થપાયું. તોપણ એ દેશની દરેક ઝુંપડીઓમાં, કિલ્લાઓમાં, મહેલોમાં, ખેડુતો, સૈનિકો અને આ-

બરુદાર માણસોએ કેટલા બધા નિસાસા મૂક્યા હતા! બંગાળીઓએ જ્યારે તરકટ રચી સિરાજુદ્દૌલાને રખડતો કરી મૂક્યો, મીરાનના નૃશંસ આદેશથી સિરાજનું માથું ધડથી જુદું થઈ ધૂળપર રગદોળાયું, ત્યારે દેશના રાજાઓએ અને પ્રજાએ મળી વિશ્વાસઘાતક મીર–જાફરને સિંહાસનપર બેસાડયો, અને તેના કૃપાકટાક્ષ મેળવવા માટે સમસ્ત બંગદેશ તેના સામો હાથ જોડી ઉભો રહ્યો;–સિરાજનાં શોચનીય પરિણામને લીધે તેના તરફ એક અશ્રુબિંદુ પાડવાને પણ કોઈને અવસર નજ મળ્યો.

અત્યારે એ બધી જૂની વાતો ગણાય છે. દેશની અવસ્થા ફરી ગઈ છે, લોકોમાંથી વેરની તીવ્ર લાગણી જતી રહી છે, સિરાજ અને તેના સમકાલીન રાજા પ્રજાએ આ લોકમાંથી રજા લીધી છે. અત્યારે અમને લાગે છે કે હિંદ યથાર્થ ભાવે, નિષ્પક્ષપાતપણે સિરાજનાં ચરિત્રની આલોચના કરવાને તત્પર થશે.

સિરાજુદ્દૌલા નથી. તેના સમયનો બંગાળા દેશ પણ નથી, મોગલ બાદશાહોx "સમસ્ત માનવ જાતિનાં સ્વર્ગ સમાન બંગભૂમિ" ના નામથી આજ્ઞા પત્રોમાં જેનો ઉલ્લેખ કરતા હતા, તે સ્વર્ગ અત્યારે ગૌરવચ્યુત થયેલ છે, જેનું બધું હરાઈ ગયું છે, તેવી કંગાલની ભૂમિ બની ગયેલ છે! તે વખતનું શિલ્પ નથી, વાણિજ્ય નથી, બંગાળીઓનું રાજપદ મંત્રિપદ નથી, જમીનદારોનાં જીવન મરણનો ન્યાય કરવા જેવી શક્તિ નથી; તે બાહુબળ, તે રણકૌશલ, એ બધું અત્યારે ઇતિહાસનાં પુસ્તકોમાં અતીત કહેણી રૂપે નોંધાઈ રહ્યું છે. સિરાજુદ્દૌલા જે વખતે ઉત્પન્ન થયા હતો, તે વખત

x Akbar and Aurangzeb.

અત્યારે બહુ દૂર ચાલ્યો ગયો છે.

એક સમયે આ દેશમાં મુસલમાનોના નામની ગંધ પણ નહોતી. હિંદુસ્તાન કેવળ હિંદુઓના શંખઘંટારવથી પ્રતિધ્વનિત થઇ રહ્યો હતો. પરંતુ એ ઘણી જૂની વાત છે. જૂના સમયનાં બધાં ચિત્રો એટલાં જૂનાં, એટલાં જરાજીર્ણ, એટલાં અસ્પષ્ટ થઇ ગયાં છે કે અત્યારે તેનું સૌન્દર્ય અનુભવવાનો ઉપાય રહ્યો નથી. લાંબાકાળથી આ દેશ હિંદુ-મુસલમાનની જન્મભૂમિ રૂપે પરિચિત થઇ રહ્યો છેઃ ગામેગામ, નગરેનગર, લાંબા સમયથી હિંદુ મુસલમાનો હાથમાં હાથ મિલાવી કઠણ જીવન સંગ્રામમાં જન્મભૂમિની રણપતાકા વહન કરે છે. સિરાજદ્દૌલાના સમયમાં હિંદુ-મુસલમાન મધ્યે ધર્મગત જુદાઇ હતી; પરંતુ ક્ષમતાગત, પદગૌરવગત કંઇ પણ જુદાઇ નહોતી. મુસલમાનોનો પહેરવેશ, મુસલમાનોનો શિષ્ટાચાર, મુસલમાનોની પ્રયોજન કરતાં વધુ સૌજન્યશાળી શ્રુતિમધુર, સુમાર્જિત ઉર્દુભાષા અને પદવી બતાવનારી યાવનિક ઉપાધિ મોટાં માન સાથે હિંદુ-મુસલમાન એકી સાથે વ્યવહારમાં લેતા હતા.

દિલ્હીનો બાદશાહ એ નામનોજ બાદશાહ હતો; બંગાળાનો નવાબ એજ બંગાળાનાં ખરેખરાં " મા બાપ " સમાન ગણાતો હતો. નવાબના દરબારમાં હિંદુ-મુસલમાન વચ્ચે કોઇ પણ પ્રકારનું બેસવા, ઉઠવાની અગર સત્તાની જુદાઇ નહોતી. ઉલટું ઘણીખરી બાબતોમાં તો હિંદુઓનું પ્રાધાન્ય થતું જતું હતું. વિલાસલોલુપ મુસલમાન ઉમરાવો ખાવાપીવા અને ટહેલવામાંજ ગુંથાઇ રહેતા હતા; કર્મકુશળ હિંદુ રહેવાશીઓ કોઇ રાજા, કોઇ મંત્રી, કોઇ ખજાનચી, કોઇ સેનાનાયક થઇ બુદ્ધિ બળવડે, શાસન કૌશલ્યવડે, બાહુબળવડે

બંગાળાના ભાગ્યવિધાતા બની બેઠા હવા.

મુસલમાન નવાબ પોતાને બંગાળીના નામથી ઓળખાવતાં શરમાતા નહોતા બંગાળાનેજ તેઓ પોતાનો સ્વદેશ અને બંગાળી જાતિનેજ તેઓ પોતાની જાતિ માનતા. ખજાનાની દોલત બંગાળામાંજ સંઘરાતી; ખર્ચ થતું તે પણ બંગાળીઓ લેવડદેવડ દ્વારા અગર મજૂરી દ્વારા પાછું મેળવતા. **દેશની દોલત દેશમાંજ રહેતી, તે સાત સમુદ્રને તેર નદી પાર થઇ કાયમને માટે દેશ નિકાલ થતી નહિ.**

તે પણ સમય હતો, અને આ પણ સમય છે! આજે તે સમયની સ્મૃતિશેષ થઇ રહેલી વાતોની આલોચના કરવી હોય તો ભૂતકાળના સ્વપ્નરૂપી સમુદ્રને તરી તે કાળનાં વાસ્તવિક રાજ્ય, વાસ્તવિક ચિત્રપટ સામે આવી ઉભું રહેવું પડશે; તે વખતની આંખોવડે, તે વખતના પ્રાણવડે, તે વખતનો ઇતિહાસ શિખવો પડશે. તે ઇતિહાસ કેવળ હતભાગ્ય સિરાજદ્દૌલાના મર્મવેદનાનો ઇતિહાસ નથી; તે આપણા પૂજનીય પિતૃપિતામહનો સુખ દુઃખનો ઇતિહાસ છે.

સિરાજદ્દૌલાના સમયમાં બંગાળા દેશ ૧૩ ચકલા અને ૧૬૬૦ પરગણામાં વહેંચાઇ ગયો હતો.—*પરગણાઓ જમીનદારોના અધિકારમાં હતાં. તેઓ પોતાના બાહુબળવડે પોતપોતાનું રાજ્ય જાળવતા હતા, દુષ્ટનું દમન અને શિષ્ટનું પાલન કરતા હતા, તથા યોગ્ય સમયે નવાબ સરકારનો કર પહોંચતો ત્યાં સુધી તેઓની સ્વાધીનતામાં કોઇ અડચણ નાખવાની ઇચ્છા કરતું નહિ. દરેક ચકલામાં એક હિંદુ અગર મુસલમાન 'ફોજદાર' અર્થાત્ શાસન કર્ત્તા રહેતો; તે યોગ્ય

* Grant's Analysis of Finances of Bengal.

વખતે કર એકઠો કરવામાં જમીનદારોને મદદ કરતો, તે સિવાય અંદરની વ્યવસ્થામાં હાથ નાખતો નહિ. ગંગા, ભાગીરથી, બ્રહ્મપુત્રાદિ નદીઓ બંગાળી લોકોનો વાણિજ્ય ભંડાર લાવતી લઈ જતી હતી. તે પર જીતનારને જીતાયેલને માટે જુદી જુદી જકાત લેવાતી નહિ. મુસલમાન નવાબો કોઇ કોઇ નક્કી કરેલે સમયે સગાંસંબંધીઓ સાથે દરબાર ભરતા, પરંતુ દેશની અંદરના વ્યવસ્થામાં માથું મારવાનો તેમને વખત મળતો નહિ. જગત્શેઠના ઇતિહાસ પ્રસિદ્ધ વિશાળ મકાનમાં બાદશાહના નામના સોના રૂપાના સિક્કા પડતા હતા; પરગણાના અધિપતિ જમીનદારો જગત્ શેઠના ખજાનામાં કરભરી મુક્તિપત્ર મેળવતા; અને કોઇ કોઇ વખતે શિષ્ટાચાર કરવાને બહાને રાજધાનીમાં આવી મુસલમાની અંગરખું અને મોગલાઇ પાઘડી બાંધી, ઘુંટણભર થઈ મુસલમાની રીતરિવાજ મુજબ નવાબના દરબારમાં બેસતા.

દેશમાં અત્યાચાર અગર અન્યાય નહતો એમ તો નહિજ; એટલુંજ નહિ પણ અનેક વખત દેશમાં ભયાનક અરાજકતા ઉત્પન્ન થતી. પરંતુ તે અરાજકતાથી જમીનદાર અને શાહુકારો ગમે તેટલા હેરાન થતા હોય છતાં ખેડુતની ઝુંપડીમાં તેની છાયા પણ પડતી નહિ. ખેડુતો યોગ્ય વખતે હળ ખેડી, જે ઉત્પન્ન થાય તે સંઘરી રાખી, બાળબચ્ચાં સાથે બનતાં સુધી નિરુદ્વેગે વખત ગાળતા હતા. દેશમાં ચોર–લૂટારાઓનો તોટો નહોતો પરંતુ તેની સાથે દેશના લોકોને અસ્ત્રશસ્ત્ર વાપરવાની પણ મનાઈ નહોતી. આબરૂદાર વંશના યુવકો લાઠી, તરવાર ઇત્યાદિ વાપરવામાં હોશિઆર ગણાતા. ચોર–લુટારૂનો ઉપદ્રવ વધી પડતાં, ગામના લોકો રાત્રિજગો કરી, લાઠી ફેરવી, મશાલ સળગાવી, તરવાર વીંઝી, બરછી ફેંકી આત્મરક્ષા

કરતા. ચોર-લૂટારૂમાંથી કોઇ પણ પકડાતાં ગામના લોકોમાંથી પંચ નીમાઈ જરૂર કરતાં વધુ શિક્ષા કરી ટુંકાણમાં પતાવી દેતા.

આ બધી ગડમથલમાં જેમ દુઃખ હતું, તેમ સુખ પણ હતું. આજકાલ ચોર-લૂટારૂનો ઉપદ્રવ વધી પડતાં કોઇ કોઇને મદદ કરવા બહાર પડતું નથી. અસહાય ગૃહસ્થ ઘરમાં પડયો પડયો આર્ત્તનાદ કરતો રહે છે ! લૂટારૂઓ બધું લૂટી, માન-આબરૂ કોડીની કરી, નાચતા કુદતા ધીરે ધીરે બહુ દૂર નીકળી જાય છે, ત્યારે ગૃહસ્થ પંચાયત બોલાવી થાણામાં જઇ પોલિસને ખબર આપી આવે છે. દારોગો કોન્સ્ટેબલ ઇત્યાદિ સદ્‌ગૃહસ્થો વખત મળ્યે એક પછી એક આવતા જાય છે. ગરીબ બિચારો ગૃહસ્થ એક હાથે આંસુ લૂછતો લૂછતો, અને બીજે હાથે તેઓને દક્ષિણા આપવા માટે વ્યાજે ધન લેવા નીકળી પડે છે ! ચોર પકડાઓ કે ન પકડાઓ, પણ સંદેહ પડતાંજ અનેક ગરીબોને દુઃખ સહન કરવું પડે છે. કોઇ કોઇ વખતે જૂઠી ફરિયાદ સબબ ગૃહસ્થને રાજદ્વારે વિલક્ષણ વિડંબણા સહન કરવી પડે છે. તે કાળમાં ન્યાયનું સૂક્ષ્મયંત્ર નહોતું, તેથી કોઇને ન્યાયની વિડંબણા પણ ભોગવવી પડતી નહોતી.

અનેક બાબતમાં અગવડ હતી, તો અનેક બાબતમાં સગવડ પણ હતી. રસ્તા બાંધેલા નહોતા, જલદી મુસાફરી કરવામાં અડચણ આવતી, ધર્માદા ઇસ્પિતાલો નહોતી; પરંતુ લોકો પાસે ધનધાન્ય હતું, તંદુરસ્તી અને બળ હતું; હાય અન્ન ! હાય અન્ન ! કરતાં કરતાં દેશોદેશમાં બટકવાની જરૂર પડતી નહિ. લોકો ઘરમાં બેસી હાથે લખેલાં રામાયણ-મહાભારત વાંચતા, વખત મળતાં પ્રાચીન કવિઓનાં પદો ગાતા, અને પોતપોતાનાં ઘરમાં નિપુણતાપૂર્વક, પ્રસન્નચિત્તે પોતપો-

-તાનાં કાર્યમાં મશગુલ રહેતા.

જરૂરિઆત થોડી હોવાથી દુઃખ પણ થોડું હતું. સભ્યતા-વિરોધી ચીકણાં સુક્ષ્મવસ્ત્રો માટે બધાં તલસતાં નહિ; દેશના જાડા ચોખા અને જાડાં કપડાંથી ઘણા ખરા લોકોના દિવસો ખુશમિજાજમાં જતા હતા. પાઠશાળામાં ગુરુમહારાજ અથવા તેના સોટીના મહિમાંથી શક્તિ મુજબ વિદ્યાભ્યાસ કરી, વખત મળતાં બાળકો ખેતરોમાં નાચવાં, કૂદતાં અને ભટકતાં વનમાં ચરતા ઘોડા પર જીન વગર એકની જગાએ બે ત્રણ બાળકો તેની કેશવાળી પકડી બેસતાં; ચોમાસામાં ભરપૂર નદીઓના પાણીમાં કૂદકા મારતાં, તરતાં; વખત-કવખત ન જોતાં ગૃહસ્થોની ગાયો ચરાવી, બજારમાંથી જોઇતો સામાન ખરીદી, સાંજ પડયે ઘેર આવતાં અને દાદીમાના ખોળામાં બેઠાં બેઠાં પરીઓની વાતો સાંભળતાં સાંભળતાં ઊંઘી જતાં. યુવકો દિવસે સોગઠાં કૂટતા, સાંજરે લાઠી, તરવારના પટ્ટા ખેલતા; અને સંધ્યાકાળ વખતે ફસ્કેટાટ થઇ, અનાવૃત દેહની સુંદરતા વધારવા માટે કાંધપર રંગીન રૂમાલ નાખી, વાળમાં કાંસકી ખોસી, પોપટ, મેના અગર કંઈ ન હોય તો એકાદ પાળેલું બુલબુલ હાથ પર બેસાડી પાન વડે લાલ થયલા હોઠવડે સીટી વગાડતા વગાડતા શેરીઓમાં ફરવા નીકળતા. વૃદ્ધો ઘરનું કામ પૂરૂં કરી, જમ્યાબાદ જરા નિદ્રા લઇ, સાંજરે તમાકુનું સેવન કરવા માટે ચંડિમંડપમાં નદીની રેતીમાં અગર વૃક્ષતળે એકઠા મળતા, દેશની દેશના લોકોની, વિધવા સ્ત્રીઓની ઇત્યાદિ કેટલીય વાતો કરી, સંધ્યાકાળ થયે હરિકિર્તન અથવા પુરાણ સાંભળતા. ભક્તિથી ગદ્દગદ્દ થઇ અશ્રુ ઢાળતા. સમાજની જેઓ લક્ષ્મીરૂપિણી અર્ધાંગિનીઓ હતી, તેઓ દેવતા, બ્રાહ્મણ, અતિથિ અને પોષ્ય-

વર્ગની સેવા કરી, વખતોવખત છોકરાને ધમકાવતી, નથ ડોલાવતી, વાળ છૂટા રાખી, સંધ્યાકાળ વખતે વાતા શીતળ પવનમાં તળાવડીનો ઘાટ પ્રકાશિત કરી બેસતી; ત્યાં કેટલીય વાતો થતી, કેટલીય મશ્કરી થતી–તે સાથે પ્રૌઢાનું સગર્વહસ્ત સંચાલન, નવીનાનું અવગુંઠન જડિત અસ્ફુટ સખિ સંભાષણ અને વૃદ્ધાનાં ભાગ્યાં તૂટ્યાં શિવ મહિમ્નસ્તોત્રની વિકૃતિ–આવૃત્તિ એ સંધ્યાકાળનાં સંમિલનને મધુમય બનાવી મૂકતાં.

તે દિવસો તો ગયા; હવે આપણે સભ્ય થયા છીએ. બાળકો દાંત ફૂટે તે પહેલાં ક, ખ, ઘૂંટતાં પાંચ કલાક સુધી નિશાળનાં કઠણ કાષ્ટાસન પર ઉભાં રહે છે અગર બેસે છે; સાંજરે ખાનગી શિક્ષકની તીવ્ર તાડના સહન કરી ખાધા વિના ઉંઘી જાય છે; યુવાનો હા અન્ન ! હા અન્ન ! કરતા ચાકરીની આશામાં, ઉમેદવારીની આશામાં કોઇ વખત ફક્ત એકાદ પ્રશંસાપત્ર મેળવવાની આશામાં, દેશોદેશ ભટકતા ફરે છે, અને નાની ઉમરમાં ભણતરથી દુર્બળ બની ગયેલો દેહ વૃદ્ધત્વ પામે છે; વૃદ્ધો અનાવશ્યક ઉત્સાહથી જૂના કાળના જીર્ણ ખૂંટાની સાથે ઉડ્ડીયમાન જાતીય જીવનને બાંધી રાખવા માટે શેરીએ શેરીએ ટોળાબંધ થઇ, લડી ઝઘડી ક્ષુધાવૃદ્ધિ કરે છે; અને સમાજની લક્ષ્મી–અદ્ધાંગિનીઓ અર્ધ અવગુંઠન રાખી દેશોદેશ સ્વામી કે પુત્રની સાથે ભટકે છે, અને જરૂર વિના વૈદ, દાક્તરો તથા સોનીનાં દેવામાં સપડાય છે. આ બધાંને જો આધુનિક કાળનાં સુખનાં ચિત્રો માની ગર્વ કરી શકીએ, તો પછી તે વખતે દેશના લોકોમાં સુખશાન્તિનો અભાવ હતો એમ કહી ઉપહાસ કરવો એ આપણને શોભતું નથી.

---



પ્રકરણ ૨ જું

## બાલ્ય-લીલા

રોમન સભ્યતાનો નાશ થયા બાદ યુરોપખંડ અંધકાર દ્વારા છવાઇ ગયો હતો. શિલ્પ, વિજ્ઞાન ઇત્યાદિના અભાવથી, શિક્ષાદીક્ષાની દુર્દશાથી યુરોપીઅનો એક રીતે જોતાં અસભ્ય બર્બર થઇ ગયા હતા. મધ્યયુગ પૂરો થતાં યુરોપનો સૌભાગ્ય સૂર્ય ઉગ્યો, કેળવણીની જ્યોતથી ચારે દિશા ઉજ્જવળ બની ગઈ, ઉત્સાહ અને મહત્વાકાંક્ષાની તીવ્ર તાડનાથી ધનરત્નની શોધ માટે લોકો દેશોદેશ ભટકવા લાગ્યા, જૂનાં ગ્રીક અને રોમન ગ્રંથોના જીર્ણ થઇ ગયેલાં, કીડાથી ખવાઇ ગયેલાં એકાદ બે પાનાં જ્યાંથી મળ્યાં ત્યાંથી સંઘરી લોકો આગ્રહપૂર્વક તેનું અધ્યયન કરવા લાગ્યાં. આ પ્રમાણે કાલક્રમે ભારતવર્ષનું નામ યુરોપખંડમાં પ્રચાર પામ્યું. તે વખતે "સુવર્ણનીખાણ"ના નામથી ભારતવર્ષ પ્રખ્યાત થયું હતું; વેપારી યુરોપખંડવાસી એ સુવર્ણની ખાણ કબજે કરવાની આશાથી જુદા જુદા રસ્તા ખોળી ભરતખંડમાં આવવાનો પ્રયત્ન કરવા લાગ્યા, અને છેવટે તેમને એ માર્ગ મળ્યો પણ ખરો. યુરોપવાસીઓનાં ટોળેટોળાં ભરતખંડની ભૂમિપર ઉતરવા લાગ્યાં; પરંતુ એ સુવર્ણનીખાણ કબજે કરવાનું કામ તો અઘરૂં લાગ્યું, એટલે એ ખાણની દોલત હસ્તગત કરવાની આશાથી સમગ્રદેશમાં વેપા-

રની કોઠીઓ સ્થાપી, માલ ગોઠવી કામ આરંભ્યું* તેઓના માલમાં શું હતું ? કાચની પુતળીઓ. આ દેશના લોકો એથી લોભાયા નહિ. અંગ્રેજ વેપારીઓ ગામેગામ એ માલ લઇ "બહુત અચ્છામાલ હય" ના પોકારો કરતા બરાડા પાડવા લાગ્યા; કૌતુક જોવાને માટે લોકો ટોળે મળવા લાગ્યા; કોઇ માલ નીચે ઉતારવાનું કહેતું, પણ કોઇએ સોદો તો નજ કર્યો !× સોદાગરોએ છેવટે અમુક સ્થળોએ વખારો સ્થાપી આ દેશનો કપાસ અને વસ્ત્રો વિલાયતમાં મોકલવાની પેરવી કરી. વેપાર જામ્યો, દેશના લોકો સાથે થોડો ઘણો સંબંધ પણ બંધાયો.

મુસલમાન નવાબને વિદેશી વેપારીઓની ચઢતી જોઇ આનંદ ન થયો. અંગ્રેજોએ કલકત્તા, ગોવિંદપુર અને સુતાનટી નામના ત્રણ ગામમાં નાનો સરખો કિલ્લો અને વખારો સ્થાપી હતી; દિલ્હીના નામના બાદશાહનું "ફરમાન" બતાવી જળ અને સ્થળના રસ્તાઓ વાટે વિના જકાતે વેપાર શરૂ કર્યો હતો, અને બીજાં પણ ૩૮ ગામો ખરીદવા માટેનું મંજૂરીપત્ર મેળવ્યું હતું.+ નવાબ મુર્શિદકુલીખાંએ જમીનદારોને દબાવ્યા, કોઇએ અંગ્રેજોને સોયની અણી જેટલી

* The people of Hindustan were not timid savages capable of being robbed or swindled by whoever chose to try; they were a great and intelligent race, acquainted with commerce and art "—Torren's Empire in Asia, P. 10.

× Dow's Hindoostan.

+ The Emperor Ferrokhsere's Phirmaund for Bengal, Bahar and Orissa. A. D. 1717.

જમીન આપવાનું સાહસ ન કર્યું;† આથી અંગ્રેજો દેશમાં વેપારને બહાને ભટકવા લાગ્યા.

દિલ્હીના બાદશાહનું બાહુબળ ધીમે ધીમે ઓછું થતું જતું હતું. અયોધ્યા અને દક્ષિણમાંનાં સ્વાધીન મુસલમાન રાજ્યો સબળ થતાં જતાં હતાં. શિવાજીને પગલે ચાલી મરેઠાઓ હિંદુ સામ્રાજ્ય ફેલાવતા હતા; દેખાદેખીથી બંગાળાના નવાબોએ પણ બાદશાહને ખંડણી આપવી બંધ કરી હતી. બંગાળા ખરી રીતે સ્વાધીન દેશ હતો, કેવળ કાગળ પત્રમાં દિલ્હીને તાબે હોય એમ જણાતું હતું.

એ સમયે સફરરાજખાં બંગાળાનો નવાબ હતો. તે થોડા રોજમાં લોકોને અપ્રિય થઈ પડયો. ઇંદ્રિયલાલસા તેના કાળરૂપ થઈ! તેણે મોહવશ થઈ એક દિવસ જગત્ શેઠની પુત્રવધૂને પકડી મંગાવી. દેશના લોકો કંપી ઉઠયા, § રાજા અને જમીનદારોએ મળી શરફરાજને યોગ્ય સજા કરવાનો વિચાર કર્યો.

તે વખતના જમીનદારોમાં શક્તિ હતી, માન આબરૂ હતાં, દિલ્હીના દરબારમાં લાગવગ હતી. તેઓમાંના દશેક એકસંપી કરી બાદશાહને મનાવતા તો પોતાની ઇચ્છા મુજબ નવાબને પણ પદભ્રષ્ટ કરી શકતા. એટલુંજ નહિ પણ પોતાને ગમતા માણસને નવાબ પણ

† Stewart's History of Bengal.

§ Orme's Indostan vol. 11. 30. Hinter's Statistical Accounts of Bengal Moorshidabad. શેઠના વંશમાં આ બાબત જુદી જાતની દંતકથા સંભળાય છે. તેઓ સરફરાજખાંના અધઃપતનનું બીજું કારણ બતાવે છે. પરંતુ તે શેઠ વંશને અપ્રિય થઇ સિંહાસનચ્યુત થયો હતો, તેમાં કશો મતભેદ જોવામાં આવતો નથી.

બનાવી શકતા. સરફરાજના જુલમથી કંટાળી તેઓએ આ ઉપાય હાથમાં લીધો; થોડારોજમાં બાદશાહની અનુમતિ આવી.

સરફરાજના પિતા સુજાખાંના વખતમા હાજિ અહમદ અને આલીવર્દીખાં નામના બે સુશિક્ષિત પ્રતિભાસંપન્ન મુસલમાનો અગ્રેસર ગણાતા હતા. તેઓ સુજાખાંના જમણા હાથ સમાન ગણાતા હતા. પ્રથમ મુર્શિદાબાદના મંત્ર ભવનમાં અને પછી ઓરિસ્સા અને પટનામાં તેઓ મુખ્ય સુબા તરીકે નીમાયા. અલ્લીવર્દીખાં પટણાના નવાબના નામથી ઓળખાતો હતો. લોકો તેને સિંહાસનપર બેસાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. સરફરાજને એ વાતની બાતમી મળી. તે પટના તરફ ચાલ્યો, અલ્લીવર્દી પણ બાદશાહનું 'ફરમાન' મેળવી મુર્શિદાબાદ તરફ ચાલ્યો. રસ્તામાં ઘેરિઆના મેદાનમાં બંને વચ્ચે યુદ્ધ થયું. સરફરાજ માર્યો ગયો; અલ્લીવર્દી સિંહાસનપર બેઠો.

અલ્લીવર્દી હિંદુ અને મુસલમાન બંનેને પ્રિય હતો. તે શુદ્ધ, શાંત, ઉત્સાહી, ન્યાયી અને ધર્મભીરૂ નરપતિ તરીકે પ્રખ્યાત છે. તેને હિંદુપર ખાસ શ્રદ્ધા હતી; લોકો કહેતા કે તે જ્યારે પટણાનો નવાબ હતો, ત્યારે એક હિન્દુ સાધુપુરુષે તેને સિંહાસન મળશે એવું ભવિષ્ય ભાખ્યું હતું. મૂળ વાત ગમે તે હો, અલ્લીવર્દી, બાપુદેવ-શાસ્ત્રી અને તેના શિષ્ય નંદકુમાર પર ખાસ ભાવ રાખતો હતો. એ જનશ્રુતિ અત્યારે પણ સંભળાય છે *

અલ્લીવર્દીને ત્રણ દીકરીઓ હતી, એકપણ દીકરો નહોતો.× તેણે

* મહારાજા નંદકુમાર—શ્રી ચંડિચરણ સેન પ્રણીત.

× ઇતિહાસ-વિમુખ બંગ દેશમાં થોડા રોજ થયાં નવાબ અલ્લી-વર્દીખાંને કેટલી કન્યા હતી, એ બાબતમાં વિવાદ ઉત્પન્ન થયો છે.

પોતાના ભાઈ હાજિ અહમદના ત્રણ દીકરા નવાજેસ મહંમદ, સૈયદ અહમદ અને જયનુદ્દીનની સાથે પોતાની ત્રણ દીકરીઓને પરણાવી હતી; અને સિંહાસન મળ્યાબાદ યોગ્ય સમયે ત્રણ જમાઈઓને ત્રણ પ્રદેશોના સુબા બનાવ્યા હતા. તે મુજબ જયનુદ્દીન પટણામાં સૈયદ અહમદ પૂર્ણિયામાં અને નવાજેસ મહંમદ ઢાકામાં રહી નવાબી ભોગવતા હતા.

અલીવર્દીને જે સમયે પટણાની સુબાગીરી મળી, તે શુભ સમયે તેની દીકરી અમિના બેગમને પુત્ર પ્રસવ્યો. અલીવર્દીએ એ શુભ-દિવસના આનંદ કોલાહલમાં એ તરત જન્મેલાં બાળકને પોતાના

મુર્શિદાબાદનો ઇતિહાસ લખવા માટે હકીકત સંઘરતી વખતે બહરમપુર કૉલેજના શિક્ષક શ્રીયુત કાલીપ્રસન્ન બંદોપાધ્યાય જે જાણી શક્યા છે, તે પરથી જણાવે છે કે ઘસેટિ અને અમિના બેગમ નામે અલીવર્દીખાંને માત્ર એજ દીકરીઓ હતી. ઇતિહાસ લેખક ઓર્મ કહે છે કે "ના, નવાબ અલીવર્દીખાંને ફક્ત એકજ કન્યા હતી." મુતાક્ષરીન લેખક સૈયદ ગુલામહુસેન અલીવર્દીખાંનો સગો અને સમકાલીન હતો; તેણે ત્રણ કન્યાની વાત લખી છે અને તે મુજબ મિલ સાહેબે પણ ત્રણ કન્યાનો ઉલ્લેખ કરી ટીકામાં જણાવ્યું છે કેઃ-

Orme, ii. 34, Says that Aliverdi had only one daughter, the author of the Seer Mutakherin, who was his near relation, says he had three, i, 304—Mill's History of British India, Vol. III બંદોપાધ્યાયે "નવાબી અમલના બંગાળાના ઇતિહાસમા અલીવર્દીને ત્રણ કન્યા હતી, એ સ્વીકાર્યું છે.

પોષ્યપુત્ર તરીકે સ્વીકારી લીધો. આજે જે બાળક હોય છે, તે કાલ યુવાન બની જાય છે; આજ સુતિકાગૃહમાં ધાવનો ખોળો જેની ક્રીડાભૂમિ છે, તેને માટે વખત જતાં આખી પૃથ્વી પણ ન્હાની થઇ પડે છે! આજે જે અલીવર્દીના સ્નેહનું પુતળું છે, તે આગળ જતાં બંગાળા, બિહારના અને ઓરિસ્સાના નવાબ સિરાજદ્દોલાના નામથી જગતમાં પ્રખ્યાત થઇ જશે, તે કોણ જાણતું હતું ?

બાળપણ એ ભારે આનંદનો વખત છે; પરંતુ બાળપણ એ ભવિષ્યમાં આવી પડનારાં અનેક દુઃખોનું મૂળ પણ છે. જેવી સોબત, જેવી કેળવણી, તેવું ભવિષ્યનું જીવન. બાળપણની અસર કદી પણ જતી નથી. તેથીજ માનવચરિત્ર સમજવું હોય, તેને બાળપણની પરીક્ષા કરવી પડે છે; અમે પણ બાળક સિરાજદ્દોલાનાં બાળપણની તપાસ કરીશું.

સિરાજદ્દોલા માતામહને અતિશય વહાલો હતો. વળી માતામહ તે કોણ? બંગાળા, બિહાર અને ઓરિસ્સાનો પ્રતાપી નવાબ; આથી બાળ સિરાજની બધી માગણીઓ તરત પૂરી પાડવામાં આવતી. પછી તે ગમે તેવી સખત હોય તોપણ શું થયું. સિરાજપર કોઇ સખ્તાઇ કરી શકતું નહિ; સંયમ રાખવાની કળા કોઇ શીખવતું નહિ, કેવળ માગણીઓ પૂરી પાડવામાં આવતી; તેથી માગણીઓ દહાડે દહાડે વધતી ગઇ. માગણી પૂરી કરી બાળકના મુખપર આનંદનો ઉલ્લાસ જોવાનું ક્યાં માતામહને ન ગમે? તેમાં વળી નવાબ અલીવર્દીખાંને સંતાન નહતું, એટલે કહેવુંજ શું.

બાળકની માગણી હાસ્યાસ્પદ હોય છે. તે કોઇ વખતે હાથી, કોઇ વખતે ઘોડો તો કોઈ વખતે આકાશમાંનો ચંદ્ર માગે છે!

ગરીબ લોકો શું કરે? માટીનાં રમકડાં આપી તેનું મન રીઝવે, "આવ ચંદ્ર આવ" કહી આકાશમાંના ચંદ્રને બોલાવે. શક્તિવાન માણસ ખરેખરા હાથી ઘોડા અપાવે, ચંદ્રને પકડવા માટે લશ્કર મોકલવાની આજ્ઞા કરે; બાળક ભવિષ્યમાં ચંદ્ર મેળવાનો છે, એ આશાથી શાંત થાય. આ બધી બાબતો તુચ્છ લાગે છે. છતાં એ તુચ્છ જણાતી બાબતોમાંથીજ બાળકને એક પ્રબળ કુશિક્ષા મળે છે, અને પ્રયોજનીય સુશિક્ષાના દ્વાર બંધ થાય છે. તે ઇચ્છા દબાવતાં શીખતું નથી; ઇચ્છા થતાંજ વાંછિત વસ્તુ હાથમાં ન આવી પડતાં ધીરજ રાખી શકતું નથી. માતામહના વહાલા સિરાજનાં સ્વચ્છ હૃદયમાં આ રીતે અનેક કુશિક્ષાના બીજ રોપાવાં શરૂ થયાં. બાળક સિરાજ ઇચ્છાને વશ રાખવાની કેળવણીથી દૂર રહ્યો; બાળપણથીજ મનોવૃત્તિનો વેગ દુર્દમનીય થઇ ઉઠ્યો.

આ બાળક એક દિવસે, બંગાળા, બિહાર અને ઓરિસ્સાનાં 'મસનદ' પર બેસશે, તે વાત લોકોથી અજાણી ન રહી. દાસદાસી અને આત્મીય-બંધુઓના શિષ્ટાચાર તથા વાતચીત પરથી બાળક સિરાજ સમજી ગયો કે હું પણ નાનો નવાબ છું! બાળપણનાંજ વિલાસનાં બીજ વવાયાં; હજુરિઆઓ તનતોડ મહેનતે તેને અંકુરિત અને પુષ્પાંકુરે સુશોભિત કરવા લાગ્યા.

રાજમહેલમાં જે આવજા કરે છે, તેઓ તદન સ્વાર્થશૂન્ય હોતા નથી. કોઇ પારકે પૈસે પરમાનંદ કરવાની આશાથી, કોઇ બીજાનાં પર બધા દોષ નાખી પોતે નિર્દોષ ઠરવાની આશાથી રાજકુમારનો સહવાસ શોધે છે. અલીવર્દીખાંનું ધાર્મિક જીવન આ વર્ગના લોકોને ચક્ષુઃશૂળ રૂપ થઇ પડયું હતું. અલીવર્દી કર્તવ્યપરાયણ હતો;-કર્ત્તવ્ય પાલનમાં ધર્મ છે, પુણ્ય છે, યશ ગૌરવ છે; પરંતુ

હંમેશાં નક્કી કરેલાં કર્ત્તવ્યો બજાવવામાં વિલાસ ક્યાં છે? નવાબ થયાં છતાં જો એક માત્ર બેગમ અને રાજ્યની ચિંતામાંજ તૃપ્તિ ભોગવવી હતી, તો પછી અલ્લીવર્દી નવાબ થયો શામાટે? અલ્લાવર્દીનું કુત્તજીવન જેઓને આ બધાં કારણોથી તદ્દન હાસ્યકારક લાગતું હતું, તેઓ પોતાની ઈચ્છા મુજબ જવાબ ઘડવાની આશાથી ઇરાદાપૂર્વક સિરાજના હિતાકાંક્ષી તરીકે તેની સાથે જોડાવા લાગ્યા.

વૃદ્ધ ઉમરના ઘણા ગુણો છે: પરંતુ એક મોટો દોષ એ હોય છે કે વૃદ્ધ બહુજ માયાળુ હોય છે; એ માયાળુપણું કેવળ અંધતાનું બીજું રૂપ હોય છે. સ્નેહપરાયણ બુઢ્ઢોસ્વામી બીજીવારની તરુણી ભાર્યાનો મિજાજ તદ્દન બગાડી નાખે છે; કાઇ આંખમાં આંગળી નાખી બતાવી આપે તો પણ તે સ્મિત હાસ્ય કરી બધું ઉડાવી દેછે; પરિણામે વખત જતાં એ સ્વહસ્તે રોપેલ વિષવૃક્ષ પર સુમાંગળ તો નથીજ ફળતાં! વૃદ્ધ માતામહ દીકરીનાં બાળકોની અયોગ્ય માગણીઓ પૂરી કરી તેનું ભવિષ્ય બગાડે છે; કોઈ એ વાત તેને સમજાવે છે તો કહે છે, "અરે! એ બિચારાં બાળકો છે, અત્યારે શું તેની ઇચ્છાઓ દબાવવાનો વખત છે." એમ કહી વાત જતી કરે છે; વૃદ્ધ માતામહ પાસે દીકરીનાં બાળકો "બિચારાં નાનાં છોકરાં રહી જાય છે, તેનાપર દબાણ કરવાનો વખત આવતોજ નથી. અલ્લીવર્દીખાંની વૃદ્ધ ઉમરની અસંગત સ્નેહપ્રવણતામાં સિરાજની ઇચ્છાઓ પર સંયમ રખાવવાનો સમય આવ્યોજ નહિ.

બાળપણ ગયું, કિશોરાવસ્થા આવી; કિશોરાવસ્થા પણ ગઇ, યૌવન આવ્યું; કેવળ ઇંદ્રિય દમન કરવાનો સમય નજ આવ્યો. સિરાજ ધીરે ધીરે કુક્રિયાસક્ત યુવકોનાં ટોળાંમાં મળી તેનો સરદાર બનવા લાગ્યો.



## પ્રકરણ ૩ જું

### પ્રમોદશાળા.

અંગ્રેજ ઇતિહાસ લેખકો સિરાજદ્દોલ્લાને કુક્રિયાસક્ત તરુણ યુવક માની અટક્યા નથી; તેઓ તેને બુદ્ધિવગરના પશુ તરીકે સાબીત કરવા કાગળ કલમનો વ્યય કરતાં અચકાયા નથી. સિરાજે અમાનુષિક અત્યાચારો કરી બંગાળીઓનાં હૃદયોને ભગ્ન કરી નાખ્યાં હતાં, એવો સાધારણ રીતે લોકોમાં વિશ્વાસ બેસી ગયો છે, એ વિશ્વાસની સ્મૃતિ હજુ પણ વિલુપ્ત થઇ નથી. તેથી આપણે સિરાજનું નામ સાંભળતાં અત્યારે પણ ભયથી કંપી રહીએ છીએ. આ બીજ સત્યની સાથે પુષ્કળ જુઠા અપવાદો ભેળવી અનેક લોકો સિરાજનો ઇતિહાસ અને કવિતા લખી ગયા છે. છતાં તેમાં ખરૂં શું છે તેનો નિર્ણય કરવાનો આપણે પ્રયત્ન કરતા નથી.

સિરાજદ્દોમાં બુદ્ધિ નહોતી, એ ખરૂં નથી; એટલુંજ નહિ પણ તેનામાં એટલી બધી બુદ્ધિ હતી કે બુદ્ધિમાન અંગ્રેજ વેપારીઓને પણ તેની આગળ પરાજય સ્વીકારવો પડયો હતો. પરંતુ એ બુદ્ધિ કેવળ દુષ્ટતાથી દુષિત હતી! વનકેસરી જેમ અતિ ચુપચુપપણે, ધીરે ધીરે શિકારની પાછળ પડી સમય અને સુયોગ મળતાં એક કુ-

દકે તેનાપર કુદી પડી, તેનું લોહી પીએ છે, તેમ સિરાજે પણ એ શાર્દુલવૃત્તિનો અભ્યાસ કર્યો હતો. તેનો કાર્યકલાપ એટલો તો સરલ હતો, વાતચીત એટલી તો બાલકોચિત હતી અને આચાર વ્યવહાર એટલો તો સંદેહ શૂન્ય જણાતો હતો કે નવાબ અલ્લીવર્દી તેનો ખરો ઉદ્દેશ કદી પણ કળી શકતો નહિ.

અલ્લીવર્દીખાંના ધાર્મિક જીવનના પ્રભાવથી મુર્શિદાબાદનો રાજપ્રાસાદ પવિત્ર તપોવન સમાન બની ગયો હતો; મસ્જિદે મસ્જિદમાં યોગ્ય સમયે નમાજ થતી, દ્વારેદ્વાર ગરીબોને અન્નવસ્ત્ર અપાતાં, ન્યાય અને ધર્માનુસારે અદાલતનું કાર્ય થતું, વખત મળતો ત્યારે વિદ્વાન મૌલવીઓ શાસ્ત્રનું વિવેચન કરી ચિત્ત ખુશ કરતા, *વેસ્યાઓ સિંહદ્વાર ઓળંગી શકતી નહોતી, નાચરંગને રાજકાર્યમાં કલંક કાલિમા લગાવવાનો અવસર મળતો નહિ. આવી દશામાં વૃદ્ધના તો દિવસ વીતે પણ યુવક સિરાજના દિવસો કેવી રીતે જાય? માતામહનો સહવાસ પ્રથમ તો જરા અગવડભર્યો લાગ્યો પણ પછી અસહ્ય બનતો ગયો! સિરાજ એ સહવાસમાં કેદીના માફક તરફડિયાં મારવા લાગ્યો; છેવટે બુદ્ધિબળવડે એ સહવાસમાંથી છૂટવાનો એક ઉપાય શોધી કાઢ્યો.

અલ્લીવર્દી સિરાજનું ચરિત્ર બરાબર જાણી શક્યો હશે કે નહિ તે અમે જાણતા નથી; પરંતુ ચતુર સિરાજદ્દૌલાએ અલ્લીવર્દીનાં ચરિત્રનો બરાબર અભ્યાસ કર્યો હતો. તે જાણતો હતો કે યુક્તિ પુરઃસર કોઈ પણ માગણી કરતાં મારા માતામહ કદી ના પાડવાના નથી. તેથી સિરાજે એક નવીન મહેલ બંધાવવા માટે માગણી કરી. " એક

* Stewart's History of Bengal.

ફાડીતૂટી કામળીવડે દશ ફકીરો એકી સાથે કામ ચલાવી વરસોનાં વરસો વીતાવી શકે, પરંતુ એકજ જૂના મહેલમાં જૂનો અને નવો રાજા એકી સાથે વાસ કરે તો તેઓની આબરૂ લોકોમાં ઉપહાસનો વિષય થઇ પડે ! ” આ વાત એટલી તો સરલ હતી, એટલી તો યુક્તિ પુરઃસર હતી, એટલી તો સ્વાભાવિક જણાતી હતી કે વૃદ્ધ નવાબથી આનાકાની કરી શકાઈ નહિ તરતજ તેણે દૌહિત્રને માટે એક નવીન મહેલ બનાવવાની આજ્ઞા આપી; આ વાતમાં સિરાજની ગુપ્ત પાપલિપ્સા છુપાયલી હશે*, એ વાત અલ્લીવર્દીના પ્રવીણ મસ્તકમાં પ્રવેશ કરી શકી નહિ.

રાજધાનીની પાસે ભાગીરથીના પશ્ચિમ કિનારા પર હીરાઝિલ× આવેલ છે. તે સ્થળે સિરાજને માટે પ્રમોદભવન બંધાવા લાગ્યું. ગૌડના ઇતિહાસ પ્રસિદ્ધ બાદશાહે યત્નપૂર્વક સંચિત કરી રાખેલ કોતરણીવાળા મૂલ્યવાન પત્થરોવડે પ્રમોદભવન શોભાવા લાગ્યું: એ હીરાઝિલ પણ નથી, તે રાજમહેલ પણ નથી;–મહાપાપની સળગતી આગમાં બળી જઇ તેના રાખ પણ ભાથીરથીના પ્રવાહમાં તણાઇ ગઈ છે ! હીરાઝિલના પ્રમોદભવનમાં સિરાજનું સિંહાસન સ્થાપ્યું હતું; હીરાઝિલના પ્રમોદભવનમાં જ વિશ્વાસઘાતક મીરજાફર ક્લાઇવ સાહેબનો હાથ પકડી સિંહાસન પર ચઢયો હતો ! અહીંજ મુસલમાની ગૌરવ અસ્ત થયું હતું, અંગ્રેજોનું ગૌરવ ઉદય પામ્યું હતું;

---

* હીરાઝિલનું સ્થાન મુકરર કરવા જતાં પાદરી લં, હંટર અને બીજા અનેક ઇતિહાસકારો ગોલમાલ કરી ગયા છે. હીરાઝિલ-માંજ સિરાજની પ્રમોદશાળા અને વખત જતાં સિંહાસન સ્થપાયું હતું, તેમાં કશો સંદેહ નથી. હીરાઝિલ ભાગીરથીને ડાબે કિનારે હતો; મેજર રેનેલ તેનું સ્થળ બતાવી ગએલ છે.

પરંતુ એ સ્થાન તો અત્યારે લોકોની આંખોથી દૂર થયું છે.

હીરાઝિલનું પ્રમોદભવન પૂરૂં થયા બાદ સિરાજદ્દૌલાએ પોતાના સહચરો સાથે વિલાસ સાગરમાં ઝોકાવ્યું. ઓરડે ઓરડે, કુંજેકુંજે, ઝિલનાં શાંત શીતળ સ્વચ્છ પાણીપર અને કિનારા પરનાં વૃક્ષો નીચે-સર્વત્ર વિલાસનું અટ્ટહાસ્ય સંભળાવા લાગ્યું. માતામહના જૂના મહેલમાં જે શક્તિ ગુફામાં બંધાએલી નિર્ઝરિણીની માફક ધીરેધીરે છુપી રીતે વહેવી હતી, તે હીરાઝિલમાં આવી સમતલ ક્ષેત્રવાહિની કલનાદિની તરંગ માલિનીની માફક કાલ સમુદ્ર તરફ દોડવા લાગી; તેની ગતિ કોણ અટકાવે ? માતામહે સ્વાધીનતા આપી હતી, સ્વહસ્તે પ્રમોદશાલા બાંધી હતી, જરૂર મુજબ ખરચ બાંધી આપી ભોગ-વિલાસનો માર્ગ ખુલ્લો કરી દીધો હતો; માટે દૌહિત્રનો વિલાસ-સ્રોત દહાડે દહાડે પ્રબળવેગે દોડતો ગયો ! હાય, સિરાજદ્દૌલા ! આ વિલાસ સ્રોતમાંજ એક દિવસ તારૂં ધન, માન, જીવન અને સિંહાસન પણ ડુબી જશે, તે તું જો અગાઉથી જાણતો હોત તો તારૂં જીવન હીરાઝિલના વર્ત્તમાન ઇતિહાસને આટલો બધો વિષાદ-પૂર્ણ બનવા દેત નહિ.

દરરોજ નવા નવા દોસ્તો મળવા લાગ્યા, દરરોજ નવાનવાં પાપો થવા લાગ્યાં ! છેવટે સિરાજદ્દૌલાને જણાયું કે નવાબે આપેલ ખરચવડે મારી ઇચ્છા મુજબ કરી શકાશે નહિ. સિરાજ અર્થ સંગ્રહ કરવા માટે ઉપાય ખોળવા લાગ્યો. માતામહને મંત્રીવર્ગ સાથે હિરાઝિલના નવીન મહેલમાં પધારવા નિમંત્રણ મોકલવામાં આવ્યું;-અલ્લીવર્દી આનંદ સાગરમાં ડુબી ગયો.

એ વખતે મુર્શિદાબાદના દરબારમાં અનેક રાજા મહારાજા હાજર રહેતા; અલ્લીવર્દી એ બધાને સાથે લઇ ધામધૂમ સાથે હીરા-

ઝિલમાં આવ્યો. સિરાજે ખુબ આદર સત્કાર કર્યો, કોઇ લતાનિકુંજમાં, કોઇ શીતળ શીલાખંડપર, કોઇ પગથીઓની હારોપર બેસી વિશ્રામ લેવા લાગ્યા, બધા મહેલની કારીગરી, જૂનાં કામ સાથે નવાં કામની સરખામણી, તથા પરસ્પર મશ્કરી કરતા કરતા નવાબની રાહ જોવા લાગ્યા. નવાબ એકલો મહેલ જોવા ગયો હતો; મહેલ જોઇ આવ્યાબાદ એક વિશાલ ઓરડામાં દરબાર ભરવાનો હતો. પરંતુ વાર બહુ લાગી. બધા અધીરા બની ગયા. નવાબનો પત્તોજ ન મળે. બધા વિચારવા લાગ્યા, નવાબ ક્યાં, શું હજુ સુધી મહેલ જોવાઈ રહ્યો નહિ હોય ? એક બીજા એક બીજાની આંખોવડે ઇસારા કરી આ બધી શંકાનું નિવારણ કરવા લાગ્યા.

આ તરફ સિરાજદ્દૌલાએ નવાબને મહેલ બતાવતાં બતાવતાં એક ઓરડામાં બંદી કરી દીધો. વૃદ્ધ માતામહ જેમ જેમ એક બારણેથી બીજે બારણે જઇ બહાર નીકળવાનો આગ્રહ બતાવવા લાગ્યા, તેમ તેમ દૌહિત્ર બહાર ઉભો ઉભો ખડખડાટ હસતો હસતો તાલીઓ પાડવા લાગ્યો. થોડીવાર તો આ રમતથી નવાબને આનંદ થયો; પરંતુ જ્યારે એક પણ બારણું ઉઘડયું નહિ, ત્યારે બહાર નીકળવા માટે બારણા ખોલવા સિરાજને વિનવવા લાગ્યો. સિરાજે કહ્યું આપ બાલકબુદ્ધિ પાસે પરાજિત થયા છો, માટે યોગ્ય દંડ નહિ આપો તો છૂટશો નહિ ! નવાબે ઘણું સમજાવ્યું, પુષ્કળ દોલત આપવાનું સ્વીકાર્યું, પરંતુ ચતુર સિરાજ વખત ઓળખી કહેવા લાગ્યો—યુદ્ધશાસ્ત્રમાં રોકડા પૈસાથીજ બંદીને મુક્ત કરવાનું લખ્યું છે, રાજા બાદશાહનાં મોઢાના વચનોમાં શો વિશ્વાસ? નવાબ નિરુપાય થઇ સાથે આવેલા રાજા મહારાજા યાદ લાવી કહેવા લાગ્યો કે આ વાત બહાર જશે તો આપણી મશ્કરી થશે. સિરાજને વધુ સગવડ મળી, તે

બોલ્યો, "વૃદ્ધ નવાબના ધોળાવાળ રાજા મહારાજા પાસે જો મૂલ્યવાન હોય તો તેઓજ શામાટે પૈસા આપી નવાબનું બંધન તોડતા નથી?" *

નવાબ હાર્યો; રાજામહારાજાઓ આ સમાચાર સાંભળી ચિંતાતુર થયા. તેઓ સિરાજને ઓળખતા હતા; તેઓ જાણતા હતા કે સિરાજ જે ધારતો તે કરતોજ. તેથી તેઓએ પોતાની સાથે જે કંઇ હતું તે એકઠું કરી લગભગ પાંચ લાખ રૂપીઆ સિરાજને આપી નવાબને મુક્ત કર્યો + સિરાજે આમ બાળખેલ કરી પોતાનું કામ કાઢી લીધું, આથી નવાબ ગુસ્સે તો નજ થયો પણ ઉલટો સિરાજની બુદ્ધિ જોઇ ખુશ થઇ રાજધાનીમાં આવ્યો.

સિરાજના બુદ્ધિકૌશલ સાથે પૈસો મળ્યો કે તરતજ નવીન નવીન આનંદ થવા લાગ્યા. એ આનંદ–ઉત્સવોમાં નાચ, મદિરા અને નારીઓનું પ્રાધાન્ય જામવા લાગ્યું. છેવટે ગૃહસ્થની સુંદર સ્ત્રીઓનું

---

* Grant's Analysis of Finances of Bengal.

× આ પ્રસંગે સિરાજદ્દૌલાને ૫,૦૧,૪૯૭ રૂ મળ્યા હતા. વખત જતાં એજ રકમ "નજરાણા મનસુરગંજ" ના નામથી વાર્ષિક ખાસ જમા રકમમાં ફેરવાઇ જઇ તેની સ્વોપાર્જિત મિલ્કત ગણાઇ હતી. અંગ્રેજી દફતરના સિરસ્તેદાર ગ્રાન્ટ સાહેબે કરસંબંધીનાં પુસ્તકમાં આ વાતનો ઉલ્લેખ કરી કહ્યું છે કે નવાબે દૌહિત્ર સાથે આગળથી સંતલસ કરીને ખાસ રકમ મેળવવા માટેજ આ તરકટ કર્યું હતું. પરંતુ એ ગ્રાન્ટ સાહેબનું અનુમાન માત્ર છે. તે બાબત કંઇપણ ઐતિહાસિક પ્રમાણ મળતું નથી.

અવગુંઠનભેદી સિરાજના અનુચરોની સૂક્ષ્મ દૃષ્ટિ રમણ કરવા લાગી! પૈસાવડે, છળકપટવડે અગર ગમે તેવો લોભ બતાવી અનેક ગૃહસ્થ કન્યાઓનું સર્વસ્વધન લૂટાયું! બંગાળીઓ જેને માટે સિરાજદૌલાનું નામ સાંભળતાંજ કંપી ઉઠે છે તે મહાપાપ તે આજ; આ મહાપાપની વાત રોજ રોજ ચારે તરફ પ્રસરવા લાગી. પરંતુ મરાઠાના દંગાઓને લીધે દરરોજનાં યુદ્ધમાં ફસાઈ પડવાથી વૃદ્ધ નવાબ આ બાબત કંઇ કરી શક્યો નહિ. દિવસો જવા લાગ્યા, પરંતુ દહાડે દહાડે વિલાસ–સ્રોત પ્રબળવેગે વહેવા લાગ્યો.





## પ્રકરણ ૪ થું

### મરાઠાનો દંગો.



બંગાળી લોકોના પ્રાણ અન્નગત છે તે માટે તેઓ જરા વધુ પ્રમાણમાં શાન્તિપ્રિય છે. વરસાદનાં પાણીથી રેલાઈ અતિ ફળરૂપ જમીન વખતસર એકાદ મુઠી ધાન્ય આપી શકે તોપણ જોઇતું અનાજ તેના ઘરમાં ભરાઇ જતું હોવાથી તેઓ કદીપણ ભૂખના માર્યા વાયુ ઉલ્કાપાત અને વજ્રને સહન કરી દેશોદેશ ભટકતાં શિખ્યા નથી. આજકાલ આગગાડીની કૃપાથી આંસુથી ભરપૂર આંખે બંગાળી યુવકો હાય અન્ન! કરતા દેશ વિદેશમાં ભિક્ષાટન કરવા નીકળે છે: પરંતુ અમે જે સમયની વાત કહીએ છીએ, તે દિવસોમાં બંગાળીના બરડાની કરોડ અન્ન વિના વાંકી વળી ગઇ નહોતી. આ કારણોને લીધે બંગાળીઓનું હૃદય તથા મન પોતાના ઘર સાથે એવી રીતે બંધાઇ રહ્યાં હતાં કે ગમે તેમ થાય તોપણ તેઓ પોતાનું ગામ તજી જવા ઇચ્છતા નહોતા. જે ઘરમાં તેઓના પૂજનીય પિતૃપિતામહોએ શૈશવ, યૌવન અને વૃદ્ધાવસ્થા ગાળી સ્વર્ગગમ કર્યું હતું, તે ઘરની ધૂળ પણ બંગાળીઓને મન પરમપવિત્ર હતી! તે માટેજ મુસલમાન બાદશાહો

બમણો, ત્રમણો અગર ચારગણો કર લેતા તો પણ લોકો ઘર તજી બીજે સ્થળે જવા ઇચ્છતા નહિ.

હિંદુરાજાઓના વખતમાં જે પ્રમાણમાં જમીનનું મહેસૂલ લેવાતું સમ્રાટ્ અકબરના વખતમાં તેનાથી બમણું મહેસુલ લેવાતું !+ મુર્શિદકુલીખાંએ એ મહેસૂલ વધાર્યું એટલુંજ નહિ, પણ તે ઉપરાંત કેટલાક "ખાસકર" નાખ્યા હતા. સુબાઓના અમલમાં એ "ખાસકરો" નું પ્રમાણ અને તેની રકમ વધી. તેણે "નજરાણા મોકરબિ," "જારમાથટ" માથટ ફિલખાના," અને "આબવાબ ફોજદારી" નામના અનેક "ખાસકરો" નાખી મહેસુલ વધાર્યું હતું. અલીવર્દીના સમયમાં હીરાઝિલનું ખરચ નિભાવવા માટે સિરાજદૌલાએ યુક્તિપૂર્વક જે નજરાણું વસુલ કર્યું હતું, તે વખત જતાં "નજરાણા મનસુરગંજ" ના નામથી વાર્ષિક જમાના રૂપમાં ફેરવાઇ ગયું હતું.+

એ બધા "ખાસકર" આપતાં છતાં લોકો સુખથી પોતાનું જીવન ગુજારતાં હતાં. પરંતુ નવાબ અલીવર્દી સિંહાસનપર બેસતાંજ એક નવીન ઉપદ્રવ શરુ થયો. ઘણો વખત થયાં આરાકાન પ્રદેશના મગ*

---

+ R. C. Dutt. C. S.

+ Grant's Analysis of Finances of Bengal.

* The Mugs of those days were the desolators of the Sunder-buns; thery, In alliance of the Portuguese, helped to reduce the now waste Sunderbuns to a jungle though once fertile, populous country. So great an apprehension was

અને સુંદરવનમાંના ફિરંગીઓના× અત્યાચારથી બંગાળાનો દક્ષિણ તથા પૂર્વભાગ ખેદાન-મેદાન થતો જતો હતો. વખત જતાં એ અત્યાચારોને લીધે દક્ષિણ બંગાળાનો ફળદ્રુપ ભાગ સુંદર વનના રૂપમાં ફેરવાઈ ગયો હતો. આથી મગ તથા ફિરંગીઓને વશ કરવા માટે નવાબ-સરકાર તરફથી ઢાકા વિભાગમાં ૭૬૮ વહાણો હંમેશાં તૈયાર રહેતાં, અને "જયગીર નૌયારા" § મહાલનું બધું મહેસૂલ તેના ખર્ચ પેટે વપરાતું હતું. આ અત્યાચારોને લીધે લોકો દક્ષિણ કે પૂર્વ બંગાળામાં નિઃશંક ચિત્તે રહેવાનું સાહસ કરી શકતાં નહિ. એથી મધ્ય-બંગાળાની ફળદ્રુપ જમીન દહાડે દહાડે ગાઢ વસ્તીવાળી થતી ગઈ. નવા આવેલા યુરોપી વેપારીઓએ પણ એજ વિભાગમાં પોતપોતાની કોઠીઓ સ્થાપી હતી. એ તરફ સાધારણ રીતે લૂટફાટની

---

entertained of them that, as late as 1760, the Government threw a boon across the rivor below Calcutta to prevent their ships coming up." Revd. Long.

× Holwell defines Feringy "as the black mustee Portuguese Christians, residing in settlement as a people distin't from the natural and proper subjects of Bengal, sprang originally from Hindus and Mussulmans"—Long's Selections from the Records of the Government of India, vol. I.

§ Grant's Analysis of Finances of Bengal.

બીક નહોતી, મગ–ફિરંગીઓનો ત્રાસ પણ ન્હોતો, લોકો નિરુદ્વેગ મને પોતપોતાનો વ્યવહાર કર્યે જતાં હતાં.

એકાએક એ સુખ ચાલ્યું ગયું. વીરભૂમ અને વિષ્ણુપુરનાં શાલવન ઓળંગી, ઓરિસ્સાના પર્વતો તથા નદીઓ ઓળંગી, જુદા જુદા માર્ગે હજારો મરાઠા ઘોડેસ્વારો તીડની માફક બંગાળાની છાતી-પર દોડી આવ્યા. બાદશાહ ઔરંગઝેબ જેઓને " પર્વતના ઉંદરો " કહી તિરસ્કાર કરતો હતો, ખુશામતખોર હજુરિઆઓ જેને કીડીની માફક નખના અગ્રભાગથી છૂંદી મારશું એમ કહી ગર્વ કરતા હતા, તે મરાઠાનું બળ કોંકણના ડુંગરાઓમાંજ ભરાઇ ન રહ્યું; મોગલ સામ્રાજ્યની પડતી જોઇ, હિંદુસામ્રાજ્ય સ્થાપવાની આશાથી તેઓ હાથમાં તલવાર લઇ દેશવિદેશમાં દોડાદોડી કરવા લાગ્યા દિલ્હીનો બાદશાહ તેના હાથનું રમકડું બની ગયો; તેઓ હિંદના જુદા જુદા ભાગોમાં કુલમહેસૂલનો ચતુર્થાંશ " ચોથ " ઉઘરાવવાનું 'ફરમાન' મેળવી, બાહુબળવડે પોતાનો કર વસુલ કરવા માટે બંગાળામાં આવ્યા; બંગાળાના ઇતિહાસમાં આ ગરબડનું નામ પડ્યું " બર્ગીનુ તોફાન."

" બર્ગીનું તોફાન " અત્યારે ઇતિહાસના જૂના થરમાં મળી ગયું છે. અત્યારે લોકો એ વાતનું વર્ણન કરતીવેળા લાંબા નિસાસા મૂકતા નથી ! પરંતુ તે વખતે તો " બર્ગીનાં તોફાનોએ " બંગાળીઓનું સત્યાનાશ વાળ્યું હતું. ચતુર મરાઠાઓ જાણતા હતા કે બંગાળીના પ્રાણ અજાગત છે; બંગાળાનાં સપાટ મેદાનમાં એકવાર પ્રવેશ કરી ચૂકયા કે પછી અબજીવી બંગાળીઓ સામી લડાઇમાં ઉભા રહેશે નહિ. દેશમાં કિલ્લા નથી; રાજધાનીથી ગંડગ્રામ સુધીનો બધો દેશ અરક્ષિત અવસ્થામાં હતો; તેથી બંગાળામાં પગ મૂકવાંજ

તેઓ કટવા પર્યંત આવી પહોંચ્યા! * તે વખતે કટવામાં એક નાનો સરખો કિલ્લો હતો; ચારે તરફ માટીની દિવાલ, તેની વચ્ચે કેટલીક ઝુંપડીઓ, આ કિલ્લો! આવા કિલ્લાને જીતતાં પર્વતના દુર્ભેદ્ય કિલાઓ જીતનારને તે કેટલીવાર! મરાઠાને કટવાનો કિલ્લો જીતતાં જરા પણ વિલંબ થયો નહિ.

જોતજોતામાં ભાગીરથીના પશ્ચિમ કિનારા તરફનાં સમૃદ્ધ ગામો ઉજડ થઈ ગયાં! લૂટારૂ મરાઠી સેનાએ ગામો લૂટી, ઝુપડાંઓમાં આગ લગાડી દીધી, ઘોડાઓના પગલાંથી ઉભાપાક ખુંદાઇ ગયા, ખવાઇ ગયા, લોકો પોતપોતાનાં બાલબચ્ચાંનો હાથ પકડી હાહાકાર કરતાં કરતાં ભાગીરથી પાર નાસવા લાગ્યાં. અલીવર્દી પોતે હાથમાં તરવાર પકડી મરાઠાઓને સજા કરવા તૈયાર થયો; પરંતુ ભાગીરથી ઉતરતાંજ તેને સમજાયું કે મરાઠી સૈન્ય સામી લડાઇમાં ઉભું રહેશે નહિ. તેતો જુદાં જુદાં ટોળાંમાં વહેંચાઇ આમતેમ લૂટાફાટ કરવાજ આવ્યું છે. એકાદ ટોળું નવાબ સામે યુદ્ધ કરવા ઉભું રહે, ત્યાં બીજું ટોળું નવાબની છાવણી લૂટે, આવી અદ્ભુત યુદ્ધકળા બતાવતાં મરા-

* કટવા ઘણું જુનું સ્થાન છે. એરિયનના ઇતિહાસમાં પણ " કાટદીપ "નો ઉલ્લેખ છે. મુકુન્દરાય કવિ કંકણની ચંડિમાં અને ધર્મપુરાણમાં પણ કટવાનું નામ જણાય છે. મુસાફરોને વિસામો લેવા માટે નવાબ મુર્શિદ કુલીખાંએ અહીં એક ચોકી રાખી હતી. બર્ગીનાં તોફાન વખતે આ સ્થાન એવું શોભાહીન થઇ પડયું હતું કે લોકો રસ્તો કાપવા વખતે હિંસક જંતુના ભયથી રણશિંગું વગાડતાં વગાડતાં ચાલતાં. ઇતિહાસ લેખકો કહે છે, "Cutwa was formerly the military key of Moorshidabad."

દા.ઓ રાજધાની તરફ ઉપડી ગયા. થોડા રોજમાં અલીવર્દીને સમાચાર મળ્યા કે મરાઠાઓએ રાજધાનીપર હલ્લો કરી જગતશેઠની તેજુરી તોડી છે; મુર્શિદાબાદ ઉજડ થઇ ગયું છે !

અલીવર્દી એકદમ મુર્શિદાબાદ આવ્યો, નવાબ પરિવાર બાજે સ્થળે મોકલવાનો બંદોબસ્ત થવા લાગ્યો. પદ્મા અને મહાનંદાના સંગમસ્થાન પાસે સુલતાનગંજ નામનું એક ગામ વસાવવામાં આવ્યું. મહાનંદાનો પ્રબળ પ્રવાહ અને પદ્માનાં જોરાવર ઉછળતાં મોજાં મરાઠાઓને એ પ્રદેશમાં આવવા દે તેમ નહોતું; તે માટે સુલતાન ગંજની પાસે “ગોદાગાડિ” ગામમાં રહેઠાણ નક્કી થયું. +

તે ઠેકાણે કુટુંબનું રક્ષણ કરવા માટે નવાજેસ મહંમદને રોક્યો. તેને રાજધાની છોડી ગોદાગાડિમાં આવવું પડયું. ઢાકાના નવાબસરકારમાં વૈદ્યકુળનો રાજવલ્લભ નામે એક પેશકાર હતો; પ્રતિભા અને કાર્યદક્ષતામાં તે બહુજ વિશ્વાસપાત્ર ગણાતો હતો. તેજ આગળ

+ ગોદાગાડિની પાસે અત્યારે પણ કેટલીક તૂટેલી દિવાલો અને જૂનાં તળાવો નજરે પડે છે. એ સ્થાનનું હાલનું નામ “કેલ્લા બાકુઇપાડા” છે; એ રાજસાહી જિલ્લામાં આવેલું છે. એક તે કાળના અંગ્રેજ મુસાફરે રાજસાહીમાં મુસાફરી કરતાં લખ્યું છે કે “The District contains no forts, except one belonging to the Nawab of Moorshidabad at Godagaree, which was built in former times as a place of refuge for the Nawab's household and is now in a most ruinous condition.”—Description of Hindustan vol. I.—By Walter Hamilton.

જતાં ઢાકાનો નવાબ થઈ મહારાજ રાજવલ્લભના નામથી ઓળખાવા લાગ્યો.

ધીમે ધીમે બર્ગીનાં તોફાનો એક વાર્ષિક ઘટનાના રૂપમાં ફેરવાઇ ગયાં* નવાજેસ ગોદ્દાગાડિ છોડી શક્યો નહિ; અલીવર્દીને તરવાર છોડી વરસ દહાડો પણ વિસામો મળ્યો નહિ. આથી મુર્શિદાબાદમાં સિરાજદ્દૌલા અને ઢાકામાં રાજવલ્લભ જોરાવર થઇ ગયા. મરાઠાઓની લૂટફાટથી દેશ જ્યારે પિડાતો હતો, ત્યારે સિરાજ ભોગવિલાસમાં ડૂબી જઈ સુખનાં સ્વપ્નો જોતો હતો, રાજવલ્લભ પોતાનું બળ જમાવતો હતો. ધીમે ધીમે સિરાજની મોહનિદ્રા ઉડી ગઇ; પરંતુ રાજવલ્લભ તે વખતે એટલો બધો શક્તિશાળી થઇ ગયો હતો કે સિરાજ તેને વશ કરી શક્યો નહિ. સિરાજદ્દૌલાનાં સત્યાનાશનું મૂળ આજ છે–આજ ઇતિહાસનો ગૂઢ મર્મ છે!

ઇ. સ. ૧૭૪૧ ના અરસામાં મરાઠાઓમાં બે તફા પડયા. વરાડના પ્રદેશમાં રાઘોજી ભોંસલે અને પુનાના પ્રદેશમાં બાલાજિ, બંને પેશ્વાની પદવી મેળવવા માટે હરિફાઇ કરવા લાગ્યા. રાઘોજીનો સેનાપતિ ભાસ્કર પંડિત બંગાળા પર ચઢી આવ્યો. ત્યાર બાદ થોડા રોજ પછી બાલાજી બાહુબળ વડે બાદશાહને વશ કરી ૧૧ લાખ રૂપીઆ ચોથના લેવાનું ફરમાન મેળવી બિહારમાં લૂટફાટ કરતો કરતો+ બંગાળામાં આવી પહોંચ્યો! ×

બે બાજુએથી બે પ્રબળ શત્રુઓ એકી સાથે "युद्धं देहि" કરતા આગળ વધતા હતા; અલીવર્દી એકલો કોને અટકાવે? આથી

* Hunter's Statistical Accounts,—Dacca.

\+ Mill's History of British India, val. III. P. 161.

તેણે એક પક્ષને મેળવી લઈ બીજાને હરાવવાનું નક્કી કર્યું×. નક્કી તો કર્યું ખરૂં, પરંતુ આલાજીને હાથમાં લેતાં જે લાંચ આપવી પડતી હતી, તેનું પરિણામ એટલું મોટું હતું કે જેમાં રાજનો ખજાનો ખાલી થઈ જતાં છતાં રકમ પૂરી થતી નહોતી. છેવટે જમીનદારો પાસેથી દેવાં તરીકે કેટલીક રકમ લઈ આલાજીની સહાયતાથી ભાસ્કર પંડિતને હાંકી કાઢ્યો. ભાસ્કર પંડિત પણ એક વખતમાં હાથે તેમ નહોતો;—એક વરસ પણ નિરુદ્વેગે વીત્યું નહિ, ચોમાસું વીત્યું કે તરત ભાસ્કરની રણભેરી વાગવા લાગી.

આ વખતે ભાસ્કર પંડિત અને નવાબનાં સૈન્યો મનકરાનાં મેદાનમાં લડવા તૈયાર થયાં. પણ યુદ્ધ થયું નહિ, અલીવર્દીએ પૈસાની લાલચ બતાવી ભાસ્કરને પોતાની છાવણીમાં બોલાવ્યો. પૈસાના લોભથી ભાસ્કર પંડિત નિઃસંદેહચિત્તે થોડા અનુચરો સાથે નવાબની છાવણીમાં આવ્યો. ઈસારો થતાંજ નવાબ સૈન્યે પિંજરાબદ્ધ વનશાર્દૂલની માફક ભાસ્કર પંડિતની હત્યા કરી; ભાસ્કરને કેડપર લટકતી તરવાર મ્યાનમાંથી બહાર કાઢવા જેટલો પણ સમય ન મળ્યો. મરાઠી સૈન્ય નાસી ગયું, નવાબનાં સૈન્યને દશલાખ રૂપીઆ ઇનામ દાખલ મળ્યા; † મનકરાની છાવણીમાં અલીવર્દીનો કલંકસ્તંભ રોપાયો; પરંતુ મુસલમાન ઇતિહાસ લેખકોએ તે માટે એકવાર પણ અલીવર્દીની નિંદા કરી નહિ ! §

× Stewar'ts History of Bengal.

† Mutakhorin.

§ Golam Hossein, the Mahomedan historian has no word of blame for this atrocity.—H.

ઈ. સ. ૧૭૪૫ માં એક અણચિંતવી પીડા ઉત્પન્ન થઇ! સેનાપતિ મુસ્તફાખાં એક વિશ્વાસુ વીરપુરુષ ગણાતો હતો તે સાહસી, રણકુશળ અને અંગ્રેજોને હાંકી કાઢવા તત્પર હતો; અલીવર્દી તેની દરેક વાત માન્ય કરતો નહિ, છતાં તેનાપર શ્રદ્ધા રાખતો. એ મુસ્તફાખાં અકસ્માત આઠ હજાર સૈનકો લઇ સિંહાસન લેવા તૈયાર થયા! અલીવર્દીએ વિદ્રોહ બેસાડી દીધો, પરંતુ મુસ્તફાને દેશપાર કરી નિશ્ચિંત થયો; મુસ્તફા મોંગીર અને રાજમહાલના પ્રદેશો લૂટી મરાઠાઓ સાથે ભળ્યો.

ભાસ્કરપંડિતનાં મરણના સમાચાર સાંભળી રાઘોજી ભોંસલે પોતે બંગાળામાં આવ્યો; લોકો બાપદાદાનાં ઘરબાર તજી નાઠાં; ગામો ઉજડ થઇ ગયાં; ખેતરો કાંટાના વનના રૂપમાં ફેરવાઇ ગયાં; વેપારરોજગાર પણ બંધ પડયો![1]

ચારે તરફ મહાવિપ્લવ ઉપસ્થિત થયો. અલીવર્દી આમતેમ ભટકતો થાકયો. એકલો બધાને ન પહોંચી શકયો; તેણે સમસ્ત પ્રજાને પોતપોતાનું ધન અને પ્રાણ બચાવવાના ઇલાજ લેવાનું જણાવી દીધું. જમીનદારોએ પોતપોતાના સૈન્યો વધાર્યાં; અંગ્રેજોએ કાસમ બજારમાં એક નાનો સરખો કિલ્લો બાંધ્યો; કલકત્તાના બચાવ માટે "મરાઠા ખાઇ" ખોદવામાં આવી, કલકત્તા અને બીજાં વેપારનાં સ્થળોએ સૈન્ય એકઠું કરવામાં આવ્યું. મરાઠાઓના હલ્લાથી નવાબનો ખજાનો ખાલી થવા લાગ્યો, વિદેશી વેપારીઓની ચઢતી

---

Beveridge, C. S. પરંતુ હુસેન કુલીખાંના હત્યાકાંડ વખતે એ ઇતિહાસ-લેખક સિરાજદ્દૌલાનો યથેષ્ટ તિરસ્કાર કરતાં ચૂકતો નથી.

૧. Despatch to the Court of Directors.

થવા લાગી, લોકોની સાથે તો તેમનો સંબંધ વધ્યો. વખત જતાં આ વિદેશી વેપારીદ્વારાજ મુસલમાની સત્તાનો નાશ થાય એ વાતનો અલીવર્દીથી અસ્વીકાર ન થયો; પરંતુ શું કરે ? નિરુપાય થઈ તેને આ રસ્તો લેવો પડયો હતો.

ઇ. સ. ૧૭૪૭ માં અલીવર્દી પોતે મરાઠાને હઠાવવા બહાર પડી શક્યો નહિ. પોતાને બદલે પોતાના બનેવી મીરજાફરને સેનાપતિ બનાવી મોકલ્યો. મીરજાફર " સિપાહ્સાલાર "[1] હતો; તેના તાબાનું સૈન્ય જો કે નવાબનુંજ હતું, તોપણ તેઓનો પગાર નવાબ સરકાર તરફથી પરભારો મળતો નહિ. નવાબી અમલમાં આજના જેવો બંદોબસ્ત નહોતો. કેવળ બાદશાહને આપવાનો કર નવાબનાં દફતરમાં જમા થતો, તે સિવાય પ્રત્યેક વિભાગનું ખર્ચ ચલાવવા માટે જુદા જુદા અમલદારોના નામે જુદી જુદી જાગીરો નક્કી થઈ હતી; તે જાગીરોની આવકમાંથી તેઓ પોતપોતાના વિભાગનું ખર્ચ ચલાવતા.

" જાયગીર આમીરુલ ઉમરા બકશી "[2] નામે ૧૮ પરગણાના

---

૧. "Commander in chief and Pay-master, General of the Forces." નવાબી અમલમાં આ પદવીનું નામ હતું—" મીર બક્ષીકુલ " અથવા " સિપાહ્સાલાર અજમ "; જુની અનેક જમીનદારીની સનંદોમાં જણાય છે કે, " સિપાહસાલાર "ને પણ એ બધી સનંદોમાં સહી કરવી પડતી. યુદ્ધની બાબતમાં જમીનદારો " સિપાહસાલાર "ના તાબામાં હતા, એ તે પરથી સાબીત થાય છે. સિપાહસાલાર હતો તેથીજ મીરજાફર બંગાળી જમીનદારોને બરાબર ઓળખતો હતો.

૨. Grant's Anlaysis of Finances of Bengal.

એક જાગીર મુખ્ય સેનાપતિના કબજામાં હતી. તેની આવકમાંથી તે પ્રચ્છા મુજબ વિશ્વાસુ અનુચરોને સૈન્યમાં દાખલ કરી નવાબ-દરબારમાં સત્તા ચલાવતો. આવી વ્યવસ્થા હોવાને લીધે સેનાપતિઓ માટે એકદમ વિદ્રોહી થવું સહેલ થઇ પડતું. સૈન્યમાં સેનાપતિના વિશ્વાસુ અને ખાસ મિત્રો સિવાય કોઇપણ ઉંચા ઓહ્દાપર નિમાતું નહિ. અલીવર્દી પોતાના બનેવીને જેવો ચાહતો હતો, તેવોજ વિશ્વાસ કરતો હતો; કેવળ તે માટેજ મીરજાફરને તેણે આવા ઉંચા ઓહ્દાપર નીમ્યો હતો.

મીરજાફર મરાઠાઓને હરાવવાની જવાબદારી મેળવી ધામધૂમ સાથે મેદિનીપુર સુધી ગયો; પરંતુ મેદિનીપુર આગળ આવતાંજ વિલાસ તરંગમાં ડુબી ગયો ! તેના ચરિત્રમાં વીરોચિત સદ્‌ગુણો જે પ્રમાણમાં વિકાસ પામ્યા હતા, તે કરતાં વધુ પ્રમાણમાં યૌવનોચિત વિલાસભાવના વિકસેલી હતી ! તે કદી પણ સાહસિક વીરપુરુષ તરીકે પંકાવાનો આગ્રહ બતાવતો નહિ; અંગ્રેજોના ઇતિહાસમાં પણ મીરજાફર "ક્લાઇવનો ગધેડો" તરીકે ઓળખાયો છે ! કેવળ નવાબનો સગો હોવાથીજ તે સેનાપતિનાં જવાબદારીવાળાં પદ પર નિમાયો હતો. અલીવર્દીએ મીરજાફરની રણનીતિની ખબર જાણી આતાઉલ્લા નામના એક વિશ્વાસુ રણકુશળ સેનાપતિને મોકલ્યો.

મીરજાફરને સહાય કરવી તો દૂર રહી, પણ આતાઉલ્લા તેની સહાયતાથી રાજ મેળવવાની ખટપટ કરવા લાગ્યો. આતાઉલ્લા સિંહાસનપર બેસે, મીરજાફર પટણાનો નવાબ થાય; એવો ઉદ્દેશ પાર પાડવા માટે બંનેએ એકત્ર થઇ અલીવર્દીને સિંહાસનચ્યુત કરવાનો વિચાર કર્યો ! મીરજાફરનો સ્વભાવ બહુજ મૃદુ હતો, વિલાસપ્રિય

હતો, અને સ્વાર્થપરાયણ તરીકે તે જગજાહેર હતો; તે માટે આતાઉલ્લા સહજમાં તેને પોતાના પક્ષમાં લઇ શકયો.

અલ્લીવર્દીના નસીબમાં વિરામ લેવાનું લખ્યું નહોતું. તેને પોતાના સમાની ખટપટની બાતમી મળી. તે જાતે યુદ્ધ કરવા આગળ વધ્યો. અલ્લીવર્દી જ્યારે સૈન્ય સાથે બંને નિમકહરામો સામે થયો, ત્યારે બંને સેનાપતિઓ શરણ થયા; અલ્લીવર્દીએ મરાઠાઓને હઠાવી બંને સેનાપતિઓને પદચ્યુત કર્યા, પરંતુ તેઓને કોઇપણ જાતની સજા કરવાની સંમતિ આપી નહિ. અલ્લીવર્દીના દયાળુ વ્યવહારથી મીરજાફરને લાજ ન વળી. તે રાજધાનીમાં આવી નવાબ-દરબારની આજ્ઞા ઉથાપી યથેચ્છાચારે વિચરણ કરવા લાગ્યો. હિસાબ આપવા માટે નવાબે તેને ઘણાં તેડાં મોકલ્યાં, પરંતુ તે દરબારમાં હાજર નજ થયો.





## પ્રકરણ ૫ મું

### સિરાજનો યુવરાજ તરીકે અભિષેક.



બંગાળા જ્યારે મરાઠાઓના દરોડાથી વ્યતિવ્યસ્ત થયલો હતો, ત્યારે દિલ્હીનો બાદશાહ શક્તિહીન થઇ ગયો હતો. ઇ. સ. ૧૭૪૬ માં અહમદશાહ દિલ્હી લૂટી સ્વદેશ ગયો; ઇ. સ. ૧૭૪૭ માં મહમદશાહ મરણ પામ્યો; ત્યારથી દિલ્હીનો પ્રબળ પ્રતાપ એકી સાથે નાશ પામ્યો ![1]

સમય જોઇ કેવળ મરાઠાઓએ સ્વાધીન રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો એટલુંજ નહિ; પણ જેઓ દિલ્હીના વિશ્વાસભાજન પ્રધાનો હતા, તેઓ પણ સ્વાધીનતા મેળવવાની તૈયારી કરતા હતા.[2]

મુસલમાન જાગીરદારો કર આપવાને તૈયાર નહોતા, તેઓ કેવી રીતે સ્વતંત્ર થવું તેજ વિચારતા હતા. ચતુર અલ્લાવર્દીએ તેઓના ભાવગતિ સમજી એક પછી એક બધાને રાજકારભારમાંથી દૂર કર્યા હતા.

---

1. Thornton's History of British Empire, Vol I.
2. Chesney's Indian Polity.

આવી રીતે સમસેરખાં અને સરદારખાં નામના બે અફઘાન વીર પદચ્યુત થઇ દરભંગા પ્રદેશમાં જાગીર લઇ વાસ કરતા હતા. હાજિ અહમદ અને જયુનુદ્દીનપર પટણાનો બધો ભાર હતો, તેથી નવાબ અલીવર્દી તેઓની કંઇ તપાસ રાખતો નહિ. જયુનુદ્દીને તેઓને ધીમે ધીમે વશ કરી પોતાના પક્ષમાં મેળવી લેવાની ઇચ્છાથી પટણા બોલાવ્યા. તેથી હિતમાં અહિત થયું. અફઘાનો તાબેદારી સ્વીકારી નજરાણું દેવાના બહાને પટણા આવ્યા; દરબારમાં આવી યોગ્ય આદર બતાવી જયુનુદ્દીન પાસે અવનત થઇ ઘુંટણભર બેઠા; અને નજરાણું આપવાને બહાને બધાએ મળી જયુનુદ્દીનપર હુમલો કર્યો. જયુનુદ્દીનને તરવાર મ્યાનમાંથી બહાર કાઢવા જેટલો પણ સમય ન મળ્યો; તેનું માથું મસનદપર પડયું! હાજિ અહમદ બંદી થયો; સત્તર દિવસ સુધી દારુણ પીડા ભોગવી બંદીશાળામાંજ છેવટે તે મરણ પામ્યો; સિરાજની મા અમિના બેગમ અફઘાનોના હાથમાં બંદિની થઇ ![1]

આ સમાચાર મળતાં અલીવર્દીને બહુજ દીલગીરી થઇ. શોકનો પ્રથમ ધક્કો સમાલી દુહિતાને છોડાવવાની તૈયારી કરવા લાગ્યો. પદ-ચ્યુત થયલા અને પદગૌરવાન્વિત સમસ્ત સેનાપતિઓને એકત્ર કરી અલીવર્દીએ આ કરુણ કહાણી ગળગળા અવાજે કહી સંભળાવી બધાએ કુરાનનો સ્પર્શ કરી પ્રાણ આપીને પણ શત્રુને મારી વેર વાળવાનું પણ લીધું! આ પ્રસંગનો બધો કંકાસ મટી ગયો; મીર-જાફર ફરીથી સેનાપતિ બન્યો, આતાઉલ્લા પણ હાથમાં તરવાર પકડી નવાબની પાસે ખડો થયો. આતાઉલ્લા સાથે હાજિ અહમદની દીક-

1. Stewart's History of Bengal.

રીનો વિવાહ થયો હતો, અને આતાઉલ્લાની દીકરી સાથે સિરાજના વિવાહની વાત ચાલતી હતી; એટલે આતાઉલ્લા પણ તદ્દન નજીકનો સંબંધી બન્યો હતો.

અલીવર્દી ગયેલી વાત સંભાળવી મૂકી દઇ પટણા તરફ ચાલ્યો, બરાબર તેજ વખતે ઓરિસ્સામાં મરાઠાઓની વિજયભેરી વાગી! આ વખતે નવાબ જાતે મરાઠાઓને હઠાવવા ન ગયો. રાજધાની તરફ આવવાના માર્ગનાં રક્ષણ માટે તેણે સૈયદ અહમદને ભગવાન ગોલા તરફ મોકલ્યો; નવાજેસ અને આતાઉલ્લાના તાબામાં પાંચછ હજાર સૈનિકો રાખી તેઓનાપર રાજધાનીનું રક્ષણ કરવાની જવાબદારી નાખી; અને ચારે તરફ જાહેર કરી દીધું કે "આ વખતે પ્રજાની દોલત અને પ્રાણ બચાવવાની જવાબદારી પ્રજાપરજ છે. પોતાનીજ શક્તિ અને સાહસવડે પોતાનો બચાવ કરવો, બચાવ ન થઇ શકે તો નાસી છૂટવું." લોકોને જેમ ફાવ્યું તેમ નાઠા.[1]

સિરાજદ્દૌલા બાળક હતો છતાં આ આકસ્મિક દુર્ઘટનાથી બહુજ વ્યાકૂળ બની ગયો હતો. પિતા અને પિતામહ બંને શત્રુને હાથે કપાઇ ગયા હતા; મા બંદિની બની હતી; સિરાજ આ સમાચાર સાંભળી સ્થિર રહી શક્યો નહિ; તે પણ હાથમાં તરવાર પકડી માતામહની બાજુએ આવી ઉભો. સિરાજ બાળક છતાં વીર બાળક હતો; નવાબ તેને સાથે લઇ યુદ્ધ કરવા ચાલ્યો.

અંગ્રેજોના ઇતિહાસમાં સિરાજ કેવળ ઇંદ્રિયપરાયણ, આળસુ,

1. Stewart's History of Bengal.

ખરાબ સ્વભાવનો ચંચળ યુવક તરીકે ચિતરાયો છે[1] પરંતુ સિરાજ-દૌલાએ પોતે તરવાર પકડી જેટલીવાર યુદ્ધ કર્યું છે, વિપત્તિના ખબર મળતાં જેટલીવાર ક્ષિપ્રહસ્તે તરવાર ચલાવી છે, તેટલીવાર કેવળ અલીવર્દી સિવાય કોઇ પણ નવાબે ચલાવી નથી! સિરાજદૌલાનાં જીવનમાં આજ પહેલી યુદ્ધયાત્રા નહોતી. તે બાળપણથીજ માતામહની સાથે લગભગ દરેક યુદ્ધમાં જતો હતો. બર્દવાન આગળ મરાઠાઓએ નવાબને અટકાવ્યો હતો, ત્યારે સિરાજ તદ્દન બાળક હતો. છતાં ત્યારથીજ તે નવાબ સાથેજ ફરતો.[2] ત્યારપછી લગભગ દરવર્ષ મરાઠાઓના હલ્લાના ઇતિહાસ સાથે સિરાજની રણશિક્ષાનો ઇતિહાસ જોડાયલો છે. કોઇ વખતે માતામહના આજ્ઞાવહ થઇ, અથવા કોઇ વખતે અનંત સૈન્યના ઉપરિ થઇ આ વીર બાળકે જે સમરકૌશલ બતાવ્યું હતું, તેનાં મુસલમાન ઇતિહાસકારો યોગ્ય વલણ કરે છે. વડવાટીના કિલ્લાની જીતનું વર્ણન કરતાં મુસલમાન ઇતિહાસકારોએ તેની યોગ્ય પ્રસંશા કરી છે. તેને પ્રખ્યાત સૈનિક બનાવવાના ઉદ્દેશથીજ અલીવર્દીએ નાનપણમાં સેનાની જવાબદારી તેના પર નાખી હતી.[3]

---

1. His intellect was feeble, his habits low and depraved, his propensities vicious in the extreme"—Thornton's History of British Empire, Vol I.

2. Mustafa's Mutakherin, Vol. I 416.

3. His intention in this was to accustom the young man to face an enemy and to com-

વિદ્રોહી અફઘાનોએ બિહારનો પ્રદેશ લૂટી પટનાના પૈસાદાર વતનીઓને ખૂબ સતાવી નજરાણું લીધું; અને જયનુદ્દીનનો ખજાનો હસ્તગત કરી સૈન્ય વધારવા લાગ્યા. અલીવર્દી સેના સાથે આવે છે, એવા સમાચાર મળતાંજ વિદ્રોહીઓ પોતાનો પક્ષ કરવા માટે મરાઠાઓને પોતાની મદદે બોલાવવા લાગ્યા. મરાઠાઓ પણ લાભની ગંધ આવતી જોઈ આનંદથી પટના તરફ દોડયા. અલીવર્દીએ ઝપાટે ચાલે ચાલી ભાગલપુર આગળ મરાઠાઓપર હુમલો કર્યો તેઓ કદી સન્મુખ યુદ્ધ કરતા નહિ. એવે પ્રસંગ આવતાંજ નાસી જતા હતા. આ વખતે પણ તેમજ થયું. અલીવર્દી સૈન્ય સાથે મોંગીર આગળ આવી પહોંચ્યો.

અહીં આવતાં એક ગુપ્તચર પકડાયો! તેનાં વસ્ત્રોમાંથી એક પત્ર નીકળ્યો. તે પત્રમાં વિશ્વાસઘાતક આતાઉલ્લાએ પોતાના મનની વાત અફઘાનોને સ્પષ્ટ રીતે લખી જણાવી હતી! સુયોગ મળતાં તે પણ વિદ્રોહીઓના પક્ષમાં ભળશે, એવી વાત તે પત્રમાં લખી હતી!

---

mand troops–Mustafa's Mutakherin, Vol. I. 606.

આ બધાં ઐતિહાસિક પ્રમાણોનો ઉલ્લેખ કરતાં છતાં નવાબી અમલનો બંગાળાનો ઇતિહાસ લખનારે લખ્યું છે કે બીજી કેળવણીનો અભાવ છતાં, યુદ્ધની કેળવણી મેળવવાની સિરાજને વધુ સગવડ હતી; દુર્ભાગ્યવશ સિરાજ આ સુયોગનો પણ સદ્વ્યવહાર કરી શક્યો નહિ.” લગભગ બધા પ્રચલિત ઇતિહાસોમાં સિરાજ રણભીરૂના નામથી કલંકિત થયો છે. તે કલંક સાબીતિ વગરનું છે. તોપણ પ્રચલિત કલંકનું સમર્થન કરવાની ઇચ્છાથી બંગાળી ઇતિહાસ લેખકે અનુમાનનાં બળવડે જે લખ્યું છે, તેની વિસ્તૃત સમાલોચનાની આવશ્યક્તા નથી.

સિરાજ આ વિશ્વાસઘાતકતા જાણી ક્રોધોન્મત્ત થઈ ગયો. બહુરશી-નવાબે તે બાબતનો તરત નીવેડો ન લાવતાં દીકરીને છોડાવવા આગળ વધવું ચાલુ રાખ્યું. દરભંગાના હિંદુ જમીનદારો અફ્ઘાનોના જુલમથી જર્જરિત થઇ ગયા હતા, તેઓ મોંગીર આગળ અલીવર્દીને આવી મળ્યા. તેઓ પાસેથી બાતમી મળી કે અફ્ઘાનો પટના છોડી બાઢ નામનાં સ્થળે છાવણી નાખી પડયા છે.

અલીવર્દી બાઢનાં વિસ્તૃત મેદાનપર શત્રુઓ સામે થયો. જાનોજીની આજ્ઞાતળે મરાઠાઓનું લશ્કર આ પહેલાં અહીં આવી પહોંચ્યું હતું. તેઓ જાહેરમાં અફ્ઘાનોને સહાય આપવાને સંમત થયા હતા, પરંતુ છુપી રીતે બંને પક્ષની છાવણી લુટવાની સંતલસ કરી આવ્યા હતા. અલીવર્દી જરા પણ વખત ન ગુમાવતાં અફ્ઘાન છાવણીપર તૂટી પડયો.

લડાઇની શરૂઆતમાંજ સરદારખાં મરાયો. તેનું અવ્યવસ્થિત લશ્કર બીકનું માર્યું ચોમેર નાઠું; તેને રણભૂમિપર એકત્ર કરવા સમશેરખાં પોતાના સૈન્ય સાથે આગળ વધ્યો, અલીવર્દી બંને સૈન્યોની ડાબી તથા જમણી એમ બંને બાજુઓપર એકી સાથે તૂટી પડયો, ચારે તરફ છૂટું છવાયું ઘોર યુદ્ધ મચ્યું, એ વખતે તક જોઇ ચતુર મરાઠાઓ નવાબપર તૂટી પડવા તૈયાર થયા. સામે બળવાન અફ્ઘાન સૈન્ય હતું, બાજુએ લૂટવાને તત્પર થઇ રહેલી મરાઠી સેના હતી; પરંતુ એ લુટારાઓ તરફ ધ્યાન ન આપતાં અલીવર્દી તો કેવળ અફ્ઘાનો તરફજ ગાંડાની માફક ધસ્યો જતો હતો. સિરાજદ્દૌલા બાળક હતો; હોશિયાર સેનાપતિ અલ્લીવર્દી સાથે તુલના કરતાં તો તે કેવળ અશિક્ષિત હતો; પરંતુ તેને આ સ્થિતિ સમજાઇ ગઇ. તેણે માતામહની આજ્ઞા લઇ મરાઠાઓપર હલ્લો કરવાની

ઇચ્છા બતાવી. અલ્લીવર્દીએ એ વાતપર ધ્યાન ન આપ્યું. તે તો કેવળ અફઘાનો સામોજ ધસી ગયો.

બંને સૈન્યો વચ્ચે તુમુલ સંગ્રામ શરૂ થયો. શત્રુ તથા મિત્ર એવા તો સેળભેળ થઇ ગયા સમશેરખાં પોતાનાં સૈન્યને અટકાવી શક્યો નહિ. બધું સૈન્ય છૂટું છૂટું ફેલાઇ ગયું; છેવટે સમશેરખાં એકલો શત્રુઓના મધ્યભાગમાં ઘેરાયો. હબિબબેગ નામના એક જમાદારે તક સાધી એક ફલાંગે સમશેરખાંનું મસ્તક જમીનપર રગદોળાતું કર્યું; ધડ હાથીપરથી નીચે ગબડી પડ્યું. સમશેરખાંનું કપાયલું માથું હબિબબેગે અલ્લીવર્દીને ભેટ આપ્યું. યુદ્ધ બંધ પડ્યું. અફઘાન સૈન્ય નાઠું, મરાઠાઓ દૂર નાઠા, અલીવર્દીખાંએ લોહીથી ખરડાયેલી તરવાર ઉંચી કરી આજુબાજુ જોયું કે યુદ્ધ પૂરૂં થયું છે! દૈવયોગે સમશેરખાં મરાવાથી સહેજમાં જય મળ્યો છે; પરંતુ જો ઘટનાચક્ર બીજી રીતે ફેરવાઇ ગયું હોત, તો સિરાજદ્દૌલાની સલાહ ન માનવા સબબ અલ્લીવર્દી પશ્ચાત્તાપ કરવાને પણ જીવત કે નહિ તે કોણ કહી શકે?

લડાઇ પૂરી થયા બાદ કન્યાને મુક્ત કરી અલ્લીવર્દી બિહારમાં શાંતિ સ્થપવાનો પ્રયત્ન કરવા લાગ્યો. હારેલાં વિદ્રોહી સૈન્યો ચોમેર નાઠાં, લોકો શાંતિથી સંસારવ્યવહાર ચલાવવા લાગ્યાં; પૂર્ણિયાપ્રદેશમાં પણ શાંત ફેલાઇ અલ્લીવર્દીખાંએ ભારે ધામધૂમ સાથે દરબાર ભરી સૈયદ અહમદને પૂર્ણિયાના અને સિરાજદ્દૌલાને પટનાના નવાબ પદપર નીમ્યા. સૈયદ અહમદ પૂર્ણિયા તરફ ગયો, પરંતુ સિરાજદ્દૌલા બાળક હોવાથી રાજા જાનકીરામ બિહારમાં તેના પ્રતિનિધિ તરીકે કામ ચલાવવા લાગ્યો, સિરાજદ્દૌલા બિહારનો નામનો નવાબ થઇ માતામહની સાથે રાજધાનીમાં પાછો ફર્યો.

રાજા જાનકીરામ કાયસ્ત હતો. તે બંગાળામાંથી ભિન્ન થઇ અલ્લીવર્દીના અમલમાં પટણા આવ્યો હતો. અલ્લીવર્દીખાંએ પ્રથમ તેને દિવાન ઇ-તન્ અને લડાઇ ખાતાના વડા પ્રધાન તરીકે નીમ્યો હતો. બળવાન મરાઠી સૈન્યના હલ્લાથી હારી અલ્લીવર્દી કટકથી પાછો ફર્યો, ત્યારે તે નવાબની સાથે હતો. ત્યારે તેણે પોતાની એકઠી કરી રાખેલી દોલતવડે નવાબને લશ્કર એકઠું કરવામાં મદદ કરી હતી. આથી અલ્લીવર્દીખાંને તેનાપર પૂર્ણ વિશ્વાસ હતો. ખરી રીતે એજ વડો પ્રધાન હતો. તેનાપર અલ્લીવર્દીનો એટલો તો વિશ્વાસ હતો કે મરાઠા સેનાપતિ ભાસ્કર પંડિતને મારી નાંખવાની યુક્તિ વડાસેનાપતિ મુસ્તફાખાં સિવાય કેવળ એનેજ પહેલેથીજ જણાવવામાં આવી હતી ત્યારબાદ રાજા જાનકીરામનું મહત્વ એટલું બધું વધ્યું હતું કે નવાબના મંત્રીઓ પણ કોઇ પણ બાબતની નવાબ પાસે ફરિયાદ કરતી વેળા તેની મદદ માગતા હતા. પટનાના ડેપ્યુટી સુબેદાર સિરાજના પિતા જેનુદ્દીનના મરણબાદ એ પદવીપર સિરાજનું નામ માત્ર રાખી, ખરી રીતે રાજા જાનકીરામનેજ બધો ભાર સોંપવામાં આવ્યો હતો.[1]

લુટફાટ કરવામાં તત્પર રહેનાર મરાઠાઓ પાસે આવેલ છતાં તેનાપર હલ્લો ન કર્યો, આતાઉલ્લાના વિશ્વાસઘાત સંબંધી પ્રત્યક્ષ સાબીતિ મળી છતાં તેને સૈન્ય સાથે, માલમિલ્કત સાથે બીજે સ્થળે જવાની પરવાનગી મળી, મીરજાફર જેવા બેઇમાની સગાને યોગ્ય સજા ન કરતાં સેનાપતિ પદપર બહાલ રાખ્યો, આટલી બધી મહેનતે

1. સાહિત્ય વર્ષ ૬ ઠું ૬૯૫-૬૯૬ પૃ. શ્રીયુત કાલીપ્રસન્ન બંદ્યોપાધ્યાય.

પાછા મેળવેલ બિહારના પ્રદેશો પર રાજા જાનકીરામને સિરાજદ્દોલાને નામની નવાબી આપી સત્તા ભોગવવા નીમ્યો;–આમાંનું કશું સિરાજને ન ગમ્યું. તેણે બધી વાત અલ્લીવર્દીને કહી છતાં તે તરફ તેનું ધ્યાન નજ વળ્યું, ત્યારે સિરાજ તદ્દન અસંતોષી બની રાજધાની તરફ વળ્યો.

ત્યાર બાદ એકાદ વર્ષ જેમતેમ શાંતિમાં ગયું ન ગયું ત્યાં તો વળી ઓરિસ્સાની સીમા પર મરાઠા સૈન્ય ચઢી આવ્યું! ખબર મળતાંજ મુર્શિદાબાદથી ત્યાં પહોંચવાનું કામ મુશ્કેલ હોવાથી અલ્લીવર્દીએ આ વખતે મેદિનાપુરમાં રહેઠાણ કરવાની તૈયારી કરી. મરાઠાઓને હરાવી થોડા રોજ મેદિનીપુરમાં રહેઠાણ પણ કર્યું. તે વખતે સિરાજ માતામહની આજ્ઞા લઇ મુર્શિદાબાદ પાછો આવ્યો.[1]

સિરાજ સમજ્યો કે આ તક સુંદર છે. પુર્ણિયાનાં વિશાળ પ્રદેશપર સૈયદ અહમદ હકૂમત ભોગવે છે. ઢાકાના વિપુલ રાજભંડાર મેળવી નવાજેસ અને રાજવલ્લભ છૂટે હાથે પૈસા ઉડાવે છે, જેઓ વિદ્રોહી છે, વિશ્વાસઘાતી છે તેઓ પરમસુખે પદવી ભોગવે છે; કેવળ હુંજ બિહારનો નવાબ છતાં માસિક પગારની નક્કી કરેલી રકમવડે માંડમાંડ ગુજરાન ચલાવું છું, અને રાજધાનીમાં આળસુ થઈ દિવસો ગુમાવું છું. શામાટે હું પણ ઢાકાને પૂર્ણિયાના નવાબો જેવો ન થઇ શકું? હું હવે મારો સ્વાર્થ જતો નહિ કરૂં. મારે પિતા નથી; તેઓએ બિહારમાં સત્તા ભોગવતાં જે પૈસા એકત્ર કર્યા હતા, તે પણ અફઘાનોએ લૂટી લીધા છે, આજકાલ બિહારની જે કંઇ ઉપજ આવે

૧. સિરાજદ્દોલા આપને હસુલ દાબાકો રવાના હુવા ઔર મહબતજંગસે ચંદરોજકી રોકશોત્ મુર્શિદાબાદ સયેર ઓ તફરીકે બહાનાસે લેકર મુર્શિદાબાદ પહુંચા.—મુતક્ષરીન.

છે, તેપણ જાનકીરામનું સૌભાગ્ય વધારે છે. આના જેવો અન્યાય બીજો કયાં ?" આવો વિચાર મનમાં દૃઢ થવાથી એક દિવસે તે વિશ્વાસુ અનુચર સાથે મુસાફરી કરવાનું બહાનું બતાવી મુર્શિદાબાદમાંથી નીકળી પડયો.[1] અલીવર્દી મેદિનીપુરમાં હોવાના કારણથી તેને અટકાવી શક્યું નહિ.

પટના આવ્યા બાદ સિરાજદ્દૌલાએ પોતાનો છુપોવેશ કાઢી નાખ્યો; તેણે રાજા જાનકીરામને સ્પષ્ટ રીતે કહાવી મોકલ્યું કે "તમો તો માત્ર પ્રતિનિધિ છો, ખરો નવાબ હુંજ છું." અત્યાર સુધી પોતાના રાજ્યના ખબર ન લેતાં ખરો રાજા અકસ્માત્ સદેહે પટણાના દરવાજા આગળ આવી ઉભો. જાનકીરામને ભારે મુંઝવણ પેદા થઇ. નવાબની અનુમતિ લીધા વિના સિરાજદ્દૌલાને બધું સોંપી દેવાનું સાહસ કરવા તરફ તેનો જીવ ન ચાલ્યો, તેમ સિરાજના હુકમ અમાન્ય કરવાનું સાહસ ખેડવાને પણ તે તૈયાર ન થયો. બહુ વિચાર કર્યાબાદ જાનકીરામે નવાબની પાસે સમાચાર મોકલ્યા અને કિલ્લાના બારણાં બંધ કર્યા.[2]

---

૧ મુતક્ષરીનમાં લખ્યું છે કે "સિરાજદ્દૌલા પોતાની પ્રિય બેગમ લુત્ફુન્નિસા સાથે બેલ ગાડીપર બેસી નીકળી પડયો. હુસેનકુલીખાં થોડે દૂર સુધી તેની પાછળ દોડયો હતો, પણ સિરાજને પકડી ન શકવાથી પાછો ફર્યો. સિરાજદ્દૌલાના બળદો દિવસમાં વીશ કોશના હિસાબે દોડતા હતા.

૨ The Raja was at a loss how to act, being fearful of surrendering his charge without orders from the Nawab; and alarmed, lest any

જાનકીરામ નોકર હોઇ પોતાની સાથે આવું વર્તન ચલાવશે, એવું સિરાજે ધાર્યું નહોતું; તે ક્રોધથી ઉન્મત્ત થઇ ગયો. સિરાજ બિહારનો નવાબ હતો; રાજધાની, કિલ્લો, ખજાનો બધું તેનું હતું. જાનકીરામ તે કોણ માત્ર? તે તો કેવળ તેનો ચાકર. ક્યાં સાહસ-વડે તેણે પોતાના માલિક સામે કિલ્લાનાં બારણાં બંધ કર્યાં? ત્યારે શું તેને નામનો જ બિહારનો નવાબ નીમ્યો છે? જરૂર એમાં નવા-બનો ઇરાદો હશે. નહિતો જાનકીરામ તે કોણ કે તેનું આવું અપમાન કરી શકે! સિરાજનું હૃદય આ અપમાન સહન કરી શક્યું નહિ; તે પોતાનો ગુસ્સો ન દબાવી શક્યો. બાહુબળથી પિતાનું સિંહાસન મેળ-વવા તેણે કિલ્લાના દરવાજાપર તોપોનો મારો ચલાવ્યો.

અલીવર્દીખાંએ જો સમાચાર જાણતાંજ કિલ્લાના દરવાજા ખુલ્લા કરી દેવાને હુકમ લખી મોકલ્યો હોત, તો આ બધી તકરાર શાંત થઇ જાત, પણ તેણે તેમ ન કરતાં સિરાજદ્દૌલાપર ઉપદેશસૂચક એક લાંબો પત્ર લખી મોકલ્યો; અને રાજધાનીમાં પાછા ફરવાની સલાહ આપી. સિરાજનો ક્રોધાગ્નિ બમણા વેગથી સળગવા લાગ્યો.

સિરાજદ્દૌલા હવે સ્વાર્થ જતો કરી નવાબના હાથનું રમકડું બની બેસી રહેવા માગતો નહોતો. કોણ જાણે ક્યારે નવાબના ધોળા વાળ હંમેશને માટે વિશ્રામ લે, અને કોણ જાણે ક્યારે તેના નવીન માથાપર રાજમુકુટ પહેરી બંગાળા, બિહાર અને ઓરિસ્સાનાં સિંહાસનપર

---

accident should happen to Serajidowla if he opposed him; but at length he resolved on defending the city, till he should hear from Aliverdi Khan" Stewart's History of Bengal.

બેસવાનું ઠરે—એ અનિશ્ચિત ભવિષ્યની રાહ જોવા જતાં આ નિશ્ચિત પિતાનું સિંહાસન જતું કરવા માટે સિરાજ તૈયાર નહોતો. અલ્લીવર્દીએ બધાને ઊંચી પદવી આપી તો પછી સિરાજ કેવળ ખુશામતખોર વચનોથી કેવી રીતે રીઝે? તે જ્યારે બિહારનો નવાબ હતો, તો પછી ગમે તે રીતે પોતાનું રાજ્ય મેળવશેજ. તેમાં નવાબ અડચણ ન નાખે એવી સિરાજની ઇચ્છા હતી. બિહારનું રાજ્ય વિશાળ હતું, સિરાજના બાહુમાં બળ હતું. આથી જરૂર પડતાં માતામહની સાથે લડવાને પણ સિરાજ પાછો હઠે તેમ નહોતું. સિરાજે નિશ્ચય કર્યો કે કાંતો માતામહને હું બંને હાથમાં તરવાર પકડી કપાઇ મરીએ, અગર જેનો જય થાય તે નિરુદ્વેગે સજ્ય કરે! આવો સંકલ્પ કરી સિરાજદ્દૌલાએ લખ્યું:—

"જોનાબ આલિ! વા ઓઝ્જુદ એજૂહાર ઇસ કાદાર ગેહેર ઓ સાફ્કાતકે મેરે દુષમાનોકે દારપાયૂ પારથોગાસ્ હેંય આજા જમલા હોસેન કુલિખાંકો વાહ મારૂતારા એજ્જાત્ ઓ સારવારી દિયા કે મુઝે જેહ્લાત્ હાય કે બારવક્ત મા—એદાત્ બાયદ્દોયાનકે મેરે એસ્તેકૂમાલૂકો એક કાદામભિના બાઢા! ઔર સાહામતજોંગકો બેલ્લાગેત્ આહાદ દે કાર સૌલાતજાંગકો પુરનીયાકિ ફૌજદારી આતા ફારૂમાયી. મેરેહાલ પારૂબઝ્જુજ એનાયત્ જોબાનિકે કોઇ સેશકાત્ ઓ નવાજેસ જો એજદિરાહ્ માનસાબ ઔર એક્તેહારૂ કે લાયેક હો ના હુઇ; હાલા હારગેજ તાસૂરિક્ નાલાઇયેગા વારના આપકા શેરમેરે દામાન્ મે યાકે મેરાશિર આપકે જેર પાયૂ ફ્લિ હોગા!"[૧]

૧ Mutakherin.

પત્ર વાંચી આપણે—અત્યારના લોકો કંપી ઉઠીએ અને સિરાજને અકૃતજ્ઞ નરાધમ પશુપ્રકૃતિવાળો વગેરે વિશેષણોથી ભૂષિત કરી શકીએ જરૂર પડે તો સુંદર નવલકથા લખી વસુંધરાને માર્ગ આપવાની વિનંતિ કરીએ; પણ અલ્લીવર્દીએ તેમાંનું કશું કર્યું નહિ.

વાંક કોનો? સિરાજદ્દૌલાની વાત તો દૂર રહી, પણ ખુદ્દા નવાબ અલ્લીવર્દીખાનનું પણ કોઇ પ્રતિનિધિ આવું અપમાન કરે તો તે મુંગે મોઢે સહન કરે? આથી અલ્લીવર્દી સિરાજપર ગુસ્સે ન થયો. પણ યુદ્ધથી કદાચ સિરાજનો જાન જોખમમાં આવી પડે એ માટે ચિંતા કરવા લાગ્યો. મરાઠાઓ મરાઠાને ઠેકાણે રહ્યા, રાજ્યને રાજધાનીની ચિંતા જતી કરી થોડાંજ માણસો સાથે અલ્લીવર્દી પટણા તરફ દોડયો. સિરાજના ઉદ્ધત ભાષાવાળા પત્રના જવાબમાં તે પત્ર નીચેજ અલ્લીવર્દીએ પોતાને હાથે એક ફારસી ભાષાની કવિતા લખી મોકલી, તેનો ભાવાર્થ એવો હતો કે "જેઓ ધર્મને માટે લડાઇમાં જીવન વિસર્જન કરવા તત્પર થાય છે, તેઓ લગભગ ભૂલી જાય છે કે જેઓ સંસાર સંગ્રામમાં સ્નેહનો અત્યાચાર સહન કરે છે, તેજ ખરો વીર છે! તેઓની પરલોકમાં પણ તુલના થઇ શકતી નથી; ધર્મવીર શત્રુને હાથે મરાય છે, પરન્તુ સંસારવીર કેવળ સ્નેહપાત્ર આત્મીય માણસોની પીડામાંજ જીવણ વિસર્જન કરે છે!"[1]

---

૧. તે કવિતા આ પ્રમાણે છેઃ—

"ગાજિ કે પાયે સાહાદાત્ આન્દાર્ તાગો પોસ્ત ।
ગાફેલ કે શાહીદે એસ્ક્ ફાજેલ તાર્ આજ્ દોસ્ત ।
ફાર્દાય કેયામાંત્ ઈં વા ઑ કાયમાનાદ ।
ઇ કોસ્તા દુશ્માનાસ્ત્ વા કોસ્તાયે દોસ્ત !"

—મુતક્ષરીન.

સિરાજદ્દૌલાએ તોપોનો સખત મારો ચલાવ્યો છતાં કિલ્લો જીતાયો નહિ. તેનો સેનાપતિ મેહુદીનિસ્સારખાં[1] મરતાંજ અશિક્ષિત સૈન્ય નાસવા લાગ્યું! સિરાજ રોષથી ક્ષોભથી જર્જરિત થઇ એક પર્ણકુટીમાં આશ્રય ગ્રહણ કરી રહ્યો. રાજા જાનકીરામને આ ખબર મળતાંજ તેણે તેને માટે યોગ્ય રહેઠાણ બતાવ્યું; પરંતુ કિલ્લાનાં દ્વાર તો નજ ઉઘડયાં.

સિરાજ પંદર વરસનો જુવાનિઓ હતો. નાસતા દુર્બળ શત્રુ પ્રતિ રાજા જાનકીરામ આવી દયાળુ વર્તણુક કેમ ચલાવે છે, તે વાત તેને કોઈ સમજાવી શકયું નહિ; પણ ઉલટું બધા મળી સમજાવવા લાગ્યા કે જાનકીરામ બીકનો માર્યો સંધિ કરવા માટેજ આવો વ્યવહાર ચલાવે છે. આથી સિરાજદ્દોલા સૈન્ય સાથે કિલ્લો ઘેરી બેસી રહ્યો.

નવાબ આવ્યો. તેના આગમનના સમાચાર સાંભળતાંજ સિરાજ તેની પાસે ગયો.[2] સિરાજદ્દૌલાને એકલો નિશસ્ત્ર દેહે પોતાના

---

૧ એ મુતક્ષરીન–પ્રણેતા સૈયદ ગુલામ હુસેનનો મામો હતો. મુતક્ષરીનમાં લખ્યું છે કે તેની યુક્તિ વડેજ સિરાજદ્દોલાએ પટણા પર હલ્લો કર્યો હતો. મેહેદી નિસ્સારખાં મરાયાબાદ સિરાજ પોતાના કાર્યનું પરિણામ વિચારી મનમાં લજવાણો હતો અને તે માટેજ નવાબ આવ્યો કે તરત તેના તંબુપર જાતે હાજર થઇ બધો કજીઓ જતો કર્યો હતો.

૨. સિરાજદ્દોલા આ પ્રસંગ સબબ ઘણાની નિંદાનો ભોગ થઇ પડેલ છે. પરંતુ તેણે અલ્લીવર્દી સાથે કલહ કર્યો નહોતો, તેની સાબીતિ મુતક્ષરીન છે. અલ્લીવર્દીના આવવા સાથેજ સિરાજે તેની પાસે જઇ "કદમ બોસી" કરી માન આપ્યું. રાજા જાનકીરામના

તંબુમાં આવતો જોઇ નવાબ તેને ભેટી પડયો; તેની આંખોમાંથી આંસુની ધાર ચાલી: સિરાજ અક્ષત શરીરે પોતાની પાસે આવ્યો છે, તે વાત મનમાં આવતાંજ વૃદ્ધ અલ્લીવર્દીખાંનું મન આનંદથી નૃત્ય કરી ઉઠયું. માતામહ અને દૌહિત્ર પોતપોતાની શક્તિની પરીક્ષા કરી શકયા નહિ, એકનાં આંસુએ બીજાનાં આંસુને આકર્ષ્યાં એ આંસુના પ્રવાહમાં તુચ્છ ગૃહવિવાદ કોણ જાણે કયાં ડૂબી ગયો !

નવાબનાં આગમનની વાત સાંભળતાંજ જાનકીરામે કિલ્લાના દરવાજા ખુલ્લા કર્યા, ભારે આનંદ સાથે સિરાજનું સૈન્ય કિલ્લામાં પેઠું. અલ્લીવર્દીએ પટણાના કિલ્લામાંજ દરબાર ભર્યો. સિંહાસનની એક બાજુએ પ્રિય દૌહિત્ર સિરાજને બેસાડયો અને બધાની સમક્ષ જાહેર કરી દીધું કે આજથી સિરાજદ્દૌલાનો બંગાળા, બિહાર અને ઓરિસ્સાના યુવરાજ પદ પર અભિષેક કરૂં છું.[2]

સિરાજદ્દૌલા સંતોષાયો, પરંતુ દેશનાં લોકો સંતોષાયાં નહિ. જેઓ જુદા જુદા ઉપાયોવડે પૈસો મેળવતા, જેઓ છુપી રીતે સિંહાસન મેળવવાની તૈયારી કરતા, જેઓ રાજાના અમલદારો છતાં રાજવિદ્રોહિતા બતાવતા, જેઓ વિદેશી વેપારીના ગુમાસ્તા છતાં વિના જકાતે વેપાર ચલાવતા, તેઓએ જ્યારે આ વાત સાંભળી ત્યારે પોતાનો સ્વાર્થ જાળવવા માટે વિચાર કરવા લાગ્યા.



વાકયથીજ આટલો અનર્થ થયો હતો, તે સ્વીકારી નવાબે પોતે જાનકીરામને ક્ષમા કરવા માટે સિરાજને વિનંતિ કરી હતી.

૨. મુતક્ષરીનમાં આ બાબતનો ઉલ્લેખ નથી પરંતુ બીજાં પ્રમાણો પર આધાર રાખી અમે આ સ્થળે મુસલમાન ઇતિહાસ-લેખકનું અનુસરણ કરી શકયા નથી.



પ્રકરણ ૧ હું

## અંગ્રેજ વેપારીઓનું અપમાન.

બાળપણથીજ સિરાજદ્દૌલા અંગ્રેજોને સારી નજરેજોઇ શકતો નહોતો. તે પોતાના મનનો ભાવ ન છુપાવતાં વખતોવખત અંગ્રેજ પર દ્વેષની વાત ભરદરબારમાં પણ કહેતાં અચકાતો નહિ. વખત આવતાં અંગ્રેજોને હાથે બંગાળાનું રાજ્ય રમકડાંની માફક ભારે કિંમતે વેચાશે, જાણે તેની સૂચના સિરાજદ્દૌલાને થઇ હોય; અને તે માટેજ અંગ્રેજોના વેપારનો વિસ્તાર અને ઉન્નતિ જોઈ ઇર્ષ્યાયુક્ત નેત્રે તેનો તીવ્ર પ્રતિવાદ કરતો હોય એમ જણાતું.

સિરાજને બાળપણથીજ અંગ્રેજોનાં ચરિત્રનો અભ્યાસ કરવાની તક મળી હતી. તે વખતે નવાબના દરબારમાં અંગ્રેજોના પ્રતિનિધિ આવતા જતા હતા. શહેર બહાર વેપારની દુકાનો સ્થાપી, કાસિમ બજારના અંગ્રેજો પણ હંમેશાં આમતેમ ફરતા હતા. તેઓની કાર્યપદ્ધતિ જોતાં છતાં સિરાજનો અંગ્રેજો પરનો દ્વેષ દૂર થયો નહિ; પરંતુ ઉલટું તેઓનાં દરેક કાર્યમાં ગૂઢ ઉદ્દેશ જોઇ સિરાજ મનમાં અંગ્રેજોને ધિક્કારતાં શીખ્યો. બાળપણના સંસ્કાર

સહેજમાં દૂર થતા નથી; વયની વૃદ્ધિ સાથે સિરાજના એ બાલ્યસંસ્કાર પણ ગાઢ બનતા ગયા.

હીરાઝિલનું પ્રમોદભવન રચાયા બાદ સિરાજે તે સ્થાને પોતાના નામ મુજબ "મનસુરગંજ"[1] નામનું એક ગામ વસાવ્યું હતું. તે ગામની બધી આવક તેને પોતાને મળતી; આથી તે ગામની ઉન્નતિ થાય અને આવક વધે, તે માટે સિરાજ શક્તિમુજબ પ્રયત્નો કરતો હતો. દેશી વેપારની ઉન્નતિ ન થાય તો ગામ પણ ઉન્નત સ્થિતિમાં આવી શકે તેમ નહોતું; અંગ્રેજો ખુલ્લી રીતે અને ગુપ્ત રીતે વેપારદ્વારા દેશી વેપારીઓને નુકસાન કરી પરદેશીઓના લાભના રસ્તા ખુલ્લા કરવા લાગ્યા હતા[2] તેથી સિરાજદ્દૌલા પરદેશી વેપારીઓ પર અસંતુષ્ટ થવા લાગ્યો. ફ્રેંચો, વલંદાઓ વગેરે પરદેશી પ્રજાને વિના જકાતે વેપાર કરવાની પરવાનગી નહોતી; આથી તેઓની હરિફાઈથી દેશી વેપારીઓને વધુ નુકસાન થતું નહિ. પરંતુ અંગ્રેજોએ વિના જકાતે જળપર અને સ્થળપર વેપાર કરવાની બાદશાહી સનદ મેળવી દેશી વેપારીઓના રસ્તામાં કાંટા વાવ્યા હતા, તેથી સિરાજનો દ્વેષ અંગ્રેજો પર બરાબર દૃઢ થયો હતો. બાદશાહી સનદની રૂયે કેવળ ઇસ્ટ ઇંડિયા કંપની એકલી વિના જકાતે વેપાર ચલાવતી હતી એટલુંજ નહિ પણ કંપનીના અમલદારોના સગાંવહાલાં પણ આ દેશમાં આવી છુપી રીતે સ્વાધીન વેપાર ખેડતાં, અને કંપનીના અમલદારો પાસેથી વિનાજકાતે વેપાર કરવાનો પરવાનો મેળવી

---

૧. સિરાજદ્દૌલાનું નામ—"નવાબ મનસુરોલ-મોલ્કૂ-સિરાજદ્દૌલા શાહકુલીખાં મિરજા મોહમ્મદ હાયબત્ જંગબહાદુર."

2. Grant's Anaylysis of Finances of Pengal.

દ્રવ્ય કમાતાં. જોન ઉડ નામના એવા એક અંગ્રેજ વેપારીએ કંપની પાસેથી વિના જકાતે વેપાર કરવાનો પરવાનો માગતાં જે અરજી કરેલી તેમાં તેણે સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે સ્વતંત્ર અંગ્રેજ વેપારીઓને પણ કંપનીની માફક વિના જકાતે વેપાર કરવાનો પરવાનો નહિ આપવામાં આવે તો સત્યાનાશ વળશે.[1] બાદશાહી ફરમાન ન સ્વીકારવાનો કશો ઉપાય નહોતો; જ્યાં સુધી અંગ્રેજો રહે, ત્યાં સુધી તેઓ વિના જકાતે વેપાર કરે; એવી સનદ હોવાથી અંગ્રેજોને નસાડી ન મૂકે ત્યાં સુધી દેશી વેપારની ઉન્નતિ નજ થાય; આ સ્થિતિ હોવાથી કદાચ બાળક સિરાજદૌલા અંગ્રેજોને નસાડી મૂકવાની તક શોધતો હતો. સેનાપતિ મુસ્તફાખાં સિરાજના ઠરાવનું સમર્થન કરતો; પરંતુ અલીવર્દીના ભયથી તે પણ અંગ્રેજોને હાંકી મૂકવાની તૈયારી કરી શકતો નહતો. આવો ઠરાવ ઉપસ્થિત થતાંજ અલ્લીવર્દી બોલી ઉઠતો કે "મુસ્તફા યુદ્ધ વ્યવસાયી છે; લડાઇ જામે એટલે તેને લાભ થાય છે, તમે તેની વાત પર ધ્યાન આપતા નહિ."[2]

સિરાજને ખાત્રી હતી કે આખાં "ફિરંગીસ્તાનમાં"[3] દશ

૧. It will reduce a free merchant to the condition of a farmer or indeed of a "meanest black fellow."— Longs Selections.

૨. Stewart's History of Bengal.

૩. Orme, Vol. II. સિરાજદૌલાના સમયમાં આ દેશના લોકો યુરોપને "ફિરંગીસ્તાન" કહેતા; પરંતુ "ફિરંગીસ્થાન"ની વસ્તી સંબંધમાં તેઓ આટલા બધા અજ્ઞાની હતા તેની સાબીતિ મળતી નથી. સિરાજદૌલાની અજ્ઞતાના સંબંધમાં અંગ્રેજોએ લખેલા ઇતિહાસ સિવાય બીજું પ્રમાણ નથી.

હજારથી વધુ રહેવાશી નથી, અને દેશોદેશ વેપાર કરવો એજ તેનું ગુજરાન ચલાવવાનું સાધન છે. તેઓના દેશમાં પણ કારીગરી છે વેપાર છે; રાજા છે, રાજતંત્ર છે; સૈન્ય છે, સેનાપતિ છે; જરૂર પડયે હજારો વીર પુરુષો જીવન વિસર્જન કરીને પણ ઈંગ્લાંડની ગૌરવ-પતાકાનું રક્ષણ કરવા આગળ પડતાં જરાપણ આનાકાની કરતા નથી, એ બધું સિરાજદ્દૌલાના માનવામાં આવતું નહોતું. અલ્લીવર્દીખાં અંગ્રેજો સાથે ટંટો કરવાની મના કરતો, સિરાજ તેનું ખરૂં કારણ ન સમજવાથી વૃદ્ધ માતામહને બીકણ કાયર પુરુષ માની તિરસ્કાર કરવાને પણ અચકાતો નહિ. સિરાજદ્દૌલાનાં આ અવજ્ઞાપૂર્ણ ઉદ્ધતાઇનો પરિચય આપવા માટે એક ફ્રેંચ લેખક લખી ગયો છે કે "સિરાજ કહેતો કે યુરોપિયનોને સજા કરવા માટે બીજાં કશાંની જરૂર નથી;—કેવળ એક જોડ જોડાની જરૂર છે."[1]

અલ્લીવર્દી મરાઠાઓના હલ્લાથી મુંઝાયો હતો, તેથી અંગ્રેજોના અત્યાચારોની વાત જાણતાં છતાં તેને અટકાવવાના પ્રયત્નો કરતો નહિ. ઉલટું સિરાજદ્દૌલાનો અંગ્રેજો પ્રતિ ગુસ્સો જોઇ વખતો વખત સ્પષ્ટ રીતે કહેતો કે "સિરાજ અંગ્રેજો સાથે જેમ બને તેમ જલદી કજીઓ કરશે; અને તેથીજ કદાચ સિરાજનું રાજ્ય અંગ્રેજોના હાથમાં જઇ પડશે." પરંતુ સિરાજદ્દૌલા એ વાત પર ધ્યાન આપતો નહિ. તેને વિશ્વાસ હતો કે જરાતરા ધાક બતાવવાંજ અંગ્રેજ વેપારીઓ બીકના માર્યા નાસી જશે. સિરાજે એક વખત અંગ્રેજોને કાઢી મૂકવા માટે ખરેખર નવાબની મંજુરી પણ માગી હતી. નવાબ તેનો જવાબ આપતાં એટલુંજ બોલ્યો હતો કે 'મરાઠાની સેના

1. Hill's Bengal in 1756–57 Introduction.

સ્થળપર જે યુદ્ધરૂપી અગ્નિ સળગાવી રહી છે, તે તો શાંત પાડી શકતો નથી, ત્યાં અંગ્રેજો સાથે દ્વંદ્વ કરવાં તેઓનાં લડાયક વહાણો જો સમુદ્રમાંથી ગોળા ફેંકવા માંડે તો એવો દાવાનલ કેવી રીતે હોલવી શકું ? "[1]

એ સિરાજદ્દૌલા યુવરાજ બન્યો છે, એ સમાચાર અંગ્રેજોમાં ફેલાતાં તેઓને ભારે ધ્રાસકો પડ્યો. અંગ્રેજો તે વખતે પણ કૃપા ભિખારી વેપારીઓ માત્ર હતા, નવાબના દરબારમાં તેનું કશું ગૌરવ નહોતું. તેઓ કેવળ પૈસાની મોટાઇને લીધે પોતાના વેપારનું રક્ષણ કરતા હતા. તે વખતે લાંચનો મહિમા બહુ મોટો હતો. અંગ્રેજોએ મંત્રૌષધિની વ્યવસ્થા કરી, નવાબોને અને નવાબના દરબારમાંના માણસોને હંમેશાં સંતોષતા. નવાબને સંતોષવા અને તેની શુભનજર પોતાના તરફ આકર્ષવા માટે વખતોવખત ઘણા પૈસા વેડફી મારવા પડતા, અને આટલું છતાં તેઓ નિશ્ચિંત રહી શકતા નહિ. હુગલીનો ફોજદાર તેઓની પાસે વરસે ૨૦૦૦ રૂપીઆ લાંચ તરીકે લેતો હતો.[2] ઢાકામાં રાજવલ્લભ તેઓની કોઠી બંધ કરી, નૌકાઓ અટકાવી, કોઠીવાળાઓને કોઠીઓમાં પૂરી, ખોરાકીની ચીજો બંધ કરી, જોઇએ તેટલી લાંચ લેતો હતો. [3]આ બધાં કારણોથી

1. Stewart's History of Bengal.

2. Long's Selections.

3. Rajaballav becoming Nawab of Dacca peremptorily demended the usual visit from the three nations, the French compounded it for 4,300 Rupees, the English did the same

અંગ્રેજો અંતઃકરણપૂર્વક મુસલમાની સત્તાને ચાહતા નહોતા, અને મુસલમાનો પણ તેઓને સાધારણ વેપારી માની જોઇએ તેવું માન આપતા નહિ. તે સમયે મુસલમાન રાજસત્તાપર હતા અને અંગ્રેજો તેના ચરણરજ સેવક હતા; ભરણપોષણને માટે જન્મભૂમિ તજી, પિતામાતા તજી, સુખશાન્તિનો રસ્તો તજી અપરિચિત દેશમાં, અપરિચિતજાતિ સાથે, વેપારના ધંધામાં જોડાયા હતા; તેથી મનમાં ગમે તે હોય, તોપણ બાહ્યાચારમાં તેઓ મુસલમાન નવાબને આદરમાન આપવાનું ચુકતા નહિ.

બંગાળી પ્રજા આગળ અલીવર્દીખાં તદ્દન નિર્દોષ સ્વભાવવાળો, પ્રજાહિતેચ્છુ અને ધર્મિષ્ઠ નરપતિ તરીકે જાણીતો હતો. [૧]પરંતુ કલકત્તાના અંગ્રેજો આગળ અલીવર્દીખાં તેવો ગણાતો નહોતો. ઈ. સ. ૧૭૩૯ની ૯ મી જાનેવારીએ કલકત્તામાંના અંગ્રેજોના મુખ્ય અમલદારને નવાબના દરબારમાંથી નીચેનો પત્ર મળ્યોઃ—

" હુગલીના સૈયદ, મોગલ, આરમિનિઅન વગેરે વેપારીઓએ ફરિયાદ કરી છે કે તમે તેઓનાં લાખો રૂપીઆની કિંમતના માલથી પૂર્ણ વહાણો લૂટી લીધાં છે. અન્ટનિ નામનો વેપારી લાખો રૂપીઆના માલ સાથે અમારે માટે કેટલીક મૂલ્યવાન ચીજો ભેટ માટે લાવતો હતો; અમે સાંભળ્યું છે કે તે વહાણ પણ તમે લૂટી લીધું છે. એ

---

rather than have the trade stopped—despatch to the Court, March 1, 1754.

૧. "He was perhaps the only prince in the East whom none of his subjects wished to assasinate" Orme's Indostan, Vol. 18.

બધા વેપારીઓ રાજાનું કલ્યાણ ઇચ્છતા હતા, અમે તેમની ફરિયાદ જતી કરી શકતા નથી. અમે તમને વેપાર કરવાનો અધિકાર આપ્યો છે, લુટફાટ કરવાનો અધિકાર આપ્યો નથી. આ હુકમ મળતાંજ જો એ બાબતનું નુકસાન ભરપાઇ નહિ કરો તો અમે વધુ કઠોર દંડ કરીશું."[1]

પત્ર મળતાંજ કલકત્તાના અંગ્રેજોએ મસલત કરવી શરુ કરી. ઘણીવાર સુધી ગુપ્ત મસલતો કર્યાબાદ એ પત્રનો જવાબ મોકલ્યો. ગુન્હો નાકબૂલ કર્યો; અને ફરિયાદ કરનાર વેપારીઓને પકડી મુક્તિ પત્ર લખાવી લેવા માટે નાના પ્રકારના પ્રયત્નો શરૂ થયા. પરંતુ કંઇ પણ કારી ન ફાવી. વખત વીતતો જોઇ નવાબે અંગ્રેજોનો વેપાર બંધ કરી દીધો; અંગ્રેજોએ નિરુપાય થઇ જગતશેઠનો આશરો લીધો. તેથી સિરાજદ્દૌલાને બહુજ આનંદ થયો. આટલા દિવસ પછી અંગ્રેજોને નસાડી મૂકવાની તક મળેલી જોઇ તે નવાબને ઉશ્કેરવા લાગ્યો. પરંતુ જગતશેઠની કૃપાથી આ વેળાએ અંગ્રેજોનું રક્ષણ થયું; અનેક વિનંતિ કર્યાબાદ બાર લાખ રૂપીઆ દંડ આપી વેપાર કરવાનો હકક પાછો મેળવ્યો.[2]

સિરાજદ્દૌલા યુવરાજ થયાબાદ તરતજ રાજ્યમાં ફરવા નીકળ્યો તે વખતે અંગ્રેજોનું સૈન્યબળ નજીવું હતું; પ્રાર્થના અને વિનવણી

1. Long's Selections from the Records of Government of India, Vol I.

2. The English got off after paying the Nawab through the Siets 1,200,000 Rupees—Long's Selections.

વડે કાર્ય ન સરે તો પછી ખુશામત અને લાંચનો આશરો લેવાતો; વિલાયતના કંપનીના માલિકો પણ તેનુંજ સમર્થન કરતા. નવાબ સરકારમાં કોઇ પણ માણસ ચડતા ઓદ્ધાપર આવતું કે તરત અંગ્રેજો તેની પ્રીતિ આકર્ષવા મથન કરતા, અને તેમ કરવામાં જે દ્રવ્યનું ખર્ચ થતું, તેનું પ્રમાણ યાદ લાવી તેઓનું મ્હોં સુકાઇ જતું. આથી સિરાજદ્દૌલા રાજ્યમાં મુસાફરી કરવા નીકળ્યો છે, એ સાંભળી અંગ્રેજોને ભારે સંદેહ ઉત્પન્ન થયો.

સિરાજદ્દૌલાએ હુગલીમાં પગ મૂકયો કે તરત માનપાનના ઉત્સવથી આખું શહેર નૃત્ય કરી ઉઠયું. ફ્રેંચો અને ડેન લોકોએ આગળથી આવી સિરાજનો સત્કાર કર્યો. મહારાજ નંદકુમાર અને ખોજા વાજિદ તે વખતે હુગલીના કર્તાહર્તા તેઓની દયાથી ફ્રેંચો અને ડેનલોકો સિરાજની દયાને પાત્ર થયા. અંગ્રેજોને ન આવેલા જોઇ હુગલીના ફોજદારે તેઓને બોલાવ્યા. અંગ્રેજોનો મુખ્ય અમલદાર નાના પ્રકારની ભેટો લઇ બહુજ આદરમાનપૂર્વક સિરાજની સામે ઘુંટણ ભર થયો. આ પ્રસંગે અંગ્રેજોને ૧૫, ૫૬૦ રૂપીઆનો ખર્ચ થયો. કઇ કઇ બાબતમાં આ ખર્ચ થયો, તેની અંગ્રેજોએ યત્નપૂર્વક નોંધ કરી રાખેલી છે. તે પરથી તે વખતની રીતભાતનું જ્ઞાન થાય છે.[3] સિરાજદ્દૌલા સંતુષ્ટ થયો કે નહિ, તે જાણવાનો ઉપાય નહોતો;

૩. દંડનું પરિમાણ ૧૨ લાખ છપાયું છે, પરંતુ શ્રીયુત કાલીપ્રસન્ન બંદ્યોપાધ્યાય કહે છે કે એ ખોટું છે, એક લાખને વીસ હજાર હોવું જોઇએ.

| | | | |
|---|---|---|---|
| ૩૫ મહોર | ૫૭૭ | ૨ ખંડ ધોળો આરસ ૨૨૦ | ફકિરો માટે ૧૪૪ |
| રોકડા રૂપીઆ | ૫૫૦૦ | ૧ પિસ્તોલ ૧૧૦ | હુગલીના સેખોને ૭૫૬ |

પરંતુ અંગ્રેજોને ખાત્રી થઇ ગઇ કે યુવરાજ આપણા પર બહુજ ખુશ થયો છે. આ પરથી પોતાને કૃતાર્થ માની અંગ્રેજોએ ઈ. સ. ૧૭૫૨ ના સપ્ટેમ્બરની ૧૮મી તારીખે વિલાયત પત્ર લખ્યો, તેમાં આ શુભ સંવાદ ભારે આનંદ સાથે જણાવ્યા.[1]

અંગ્રેજોનો એ પત્ર વાંચ્યા નિશ્ચય થાય છે કે સિરાજની મરજી સંપાદન કરવા ભેટસોગાત આપ્યા છતાં તેઓ તદ્દન નિશ્ચિંત થઇ શકયા નહિ. પણ થોડા દિવસને માટે જરા નિરાંત મળી એટલા માટેજ આ આનંદના ઉદ્ગારો જણાવાયા હતા.

રાજ્યમાં મુસફરી કરતાં કરતાં સિરાજને જુદાં જુદાં સ્થાનોથી પુષ્કળ ભેટ સોગાતો મળી, તે સાથે ને તે સ્થાનોએ તેના પોતાના તથા તેના અનુચરોના અત્યાચારથી લોકો પાસે તેનો પ્રબળ પ્રતાપ જાહેર થઈ ગયો. મરાઠાઓને નસાડવા તેની પાછળ આમતેમ ભટકતાં ભટકતાં અલ્લીવર્દીની તંદુરસ્તી બગડી હતી, આ અત્યારથીજ સિરાજે યુવરાજ પદ પર રહી રાજ્ય વહીવટની દોરી ખેંચવાનું કાર્ય શરુ કરી દીધું હતું.

અંગ્રેજો અત્યારે ભારતવર્ષના માલિક છે.—જે દેશની પ્રજાશક્તિને પદદલિત કરી મોગલ તથા પઠાણ રાજાઓ ઘણા સૈકાઓ સુધી બાહુ બળવડે રાજ ચલાવતા હતા, તે દેશના લોકોને થોડો ઘણો અત્યાચાર તો ગુપચુપપણે સહન કરવાની ટેવ પડી ગઇ હતી; આથી

---

| | | | | |
|---|---|---|---|---|
| મીણબત્તી | ૧૧ ૦ | ૧ હીરાની વીંટી | ૧૪૩૬ | હુગલીના ફોજદારને ૭૭૦ |
| ઘડિઆળ | ૮૮૦ | ૨૬ મહોર અલ્લીવર્દીની- | | |
| ૨ જોડ આરસિ | ૫૫૦ | બેગમ માટે | ૪૨૫ | ઇત્યાદિ |

૧ અંગ્રેજી પત્ર પરિશિષ્ટમાં છાપ્યો છે.

રાજા થોડા પણો અત્યાચાર કરતો તેથી પ્રજા જરાપણ મુંઘવાતી નહિ. પરંતુ તે વખતના અંગ્રેજો વેપારી છતાં નિર્દોષ લોકોપર જુલમ કરવાની તક જવા દેતા નહિ. આ દેશમાં પગ મૂકતાંજ " કાલા આદમી" કહી અંગ્રેજો નાક ચઢાવતા હતા; આથી " કાલા આદમી " ને બહુજ દુઃખ લાગતું હતું. એ કાલાઆદમીના સ્વાર્થનું રક્ષણ કરવા સિરાજ દૌલા તૈયાર થયો. તેણે દરેક ચોકીએ અંગ્રેજોની નોકા અટકાવી તે ખરેખર કંપનીની નૌકા છે કે કોઇ પૈસાના લોભી અંગ્રેજ વેપારીની નોકા છે, તેની ખાત્રી કરવાની તાકીદ કરી એ તાકીદથી જ્યારે તેને માલુમ પડયું કે કંપનીના આશરા તળે દરેક અંગ્રેજો વિના જકાતે વેપાર કરે છે, ત્યારે જે ખરેખર કંપનીની નોકાઓ હતી, તેના પર પણ સંદેહ પડવા લાગ્યો. આથી કંપનીનાં માણસોને પણ થોડી ઘણી લાંચ વગર મુકિત ન મળતી.[1] આ સંબંધમાં કંપનીના કલકત્તાના દરબારમાં ફરિયાદો થવા લાગી.

રાજ્યકારભાર તપાસતાં અંગ્રેજોની વેપારીકળા અને છળકપટ પકડાતાંજ સિરાજે તેનું અપમાન કરવું શરુ કર્યું. મેરિ નામનું વહાણ આ રીતે બહુજ મુશ્કેલીમાં મૂકાયું. હાલવેલ સાહેબે તેથી ગુસ્સે થઇ અંગ્રેજી દરબારમાં ફરિયાદ કરી. મેરિ નામનું વહાણ કંપનીનું નથી છતાં તેણે વિના જકાતે વેપાર કરવાનો પરવાનો લીધો હતો, અને એ

1. Native cloth-merchants complain of the detention of their good by the exorbitant exactions of the chowkeys, that what used formerly to come down in ten days was now twenty days on its way"—Long's Selections.

રીતે વિના જકાતે અંગ્રેજો માત્રને વેપાર કરી પૈસા કમાવાની તક નહિ આપવામાં આવે તો તેઓની દુર્દશાનો પાર રહેશે નહિ. એ હોલવેલની ફરિયાદ હતી. આ રીતે અંગ્રેજ માત્ર સિરાજદ્દોલાના શત્રુ થઇ ગયા.

ધીમે ધીમે આ બધી વાત વિલાયતમાં કંપનીના કર્તાહર્તા માલિકોને જાહેર થઈ. તેઓએ પૂર્વની રીત મુજબ નવાબને સંતોષવા માટે વધુ પૈસા વેરી આ બધી ખટપટ બંધ પાડવાની સલાહ આપી.

કલકતાના અંગ્રેજો આ સલાહ મુજબ વધુ નજરાણું લઇ સિરાજદ્દૌલા આગળ હાજર થયા. પરંતુ તેથી પણ બંનેના મનની મેલાશ દૂર થઇ નહિ. કેવળ ખુલ્લો જુલમ થોડા રોજને માટે દૂર થયો.





## પ્રકરણ ૭ મું

### સિરાજદ્દૌલાનો મોટો દુર્ગુણ.

---

સિરાજદ્દૌલાની કબરને ઉદ્દેશી એક લેખક લખી ગયો છે કે:—
" અલ્લીવર્દીની પાસેજ તેનો વહાલો સિરાજ સૂલો છે. આ સિરાજદ્દૌલા ગર્ભમાંના સંતાનની સ્થિતિ જોવા માટે ગર્ભિણીનું પેટ ચીરતો, રાજમહેલમાં બેસી મરણને કિનારે પહોંચેલા માણસોની સ્થિતિ જોઇ આનંદ પ્રાપ્ત કરવા માટે હોડીઓનાં સ્ત્રી પુરુષોને બાંધી બેસાડતો અને તે હોડીઓ નદી વચ્ચે ડૂબાડવાનો હુકમ આપતો; પોતાનાં અંતઃપુરમાં રાખેલી સ્ત્રીઓને ઇંટોવડે જીવતીને જીવતી ચણાવી લેતો; માતા વ્યભિચારિણી નિવડે? તેનું વેર વાળવા માટે સ્ત્રીમાત્રનું સતીત્ત્વ હરણ કરતો; તરવાર અને બરછીથી સજ થયલી તાતાર, જ્યોર્જિયા અને હબસી દેશની સ્ત્રીઓને અંતઃપુરનાં બારણા સાચવવા નીમતો;—મુર્શિદાબાદના રાજમાર્ગો પર ખુલ્લી રીતે ખૂન કરતો; ઘણી સ્ત્રીઓનો સંભોગ કરી અને નરહત્યાથી પુણ્ય મેળવી હજરત મહંમદના ધર્મના બે મોટા ઉપદેશોનું પાલન કરી મુસલમાન ચરિત્રના આદર્શ રૂપે પ્રકટ થતો ! "[1]

---

૧. Travels of a Hindu.

આ કથન ખરેખર આ દેશની સાધારણ પ્રજામાં કહેણી રૂપે છવાઈ રહ્યું છે, તેમાં કશો શક નથી ! આટલો કાળ વીત્યાબાદ એ કહેણીથી દરેક બાબતનાં ખરાખોટાપણાની આલોચના કરવાનો પ્રયત્ન કરવો એ નકામો છે. તોપણ કહેણીને સત્ય માની લેતા પહેલાં એકાદ બે બાબતોની આલોચના કરવાની જરૂર છે.

જે લેખક એક મરણ પામેલા રાજાની કબરની ખડેરોપર ઉભો છતાં તેને અને તેના ધર્મપ્રવર્ત્તક હજરત મહમ્મદને ઉદ્દેશી આવું સુંદર પદ લાલિત્ય પ્રકટ કરતાં અચકાયો નથી, તે વર્ત્તમાન કાળનો અંગ્રેજી વિદ્યા જાણનાર નવીન બંગાળી છે. તે વખતના અંગ્રેજ અને બંગાળીઓએ મળી જેને સિંહાસન ભ્રષ્ટ કર્યો હતો, તે ભવિષ્યના અંગ્રેજો કે બંગાળીઓ પાસેથી પણ ન્યાય મેળવી શકયો નથી. બંગાળીએ ને સિરાજદ્દૌલાને શા માટે પદભ્રષ્ટ કર્યો હતો, તેનો વિચાર હજુ સુધી થયો નથી; પરંતુ આ દેશમાં વેપાર કરવા આવી, રાજવિદ્રોહીઓ સાથે છૂપી મસલતમાં ગુંથાઇ અંગ્રેજોએ શા માટે સિરાજને પદભ્રષ્ટ કરવામાં સહાયતા કરી હતી, તેનો વિચાર ઇંગ્લાંડના લોકોએ કર્યો હતો. એ ન્યાયપુરઃસર વિચારમાં પોતાના પક્ષ પુષ્ટ કરવા માટે તોહમતદાર અંગ્રેજોએ સિરાજદ્દૌલાપર જે જે અપવાદો મૂકયા હતા તે અપવાદો અત્યારે ઇતિહાસમાં ખરી ઘટના તરીકે આદરમાનપૂર્વક સ્વીકારવામાં આવ્યા છે.[1]

---

1. Holwell's India Tracts.

Evidence of Mr. Cook, in the first Report of the Committee of House of commons 1772–Scrafton's Reflections.

મોગલ સામ્રાજ્યની પડતી સ્થિતિ વખતે હિંદના બધા વિભાગોમાં વધુ ઓછા પ્રમાણમાં અરાજકતા ફેલાઈ હતી. બંગાળામાં તો મરાઠાઓના હલ્લાથી એ અરાજકતા વધુ પ્રમાણમાં ફેલાઇ રહી હતી. અલીવર્દીએ તક સાથે બાદશાહને અપાતી ખંડણી બંધ કરી હતી; તેનું અનુકરણ કરી બંગાળાનાજ જમીનદારોએ પણ તક મળતાં ખંડણી ભરવાનું બંધ કર્યું હતું; સિરાજદ્દૌલા આ સ્થિતિ અટકાવી કઠોરતાપૂર્વક દુષ્ટોને દબાવશે, અને જરૂર પડતાં વિદ્રોહીઓનો નાશ કરવાને પણ અચકાશે નહિ; આ વાત સિરાજના યુવરાજ કાળમાંજ જાહેર થઇ ગઇ હતી. આથી તક મળતાં બધા જમીનદારોએ એકત્ર થઈ સિરાજનો ઘાટ ઘડવાનું નક્કી કર્યું હતું ! પોતાનો પક્ષ બળવાન કરવા અંગ્રેજો કે બંગાળીમાંના કોઇ પણ આ બાબતમાં પાછા હઠે તેમ નહોતા. આમ હોવાથી તેઓની હકીકત ખરી માની ઇતિહાસે સિરાજદ્દૌલાનાં નાનાં પાપોનો ભયંકર દંડ આપવાની કઠોરતા દર્શાવી છે.

અંગ્રેજોના ઇતિહાસમાં સિરાજદ્દૌલાના અનેક અવગુણો વર્ણવ્યા છે, અમે તેનું યોગ્ય સ્થાને વિવેચન કરીશું. બંગાળીઓ પાસે સિરાજદ્દૌલા કેવળ ઇંદ્રિયપરાયણ, પૈસાનો લોભી અને ઉદ્ધતાઇની મૂર્તિ તરીકે જાહેર થયો છે; આ ઓળખાણ અતિશયોક્તિ ભરેલી હોવા છતાં તદ્દન ખોટી તો નથીજ. પરંતુ સત્ય છતાં ક્યાં કારણોને લીધે સિરાજદ્દૌલા ઇંદ્રિયપરાયણ અને પૈસાનો લોભી થયો છે, તેનું મૂળ શોધવાની પણ જરૂર છે.

માતામહના અતિ સ્નેહને લીધે બાળપણમાં સિરાજદ્દૌલાને સારી કેળવણી મળી નહોતી. સ્વાર્થ સાધવા માટે ઘણા માણસોએ

તક સાધી આ અણસમજુ તરુણ યુવકને લાલચના માર્ગે ઘસડયો હતો ! તે વખતના નવાબોમાં ઇંદ્રિયલાલસા બહુ કલંક સમાન ગણાતી નહોતી; તેથી સિરાજદ્દૌલાના અંતઃપુરમાં અગણિત દાસીઓ જોઈ જેઓએ તેનાપર એ કલંક ચઢાવ્યું છે, તેઓ તે સમયની સમાજનીતિ તરફ ધ્યાન આપી સિરાજદ્દૌલાના ચરિત્રની સમાલોચના કરતા નથી.

તે વખતના રાજા–બાદશાહો સમાજના નિયમો ઓળંગી ઇચ્છામુજબ વર્ત્તતા હતા. તેઓની સાથે વાસ્તવિક રીતે થોડાજ લોકો મળતા હળતા રહેતા. ઘણીવાર તો લોકો તેઓના દિદારના પણ જવલ્લેજ દર્શન કરી શકતા. છૂપી રીતે અંતઃપુરમાં અગર પ્રમોદભવનમાં તેઓ જે નીતિવિરુદ્ધ કાર્યો કરતા, તેમાંનું કશું બહારના લોકો જાણી શકતા નહિ. તેથી કલ્પનાશાળી માણસો અનેક વખતે રજનું ગજ કરી મૂકતા !

સિરાજની પાસે કોઇ અલીવર્દીખાંના ન્યાયી ધર્મજીવન અને પુણ્યકાર્યોની આશા તો કરતું નહિજ. ઇંદ્રિયવિલાસ એ મુસલમાન રાજાઓનું સાધારણ કલંક હતું, એકાદ બે માણસો એ કલંકમાંથી મુક્ત રહી શકયા તે માટે લોકોમાં પૂજાતા છતાં લોકો બધાના ચરિત્રમાં તેવી જિતેન્દ્રિયતા નિહાળવાની આશા કરતા નહિ. એથી બીજા સદ્ગુણો હોય તો સાધારણ પ્રજા એ દોષ તરફ બહુ ધ્યાન ન આપતી. તેથી ઉલટું કોઇ કોઇ પોતાનો સ્વાર્થ સાધવા માટે પાપમાર્ગની સહાયતા લઈ પૈસા મેળવવામાં પણ આંચકો ખાતું નહિ, અને તે માટે તેઓ જનસમાજમાં નિંદાભાજન પણ થતાં નહિ !

તે વખતના અંગ્રેજોનાં ચરિત્રમાં પણ ઇંદ્રિયવિકાર થોડા ઘણા પ્રમાણમાં વિકાસ પામેલો હતો. પ્લાસીનાં યુદ્ધ બાદ સિરાજદ્દૌલાની

છાવણીની ઘણીખરી વેશ્યાઓ નાસી છૂટી શકી નહોતી. મીરજાફરે તેઓને આદરમાન સહિત એકત્ર કરી ક્લાઇવની છાવણીમાં મોકલી દીધી હતી.[૧] ઇચ્છા ન હોય તો પણ ઉચ્ચ પદવી ધારી માણસને તેના મિત્રો કે અનુચરો પાપના માર્ગપર ઘસડી લાવતા. સિરાજદ્દૌલાને પણ આવી રીતે તેના હજુરિયાઓએ પાપના માર્ગપર ઘસડયો હતો.

સિરાજદ્દૌલામાં રૂપ હતું, જુવાની હતી, નવાબનો પ્રિય વારસ હતો, તેથી પ્રજાનો માનીતો હતો; તે ઉપરાંત જ્યારે પ્રજાએ સાંભળ્યું કે સિરાજ તો બિહાર, બંગાળા અને ઓરિસ્સાનો ભવિષ્યનો નવાબ છે, ત્યારે માણસો તેને પ્રિય થવા નાના પ્રકારના ઉપાયો યોજવા લાગ્યા. સિરાજનો ઉચ્છૃંખલ સ્વભાવ, સ્વતંત્ર ચિત્ત, તેજસ્વીપણું એ બધાંને લીધે બીજા કોઇપણ ઉપાયે તેને પ્રિય થવાય તેમ ન હોવાથી તેવા લોકોએ તેની યૌવનસુલભ નબળાઇને હથિયાર બનાવવાનું ધાર્યું, તેમને સફળતા મળી, તેઓ તેના વહાલા મિત્ર બની બેઠા

સિરાજ જુવાનીમાં આવ્યો, તેવામાં સોબતને લીધે થોડો થોડો દારૂ પીતાં શીખ્યો હતો ! જ્યારે યૌવન પૂર બહારમાં ખિલી નીકળ્યું, ત્યારે સોબતની અસરને લીધે યૌવનને લગતી પાપ-પ્રવૃત્તિ શાંત પાડવાની કેળવણી મળવા લાગી ! આ કાર્યમાં સિરાજનો જેટલો દોષ છે, તેના કરતાં તેને લોભાવનાર, ઉત્સાહ આપનાર મદદગારોનો વધુ દોષ છે આ દોષમાં જેઓ વધુ લપટાયા હતા, તેઓ કોણ હતા,

---

૧. Many of Suraj-a-Dowla's women taken in the camp had been offered to Clive by Meerjaffer immediately after the battle of Plassey."

—Travels of a Hindu.

કઈ શ્રેણીના માણસો હતા, ક્યા ઉદ્દેશને લીધે સિરાજની સાથે છાયાની માફક ભટકતા હતા, ઇતિહાસમાં તેનો કશો પત્તો મળતો નથી. જેઓ અપરાધી છે તેઓ "નિરપરાધી" ઠરી છૂટી ગયા છે, અને જે મોહાંધ બાળક તેઓની મોહજાળમાં ફસી એ બધાનાં પાપો ઉઘાડી લોક સમાજમાં ઉભો રહ્યો તે અત્યારે ઇતિહાસમાં અને સમાજમાં સેંકડો પાપોથી કલંકિત બની રહ્યો છે.

જેઓએ સિરાજદ્દોલાને જનસમાજમાં પાપમૂર્તિના રૂપમાં ઓળખાવી સ્વાર્થ સાધવાનો રસ્તો સહજ કરી લીધો હતો, તેઓએ તનતોડ મહેનતે આ કાર્ય ન કર્યું હોત, તો કદાચ થોડાજ રોજમાં માણસો આ બધી વાત ભૂલી જાત જે મહાન અકબરની કબર પાસે ઉભા રહી અત્યારે હિંદની તમામ પ્રજા તેના ગુણાનુવાદનું કીર્તન કરે છે–તે પ્રસિદ્ધ પાદશાહના રાતા રંગના પત્થરોવડે બંધાયલા કિલ્લામાં આરસના મહેલમાં કેટલી જાતિની, કેટલા ધર્મની કુળવાન સ્ત્રીઓએ તેની વાસના પૂર્ણ કરી હતી તે ઇતિહાસથી અજાણ્યું નથી. તેજસ્વિની, અભિમાનિની રજપુતરમણી જોધાબાઇનું નામ બંગાળીઓથી અજાણ્યું નથી. પરંતુ તે પણ અકબરની પટરાણી થઇ સિંહાસનની અર્ધાંગના બની હતી ! આગ્રાના કિલ્લામાંનું "નવરોજ બજાર"નું સ્થાન હજુપણ ધૂળના રૂપમાં ફેરવાઈ ગયેલ નથી; ત્યાં વર્ષોવર્ષ કેટલી સ્ત્રીઓ કલંકિત થતી, તે પણ લોકસમાજમાં છુપાયલું નથી. જહાંગીર બાદશાહ કુશળતાપૂર્વક શેર અફઘાનને મારી તેની પરમ રૂપવતી સ્ત્રી નૂરજહાનને સિંહાસનપર બેસાડી, તેના નામના સિક્કા પડાવી રાજ્ય ચલાવતો હતો; લોકો પણ પરમ આદરમાન સાથે બીજાની સ્ત્રીમાં લપટાયલા સમ્રાટ્ સામે ઘુંટણભર થઇ બેસતા હતા. આ બધું જોઈ, જાણી જનસમાજને સહન કરવાની ટેવ પડી

ગઈ હતી; એથી બાદશાહ અથવા નવાબોની ખાનગી જિંદગીની વાતો કોઈ ઉચ્ચારતું નહોતું.

અમે સિરાજદ્દૌલાના દોષોનાં ગુણગાન કરતા નથી, તેનાં પાપોનું સમર્થન પણ કરતા નથી; અમે તો કેવળ તે સમયના ઇતિહાસની આલોચના કરીએ છીએ, તે વખતના ઇતિહાસમાં જે સાબીતિઓ છે તે અત્યારે પણ જાણિતી છે. તેમાંની એકાદ બે વાતોવડે ખરી અવસ્થા સમજાશે.

મહારાજ મોહનલાલનું નામ પ્રસિદ્ધ છે. બંગાળીકવિ નવીનચંદ્રસેન તેનાં વીરત્વની જે કવિતાં રચી ગયા છે તે અત્યારે પણ બંગાળામાં સ્થળે સ્થળે ગવાય છે; પરંતુ મોહનલાલ હિંદુ છતાં શા ઉદ્દેશથી સિરાજદ્દૌલાનું સિંહાસન અને જીવન રક્ષવા તૈયાર થયા હતા, કવિ તેનું મૂળતત્ત્વ જણાવતા નથી.

મોહનલાલ એક સાધારણ અવસ્થાનો માણસ હતો. નવાબ સરકારમાં તેની પદવી તુચ્છ ગણાતી. સિરાજદ્દૌલા જ્યારે જુવાનીના મદમાં મસ્ત બન્યો ત્યારે જે જે માણસો તેના હજુરિયા બન્યા હતા, મોહનલાલ તેમાંનો એક હતો. મોહનલાલને એક સર્વાંગ સુંદરી બ્હેન હતી. રૂપમાં તે બંગાળી સ્ત્રી સૌથી સુંદર ગણાતી હતી. જુવાની આવતાં એ અતુલ રૂપ ધીમે ધીમે વિકાસ પામતું ગયું. એ રૂપવતી સ્ત્રી ક્ષીણ અંગવાળી સ્ત્રીઓમાં સહુથી વધુ ક્ષીણાંગી ગણાતી હતી. તેના શરીરનું વજન ૩૨ શેરથી વધુ નહોતું. આ સુંદર રૂપવતી સ્ત્રીની વાત સિરાજદ્દૌલાથી અજાણી ન રહી. છેવટે એ રૂપ સિરાજના અંતઃપુરમાં પ્રકાશ મારવા લાગ્યું.[1]

---

The translator of the Sayer tells us that the Indian idea of a beautiful woman is

મહારાજ માનસિંહ મુસલમાનને બહેન આપી મોગલોની વિજય પતાકા દેશવિદેશમાં વહન કરતો હતો. તેનાં સંતાનો કોઇ ઘોડેસ્વાર સેના અને કોઇ પાયદળ સેનાના સેનાપતિ રૂપે ઉચ્ચપદ ભોગવતા હતા. એક દિવસને માટે પણ બળવાન માનસિંહનું ક્ષત્રિય લોહી અપમાનના વિચારથી ઉત્તેજિત થયું નહોતું ! એક વખત રાણા પ્રતાપે તેની મશ્કરી કરી હતી; તેથી તેને શરમ આવવી તો બાજુએ રહી, પણ એ અપરાધ બદલ બાદશાહને રાણા પ્રતાપ પર ચઢાઇ કરવા તૈયાર કર્યો, રજપૂતનાં ગૌરવરૂપ રાણો પ્રતાપ ઘણાં યુદ્ધમાં હાર્યો, પીડાયો; વનેવન ભટકયો છતાં માનસિંહનો ગુસ્સો ન જ ઉતર્યો. તેનું એટજ કારણ એ હતું કે માનસિંહે આ બધું જાણતા છતાં મોગલને બહેન આપી હતી.

---

that her skin be of a golden colour, and so transparent, that when she eats pan, the red fluid can be seen passing down her throat, and that she weigt only twenty-two sirs (44 lbs.) Stewart's 64 is perhaps, a mistake for 44"—H. Beveridge. C. S.

૨. શ્રીયુત કાલીપ્રસન્ન બંદોપાધ્યાય મહાશય આ વાતમાં વિશ્વાસ રાખતા નથી. મુતક્ષરીનનો અનુવાદક હાજિ મુસ્તફા નામના ફ્રેંચ પંડિતે ટીકામાં એ વાત લખી છે, તે બંદોપાધ્યાયના મત મુજબ અમૂલક છે, કારણ કે મુસલમાનોએ રચેલા ઇતિહાસમાં તેનો કશો ઉલ્લેખ નથી.

મોહનલાલની સ્થિતિ પણ તેવીજ હતી. તે સાધારણ સ્થિતિમાંથી સિરાજદ્દૌલાના અમાત્યની પદવીએ પહોંચ્યો હતો, સામાન્ય સૈનિકમાંથી "મહારાજ" બન્યો હતો, તેનો પુત્ર પુર્ણિયાનો નવાબ બન્યો હતો; અને જ્યારે દેશના બધા જમીનદારો એકત્ર થઇ સિરાજને પદભ્રષ્ટ કરવા તૈયાર થયા હતા, ત્યારે મોહનલાલે એકલે હાથે તે બધા સામે બાથ ભીડી સિરાજની ગાદીનું રક્ષણ કરવામાં શરીરનું બલિદાન આપ્યું હતું. મોહનલાલના જેવો વીરપુરુષ જો ઇચ્છાપૂર્વક પોતાની બ્હેનને સિરાજ સાથે ન પરણાવે તો આવી રીતે પોતાના બનેવીનું હિત સાચવવામાં જીવન પણ ગુમાવે ખરો ?[1]

મોહનલાલની માફક બીજાપણ ઘણા લોકો સિરાજને વશ કરવા પ્રયત્નો કરતા હતા, પરંતુ ઇતિહાસમાં તેની નોંધ નથી. તો

---

૧. "નવાબી અમલમાં હિંદુ અમલદારો" નામક "બંગાળી સાહિત્ય" માસિકમાં પ્રકટ થયેલ ઐતિહાસિક લેખમાં (જેઠ ૧૩૦૫) શ્રીયુત કાલીપ્રસન્ન બંદ્યોપાધ્યાયે લખ્યું છે કે " અંગ્રેજ મહાત્માઓએ વીરવર મોહનલાલપર જે કલંક ચઢાવવાનો પ્રયત્ન કર્યો છે, તેની સમાલોચના કરવી અત્યારે જરૂરની નથી. અમે તેને "કલંક" તરીકે માનવાને તૈયાર નથી. મહારાજ માનસિંહ અને મોહનલાલ બંને આદરને પાત્ર છે; મોગલને બ્હેન આપી તેપરથી તેમની બહાદુરી ઓછી થઈ જતી નથી." બંદ્યોપાધ્યાય પોતાના બંગાળાના ઇતિહાસમાં ( ૧૩૦૮ ) કહે છે કે "મોહનલાલની આટલી બધી ઉન્નતિ એજ સિરાજની પડતીનાં બી વાવ્યાં." પરંતુ ઉન્નતિનું મૂળ કયું, તે દેખાડયું ન હોવાથી મુસ્તફાએ વર્ણવેલી "ભગિનીદાન" ના વાત કેવળ મોઢાની વાતોથી ઉડાવી દેવા જેટલું સાહસ અમારામાં નથી.

પણ રાજ્યમાં તપાસણી કરવા નીકળેલ સિરાજદ્દોલાની કૃપા મેળવવા માટે જુદાં જુદાં સ્થાનોના જમીનદારો અને ફોજદારોએ તેને સંતોષવા ખાસ ઇરાદાપૂર્વક અનેક સુંદર સ્ત્રીઓનાં સતીત્વનો નાશ કરાવ્યો હતો, તે અસ્વીકારવાનો કંઇ ઉપાય નથી.

છળથી, બળથી, કૌશલથી અને પૈસાના લાલચથી અનેક કુળવાન સ્ત્રીઓ સિરાજની દાસીઓ બની હતી; પરંતુ સિરાજ તેઓને રાત્રિકાળ પૂરો થતાં ફુલના હારની માફક રસ્તામાં ફેંકી દેતો નહિ. તે બધીને સન્માનપૂર્વક રાજમહેલમાં સ્થાન મળતું, અને તે માટેજ તેનાં અંતઃપુર આગળ સશસ્ત્ર પ્રહરીઓની જરૂર પડતી. સિરાજદ્દોલાના અધઃપતન બાદ તેના અંતઃપુરમાં જે સેંકડો સ્ત્રીઓ પ્રહરિઓથી વીંટલાઈ વાસ કરતી હતી, તેની સંખ્યા જાણી અંગ્રેજ ઇતિહાસકારો કંપી ઉઠયા હતા. પરંતુ તેઓ કોની સ્ત્રીઓ હતી, કઈ રીતે અંતઃપુરમાં આવી તે બાબત કોઇએ તપાસ કરી નથી. વખત જતાં તે સ્ત્રીઓને જ્યારે અંગ્રેજોની દયાવડે ખોરાકી પોશાકી જોગું નાણું મળવા લાગ્યું, ત્યારે ખરી અવસ્થા કંઇક પ્રમાણમાં જાહેર થઈ, અને તેઓમાંની ઘણીખરી સરફરાજખાંની બેગમો હતી, એવું અંગ્રેજ–કારભારીઓના કાગળપત્રોપરથી જણાય છે. પરંતુ ઇતિહાસ લેખકોએ પોતાની ભૂલ ન સુધારી–સુધારવાની જરૂર પણ ન જોઇ.

સિરાજદ્દોલાના વખતના અંગ્રેજ અને મુસલમાન ઇતિહાસ લેખકોએ જે ઇતિહાસ લખ્યો છે, તેમાં તેનાં અનેક કલંકો વર્ણવ્યાં છે; પરંતુ ગર્ભિણીનો ગર્ભ ચીરવાનું, હોડી સહિત માણસોને ગંગા-

નદીમાં ડૂબાડી દેવાનું, ઇત્યાદિ અદ્દ્ભૂત કલંકોનો તો જરાપણ ઉલ્લેખ કર્યો નથી! કહેવાની જરૂર નથી કે એ બધી "બનાવટી વાતો છે."[1]

---

૧. હાલના બંગાળી લેખકોમાં નવાબી અમલનો બંગાળાના ઇતિહાસ લખનાર કાલીપ્રસન્ન બંદ્યોપાધ્યાયે સિરાજનાં છિદ્રો જેટલાં જેટલાં મળ્યાં તેટલાં બતાવવામાં જરાપણ કચાશ રાખી નથી. છેવટે તેમણે પણ લખ્યું છે કેઃ–આમાં ગર્ભિણીનો ગર્ભ ચીરવાનું, પાણીમાં માણસોથી પરિપૂર્ણ હોડી ડૂબાડી દેવાનું, કુળવાન પતિવ્રતા સ્ત્રીઓનું સતીત્વ તોડવાનું ઇત્યાદિ કલંકોવાળાં કર્મો તેનું નિત્યકર્મ બન્યાં હતાં એમ ગણવાનું કશું કારણ નથી!" આવી કહાણીઓ બનાવનાર કોણ હતું, તે બાબત તપાસ કરતાં જણાય છે કે કલકત્તાનો અંગ્રેજ ગવર્નર રોજર ડ્રેક કિલ્લો તજી નાસી ગયો હતો માટે તેણે પોતાનું કલંક ઢાંકવાની આશાથી સિરાજદ્દોલાનું ચરિત્ર જેમ બને તેમ કાળું ચિતરી વિલાયતમાં ડિરેક્ટરો સમક્ષ રજુ કરી પોતાનાં બચાવનામાં દાખલ એ લખાણ વાપર્યું હતું, ( Hill's Bengal in 1756–57. P. 123 ) આ બચાવનામામાં આ બધા અત્યાચારો વર્ણવેલા હતા, અને ઇતિહાસકારોએ પણ તેમાંથીજ બધો ખોરાક મેળવ્યો હતો. ડ્રેક સાહેબનું પોતાનું ચરિત્ર પણ બહુ વખાણવા જેવું નહોતું. તે ૩૪ વર્ષના જુવાન માણસ હતા; વિધુર અવસ્થામાં પોતાની સાળીને પત્ની તરીકે સ્વીકારવાથી અંગ્રેજ સમાજમાં તે તદ્દન હલકા ગણાતા. અંગ્રેજોએ તેની સાથેનો સામાજિક સંબંધ પણ તજ્યો હતો. તે હમેશાં નીચ માણસો સાથેજ કાળ ગુજારતા અને દારૂડિયા તરીકે તેણે અંગ્રેજી સમાજમાં બહુ કીર્તિ મેળવી હતી.



## પ્રકરણ ૮ મું

### જમીનદારોની બીક.

મરાઠાઓના હલ્લા ખાળવા જતાં અલ્લીવર્દીનો ખજાનો ખાલી થઇ ગયો હતો. તદ્દન જરૂરી ખર્ચ નિભાવવા માટે પણ વખતોવખત દેવું કરવું પડતું હતું. આજે અહીં તો કાલે ત્યાં, કદી હાથીપર તો કદી ઘોડાપર, કદી બિહારની ડુંગરાળ ભૂમિપર તો કદી ઓરિસ્સાનાં જંગલોમાં હાથમાં તરવાર લઇ શત્રુઓ સામે ઝૂઝતાં ઝૂઝતાં અલ્લીવર્દીનું શરીર વ્યાધિથી જર્જરિત થઈ ગયું હતું. છતાં મરાઠાઓ તો વશ નજ થયા! હંમેશાં એક છાવણીમાંથી બીજી છાવણીમાં ભટકવાથી રાજકાર્યમાં મન પરોવવાનો વખત મળતો નહિ, તેમ સ્થિર ચિત્તે રાજધાનીમાં રહેવાથી મરાઠાઓને પણ હઠાવાતા નહિ; આથી અલ્લીવર્દી પ્રજાનાં રક્ષણ માટે ગામેગામ શત્રુઓ પાછળ પાછળ દોડાદોડી કરી થાકી ગયો; પરંતુ જેઓની દોલત માન અને આબરૂ રક્ષવા માટે તે આટલી બધી મહેનત લેતો હતો, તેનું તો એક વર્ષ માટે પણ દુઃખ દૂર નજ થયું. આ તરફ મરાઠા સેનાપતિ પણ અલ્લીવર્દી જેવા પ્રબળ હરીફ સાથે હંમેશને માટે લડાઇમાં રોકાતો હોવાથી તેને પણ વિસામો ન મળ્યો. આથી ઇ. સ. ૧૭૫૧ માં બંને વચ્ચે સંધીની વાતો ચાલી, બન્ને પક્ષે આનંદ સાથે સંધી કરવાનું સ્વીકાર્યું.

ઘણા વરસોબાદ લડાઇ બંધ થઇ. મરાઠાઓ સાથેની સંધીની રૂયે સુવર્ણરેખા નદી ઓરિસ્સાને બંગાળાની સીમાન્તરેખા તરીકે નક્કી થઇ. મરાઠીસેના હવેથી સુવર્ણરેખા ઉતરવાનો પ્રયત્ન ન કરે તો નવાબ તેઓને દર વરસે ૧૨ લાખ રૂપીઆ ચોથ આપે એવી સંધીમા બંને તરફથી સહીઓ થઇ.[૧]

સંધી તો થઇ, પરંતુ ચોથ આપવી શી રીતે? ખજાનામાં પૈસા તો નહોતા. આથી અલ્લીવર્દીખાંએ જમીનદારો સાથે મસલત કરી "ચોથ મરાઠા"[૨] નામનો એક નવો "ખાસકર" નાખ્યો; અને નવાબ સરકારનું ખર્ચ ઘટાડવા માટે ઘણાખરાં સૈન્યને રજા આપવામાં આવી દેશમાં શાન્તિ સ્થપાઇ.

અલ્લીવર્દીખાંની પહેલાંના નવાબોના અમલમાં બંગાળી જમીનદારોની વધુ સત્તા નહોતી. નિયમિત વખતે રાજાનો કર ન ભરાતાં તેઓને બહુજ સહન કરવું પડતું;–કોઇને કેદમાં નાખવામાં આવતા, કોઇની જમીનદારી બીજાને સોંપવામાં આવતી, કોઇને તો વળી "વૈકુંઠવાસ" માં મોકલવામાં આવતા.[૩]

૧. Stewart's History of Bengal.

૨. Fifth Report Vol. I.

૩. મુર્શિદ કુલીખાંના અમલમાં મુર્શિદાબાદમાં એક ખાડામાં દુર્ગંધ મારતા પદાર્થો ભરી રાખી તેમાં રાજકર ન આપનાર જમીનદારોને નાખવામાં આવતા, એવી વાત સંભળાય છે. આ ખાડાને મુસલમાનો મશ્કરીમાં "વૈકુંઠ" કહેતા. મુસલમાન ઇતિહાસમાં આ બાબત કશું નથી, તે વખતના અંગ્રેજો આ વાત લખી ગયા છે. શ્રીયુત કાલીપ્રસન્ન બંદ્યોપાધ્યાય આ બાબત માનતા નથી.

જમીનદારોની સહાયતાથી અને જગતશેઠની લાગણીથી અલ્લીવર્દી સિંહાસનપર આવ્યો હતે. તેથી તેના અમલ દરમિયાન ખરી રીતે જમીનદારો સિંહાસનના માલિક બની ગયા હતા. અલ્લીવર્દી તેઓની સાથે મળી શત્રુઓને હરાવતો, અને જમીનદારોના મત લીધા સિવાય કોઇ કાર્યમાં હાથ નાખતો નહિ. સિરાજદ્દૌલાને આ વાત ગમતી નહ. તે ગાદીપર બેસતાંજ દુશ્મનોને ગમે તે રીતે દબાવવાના પ્રયત્નો કરશેજ એ વાતની જમીનદારોને ખાત્રી થઇ ગઇ હતી. તેથી અલ્લીવર્દી માંદો પડયો ત્યારે સિરાજદ્દૌલાને રાજકાજમાં ભાગ લેતો જોઇ તેઓ બહુજ બીહીના.

આ બધા જમીનદારોમાં મિત્રતા જામવા લાગી, બધાં ભવિષ્યને માટે વિચારવા લાગ્યા. તે વખતે રાજસાહીની જમીનદારી આ દેશમાં તો શું પણ આખા હિંદમાં સર્વ કરતાં મોટી જમીનદારી ગણાતી હતી તેની ચતુઃસીમા પર મુસાફરી કરતાં ૩૫ દિવસ લાગતા[૧] આ વિસ્તીર્ણ મુલકનો કારભાર ગ્રહણ કરી પ્રાતઃસ્મરણીય રાણી ભવાની આખા ભરતખંડમાં પંકાઇ ગયેલ છે. તેના રાજ્યની સીમા પુરી થયે પ્રખ્યાત મહારાજ કૃષ્ણચંદ્રની જમીનદારી શરુ થતી હતી. તેનું રાજ સમુદ્રના કિનારા સુધી ફેલાયલું હતું.[૨] વિદ્યાબુદ્ધિ અને યશ ગૌરવમાં કૃષ્ણચંદ્ર પણ બંગાળીઓમાં ચિરઃસ્મરણીય થઇ ગયા છે. આ બધા પ્રબળ પ્રતાપી જમીનદારો વિદ્યાબુદ્ધિ, શાસનકૌશલ અને બાહુબળમાં એટલતો પ્રતાપશાળી બની ગયા હતા કે તેઓને એક-

---

૧. Holwell.

૨. ક્ષિતીશ વંશાવલી રચિત.

દમ છંછેડવાના પ્રયત્નો ન કર્યા હોત તો કદાચ સિરાજદ્દૌલાનો શોચનીય ઇતિહાસ જુદીજ રીતે લખાત.

તે કાળમાં જમીનદારો પોતાનો સ્વાર્થ જાળવવા માટે મંડળ રાખતા નહિ. તેઓ રાજકાર્ય માટે રાજધાનીમાં આવતા ત્યારે શેઠના મકાનમાં એકઠા થતાં, ત્યાંજ દેશનાં સુખદુઃખની વાતો ચર્ચાતી. વખત જતાં શેઠનું મકાન બંગાળી જમીનદારોનું મસલત ઘર બની ગયું હતું. **તે શેઠનું મકાન અત્યારે ગંગાના ગર્ભમાં મળી ગયું છે;**[1] જે કંઇ ખંડિયેરો હયાત છે, તેપણ ઝાડપાલાથી ઢંકાઇ ગયેલ છે! ચારે તરફથી જાણે વિષાદનો ઉષ્ણ શ્વાસ વહેતો હોય તેમ એ જગાએ પગ મૂકતાંજ આંસુ ખાળી શકાતાં નથી! એ ઐશ્વર્ય કોઈ મંત્રના બળવડે રેતીપરનાં ધૂળનાં પડની માફક ઉડી ગયું છે! મહિમાપુરનો તે ઉજ્વળ મહિમા કોઇ શ્રાપને લીધે મેશ જેવો કાળો અને વિકટ મૂર્તિ ધારણ કરી રહ્યો છે! તે રત્નના દીવાથી ઝગઝગાટ મારતું રાજભવન અત્યારે સાધારણ દીવા વિના અંધકારમય બની ગયું છે! ચારે તરફ તૂટી પડેલા થાંભલાઓ; તેમાં કેટલાંક જૂના ખખ થઇ ગયલા ઓરડામાં જગતશેઠનો હાલનો વંશધર અંગ્રેજોની આપેલી મદદ પર આધાર રાખી કોઇપણ રીતે જીવન ધારણ કરી રહ્યો હતો; અ-

---

૧. In Mohimapore, north of Jaffraganj, and on the left-hand side of the road to Azimganj there may be seen the ruined house of Jagat-Seth, "the Banker of the World." The Morshidabad Mint was here, and its foundations still exist The only relic of former magnificence is an impluvium or listern, with a stone border."—H. Beveridge C. S.

ત્યારે તો તે મદદ પણ મળતી નથી.[1]

જગતશેઠ અને બીજા મોટા મોટા જમીનદારોની શક્તિ વધી હોવાથી, સિરાજદૌલા મનમાં ગુસ્સે થયો હતો; તેથી જમીનદારો પણ તેનાથી અસંતોષી થયા હતા. આ અસંતોષ વખતે જતાં નાશ પામી શકત. જમીનદારોને મીઠાં વચનોથી ખુશી કરતાં તેઓની મદદ અને સહાનુભૂતિ મેળવવી એ પણ અશક્ય નહોતું. [2]પરંતુ સ્વભાવ દોષથી સિરાજદૌલાએ એ તક ગુમાવી! બે કારણોથી અલીવર્દીના જીવનકાળમાંજ જમીનદારો સિરાજના શત્રુ થયા હતા.

રાણી ભવાની વિધવા હતા, તે ગંગા કિનારે વાસ કરવાને બહાને મુર્શિદાબાદ પાસેના બડનગરમાં મકાન તૈયાર કરાવી રહેતા. બડનગરની આ હવેલી અત્યારે જીર્ણ થઈ ગયેલ છે. પરંતુ રાણી ભવાનીએ બહુજ યત્ને બંધાવેલાં દેવમંદિરો અત્યારે પણ સાધુસંન્યાસીઓ આગળ ગૌરવની વસ્તુ દાખલ પરિચિત છે.[3] રાણી ભવાનીનું

૧ ઇ. સ. ૧૮૯૫ માં મુર્શિદાબાદ પ્રાદેશિક સમિતિનાં સંમિલન વખતે ઓનોરેબલ શ્રીયુત સુરેન્દ્રનાથ બેનરજી વગેરે અનેક માનવંતા બંગાળીઓ મહિમાપુરનાં ખંડિયેરો જોવા ગયા હતા; તે વખતે ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો જગતશેઠના હયાત વંશધર તેને માનપૂર્વક બેસવાનું કહે એવું થોડું ઘણું સ્થાન પણ મળી શક્યું નહિ.

૨ પોતાના માલિકના પુત્ર સરફરાજને મારી સિંહાસનપર બેઠો તેથી લોકો અલીવર્દીના નામથી આરંભમાં કંપતાં હતાં. પણ વખત જતાં તે બધું ભૂસાઇ ગયું હતું.

3. Baranagar is famous as the place where Rani Bhawani spent the last years of her life,

પુણ્યશાળી નામ બંગાળી હિંદુમાત્રની આગળ પ્રાતઃસ્મરણીય બન્યું છે કેળવણીના ફેલાવા માટે, સ્વદેશ પ્રેમને માટે, શાસન શાસન કૌશલ માટે, પુણ્યશાળી કીર્તિ માટે, ગરીબોનાં પાલન માટે, રાણી ભવાની સ્વદેશીઓની આગળ પૂજવા લાયક દેવી તરીકે જાહેર છે.[1] તારા નામની તેની વિધવા કન્યા પણ તેની સાથે બડનગરમાં રહી ગંગા કિનારે જીવન ગાળતી હતી. તારા બાલ વિધવા હતી. તે તેનાં અદ્ભૂત લાવણ્યને લીધે બંગાળામાં પ્રસિદ્ધ હતી, તેણે પોતાની માનું અનુકરણ કરી બીજાની સેવામાં જીવન અર્પણ કર્યું હતું. બંગાળીઓ પાસે તે શુભ્રવસ્ત્રધારિણી બ્રહ્મચારિણી તરીકે પુજનીય થઇ પડી હતી. વૈધવ્યની કઠોર તપસ્યાથી તેનું અનુપમ રૂપ મલિન ન થતાં ઉલટું વધુ ઉજ્વળ થઇ ગયું હતું. સિરાજદ્દૌલાથી તારાનું રૂપ ઝાઝા દિવસો અજાણ્યું રહ્યું નહિ. એક દિવસ મહેલની અગાસીપર ચોટલો છૂટો મૂકી રાજકુમારી તારા મંદમંદ પગલે ફરતી હતી. મંદમંદ પવન તેના ઘુંટણ સમા વાળને ઉડાડતા હતા. તેજ વખતે પાસે વહેતી

and where she died. She built some remarkable temples here. In size, or shape, they are ordinary enough, but two of them are "richly ornamented with terra cotta tiles each containing a figure of Hindu Gods very excellently modelled and in perfect preservation."

—H. Beveridge C. S.

૧. Rani Bhawani is a heroine among the Bengalees." Ibid.

ભાગીરથીપર સિરાજદ્દૌલાની વિલાસતરણી મંદમંદ ગતિથી તરતી હતી. કોઇ નઠારી ક્ષણે એ અતુલનીય રૂપરાશિ સિરાજની પાપી આંખોવડે દેખાયો ! સિરાજ જુવાન હતો, તેનું ચિત્ત દમન ન કરી શકાય તેવા વેગથી ભમતું હતું, હજુરિયાઓનાં ઉત્તેજનથી સર્વદા ગર્વિષ્ટ બનેલું હતું; એથી સિરાજ એ સુંદર રૂપનો માલિક બનવા ઉન્મત્તની માફક યુક્તિઓ ખોળવા લાગ્યો. મુસલમાન લેખકો એ કલંક વિષે કશું બોલતા નથી પરંતુ હિંદુઓમાં વંશાનુક્રમે એ કહેણી દંતકથા રૂપે પ્રચલિત થતી આવી છે.[1] જો રાજના બદલામાં પણ સિરાજ પોતાની જક છોડી દે તો રાણી ભવાની રાજ છોડી દેવાને પણ અચકાય તેમ નહોતા પરંતુ સિરાજના નામથી બધા કંપતા, છેવટે વિલક્ષણ સલાહકારોએ એક દિવસ મોટી ધામધૂમ સાથે ગંગાતીરે એક ચિતા ખડકાવી; ધુમાડાના ગોટાથી ગંગાજીના કિનારા છવાઇ ગયા; તે સાથે ચારે તરફ જાહેર થયું કે રાજકુમારી તારાએ અકસ્માત્ દેહ છોડયો છે. આથી તારાનો ધર્મ સચવાયો ખરો, પરંતુ સિરાજની પાપી વાસના ભસ્મ થઇ નહિ તે કોણ કહી શકે તેમ છે ? ખરી વાત કયાં સુધી છૂપી રહે ? સિરાજદૌલાએ જ્યારે સાંભળે કે તારા તો હજુ જીવતા છે, ત્યારે તેનો રોષ કોણ અટકાવે ? આવો વિચાર કરી જમીનદારો છૂપી રીતે સિરાજદૌલાનું સત્યાનાશ વાળવાના વિચારો કરવા લાગ્યા. તેઓ સમજી ગયા કે જો

૧ રાણી ભવાનીના વંશધર બડનગરના સ્વર્ગીય રાજા ઉમેશચંદ્ર પાસેથી આ વાત સાંભળી એક લેખકે "નવ્યભારત" માં વિસ્તારપૂર્વક પ્રકટ કરી હતી. પરંતુ રાજસાહી પ્રદેશમાં આ દંતકથાએ ઘણાં રૂપ ધારણ કર્યાં છે.

સિરાજદ્દૌલાને આપણે સિંહાસનપર પગ મૂકવાનો અવસર આપશું તો નક્કી આપણી જાતિ કે ધર્મનું રક્ષણ થઇ શકશે નહિ. સિરાજે ખરેખર કોઇનાં નિષ્કલંક કૂળમાં કલંક ફેલાવ્યું નહોતું, તે સિંહાસનપર બેઠો કે તરત તેના શત્રુથી છવાયેલા બંગાળામાં એ બધાં ઘૃણિત કાર્યો કરશે એ વાત પણ નક્કી નહોતી; તો પણ સિરાજ નવાબ થઇ લોકોના જાતિ ધર્મમાં હાથ નાખે એ સંદેહથીજ લોકો વ્યાકૂળ થઇ ગયા. ભવાની જેવી અતૂલ ઐશ્વર્યશાલિની પ્રતિભામયી વીરરમણી પણ જેના ભયથી બડનગર તજી નાસી ગઇ. ત્યારે પછી નાના જમીનદારો તો જીવતા છતાં મુવાજ સમજવા; એમાં કંઇ નવાઇ જેવી વાત નહોતી. સરફરાજખાંએ જ્યારે જગતશેઠની પુત્રવધૂનું અપમાન કર્યું હતું, ત્યારે બંગાળી જમીનદારો જગતશેઠનાં અપમાનમાં પોતાનું અપમાન થયું સમજી એકત્ર થઇ સરફરાજનું સત્યાનાશ વાળવા તેયાર થયા હતા. આ વખતે પણ બધાએ એકત્ર થઇ જગતશેઠની સાથે મસલત શરુ કરી. જગતશેઠ જમીનદારોનું આશ્રયસ્થાન હતું, વળી જમીનદારોમાંના અનેક જગતશેઠની આબરૂ વધારવામાં કારણભૂત હતા; આથી સ્વાર્થનું રક્ષણ કરવા માટે અગર સ્વદેશનું કલ્યાણ કરવા માટે જગતશેઠને જમીનદારોને મદદ કરવી પડી; આ રીતે સિંહાસને બેઠા પહેલાં સિરાજદ્દૌલાની કબર ખોદવાની શરુઆત થઇ.

જગતશેઠના વૈભવની વાત કોઇથી અજાણી નહોતી. તે ખરેખર “ દંતકથા ” ની માફક આખા હિંદમાં ફેલાઇ રહી હતી. એ વૈભવજ જગતશેઠની આબરૂનું મૂળ હતું. ગાદીએ બેઠા પહેલાં સમ્રાટ્ ફૂરોકશિયર થોડા રોજ બંગાળાનો સુબો થઇ આવ્યો હતો. તે વખતે તેની દશા બહુજ ખરી હતી. પૈસાનું તો ઠેકાણું જ નહોતું,

તેજ સમયે સિંહાસન પ્રાપ્ત કરવાની તેને તૈયારી કરવી પડી. તેથી તે પણ પૈસાને માટે જગતશેઠને બારણે આવ્યો હતો. જગતશેઠે શાહજાદાની માગણી પૂર્ણ કરવાથી તેના પૈસાથી બળવાન થઈ શાહજાદો ફરોકશિયર હિંદનાં સિંહાસનપર બેઠો હતો, અને શેઠના કુળના ઉપકાર યાદ લાવી "જગતશેઠ" ની પદવીવાળી એક રત્નની મહોર અને ફરમાન આપ્યું. તે ફરમાન મુજબ જગત્ શેઠને બંગાળા, બહાર ને ઓરિસ્સાના નવાબની ડાબે બાજુએ બેસવાનો હક્ક મળ્યો, અને નવાબો તેની સલાહ વિરુદ્ધ ન વર્તે તે મતલબનું બીજું ફરમાન પણ જાહેર થયું. નવાબ મુર્શિદકુલ્લીખાં પ્રથમ નવાબ દિવાન હતો. સમ્રાટ તેને કોઇપણ રીતે નવાબ–નાઝિમની પદવી આપવા ઇચ્છતો નહોતો. છેવટે જગતશેઠની માગણીથી કુલ્લીખાં નવાબીપદવી મેળવી શકયો, મુર્શીદકુલ્લીખાંની નવાબી સનંદમાં પણ એ વાતનો ઉલ્લેખ છે.[1] આ બધાં કારણોથી જગતશેઠની પદવી લગભગ નવાબના જેવીજ મનાતી હતી. રાજકર ઉઘરાવવાનો ભાર જગતશેઠપર નખાયો હતો. દરવર્ષે કર આપવા સબબ જમીનદારો તેનાં આંગણામાં એકત્ર થતા હતા. રાજકર આપી ન શકતા તેઓ પણ તેનોજ આશરો ગ્રહણ કરતા, અને તેની પાસેથી વ્યાજે રૂપીઆ લઇ કર ભરતા હતાં. ટંકશાળ પણ તેનાજ મકાનમાં હતી. આ બધાં કારણોને લીધે જગતશેઠને ઘણોજ પૈસો મળતો, અને એ બધી દોલત કોઈ અત્યાચારી નવાબ બળપૂર્વક ન લૂટીલે તે માટે જગતશેઠના પગારદાર બેહજાર ઘોડેસ્વારો તેના મકાનનું હંમેશાં રક્ષણ કરતા.[2]

1. W. W. Hunter.
2. Tornton's History of British India. Vol. I.

દેશમાં અરાજકતા ફેલાય, નવાબ અત્યાચારી નીવડે, અથવા જમીનદારો વિદ્રોહી નીવડે તો સહુ પહેલાં જગતશેઠનુંજ સત્યાનાશ વળતું. કાંતો તેનું સંચયત ધન લૂટાઈ જતું અગર નવું ધન પ્રાપ્ત કરવાનો માર્ગ બંધ થતો આ રીતે એવી સ્થિતિમાં ગમે તેમ પણ તેને તો નુકશાન જ થતું. આથી જમીનદારોને અસંતોષી અને વિદ્રોહ કરવાને તૈયાર થતા જોઈ સ્વાર્થનું રક્ષણ કરવા માટે જગતશેઠને તેની સાથે ભળવું પડયું. બધા મળી સિરાજને ગાદી ન મળે તેવા યુક્તિ ખોળી કાઢવા મસલત કરવા લાગ્યા.

સિરાજદ્દૌલા મોહમાં અંધ બની ગયેલો જુવાનિઓ હતો. મુસલમાનને ઘેર જન્મ્યો હોવાથી, મુસલમાનોના સહવાસમાં વિલાસમાં ઉછર્યો હોવાથી અને હંમેશાં કુકીર્તિપરાયણ હજુરિઆઓથી વીંટાયલો હોવાથી તે હિંદુઓનાં હૃદયનો ગૂઢ મર્મ જોઈ શકયો નહોતો, તેમ કરવાને તેને તક પણ મળી નહોતી. હિંદુઓમાં વિધવાવિવાહ થતો નથી;—મુસલમાનની છાયાનો સ્પર્શ થતાં પણ તેઓને ગંગાસ્થાન કરવું પડે છે; વિધવાનું બ્રહ્મચર્ય અક્ષરે અક્ષર ભલે ન પળાય તો પણ વિધવાનું ધર્મમાર્ગપર રક્ષણ કરવા માટે શાસ્ત્ર, લોકાચાર અને કર્ત્તવ્યબુદ્ધિ સમાનભાવે કટિબદ્ધ થઈ રહ્યાં છેઃ—વિધવાનું અવગુંઠન ભેદ કરી પાપી નજરે તેના શરીરપર નજર નાખતાં તદ્દન અધર્માચારી, પાપમાં રચ્યોપચ્યો નરાધમ હિંદુપણ હાથમાં લાકડી લઇ પાપદૃષ્ટિ કરનારને મારવા દોડશે એ વાત સિરાજદ્દૌલા કદાચ માનતો નહિ હોય. સ્વાર્થ સાધવાને માટે અનેક હિંદુઓએ પોતાની બ્હેન અગર દીકરી આપી મોગલોને સંતોષ્યા હતા, એથી સિરાજદ્દૌલાને વિશ્વાસ હતો કે હું જ્યારે સિંહાસનનો વારસ છું, તો પછી ભયથી કે ભક્તિથી મારી માગણી પૂર્ણ કરવામાં આવશેજ.

કેવળ આવા અંધ વિશ્વાસને લીધેજ તેણે રાણી ભવાનીની પાસે પૈસા આપી તારાનું રૂપ ખરીદી લેવાનું સાહસ કર્યું હતું.[1] આથી સિરાજદૌલાનો દમન ન કરી શકાય તેવો હૃદય-રોગ ખુલ્લો થઇ જાયછે. તે આવો ઉછાંછળો નહોત તો કદીપણ તેની બુદ્ધિ ભ્રમિત ન થાત.

વખત જતાં સિરાજનો આ ગુન્હો પણ ભૂલી જાત. જે પાપી કલ્પના કલ્પનામાત્ર બની હતી, તે ઇતિહાસમાંથી ભૂસાઇ જાત. પરંતુ જેઓ સ્વાર્થ સાધવા માટે ધીરેધીરે સિરાજદૌલાનું અધઃપતન કરવા માગતા હતા. તેઓએ તેની વિરૂદ્ધની આ વાત લોકો સમક્ષ જાગતી રાખ્યે ગયા, તેઓ આવો સુંદર સુયોગ જતો કરવા માગતા નહોતા. જો કે આ વાત રાણી ભવાની કદી પણ ઉચ્ચારતી નહિ; એટલુંજ નહિ પણ તેતો આ પાપ કહાણી વિલુપ્ત કરવાનો પ્રયત્ન કરતી હતી. પરંતુ રાજવલ્લભ વગેરે અમલદારો જાણતા હતા કે સિરાજની વિરૂદ્ધ હિંદુઓને ઉશ્કેરવાની આ એક સુંદર તક છે, આવી તક વારંવાર મળતી નથી. રાણી ભવાની જે દેશમાં પ્રાતઃસ્મરણીય દેવી તરીકે મનાય છે, જે દેશમાં નરનારી તેની દાનશીલતાનાં વખાણ કરી સવાર સાંજ બંને હાથો ઉંચા કરી જયધ્વનિ કરે છે, તે દેશમાં આ કહાણીને લતાપલ્લવાદિથી સુશોભિત કરી શકતાંજ દંતકથા-થી મુગ્ધ જનસમાજ સહેજમાં સિરાજદૌલાને નરપિશાચ માની બેસશે, એમાં કશો શક નથી. રાજવલ્લભ અને જગતશેઠ આ બધું જાણતા હતા. તેથી તેઓ આગ્રહપૂર્વક આ દંતકથા દેશવિદેશમાં ફેલાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આ રીતે સિરાજદૌલા સિંહાસનપર બેસે તે પહેલાંજ લોકોને તેના નામથી કંપવાની ટેવ પડી.

---

૧. આદર્શ-નારી.



## પ્રકરણ ૯ મું

## પૈસાનો લોભ.

હિંદનો તત્ત્વજ્ઞાની કવિ લખી ગયો છે કે—

**अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् ।**

તેલને આધારે પાત્ર કે પાત્રને આધારે તેલ ? એ કૂટ રહસ્યની મીમાંસા કરવા માટે સવારથી સાંજ અને સાંજથી સવાર સુધી માથું ઘુમાવી ઘુમાવી જેઓ ન્યાયશાસ્ત્રની સૂક્ષ્મમાં સૂક્ષ્મ ટીકાઓ લખી જીવન ગાળે છે. તેની પાસે કદાચ અર્થ અનર્થનું મૂળ હોઈ શકે! "**असारे खलु संसारे**" જન્મમરણથી પિડાતા, ઉંઘ જાગરણથી જડાયલા, દુઃખવિષાદથી પીડાતા માનવજીવનથી વીતરાગ થઈ જેઓ રહસ્યમય સૂત્રભાષ્યને પગલે ચાલી લોકાલય કરતાં વનચરમય જંગલનાં જીવનનેજ ઉત્તમ માની ગયા છે, તેઓ આગળ કદાચ અર્થ એજ અનર્થનું મૂળ હોય! પરંતુ માટીનો દેહ લઈ માટીની પૃથ્વીપર વસી, જીવનસંગ્રામના હજારો ફુંફાડા મારાવાયુઓથી પીડાતાં ધૂળનાં પડોની માફક દેશથી દેશાન્તરે ભટકતા પુત્રકન્યાની ભૂખ મટાડવા જેઓ કપાળપર પરસેવાનાં ટીપાં લૂછે છે, સંસારની સેવા કરવા માટે પળેપળે હૃદયનું લોહી રેડે છે, તેઓ દાર્શનિકતત્ત્વની વૈજ્ઞાનિકવ્યાખ્યા

સમજી શકતા નથી; તેની આગળતો પૈસો એજ પરમ પરમાર્થ છે. જીવન ટકાવવા માટે દરરોજની જરૂરિયાત માટે, આત્મરક્ષણ માટે, આત્માનો અધિકાર સ્થાપવા માટે આ સંસારમાં ડગલે ડગલે પૈસાની જરૂર પડે છે. તે માટેજ સંસારમાંનાં સ્ત્રી પુરૂષોનાં જીવનની સમાલોચના કરતી વેળા દાર્શનિક વ્યાખ્યા દૂર રાખી સંસાર-વિજ્ઞાનની દરરોજની અભિજ્ઞતા વડે વિચાર કરવો પડશે.

ધૂળથી ભરપૂર પૃથ્વીમાં જન્મગ્રહણ કરી, ક્ષણભંગુર માટીનાં સિંહાસન માટે સિરાજદ્દૌલા આટલો બધો શા માટે લલચાય છે? એજ દિવસ બાદ જે જળનો પરપોટો ગભીર અતલસ્પર્શ જીવન રૂપી સાગરમાં મળી જશે, જે રાજ્ય, જે રાજસિંહાસન, જે ચતુરંગી સેનાસેવિત રણપતાકા એજ દિવસ બાદ બીજાના હાથનાં રમકડાના રૂપમાં ફેરવાઇ જશે, તેને માટે સિરાજદ્દૌલા આટલું બધું શા માટે કરે છે? જેઓ આવા વિચારથી સિરાજદ્દૌલાના જીવનની સમાલોચના કરે છે, તેઓને હાથે સિરાજદ્દૌલાની મુક્તિની જરા પણ આશા નથી. પરંતુ જેઓ સંસાર-તત્ત્વ વિચારી, પૃથ્વીના બીજા સ્વતંત્ર રાજાઓના કાર્યો સાથે તેનાં કાર્યોને સરખાવી, સિરાજદ્દૌલાના કરેલા અપરાધોનું માપ કાઢવા અગ્રસર થાય છે, તેઓ કહેશે કે સિરાજ કેવળ અન્યાયથી ખટપટથી પિંજરામાં પૂરાયેલ સિંહની માફક નિર્દયપણે મરાયો હતો, એટલુંજ નહિ પણ તેનું નામ, તેની સ્મૃતિ, તેનો ઇતિહાસ પણ કેટલા અન્યાયી આક્રમણથી ચૂર્ણ-વિચૂર્ણ થઇ ગયેલ છે! ઇતિહાસકારો તેનાપર આટલા બધા ગુસ્સે થયા છે તેનું એક કારણ ઇંદ્રિય વિકારનું છે, અને બીજું કરણ પૈસાના લોભનું છે. છે. પહેલાં કારણની વિગત જાણી ગયા છીએ, હવે બીજા કારણ વિષે વિચાર કરીએ.

મુર્શિદાબાદથી થોડે દૂર મોતીઝિલ આવેલ છે. મોતિઝિલનું પૂર્વ સૌભાગ્ય અત્યારે જતું રહ્યું છે અત્યારે મોતિઝિલ કેવળ કાંટાના વનના રૂપમાં ફેરવાઇ ગયેલ છે. પરંતુ બંગાળાના ઇતિહાસમાંથી મોતિ-ઝિલનું નામ કદીપણ ભૂસાય તેમ નથી. અંગ્રેજ સ્ત્રી મિસિસ કિન્ડારલિ ઈ. સ. ૧૭૬૬ માં મોતિ-ઝિલનું રમણીય સ્થાન જોવા ગઇ હતી, તેણે તે બાદ વિલાયતમાં જે પત્ર લખ્યો હતો, તે પત્રનો કેટલોક ભાગ અત્યારે આ દેશમાં પણ જાહેર થયો છે. મૂળપત્ર ઇંગ્લાંડના "બ્રિટિશ-મ્યુઝિયમમાં" યત્નપૂર્વક સચવાયો છે.[1] આ મોતિ-ઝિલના રાજમહેલ બંધાવતાં કેટલા બધા પૈસા વપરાયા હશે! હમેશને માટે તેને માટે તેને મોજશોખની ભૂમિ બનાવવા માટે કિંમતી વિલાસનાં સાધનો એકઠાં કરવામાં કેટલો પૈસો વપરાયો હશે! પરંતુ કોઇ સ્વપ્નમાં પણ જાણતું નહોતું કે વખત જતાં તે અંગ્રેજના રહેઠાણ તરીકે વપરાઇ છેવટે ખંડિયેરના રૂપમાં ફેરવાઇ જશે. આ મહેલના ઓરડામાં ભમતી વખતે અંગ્રેજ સ્ત્રી મિસિસ કિન્ડારલિનાં વિસ્મયથી દિંગ થઇ ગયેલાં નેત્રો પણ આ વાત યાદ લાવી આંસુ વરસાવ્યા સિવાય રહ્યાં નહોતાં.[2]

---

1. Calcutta Review No. CXC.

2. "We may easily suppose that the Nabab who expended such great sums of money to build, to plant, and to dig the immense lake, little foresaw that it should ever become a place of residence for an English chief, to be embellished and altered according to his taste, to

મોતિ-ઝિલનું એ નવાબ-ભવન અત્યારે ધૂળમાં મળ્યું છે; તેના કાળા આરસના દરવાજાનો ખંડિયર નજરે પડે છે તે પણ ઝાડને વેલાથી ઢંકાઇ ગયાં છે. ભાગીરથી નદી અત્યારે તેને ઘસાઇને વહેતી નથી! ઝિલના નીલ જળમાં અત્યારે પદ્મના ફુલો શોભા આપતાં નથી! ચારે તરફથી ઉઠતો એક પ્રકારનો ગભીર હાહાકાર વહન કરતાં કિનારા પર ઉભેલાં ઝાડો વાયુથી નિરંતર શન્ શન્ કરી રહ્યાં છે! ઝિલનું પાણી સેવાળથી મલિન બની ગયું છે! વેલોની કુંજો ઘાસને કાંટાથી પરિપૂર્ણ થઇ ગઇ છે! જંગલી પશુઓનું રહેઠાણ બનવાથી માણસનું જણ્યું પણ ત્યાં વસવાટ કરી રહેતું નથી! જે દિવસે લૉર્ડ ક્લાઇવે બાદશાહે આપેલી "દિવાની સનંદ" જાહેર કરી ત્યારે મોતિ-ઝિલના ખાલી ઓરડાઓમાં વોરન હેસ્ટિંગ્સ સર જૉનશોર વગેરે અંગ્રેજ અમલદારો ઉતારો કરી રહ્યા હતા, તે દિવસે પણ કોઇ જાણી શક્યું નહોતું કે મોતિ-ઝિલનું પરિણામ આવું શોચનીય થશે. મુસલમાન નવાબો જેવી રીતે ઇતિહાસનાં પાનાં પર શોભીરહ્યા છે, તેવીજ રીતે મોતિ-ઝિલ પણ ઇતિહાસનાં પાનાંપર શોભી રહેલ છે,-તેને સમરાવી પ્રથમના જેવીજ બનાવવાનો હવે ઉપાય રહ્યો નથી.

---

be defiled by Christians, or Contaminated by swine's flesh.

"Much less could he foresee that his successors on the Musnud should be obliged to court these chiefs, that they should hold the Subahship only as a gift from the English, and be by them maintained in all the pagentry without any of the power of royalty."

નવાજેસ મહમ્મદે અહીં ઘણો પૈસો ખરચી મહેલ બંધાવ્યો હતો. નિજામતના પત્રોને પુસ્તકમાં એકઠા કરી રાખવામાં આવ્યા છે. તેમાંના એક પત્રમાં લખ્યું છે કે નવાજેસ મહમ્મદે અહીં ઈ. સ. ૧૭૪૩ ના અરસામાં એક મસ્જિદ, એક મદ્રાસા અને એક ધર્મશાળા બંધાવી હતી. તે મસ્જિદ અત્યારે પણ નજરે પડે છે. મરાઠાઓના હલ્લા વખતે નવાજેસ મહમ્મદ કોઈ વખતે ગોદાગાડિમાં તો કોઈ વખતે મુર્શિદાબાદમાં રહેતો. તે વખતે તેણે મોતિઝિલમાં મહેલ બંધાવ્યો હતો. જ્યારે તેણે સાંભર્યું કે અલીવર્દીની પછી સિરાજદ્દૌલા સિંહાસનનો વારસ ઠર્યો છે, ત્યારે તે સિરાજને નવાબી પદ પર આવતો અટકાવવાના પ્રયત્નો કરવા લાગ્યો, અને તે પ્રયત્નો બરાબર ચલાવવા માટે મુર્શિદાબાદમાં મોતિ-ઝિલમાં કાયમનો વાસો કરી રહેવા લાગ્યો.

આ પ્રમાણે મોતિ-ઝિલમાં રહેઠાણ કરી રહ્યા બાદ દીનદુઃખીનાં દુઃખ મટાડી, ભૂખ્યાને અન્ન આપી, રોગીને દવાની વ્યવસ્થા કરી, સ્વાભાવિક દયાળુ ગુણને લીધે નવાજેસ થોડાજ રોજમાં હિંદુ અને મુસલમાન બંને જાતિ આગળ સન્માનપાત્ર થઈ રહ્યો.[1] તેનો યોગ્ય પ્રતિનિધિ રાજવલ્લભ ઢાકાથી જે રાજકર મોકલતો, તે બધા પૈસા નવાજેસ આ પ્રમાણે સારાં કામમાં વાપરતો હોવાથી લોકો તેનાં ગુલામ બનવા લાગ્યા. અલ્લીવર્દીખાંનું મરણ જેમ જેમ પાસે આવતું ગયું, તેમ તેમ નવાજેસની છૂપી કલ્પના જાહેરમાં આવતી ગઈ.

1 "He was much esteemed by the poeple for his clemency and charities to the friendless and poor."—Stewart's History of Bengal.

વખત જતાં રાજવલ્લભ પણ કૃષ્ણવલ્લભ નામના સુયોગ્ય પુત્રના હાથમાં ઢાકાનો રાજભંડાર સોંપી મુર્શિદાબાદમાં આવી રહ્યો. બધા સમજી ગયા કે અલીવર્દીખાંની મરજી ગમે તે હોય. પણ વૃદ્ધ નવાબ મરણ પામતાંજ રાજવલ્લભની મદદથી, પૈસાથી બળવાન બનેલ નવાજેસ મહમ્મદ જરૂર બંગાળા, બિહારને ઓરિસ્સાનાં સિંહાસનપર બેસશે. સિરાજની ઉદ્ધત વર્તણુકથી જેઓ ગુસ્સે થયા હતા, તેઓ નવાજેસના માયાળુ વ્યવહારથી બહુજ ખુશ થયા હતા, સિરાજ બાળક હતો; નવાજેસ અનુભવી આધેડ પુરુષ હતો. સિરાજદૌલાને એક વખત સ્વતંત્ર બની રાજ્ય ચલાવવાની તક મળતાંજ તે દુષ્ટોનું દમન કરશે, એવી જેઓના મનમાં બીક હતી, તેઓએ જોયું કે નવાજેસ આપણે ધારીએ તેમ કરે તેવો છે, તે પોતાની આંખે જોતો નથી. પોતાના કાને સાંભળતો નથી;—રાજકાર્ય સંબંધમાં કંઇ પણ ગોટાળો કરવાને પણ શક્તિમાન નથી. આથી સ્વાર્થી અમલદારો તરતજ નવાજેસના પક્ષમાં ભળી ગયા. નવાજેસ પણ તક જોઇ છૂટે હાથે નાણું વેરવા લાગ્યો. જમીનદારો પણ તક જોઈ નવાજેસના દરબારમાં વારંવાર આવજાવ કરવા લાગ્યા. માસિક નક્કી કરેલ પૈસાથી સિરાજદૌલાનું પોતાનું ખર્ચ પણ પૂરું થતું નહોતું, તો પછી તે લોકોને તો શુંજ આપે ? વળી લોકો પણ ઇચ્છા છતાં સિંહની બોડ સમાન સિરાજદ્દૌલાના મહેલ તરફ જવાનું સાહસ કરતા નહિ. પરંતુ મોતિ–ઝિલના ઉઘાડા દ્વાર તો સર્વને માટે ખુલ્લાં હતાં. ત્યાં એકવખત પગ મૂક્યો કે થયું. ઝીણી ઝીણી વિવેકની ગુંચો નહોતી; નાના મોટાનો ભેદ નહોતો, માલિકને ચાકર વચ્ચે જુદાઇ નહોતી; જાણે આવનાર મેમાનજ મોતિ–ઝિલનો માલિક હોય, અને મોતિ–ઝિલનો અધિપતિ નવાજેસ મહમ્મદ તેનો નોકર

હોય એવી રીતભાત ત્યાં મચી રહેતી. તેથી લોકો દહાડે દહાડે નવાજેસના પક્ષમાં જવા લાગ્યા.[1]

સિરાજદ્દૌલા આ બધાં કારણોથી બહુજ ઉદ્વેગ પામવા લાગ્યો. મરાઠાઓ સાથે સંધિ કરી કંઇપણ ચિંતા વગર મજેથી રાજ્ય ચલાવવા માટે અલીવર્દી રાજધાનીમાં પાછો ફર્યો, ત્યારે તે સમજી ગયો કે શત્રુનાં સૈન્યો પાછળ ભટકતાં ભૂખમરો અને ઉજાગરાથી મારૂં બળવાન શરીર રોગી બની ગયું છે એક તો ઉમર ઝાઝી થઇ હતી, તેમાં વળી રોગે ઘર ઘાલ્યું; તેથી અલીવર્દી રાજકાર્યમાં મન ઘાલી શક્યો નહિ. તેની મરજી મુજબ સિરાજદ્દૌલા રાજ્યનું બધું કામ ચલાવવા લાગ્યો, પરંતુ રાજકાર્યમાં હાથ નાખતાં ન નાખતાં તો

૧. "He used to spend Rupees 37000 a month in the charities...He was fond of living well, and of amusement and pleasures; could not bear to be upon bad terms with any one; and was not pleased when a disservice was rendered to another. He loved to live with his servants, as their friend and companion; and with his acquaintances as their brother and equal. All his friends and acquaintances were admitted to the liberty of smoking their Hooquas in his presence, and to drink coffee whilst he was conversing familiarly with them."—Sair Mutakherin ( Mustapha's translation )

સિરાજની મોહનિદ્રા છૂટી ગઇ, જે સિંહાસનપર તેના બળવાન માતામહ દૃઢતાપૂર્વક બેસી ગયા છે, જે સિંહાસનના વારસ તરીકે સિરાજદૌલા પરમ આદરપૂર્વક ઉછર્યો છે, તે સિંહાસન પર એક દિવસને માટે પણ તેનો પગ ઠરશે, તેનો શો નિશ્ચય? અમલદારો સ્વાર્થ સાધવાના લોભથી નવાજેસના પક્ષમાં ભળ્યા હતા, રાજવલ્લભ પુષ્કળ ધનભંડાર સાથે નવાજેસનું હિત કરવા તૈયાર થઈ રહ્યો હતો, સિરાજની વિરુદ્ધ લોકોનાં ચિત્ત ઉશ્કેરવાની તૈયારીઓ ધમધોકાર થઇ રહી હતી. બીજી તરફ રાજકોષ ખાલી થઇ રહ્યો હતો, દેશ શત્રુથી ભરપૂર થઇ રહ્યો હતો. આવી અવસ્થામાં બાહુબળ વડે સિંહાસનનું રક્ષણ કરવા માટે સિરાજ છૂપી રીતે તૈયારી કરવા લાગ્યો. નવાજેસ ઢાકાનો નવાબ હતો, રાજવલ્લભ નવાજેસનો પ્રતિનિધિ હતો; બંનેએ પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું, બંને સિરાજદૌલાની નજરે મોટા રાજવિદ્રોહી હતા. જો સિરાજદૌલા કોઇપણ રીતે સિંહાસનપર બેસે તો સહુ પહેલાં નવાજેસ અને રાજવલ્લભને દાબમાં રાખશે, એ વાત દરેક જાણતું હતું. એટલે હવેથી પોતાનું રક્ષણ કરવા માટે, પોતાનો સ્વાર્થ સાધવા માટે નવાજેસ અને રાજવલ્લભ ખુલ્લી રીતે પોતાનો પક્ષ પ્રબળ બનાવવા લાગ્યા.

સિરાજદૌલાનું ભવિષ્ય કાળાં વાદળાંથી છવાવા લાગ્યું. તે સ્પષ્ટ રીતે સમજી ગયો કે બાહુબળ સિવાય સિંહાસન પ્રાપ્ત થાય તેમ નથી. પરંતુ બાહુબળ તે શરીરનુંજ બળ નથી; તે માટે તો વિશ્વાસુ રણકુશળ સેનાપતિ જોઇએ, કજીઆ ટંટામાં જય મેળવી શકે તેવું સાહસિક સૈન્ય જોઇએ, અને તે સૈન્યને અન્નવસ્ત્ર તથા અસ્ત્રશસ્ત્ર માટે પૈસા જોઇએ. સિરાજદૌલા પાસે એમાંનું કશું નહોતું.

તે વખતે રાજધાનીમાં જે પૈસાદાર વેપારી અને જમીનદારો રહેતા હતા, તેઓ જાણતા હતા કે દેશમાં ન્યાય મળે તેમ નથી, બાહુબળ અથવા નવાબની ઇચ્છા એજ બળવાન શક્તિ છે. આથી તેઓ મોઢેથી નવાબને અધીન જણાવતાં છતાં બાહુબળને બાહુબળથી હઠાવવા જરૂર જોગું સૈન્ય રાખતા હતા. સિંહાસન સંબંધ નવાજેસની સાથે ટંટો ઉત્પન્ન થતાં આ શ્રેણીના લોકો ઇસારામાત્રથી નવાજેસના પક્ષમાં ભળશે, તે વાત સિરાજથી અછાની રહી નહોતી.

દેશમાં લડાઇમાં મચ્યા રહેનાર લોકોનો અભાવ નહોતો. આજે જે બંગાળી લોકો રાજાની આજ્ઞા વિના એક કટાયલી તરવાર પણ રાખી શકતા નથી, આજ જે બંગાળી કાળીશાહી જેવા વર્ણવાળા હબસી કરતાં પણ અસ્ત્રવિદ્યામાં અયોગ્ય ગણાઇ કાયદાના કઠણ જંજિરમાં જકડાયા છે, તેજ બંગાળી લોકો ત્યારે ઘોડેસ્વાર અને પાયદળ સેનામાં પ્રવેશ કરતા, અને પ્રતિભા તથા રણકોશલ્યવાળા લોકો સેનાપતિ પણ થઇ શકતા. બંગાળી સિવાય હિંદુસ્થાની હિંદુ-મુસલમાન, અને પોર્ટુગીઝ, ફ્રેંચ તથા વલંદા પણ સેન્યમાં કામ કરવા માટે ટોળાંબંધ થઇ ભટકતા. પૈસા હોય તો અઠવાડિઆમાં હજારો માણસોનું સૈન્ય ઉભું થઇ શકતું. તેઓ કોઇ નક્કી કરેલા સ્થળે છાવણી નાખી રહેતા નહિ. જરૂર પડતાં પૈસા આપી એ લોહીના તરસ્યા સૈનિકોની હરકોઇ સહાયતા મેળવી શકતું; નવાબ અગર બાદશાહની આવરદા પૂરી થવાનો સમય થતો, ત્યારે આ જાતના લૂટફાટ કરવાને તત્પર રહેનાર સૈનિકો રાજધાનીની આજુબાજુ એકઠા થવા લાગતા. એની સહાયતાથી હિંદના ઘણા બાદશાહો ખરા વારસને ફકીર બનાવી બાહુબળવડે ગાદી બથાવી પડતા. સિ-

રાજદ્દૌલા આ બધું જાણતો હતો; અને જાણતો હતો તેથીજ પોતાની ગરિબાઇ અને નવાજેસની ધનાઢ્યતાની તુલના કરી કંપી ઉઠતો હતો. હાથમાં પૈસા હોય તો સૈન્ય મેળવવું સહેલું હતું. પરંતુ પૈસા ક્યાં? સિરાજદ્દૌલા પૈસા પૈસા કરતો વ્યાકૂળ બની ગયો. એજ તેના પૈસાના લોભનું મૂળ કારણ હતું.

સિરાજ પૈસાની ગરીબાઇથી વ્યાકૂળ થઇ ચારે તરફ શકરાની નજરે જોવા લાગ્યો, એ વખતે અકસ્માત્ એક નવીન વિપત્તિ આવી પડી. નવાજેસના હિતેચ્છુઓમાં રાજવલ્લભ અને હુસેન કુલીખાંનું નામ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તેઓ બંને વિદ્યાબુદ્ધિ અને ખટપટમાં પૂરા હતા. હુસેનકુલીના હાથમાં નવાબ નવાજેસનો ખજાનો રહેતો હતો. તેને લીધે નવાજેસના કુટુંબમાં હુસેનકુલીની લાગવગ બહુ હતી. પરંતુ દૈવના દોષને લીધે હુસેનકુલીખાં એ લાગવગનો સદ્વ્યવહાર કરી શક્યો નહિ. તેના નામ સાથે નવાજેસની બેગમ ઘસેટિનું નામ જોડી દાસીઓ અનેક વતો બોલતી હતી. એ વાત ધીમે ધીમે વિસ્તાર પામતી ગઇ. બધા એ વાત જાણતા હતા; પરંતુ ઉદ્ધત સ્વભાવવાળા સિરાજદ્દૌલાને કોઇ એ વાત કહી શકતું નહિ. છેવટે કુટુંબનું કલંક જ્યારે જગજાહેર થઇ ગયું, ત્યારે અલ્લવર્દીખાંની બેગમે છૂપી રીતે આ કલંકમાંથી મુક્તિ મેળવવા માટે તે પાપની વાત સિરાજને કહી દીધી. સિરાજદ્દૌલા પોતાની લાગણી અટકાવી ન શક્યો. મુર્શિદાબાદનો સરિયામ રસ્તો હુસેનકુલીના લોહીથી ખરડાયો: તેનું શરીર છિન્નભિન્ન કરી હાથીની પીઠપર નાખી શહેરના જાહેર રસ્તાપર રાજાના નોકરોએ ફેરવ્યું! આ ખબરથી નવાજેસ

અગર અલ્લીવર્દીએ કશો ગુસ્સો બતાવ્યો નહિ;[1] પરંતુ આ કાર્યથી ભવિષ્યમાં રાજવલ્લભનો અંતરાત્મા કંપી ઉઠયો હતો! તેના સંબંધમાં પણ એક અંગ્રેજ લેખક કલંકની વાત લખી ગયો છે.[2]

રાજવલ્લભ સિરાજદૌલાને નામે જૂઠાં આળ ફેલાવવા માટે અને તેની વિરુધ્ધ આબરૂદાર જમીનદારોને ઉશ્કેરવા માટે અનેક કાવાદાવા રચવા લાગ્યો. એ બધાં જુઠાં આળ અત્યારે ઇતિહાસમાં સ્થાન મેળવી રહ્યાં છે; અને તેનાપર આધાર રાખી ઇતિહાસ લેખકો હજુ પણ સુંદર વર્ણન કરવા માટે બધાંને સંભળાવે છે કે— સિરાજદૌલાના ખરાબ સ્વભાવ માટે શું કહીએ? તેની બીકથી મુર્શિદાબાદના સરિયામ રસ્તાપર લોકો બિનહરકતે ચાલી પણ શકતા

---

૧. હુસેનકુલીની સાથે નવાજેસની સ્ત્રી અને સિરાજની મા બંનેનાં નામો જોડાયલાં હતાં. અલ્લીવર્દી અને નવાજેસ મહમ્મદે હુસેનકુલીના ખૂન બાબત સંમતિ આપી હતી. તેના સંબંધમાં વિશેષ વિવરણ મુવક્ષરીનમાં કહેલું છે.

2. A Gentoo, named Rajah-bullub, had succeeded Hussein cooley khan in the Post of Duan or prime minister to Nowagis; after whose death his influence continued with the widow, with whom he was supposed to be more intimate than became either her rank or his religion," Orme, ii, 19. ઘણા કહે છે કે આ રાજવલ્લભ પરનું જૂઠું આળ છે. પરંતુ તેનું ચરિત્ર લખનાર ઓર્મનો ઇતિહાસ વાંચતાં છતાં આ બાબતમાં ચુપ રહેલ છે.

નહિ, તે પોતાને હાથે સરિયામ રસ્તાપર નિરપરાધી શહેરીઓને ટુકડે ટુકડા કરી ફેંકી દેતો!" [૧]

હુસેનકુલીના ખૂન સંબંધમાં એટલી બધી વાતો ફેલાઈ છે કે તેથી મૂળ વાત ઢંકાઈ ગઇ છે. એક સારો લેખક તેનો ઉલ્લેખ કરી લખે છે કે—"હુસેનકુલી સિરાજદ્દૌલાનો શિક્ષક હતો, બાળપણમાં સિરાજને બહુજ મારતો; સિંહાસનપર બેઠાબાદ સિરાજદ્દૌલાએ તેનું વેર વાળવા માટે બવા માણુસો સમક્ષ તેનું ખૂન કર્યું!" [૨] કહેવાની જરૂર નથી કે આવી વાતો તદ્દન ખોટી છે.

લોકો ગમે તે કહે, પાપ તો હંમેશને માટે પાપજ રહેવાનું છે. હુસેનકુલીનું ખૂન કર્યાબાદ સિરાજદ્દૌલા એ પાપની સ્મૃતિ મરણપર્યંત વહન કરતો આવ્યો હતો, તેના પુરાવા યોગ્ય સ્થાને બતાવવામાં આવશે. જે ઘટનાચક્રમાં પડી સિરાજે આ ખૂન કર્યું હતું, તેવા ઘટનાચક્રમાં પડતાં ગમે તેવા નરમ સ્વભાવનો માણસ પણ પોતાની જાત કાબુમાં રાખી શકે નહિ.

---

૧. હુસેનકુલીને સિરાજદ્દૌલાએ પોતાને હાથે માર્યો નહોતો. અલ્લીવર્દીની બેગમની ઉશ્કેરણીથી અને અલ્લીવર્દી તથા નવાજેસની સંમતિથી સિરાજ ઉપર આ કુટુંબકલંક મટાડવાની જવાબદારી આવી પડી હોવાથી તેની આગળ અને તેનાજ હુકમથી આ ખૂન થયું હતું. તે સમયની ઉશ્કેરણીને લીધે હુસેનકુલીનો આંધળો ભાઈ પણ નિર્દય રીતે મરાયો હતો.

૨. જન્મભૂમિ.

ઇંગ્લાંડના પાદરીઓ અને ધર્મિષ્ટ સ્ત્રી પુરુષોએ એક વખતે સ્વદેશના સંકુચિત રાજ્યશાસનથી કંટાળી હમેશને માટે સ્વદેશ તજ્યો હતો અને સ્વજાતિની માયા તજી જન્મભૂમિની પવિત્ર હદ ઓળંગી ટોળાબંધ થઇ અમેરિકાના નવીન શોધયલાં ફળદ્રુપ મેદાનોમાં બીતા બીતા ડગલાં ભરતા હતા ! તેઓની તે વખતની દુઃખી હાલત યાદ લાવી અમેરિકાનો ઇતિહાસ લેખક કરુણ ભાષામાં ઇતિહાસ લખી ગયો છે.[1] યુરોપનું એ સંકુચિત શાસન ચાલ્યું ગયું છે. એક દિવસ જેઓને દેશમાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા તેઓએ સેંકડો દુઃખો ભોગવી, જંગલી દેશમાં જીવન ગાળી જિંદગી વિતાડી હતી. અત્યારે યુરોપમાં એ "અમેરિકાના યાત્રાળુઓ" અને તેની સ્મૃતિ કેટલી બધી આદરમાન પાત્ર થઇ રહી છે. પરંતુ એ બધા યાત્રાળુ અને ધર્મઘેલા બહાદુર અંગ્રેજોએ અમેરિકાના સાગરચુંબિત શાંત, શીતળ, ઉદાર રાજ્યમાં અતિથિ તરીકે આશરો મેળવી, પોતાનેજ આશરો આપનાર તે દેશના અસભ્ય રહેવાશીઓને જે રીતે માર્યા હતા, જે રીતે તેની જાતિ મૂળમાંથી ઉખેડી નાખી હતી,—ક્યાં, ઇતિહાસમાં એ ભયંકર વાતો સબબ વપરાવી જોઇતી ભાષા કાં ! ઇતિહાસતો તેને માટે જરાપણ કંપારી ખાતો નથી ! તેની સાથે તુલના કરતાં અદૂરદર્શી સિરાદ્દૌલાનું આ કાર્ય શું ખરાબ હતું ?

---

૧ Bancroft's History of the United States.



## પ્રકરણ ૧૦ મું

### અંગ્રેજોનું ચરિત્ર.

હુસેન કુલીના ખૂનથી નકામું કલંક ચહડ્યું એટલોજ ફાયદો થયો! રાજવલ્લભ વધારે સાવધાન થયો, અને પોતાનો પક્ષ સબળ કરવાના પ્રયત્નો કરવો લાગ્યો. રોગથી મરણ પથારીપર પડેલો નવાબ દૌહિત્રનું ભવિષ્ય કાળાં વાદળાંથી છવાયલું જોઇ કપાળપર હાથ ઠોકવા લાગ્યો; અને ત્યારથી હંમેશા સદુપદેશ આપી સિરાજને સુધારવા અને તેનું હિત કરવાના પ્રયત્નો કરવા લાગ્યો. અલીવર્દીખાં સિરાજને પ્રાણથી પણ અધિક ચાહતો હતો, મુસલમાન ઇતિહાસ લેખકો[1] વારંવાર તે વાત લખી ગયા છે;–પરંતુ જુવાનીમાં ઉન્મત્ત થઇ ગયેલ સિરાજ તે સ્વીકારતો નહિ. અલીવર્દીખાંએ એ વાત યાદ લાવી સિરાજને લખ્યું હતું કે "**જેઓ સંસાર–સંગ્રામને વિષે સ્નેહના જુલમો સહન કરે છે, તેઓજ ખરા વીર પુરુષ છે!**"

એ સ્નેહપરાયણ માતામહ જ્યારે હંમેશને માટે પેટના રોગથી મરણ પથારીએ પડયો, જ્યારે સ્વાર્થ સાધવાને માટે તરકટમાં નિપૂણ રાજવલ્લભ અલીવર્દી પછી સિંહાસનપર નવાજેસ મહમ્મદને

---

1 Syed Golam Hossain.

બેસાડી સિરાજનું અભિમાન ગાળી નાખવાની તૈયારી કરવા લાગ્યો, ત્યારે સિરાજદ્દૌલા સમજ્યો કે " મારો એક ખરો મિત્ર આલીવર્દીખાંજ છે, એજ મારો આશરો છે ! " તે સમયથી સિરાજ પોતાનો દુર્દમનીય હૃદય-વેગ સમાલી લેવા લાગ્યો, પ્રમોદનો કોલાહલ શાન્ત થયો, હજુરિયાઓના પણ સમાન નાચો જતા રહ્યા, હિરાઝિલના રાજમહેલના ઓરડાઓ મદિરાથી ઉત્પન્ન થતાં અટ્ટહાસ્યવિના સુનકાર થવા લાગ્યા, નૃત્ય-ગીત થંભી ગયું !-સિરાજદ્દૌલા દરરોજ માતામહની પથારી પાસે બેસી ભવિષ્યને માટે શું કરવું તેનો ઉપદેશ સાંભળવા લાગ્યો.

મરાઠાઓ સાથે સંધિ થવાથી તેઓ તરફથી તો હંમેશને માટે શાન્તિ મળી હતી, પરંતુ ઓરિસ્સાનો પ્રદેશ હંમેશને માટે નવાબની સત્તા તળેથી ચાલ્યો ગયો હતો. પૂર્ણિઆમાં સૈયદ અહમદ રાજ્ય કરતો હતો,-તે દેશમાં સિરાજનો હિતેચ્છુ ક્યાંથી હોય ? ઢાકા રાજવલ્લભના હાથમાં હતું, ત્યાં પણ સિરાજના પક્ષમાં કોણ ઉભું રહી શકે ? બિહારનો કેટલોક ભાગ મરાઠાઓને સોંપાયો હતો;-જે ભાગ રાજા રામનારાયણની સત્તા નીચે હતો, તેમાં પણ રામનારાયણ વ્યવસ્થા કરી શક્યો નહોતો. સિરાજદ્દૌલા સમજી ગયો કે કેવળ મુર્શિદાબાદના વિભાગમાંજ નવાબની સાક્ષાત્ સત્તા વર્ત્તમાન છે પરંતુ તે પ્રદેશની પ્રતિભાશાળી રાણી ભવાની, કરોડપતિ જગતશેઠ અથવા વેપારી અંગ્રેજો વિપત્તિના સમયમાં મદદ કરે તેમ નહોતું. રાજવલ્લભના પ્રયત્નોથી રાજ્યધાનીના શક્તિવાળા લોકો ઓછાવત્તા પ્રમાણમાં સિરાજના શત્રુના પક્ષમાં મળી ગયા હતા ! સિરાજદ્દૌલાનું કોણ ? એક માત્ર સ્નેહપરાયણ માતામહ; તે પણ મૃત્યુશય્યાપર પડયા હતા,

તે પથારીપરથી ઉઠે તેવો સંભવ નહોતો! તો પણ સિરાજદ્દૌલા ધીમે ધીમે તેને ગળે વળગી પડયો.

જો સિરાજદ્દૌલાએ અલ્લીવર્દીના જેવું ધર્મપરાયણ, પ્રજાનું કલ્યાણ કરનારૂં વર્ત્તન સમયસર ચલાવ્યું હોત, તો સિરાજનું ચરિત્ર જુદીજ જાતનું લખાત અને બંગાળા, બિહાર તથા ઓરિસ્સાનો ઇતિહાસ પણ જુદોજ આકાર ધારણ કરત, તે બાબતનું અનુમાન કરી શકાય છે. પરંતુ મુસલમાનની સત્તા પૂર્ણ થવા આવી હતી, તે માટેજ સિરાજદ્દૌલાની મોહનિદ્રા વખતસર ઉડી નહિ!

મુસલમાન ધર્મમાં સિરાજદ્દૌલાનો વિશ્વાસ અચળ હતો; ધર્મ પ્રત્યેના પ્રેમને લીધે તેણે બહુ ખર્ચ કરી અરબસ્તાનના રણથી વીંટાળાયેલ મદિના નગરની પવિત્ર માટી હિંદમાં આણી હતી અને તે પર સુંદર મસ્જિદ બંધાવી હતી, એ મસ્જિદ ઘણા સમયપર્યંત ગંગાતીરે સિરાજદ્દૌલાના ધર્મવિશ્વાસના સાક્ષીરૂપે ખડી હતી.[1] આસ્થાવાન્ મુસલમાન હોવા છતાં સિરાજદ્દૌલાને જુવાનીમાં સોબતને લીધે દારૂ પીવાની ટેવ પડી હતી! તે સોબતને લીધેજ તે દારૂના સુંદર લાવણ્યથી મશગુલ બની ગયો હતો! અલ્લીવર્દીએ સિરાજની એ પ્રવૃત્તિ દબાવવાને કશો પ્રયત્ન કર્યો નહોતો. હવે મરણને કિનારે આવી પડેલા અલ્લીવર્દીને સિરાજનું સિયાહ ભવિષ્ય જોઇ કંપારી છૂટવા લાગી, છેવટે એક દિવસ સિરાજને પોતાની પથારી પાસે બોલાવી, કુરાન હાથમાં આપી શપથ લેવરાવ્યા કે " દારૂ કદી પીવો નહિ " તેજ દિવસથી સિરાજે સદાને માટે દારૂ તજ્યો! જે બળવાન હૃદયનાવેગને વશ થઈ સિરાજે પોતાને હાથે પોતાની સમા-

1, H. Beveridge C. S.

ષિનો ખાડો ખોદ્યો હતો તેજ હૃદયના પ્રતાપથીજ તેણે માતામહની મરણપથારી આગળ બેસી એક વખત પ્રતિજ્ઞા લઇ સદાને માટે દારૂનું પ્યાલું તજ્યું. ઇંગ્લાંડનો રાજા બીજા જેમ્સના મરણ સુધી અનીતિમાન રહ્યા છતાં ઇતિહાસમાં ધર્મપરાયણ આદર્શ રાજા તરીકે વખાણ મેળવી ગયો છે, અને મોહાંધ સિરાજદ્દૌલા બાળવયમાં થોડા દિવસો પાપમાં ફસી છેવટે વીર પુરુષની માફક પોતાનું ચરિત્ર સુધારવા મંડયો અને તેમાં સફળ પણ થયો છતાં તે જગતની આગળ, ઇતિહાસની આગળ, તેના સ્વદેશી હિંદુ–મુસલમાનોની આગળ "સુરાપાન કરનાર, ખરાબ ચાલનો પાખંડી" તરીકે તિરસ્કાર પામી ગયો;–આનુંજ નામ નસીબની વિડંબના.

સિરાજદ્દૌલાએ રાજકાર્ય હાથમાં લીધાબાદ કેવી રીતે રાજ્ય ચલાવ્યું હતું, તે ઘણાથી અજાણ્યું છે. કારણ કે તેણે જે સમય રાજગાદી પર વિતાડયો હતો તે સમય લડાઇ ટંટાથી ભરપૂર બની ગયો હતો; તેને નચિંત મને કામ કરવાની તક પણ મળી નહોતી. આથી સિરાજદ્દોલાના રાજ અમલ વિષે જાણવા ઇચ્છનારને અલ્લીવર્દીના જીવતાં તેના પ્રતિનિધિ તરીકે તેણે જે અમલ ચલાવ્યો હતો તેનો ઇતિહાસ જાણવાની જરૂર છે. તે ઇતિહાસમાં સિરાજદ્દૌલા અને અંગ્રેજ વેપારીઓ કેવા ગુણો બતાવી ગયા છે, તેની હકીકત જાણ્યા સિવાય ઘણાખરા બોલી ઉઠે છે કે તે વખતના અંગ્રેજો દેવ જેવા હતા અને સિરાજ રાક્ષસ જેવો હતો,–તેથી રાક્ષસનો નાશ કરવા માટેજ પ્લાસીના રણક્ષેત્ર પર અંગ્રેજ દેવતા સંગીનો લઇ ઉતરી પડયા હતા !

અંગ્રેજ ઇતિહાસ લેખકોએ ઘણા પ્રયત્નો બાદ સિરાજદ્દોલાનું જે અસુરી ચરિત્ર ચિતર્યું છે, તેવું ચરિત્ર અંગ્રેજ દફતરના કાગળ પત્રોમાં તો

જણાતું નથી. સિરાજ અંગ્રેજો પર વિશ્વાસ રાખતો નહિ, તેને મીઠી નજરે જોઈ શકતો નહિ. તેઓનું કપટ અથવા કુટિલતા પકડાતાં શક્તિ મુજબ સજા કરતો, એ બધું ખરૂં છે. પરંતુ રાજકાર્યમાં ગુંથાયા બાદ તેજ સિરાજે અંગ્રેજોને કપટથી અગર કુટિલતા વાપરી હાંકી કાઢવા સંબંધી કશા પ્રયત્નો કર્યા નથી. તેથી ઉલટું કોઇ કોઈ કાર્યમાં સ્પષ્ટ જણાય છે કે અંગ્રેજો પર રાજા અગર જમીનદારો જરાપણ જુલમ કરતા તો સિરાજદૌલા તે જુલમ કરનારને દબાવી અંગ્રેજોને અનુકૂળતા કરી આપતો. તેનાં એકાદ બે દૃષ્ટાંતો અત્યારે પણ મોજુદ છે.

જેમ અત્યારે કલકત્તા ગામડાના ધનવાનોને આકર્ષણ કરનાર થઇ પડયું છે, તેમ તે વખતે નહોતું કોઇ વેપાર કરી પૈસા કમાવા માટે તો કોઇ મરાઠાઓથી બચવા માટે કલકત્તા આવી રહેતું. બર્દવાનના મહારાજ તિલકચંદે મરાઠાઓના હલ્લાથી વારંવાર હારી છેવટે કલકત્તામાં મહેલ બંધાવ્યો હતો; વખત મળ્યે તેઓ ત્યાં થોડા દિવસ રહેતા, બાકીનો વખત તે મહેલ અમલદારોના રક્ષણ તળે ખાલી પડયો રહેતો. રામજીવન કવિરાજ નામનો મહારાજનો એક તહશીલદાર અંગ્રેજો સાથે છૂપી રીતે વેપારના સબંધથી જોડાયલો હતો, તેમાં તેને થોડી ઘણી પ્રાપ્તિ પણ થતી. ગમે તે કારણથી હોય પણ રામજીવન એક વખત જોન વુડ નામના અંગ્રેજ વેપારીના દેવામાં ફસાયો. વુડ સાહેબે રામજીવનના નામે કલકત્તાની "મેયર-કોર્ટમાં" રૂ. ૬૩૫૭ નું એક હુકમનામું મેળવ્યું[1] આ પૈસા સાથે બર્દવાનના રા-

1. The Gomasta owed Rupees 6957 to a European, the payment of which could not be secured. —Revd. Long.

જયને કશો સંબંધ નહોતો, પરંતુ અંગ્રેજ વેપારીને જ્યારે રામજીવન પાસેથી પૈસા ન મળ્યા ત્યારે તેણે અંગ્રેજી અદાલતની મદદથી રામજીવન પાસેના પૈસા વસુલ કરવા માટે બર્દવાનના મહારાજના કલકત્તામાંના મહેલને તાળાં દેવડાવ્યાં આ આકસ્મિક અત્યાચારથી બર્દવાનના મહારાજને બહુ ખોટું લાગ્યું, તેણે પણ ઉદ્ધત અંગ્રેજ વેપારીઓને સજા કરવા માટે પોતાના તાબાની જમીનમાં જ્યાં જ્યાં અંગ્રેજોની દુકાનો હતી, તે બધીને તાળાં દેવડાવી તેમના ગુમાસ્તાને કેદમાં નાખ્યા;—બર્દવાનના પ્રદેશમાં અંગ્રેજોનો વેપાર બંધ પડી ગયો.[1] અલીવર્દીના અમલમાં જમીનદારો પોતાના અધિકારમાં સ્વતંત્ર થઈ ગયા હતા, એથી બર્દવાનના મહારાજનો આમ કરવામાં કશો દોષ નહોતો. પરંતુ દોષ ન જોતાં, તેની તપાસ ન કરતાં અંગ્રેજોએ નક્કી કરી લીધું કે 'મહારાજનું વર્તન તદ્દન અપમાન ભર્યું છે, ગમે તેમ હો પણ તેનો ઉપાય કરવોજ પડશે'[2] અંગ્રેજોએ નવાબના દરબારમાં ફીરયાદ કરી, સિરાજદ્દોલા ત્યારે ખરેખરો નવાબ હતો, તે અલીવર્દીને નામે અમલ ચલાવતો હતો. સિરાજદ્દોલા જમીનદારોની સ્વતંત્રતાને દાબી દેવાને તૈયાર હતો, તેથી તેને બહાનું મળ્યું. તેણે બર્દવાનના મહારાજાને ખૂબ ઠપકો આપ્યો. અંગ્રજોએ અન્યાયથી રામજીવનના દેવા માટે મહારાજની સંપત્તિને અટકાવી હતી, તે વાત બાજુએ

૧. Consultation 1 April, 1755.

૨. Upon taking into consideration this affair, the Board are of opinion the Rajah has taken a step by no means warrantable and extremely insolant. —Long's Selections.

રહી ગઇ. મહારાજ તિલકચંદે નવાબ દરબારમાં ફરિયાદ ન કરતાં પોતે શા માટે આગળ પગલાં લીધાં-એ સવાલ ઉપસ્થિત થયો. એ સવાલમાં મહારાજની હાર થઈ! નવાબ દરબારની આજ્ઞાથી તેને તરતજ અંગ્રેજોના વેપારને રક્ષણ આપવું પડ્યું. તે પ્રસંગે નવાબ દરબારમાંથી જે હુકમ નીકળ્યો હતો, અંગ્રેજોએ તેનો અંગ્રેજી અનુવાદ યત્નપૂર્વક સાચવી રાખ્યો છે.

આ વર્ત્તન સાથે રાજવલ્લભનું વર્ત્તન સરખાવવા જેવું છે. રાજવલ્લભ અંગ્રેજોનો મિત્ર ગણાતો હતો. અંગ્રેજોએ જ્યારે સિરાજદ્દોલા સાથે ખુલ્લી રીતે શત્રુવટ સ્વીકારી, ત્યારે રાજવલ્લભનો પુત્ર કૃષ્ણવલ્લભ અંગ્રેજોના કિલ્લામાં આશ્રય કરી રહ્યો હતો! પરંતુ રાજવલ્લભ જ્યારે ઢાકાના નવાબ તરીકે ઓળખાતો હતો, ત્યારે તેણે વિના કારણે અંગ્રેજોને હેરાન કરી છોડી દીધા હતા. રાજવલ્લભે એક વખત નજરાણું માગ્યું, અંગ્રેજોએ તે તરફ ધ્યાન ન આપ્યું;—તરતજ રાજવલ્લભે અંગ્રેજોના ગુમાસ્તાઓને કેદમાં નાખ્યા, અંગ્રેજોનો વેપાર બંધ પાડયો, અને બાકરગંજ તરફથી ઢાકાના પ્રદેશમાં નૌકામાર્ગે અંગ્રેજ વેપારીઓને ચોખા લાવતા હતા, તે તેણે અટકાવ્યા; રાજવલ્લભના ભયથી લોકો અંગ્રેજોની નોકરી સ્વીકારતા નહિ![1] રાજવલ્લભ નજરાણું લેવાને માટે વારંવાર અંગ્રેજો સાથે આવું વર્ત્તન ચલાવતો. તે મુર્શિદાબાદ ગયાબાદ તેનો પુત્ર કૃષ્ણવલ્લભ થોડા રોજ ઢાકાનો નવાબ થયો હતો. કૃષ્ણવલ્લભના તાબાના મીર અબ્બુ તાલબ નામનો એક

1. They have received lately many insults from the Government there and particularly in their giving public orders that no person there shall serve that factory. —Long's Selections.

નાયબ હતો. તેણે વલંદા વેપારીઓમાંના એક ગોરા આદમીને કેદ કરી પીડવામાં પણ કચાશ રાખી નહોતી! આ બધી વાતો અંગ્રેજોએ કાગલપત્રોમાં લખી રાખી હતી, પરંતુ સિરાજદ્દૌલા વિરુદ્ધ તરવાર અગર લેખણ ચલાવતી વખતે એ બધું તેમને યાદ રાખવું જરૂરનું નહિ લાગ્યું હોય.

રાજવલ્લભ અને કૃષ્ણવલ્લભના જુલમથી યુરોપિયનો એટલા તો પિડાતાં કે વખતોવખત નવાબ દરબારમાં બધી જાતના યુરોપિયનો એકત્ર થઈ એકત્ર ફરિયાદ નોંધાવતા, અને તે રીતે છૂટકો મેળવતા. પરંતુ તદ્દન સામાન્ય બાબતને લીધે તેજ અંગ્રેજો પોતાને આશ્રય આપનાર મુસલમાન નવાબની સાથે ટંટો કરતાં પણ અચકાતા નહિ! કલકત્તાવાસી હિંદુ અગર મુસલમાનમાંનું કોઈ વારસ ગુજરી જતાં તેની સંપત્તિ હસ્તગત કરવાની નવાબ સરકાર તરફથી તૈયારી થતાંજ અંગ્રેજો કંઈને કંઈ બહાનું કાઢી તેમાં અડચણ નાખતા.[૧] ફ્રેંચો સાથે અંગ્રેજોના કુટુંબીપણાનો છેડો નહોતો; તેમ શત્રુતાની પણ હદ નહોતી. અલીવર્દીના અમલના છેવટના ભાગમાં અંગ્રેજો ને ફ્રેંચો વચ્ચે લડાઈ જામવાની તૈયારી થઇ. તે બહાને અંગ્રેજો કલકત્તાનો કિલ્લો સમરાવવા અને સૈન્ય એકઠું કરવા લાગ્યા. તેઓને નવાબના આશ્રય નીચે નવાબના રાજ્યમાં નિરુદ્વેગે વેપાર ચલાવી પૈસા પ્રાપ્ત કરવાનો અધિકાર મળ્યો હતો, તેને માટે કૃતજ્ઞ થવું તો દૂર રહ્યું, પણ જેથી કલ-

૧. The Nawab Aliverdi Khan repeatedly claimed the property of Calcutta-Natives dying without male issue on the ground that in such cases the Mogul becomes heir." —Revd. Long.

કત્તામાં નવાબની સત્તા ન ટકી શકે તેવી વર્તણુક ચલાવવામાં તેઓ નફ મળતાં જરાપણ અટકતા નહોતા.

અલીવર્દી આ બધું જાણતો હતો. પરંતુ મરાઠાઓના હલ્લામાં રોકાયો હોવાથી જાણતા છતાં આ બાબતમાં કંઇ કરતો નહિ. પરંતુ હવે અંગ્રેજ વેપારીઓની ધૃષ્ટતા અને નિભયતા તરફ લક્ષ્ય આપી સિરાજદૌલાને સાવધાન કરતો સ્પષ્ટ બોલી ઉઠયો કે અંગ્રેજોનું લડાયકબળ ઓછું નહિ કરી શકીએ તો કદાચ બંગાળાના રાજ્યનું ભલું નહિ થાય.[1] આટલા દિવસો વિત્યાબાદ અલીવર્દી જેવા હોશિયાર રાજકારસ્થાની નવાબને પોતાના મતને પુષ્ટિ આપતો જોઇ સિરાજદૌલા પણ આનંદ પામ્યો. પરંતુ તે આનંદ ક્ષણિક હતો.! જ્યારે બાહુબળ હતું, ધનબળ હતું, દેશોદેશમાં અલીવર્દીનો પ્રબળ પ્રતાપ ઘુઘવાતો હતો, ત્યારે જે સંભવિત હતું, તે અત્યારે સંભવિત બને તેમ નહોતું. અત્યારે તે દિવસ નહોતો !

અંગ્રેજ, ફ્રેંચ, ડેન, વલંદા—વગેરે બધા વિદેશી વેપારીઓ નવાબ સરકારની કૃપાથી બંગાળામાં વેપાર ખેડતા હતા. તેઓ વચ્ચે યુરોપખંડમાં યુદ્ધ થાય કે સંધિ થાય તેની સાથે બંગાળા દેશને કંઇપણ સંબંધ હોઇ શકે તે વાત સિરાજદૌલા સમજી શકયો નહિ. ફ્રેંચો સાથે અંગ્રેજોને યુરોપખંડમાં લડાઇ જામી એટલે અંગ્રેજોને કિલ્લો સમરાવવાની શી જરૂર? યુરોપમાં લડાઇ જામી છે, તેથી શું ફ્રેંચો કલકત્તાપર ધાડ પાડશે? એ વાત તો અસંભવિત હતી તેથી સિરાજદૌલાએ વિચાર્યું કે કિલ્લો સમરાવવો એજ અંગ્રેજોનો ઉદ્દેશ

1. His last advice to his grandson was to deprive the English of Military power."–Holwell's Tracts page 286.

છે, કે ચો સાથેનું યુદ્ધ એતો બહાનું માત્ર છે! અંગ્રેજો કેવળ કિલ્લા સમરાવીનેજ અટકયા નહિ. તેઓએ વિલાયતના ડિરેક્ટરોનો હુકમ મળવાથી કલકત્તાના રક્ષણ માટે ખાસ સેના એકઠી કરવાનું શરુ કર્યું[1] એક બાજુએ અલ્લીવર્દી ઉપદેશ આપતો હતો કે અંગ્રેજોનું લડાયક બળ ઓછું નહિ કરીએ તો આપણા રાજ્યનું કલ્યાણ નહિ થાય, બીજી બાજુએ તેજ અંગ્રેજો દિવસે દિવસે લડાયક બળ વધુને વધુ કરતા ગયા! સિરાજદ્દૌલા એ મુંગો મુંગો સહન કરી શકયો નહિ. તે હમેશાં માતામહની પાસે આવી અંગ્રેજો વિરૂદ્ધ ફરિયાદ કરવા લાગ્યો.

રાજવલ્લભ અંગ્રેજોની રીતિ–નીતિ અને કાર્યપ્રણાલી સારી રીતે જાણતો હતો. તેણે એ સમયે કાસિમ બજારની અંગ્રેજી કાઠીના ગુમાસ્તા વૅાટસ્ સાહેબને હાથમાં લેવાની શરુઆત કરી. વૅાટસ્‌ને કલકત્તાના અંગ્રેજ દરબાર તરફથી દરરોજ સમાચાર મળતા; અંગ્રેજ ગવર્નર પણ તેનાવડે મુર્શિદાબાદના દરબારની દરેક વાત ઘેર બેઠાં દરરોજ જાણી શકતા. રાજવલ્લભે વૅાટસ્‌ને હાથમાં લીધો એટલે કલકત્તાનો અંગ્રેજ દરબાર પણ સ્વાભાવિક રીતેજ તેના હાથમાં આવી ગયો! સિરાજદ્દૌલાને આ બાતમી મળી, તેણે આ વર્ત્તનને ખુલ્લી શત્રુતાના પ્રથમ પગથિયાં તરીકે માની લીધું. પરંતુ માની લેવાથી શું થાય? અલ્લીવર્દીનું પેટનું દરદ ધીમે ધીમે અસાધ્ય થતું ગયું! સિરાજ મરણ પથારીએ પડેલા નવાબના અંતિમ સમયે લડાઇના નગારાં ગડગડાવી શકયો નહિ. રાજવલ્લભ અને અંગ્રેજ વેપારીઓ આ તકનો લાભ લઇ એક બીજાનું પ્રીતિબંધન દૃઢ કરવા લાગ્યા! સિરાજદ્દૌલાનો ગુસ્સો શાંત ન થયો, તે ધીમે ધીમે ધુંધવાવા લાગ્યો[2]

---

2. Court's letter. 11. February, 1756.
3. Thornton's History of British India, Vol. I.



પ્રકરણ ૧૧ મું

## નવાબનો છેલ્લો ઉપદેશ.

વિધાતાની વિડંબનાથી રાજવલ્લભના બધા પ્રયત્નો નિષ્ફળ નીવડયા! ઈ. સ. ૧૭૫૬ માં અલીવર્દીની હયાતીમાં નવાજેસ મહમ્મદનું મરણ થયું![1] રાજવલ્લભના માથાપર આકાશ તૂટી પડયું! મુસલમાન ઇતિહાસ લેખક કહે છે કે "બધાએ મળી તેના શબદને જેવું સમાધિના ખાડા આગળ મૂક્યું કે તરત જ ચારે તરફથી હજારો માણસોએ એવું રૂદન કરી મૂક્યું કે કોઇપણ માણસના સમાધિસ્થાન આગળ એવું રૂદન નહિ મચ્યું હોય."[2] બધું ગયું. નવાજેસની બેગમ ઘસેટિ બેગમ મોતિ–ઝિલમાં આર્ત્તનાદ કરવા લાગી. સિરાજદ્દોલા પોતાની કેવી દુર્દશા કરશે તે વાત યાદ લાવી તે આકૂળ થઈ ગઈ. તે બનાવ બન્યા પછી થોડાજ દિવસમાં પૂર્ણિયાના

---

૧ નવાબી અમલનો બંગાળાનો ઇતિહાસ લખનાર આ બનાવને ઈ. સ. ૧૭૫૫ માં બનેલો જણાવે છે, તેજ ખરૂં લાગે છે.

૨ Sir Mutakherin.

નવાબ સૈયદ અહમદનું મરણ થયું. તેનો પુત્ર શૌકતજંગ પૂર્ણિઆનો નવાબ થયો. શૌકતજંગ જુવાન હતો. ઘસેટી બેગમ પડદામાં રહેનારી દુર્બળ સ્ત્રી હતી; તેથી સિરાજના કાંટા ગયા સમજી અલ્લીવર્દીને શાંતિ વળી, પણ તે દરમિયાન રાજવલ્લભે એક નવો હરિફ ઉભો કર્યો.

નવાજેસને કંઇ સંતાન નહોતું. તેથી તેણે સિરાજદ્દૌલાના નાનાભાઇને ખોળે લીધો હતો. તે ખોળે લીધેલ છોકરો નવાજેસના જીવતાં જ મરણ પામ્યો હતો. પરંતુ તેને એક નાની ઉમરનો પુત્ર હતો. રાજવલ્લભે એ પુત્રને સિંહાસનપર બેસાડી ઘસેટિ બેગમને નામે જાતે બંગાળા, બિહારને ઓરિસ્સાની નવાબી ભોગવવાની કલ્પના કરી.[1]

અલ્લીવર્દીના જીવનની આશા પૂર્ણ થવા આવી હતી, કુશળ વૈદ્યો ઘરડા નવાબ તરફ જોઇ રડતી આંખે વિદાય ગ્રહણ કરતા હતા, સિરાજદ્દૌલા માતામહની પથારી પાસે બેસી રહેતો હતો; રાજવલ્લભે જાણ્યું કે આજ ખરો વખત છે. તેણે કૃષ્ણવલ્લભને ખબર મોકલ્યા કે "હવે શું જૂએ છે, ઢાકામાંની દોલતને કુટુંબ લઇ જળમાર્ગે કલકત્તા ચાલ્યો જા." કલકત્તા ગયાબાદ કૃષ્ણવલ્લભને અંગ્રેજો તરફથી આશરો મળે, એવી આશાથી રાજવલ્લભે વૉટસ્ સાહેબ પાસે કલકત્તાના અંગ્રેજ ગવર્નરપર ભલામણ પત્ર લખાવ્યો. અંગ્રેજ ઇતિહાસ લેખક કહે છે કે "વૉટસ્ સાહેબનો બહુ વાંક નથી. બધા માણસો કહેતા હતા કે વૃદ્ધ નવાબનો છેલ્લો નિશ્વાસ પડે એટલીજ વાર છે, કોઇપણ કાળે રાજવલ્લભના જીવતાં સિરાજ સિંહાસનપર

૧ Sir Mutakherin.

આવી શકશે નહિ; ઘસેટિ બેગમનો પાલિત પુત્રજ સિંહાસનપર બેસશે; માટે ઘસેટિ બેગમના અનુગત વિશ્વાસુ મંત્રી રાજવલ્લભના માગણું કેવી રીતે તરછોડાય? વૉટસે જ્યારે ભલામણ પત્ર મોકલ્યો ત્યારે ગવર્નર ડ્રેક સાહેબ તંદુરસ્તી મેળવવા માટે બાલેશ્વરના બંદરપર હવા ખાતા હતા. તેને પુછ્યા સિવાય કલકત્તાના અંગ્રેજોએ કૃષ્ણવલ્લભને કલકત્તામાં આશરો આપવાનું કબૂલ્યું. આ તરફ કૃષ્ણવલ્લભ જગન્નાથપુરીની યાત્રા કરવાને બહાને કુટુંબ સહિ જળમાર્ગે કલકત્તા તરફ ચાલ્યો. ઢાકાનો પુષ્કળ ધન ભંડાર ઉપાડી કૃષ્ણવલ્લભની નોકાઓ રસ્તો ચુકી પદ્મા અને જંગલી નદી પર થઇ ભાગીરથી નદીમાં આવી પહોંચી; અને લોકો સારી રીતે ઓળખે ન ઓળખે ત્યાં તો કલકત્તાના બંદરમાં વિના અડચણે જઇ પહોંચી હતી.[1]

(સિરાજદ્દૌલા અત્યાચારી નિષ્ઠૂર નવાબ હતો, તેથી રાજવલ્લભ બીનો નહોતો. તે જાણતો હતો કે સિરાજદ્દૌલા ખરો નવાબ છે, અલ્લીવર્દીને વહાલો છે અને તે સાથે પ્રતિભાશાળી તેજસ્વી યુવક છે. સિરાજદ્દૌલા સિંહાસનપર બેઠા બાદ ઢાકાના નવાબ તરીકે યોગ્ય નવાબની નિમણુક કરવાનો અને ઢાકાના જૂના નવાબ નવાજેસ મહમ્મદ અને રાજવલ્લભનો હિસાબ તપાસવાનો અધિકાર તેને જ મળશે.[2] નવાબ નાજિમ હોવાથી અગર નવાજેસનો વારસ હોવાથી નવાજેસના ધન ભંડારપર રાજવલ્લભ કરતાં સિરાજદ્દૌલાનો

---

૧ Orme's Indostan ii 49.

૨ એ વખતે રાજવલ્લભને હિસાબ આપવા માટેજ મુર્શિદાબાદ બોલાવવામાં આવ્યો હતો.

હક્ક વધુ હતો, એ સંબંધમાં કશો શક લઇ જવાય તેમ નહોતું. સિરાજદ્દૌલા આ હકની રૂએ કાકાની સંપત્તિ સાથે ઘસેટિ બેગમને અંતઃપુરમાં રાખી તેનું પાલનપોષણ કરવાનો ભાર ઉપાડવા ચાહે તો રાજવલ્લભ શું બહાનું કાઢે? અને લોકોપણ શું કહે? જો સિરાજદ્દૌલા સિંહાસનપર પગ ન મૂકી શકે તો આમાનું કશું ન બને. આથી રાજવલ્લભ મોતિઝિલમાં સૈન્ય એકત્ર કરી બાહુબળ અને કુટિલતાપૂર્વક સિરાજદ્દૌલાની ગતિ અટકાવવાના પ્રયત્નો કરવા લાગ્યો.

તે જમાનામાં રસ્તાની સગવડ નહોતી. લોકો નૌકામાર્ગે દેશવિદેશમાં મુસાફરી કરતા. સિપાહીઓ નૌકાપર ચઢી યુદ્ધયાત્રા કરતા, વેપારીઓ નૌકા મારફતે વેપાર ખેડતા, વિલાસીઓ નૌકાપર ચઢી જળવિહાર કરવા નીકળતા; પદ્મા અને ભાગીરથી મારફતે લોકો સહેલાઇવી મુર્શિદાબાદ આવી શકતા. મુર્શિદાબાદમાં કેટલાક દરવાજા સિવાય કોઇપણ સ્થળે કિલ્લો કે દિવાલ નહોતી. રાજધાની તદ્દન અરક્ષિત અવસ્થામાં પડી હતી. દેશ અરક્ષિત હતો, પ્રજા નિરપેક્ષ હતી, જમીનદારો અસંતોષી હતા; આવી અવસ્થામાં કોઇ સાહસ કરી એકાએક નગરપર ચઢી આવે, તો સહેલાઇથી કામ સિદ્ધ થઇ શકે. આથી જમીનદારો અને જગતશેઠ મરજી મુજબ ચાલે તેવો નવાબ પસંદ કરવાના પ્રયત્નો કરવા લાગ્યા. જો કે સિરાજદ્દૌલાને સિંહાસનપર બેસાડવા બાબતનો ઢંઢેરો અલ્લીવર્દીખાએ પોતાના જીવતાંજ બહાર પાડયો હતો, અને તે મુજબ સિરાજદ્દૌલા યુરોપીયનો પાસેથી નજરાણાં પણ લેતો હતો, તોપણ મુસલમાન ઇતિહાસ લેખક ગુલામહુસેન તે વાતનો સ્વીકાર કરતો નથી. સૈયદ અહમદ સાથે સંબંધ હોવાથી તે ઘણીવાર તેના દરબારમાં જતો હતો. તે

લખી ગયો છે કે મરણપર્યંત સૈયદ અહમદને ખાત્રી હતી કે હું જ અલ્લીવર્દી પછી ગાદીપતિ થઇશ.[૧] તેના મરણ બાદ તેનો પુત્ર શૌકતજંગ બહાદૂર પૂર્ણિયાનો નવાબ થયો હતો. અલ્લીવર્દીના સિંહાસનપર તેની પણ થોડી ઘણી નજર પડી હતી. લોકો આ બધી વાત જાણતા હતા. રાજવલ્લભે નિરૂપાય થઈ એક બાળકને સિંહાસનપર બેસાડવાની કલ્પના કરી હતી; પરંતુ હવે બધાએ મળી શૌકતજંગને નવાબ બનાવવાનો વિચાર કર્યો.

પૈસા ન વાપરવા પડે; શરીરનું લોહી રેડી છાવણીએ છાવણીએ મરણને ભેટવા માટે હાથમાં તરવાર લઇ દોડાદોડી ન કરવી પડે; જય-પરાજયની ચિંતામાં વ્યાકૂળ હૃદયે-ઉઘાડી આંખે રાહ જોવી ન પડે; જે જ્યાં છે, તે ત્યાંજ રહે; જેવી આબરૂ હોય, તેવીજ આબરૂ રહે-કેવળ એકજ વચન કહેતાં જો શૌકતજંગ આવી સિરાજનું માથું કાપી નાખી સિંહાસનપર ચઢી બેસે, તો પછી જમીનદારોને આનાકાની કરવા જેવું શું હોય? આમ હોવાથી બધા એકમત થયા.

સૌકતજંગ બહાદૂરની અસંમતિ તો ક્યાંથી જ હોય;-પરંતુ તેના મંત્રીઓ આનાકાની કરવા લાગ્યા. છેવટે તેઓની મસલત મુજબ દિલ્લીથી એક બાદશાહી સનદ લાવવાનો પ્રયત્ન કરવાનું નક્કી થયું; દિલ્હીમાં પૈસો વેરાવા લાગ્યો.[૨]

જેઓ સિરાજદ્દોલાને પદભ્રષ્ટ કરવા માટે આ બધાં તરકટોમાં જોડાયા હતા, તેઓ બધા શૌકતજંગ અને તેના પિતાને સારી રીતે ઓળખતા હતા. સૈયદ અહમદ પહેલા ઓડિયાનો સુબો હતો. ત્યાં

૧ Sair Mutakherin.

૨ Stewart's History.

તેણે એક ઉત્કલ સ્ત્રીના રૂપમાં મુગ્ધ બની તેના કૂળનું સત્યાનાશ વાળવાની તૈયારી કરી હતી, તેથી ધર્મશીલ અલ્લીવર્દીખાંએ તેને ઓઢિઆમાંથી રજા આપી હતી.[1] આ સૈયદ અહમદનું દૃષ્ટાંત અને ઉપદેશ પ્રત્યક્ષ મળેલ શૌકતજંગના હૃદયમાં તેણે કંઇ અસર કરી નહોતી. આથી ઉલટું સિરાજ ભણ્યો ગણ્યો હતો, વખતોવખત રાજ-કારભાર ચલાવી રાજનીતિજ્ઞ બન્યો હતો, અને જરૂર પડયે હાથમાં તરવાર લઇ લડાઇમાં ઉતરી વીરપુરુષની માફક જીવન અર્પણ કરતાં પણ અચકાતો નહિ. શૌકતજંગમાં આમાંનો એકેય સદ્ગુણ નહોતો. તોપણ લોકોએ ખાસ પસંદગી કરી શૌકતજંગનેજ નવાબ બનાવ-વાનો વિચાર શામાટે કર્યો હશે? તેનો એકજ ઉત્તર મળી શકે કોઇ પણ દેશને માટે કે પ્રજાને માટે વ્યાકૂળ થયું નહોતું, બધા પોતપો-તાના સ્વાર્થ સાધવાને તત્પર બન્યા હતા, તે માટેજ પાત્રાપાત્રનો વિચાર કર્યા વિના શૌકતજંગને ગાદી આપવા તૈયાર થયા હતા. અને પોતાનો સ્વાર્થ ઢાંકવા માટેજ તેઓએ સિરાજદ્દૌલાના જીવન-પર અસંભવિત કલંકોનો આરોપ મૂકી પોતાનાં પાપ છૂપાવ્યાં હતાં.[2]

---

1. Being much addicted to pleasure, he was guilty of excesses in procuring women of his harem from the inhabitants. —Stewart.

૨. શ્રીયુત કાલીપ્રસન્ન બંદ્યોપાધ્યાય આ કુટિલ મંત્રીઓનો પક્ષ લેતાં તર્ક કરી પોતાના બંગાળાના ઇતિહાસમાં જણાવે છે કેઃ—કદાચ શૌકતજંગની વિદ્યાબુદ્ધિ વિષે મુર્શિદાબાદમાં વધુ સમાચાર નહિ જણાયા હોય. દૂરપણું ઘણી વખત વસ્તુનું સોંદર્યવર્ધક બની રહે છે તેથીજ સૈયદ અહમદના મૂર્ખ પુત્રને તેઓએ પ્રથમથીજ ન ઓ-

નવાજેસ અને સૈયદ અહમદનાં મરણ પહેલાં વિલાયતથી સમાચાર આવ્યા હતા કે ફ્રેંચો લશ્કરો એકત્ર કરી હિંદપર ચઢાઇ લાવવાના છે. સમાચાર ખરા હોય કે ખોટા, પણ કલકત્તાના અંગ્રેજો તો આ બહાનું આગળ કરી કલકત્તાનો કિલ્લો સમરાવવા માટે વિલાયતથી સારા કારીગરો મોકલવાની પ્રાર્થના કરવા લાગ્યા.[1] અગાઉ કર્નલ સ્કોટે રૂ. ૭૫૦૦૦ ખર્ચી કિલ્લો સમરાવવાનો ઠરાવ મૂક્યો હતો.[2] પણ તે વખતે તે કોઇને ગમ્યો નહિ. અત્યારે બધા એકદમ કિલ્લો સમરાવવા માટે વ્યાકૂળ થઇ ગયા.

ફ્રેંચો સાથે કજીઓ થવાની તૈયારીનો શક આવતાંજ વિલાયતના ડિરેક્ટરોએ આ દેશના અંગ્રેજોને સાવધાન કરવા માટે પત્ર લખ્યો.[3] તેમના મત મુજબ ચાલવાનું હોત તો કલકત્તાના અંગ્રેજોએ

---

લખ્યો. " ( ૨૨૮ પૃષ્ટ ) કહેવાની જરૂર નથી કે આ અનુમાન એ અનુમાન માત્ર છે—આ સિવાય એ કુટિલ મંત્રીઓનો બચાવ નથી!

૧. We make bold to make known to your Honours that it is highly necessary to send three or four expert Gentlemen educated in the branch of Engineering and carrying on in the most regular manner Plans of Fortifications.

—Despatch to Court, 22 August 1755.

૨. Revd. Long.

૩. Courts letter, 29 December, 1755. We must recommend it to you in the strongest manner to be as well on your guard as the

.અને શરણે જઇ આત્મરક્ષણ કરવું પડત; અને તેથી નવાબ-
કાર સાથે અંગ્રેજ વેપારીઓને જરાપણ ટંટો મચત નહિ. પરંતુ
કત્તાના અંગ્રેજો સિરાજદ્દૌલાની મદદ માગવાનો હુકમ મળ્યા
. તેના શત્રુઓને મદદ કરવા લાગ્યા. અને નવાબની મંજૂરી
: કિલ્લો સમરાવવા લાગ્યા.

અલ્લીવર્દી હવે વધુ મુદ્દત જીવે તેવી આશા રહી નહિ. એકતો
ઉમર વૃદ્ધ હતી, તેમાં વળી પેટનું દરદ. આથી થોડો વખત
નો ઉપદેશ માન્યાબાદ અલ્લીવર્દીએ દવા છોડી દીધી. બધા
જી ગયા કે હવે વધુ મુદ્દત આ દીવો પ્રકાશ આપે તેમ નથી.

જેમ જેમ અલ્લીવર્દીનું મરણ પાસે આવતું ગયું, તેમ તેમ
રાજદ્દૌલાનું ભવિષ્ય ગાઢ અંધકારથી છવાવા લાગ્યું. છેવટે એક
ત દૌહિત્રને સાંત્વન આપવા માટે બધાની સમક્ષ અલ્લીવર્દીએ
રાજને કહ્યું કેઃ—

" હું કેવળ યુદ્ધક્ષેત્રપર જીવનનો લગભગ બધો ભાગ વિતાડી
રમાંથી રજા લેવા તૈયાર થયો છું! પરંતુ તે બધું મેં કોને માટે
કુટિલનીતિને અવલંબી મેં રાજ્યનું રક્ષણ કર્યું તે કોને માટે?
માટેજ મેં આ બધું કર્યું છે.

---

ture and circumstances of your presidency
ll permit to defend our estate in Bengal; and,
particular, that will do all in your power to
gage the Nabab to give you his protection
the only and most effectual measure for the
urity of the Settlement and property.

" મારા વિના તારી કેવી દુર્ગતિ થશે, એ વિચારમાં ને વિચા-રમાં મેં કેટલીએ રાતો જાગૃત અવસ્થામાં વિતાડી છે; તેમાંનુ કશું તું જાણતો નથી. મારા મરણબાદ કોણ કોણ તારૂં સત્યાનાશ વાળી શકે તેમ છે, ને તારાથી અજાણ્યું નથી.

" હુસેન કુલીખાં વિદ્યાબુદ્ધિમાં પ્રખ્યાત હતો, લોકોમાં આબ-રૂદાર ગણાતો. શૌકતજંગ તરફ તેને બહુ ભાવ હતો. આજ હુસે-નકુલી જીવતો હોત તો તારો રસ્તો કાંટા વિનાનો રહેત નહિ. તે હુસેનકુલી અત્યારે નથી.

" દિવાન માણિકચંદ તારો પ્રબળ શત્રુ થઇ પડત. તે માટે મેં તેને ઇનામ–અકરામ આપી સંતોષ્યો છે.

" હવે શું કહું ? મારો છેલ્લો ઉપદેશ સાંભળ. યુરોપી વેપા-રીઓની શક્તિ વધતી જાય છે. તેના તરફ હંમેશાં તીક્ષ્ણનજર રાખજે. તેઓજ ફક્ત તારા સંદેહનું સ્થળ છે.

" પરમેશ્વરે જો મારૂં લાંબુ જીવન જરા વધુ લાંબુ કર્યું હોત તો હું તારા એ સંદેહનાં સ્થળને પણ સંદેહ વગરનું કરી જાત, પરંતુ તેમ ન બન્યું. એ કાર્ય હવે તારે એકલાનેજ કરવાનું રહ્યું.

" તેઓએ કર્ણાટકના પ્રદેશમાં જે કુટિલનીતિનો પરિચય આ-પેલ છે, તે તરફ નજર રાખી તારે હંમેશાં સતર્ક રહેવાનું છે. તેઓએ ત્યાં દેશી લોકોના ઘરના કજીઆમાં હાથ ઘાલી દેશ પોતાનો કરી લીધો. પ્રજાની બધી સંપત્તિ લૂટી લીધી.

" પરંતુ બધા યુરોપી વેપારીઓને એકી સાથે વશ કરવાનો પ્રયત્ન ન કરતો. અંગ્રેજોની શક્તિ બધા કરતાં વધુ બળવાન બની છે. તેઓએ કર્ણાટકમાં પોતાની સત્તા જમાવી છે. તેઓને પ્રથમ વશ કરજે.

"અંગ્રેજોને વશ કરી શકશે, એટલે બીજા યુરોપી વેપારીઓ માથું ઉચકવાનું સાહસ નહિ કરે. અંગ્રેજોને કદીપણ કિલ્લો બનાવવાની કે સૈન્ય એકત્ર કરવા દેવાની રજા ન આપતો; જો તેવો પ્રસંગ આપશે તો આ દેશ તારો રહેશે નહિ."[1]

અમે જે સમયની વાત કરીએ છીએ, તે વખતે કાસિમબાજારની અંગ્રેજી કોઠીમાં ડૉકટર ફૉર્થ નામનો એક ડૉકટર રહેતો. હતો. તે કેવળ દવાદારૂ લઇને બેસી રહેતો નહિ; જરૂર પડતાં કંપનીનું બધું કાર્ય કરતો. એજ તે વખતની રીત હતી; આ જેઓ ગોદામમાં બેસી નામું લખે છે, તેઓજ જરૂર પડતાં કલમ તજી બંદુકપર સંગીન ચડાવી કંપનીના વેપારનું રક્ષણ કરવા લડાઇના મેદાનપર ખડા રહેતા. આ રિવાજને વશ થઇ ડૉકટર સાહેબ વખતોવખત અંગ્રેજોના પ્રતિનિધિ બની નવાબના દરબારમાં પણ જતા આવતા.

1. Ive's journal. અલ્લીવર્દીનો છેવટનો ઉપદેશ અંગ્રેજી ગ્રંથોમાં સ્વીકારેલ છે, છતાં નવાબી અમલના ઇતિહાસમાં તેને તરકટી ઠરાવવામાં આવ્યો છે. વળી ત્યાં એવો પણ વધારો કર્યો છે કે "અલીવર્દીના ઉપદેશને ગાંઠ સમાન લેખી સિરાજનું ચરિત્ર ઉકેલવાનો પ્રયત્ન નકામો છે." બંદોપાધ્યાય મીરજાફરને બચાવવા જતાં સિરાજદ્દૌલાપર દોષનો ટોપલો નાખવાને તૈયાર હોવાજ જોઇએ; જેઓને કોઇનો ખોટો બચાવ કરવો નથી, તેઓ અલ્લીવર્દીના ઉપદેશને ખોટો કેમ માને? અલ્લીવર્દીના ઉપદેશનો જે સાર છે, તે તે કાળના બધા અંગ્રેજો લખી ગયા છે. આ પ્રમાણ અનુમાનનાં બળ વડે ઉડાડી નખાય તેમ નથી. પરંતુ સિરાજને બધાં પાપનો કરનાર તરીકે જણાવવો હોય તો અવસ્ય આ પ્રમાણોને ઉડાડી શકાય.

અલ્લીવર્દી જ્યારે પથારીવશ થયો, ત્યારે નવાબ દરબારની બાતમી મેળવવા માટે ફૉર્થ સાહેબને લગભગ દરરોજ નવાબની પાસે જવું પડતું. એજ તેનું મુખ્ય કામ થઇ પડયું હતું. તે ડૉકટર હતા, અલ્લીવર્દીખાં રોગી હતો; એથી નવાબ પાસે જવાને તેને કોઇ અડચણ કરતું નહિ; તે એ બહાને દરરોજ નવાબ પાસે જતો, અને જે કંઇ સાંભળતો તે બધું યત્નપૂર્વક લખી રાખતો, આ સ્થળે તેમાંનો થોડો ભાગ જણાવવાની જરૂર છે.

અમે પહેલાં કહ્યું છે તેમ રાજવલ્લભની સાથે કાસિમબજારના અંગ્રેજોને ગાઢ સંબંધ બંધાયો હતો, એને લીધેજ કૃષ્ણવલ્લભને કલકત્તામાં આશરો મળ્યો હતો. રાજવલ્લભ ઘસેટિ બેગમના પક્ષનો હતો, એટલુંજ નહિ પણ તે વખતે તેજ ઘસેટિ બેગમનો એકમાત્ર આશરાનું સ્થળરૂપ હતો. તેથી રાજવલ્લભની સાથે અંગ્રેજોનો ગાઢ સંબંધ જોતાં સિરાજને દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો કે અંગ્રેજો પણ ઘસેટિ બેગમના પક્ષમાં છે. એમ લોકો કહે છે તે ખોટું નથી. જેઓ નિષ્પક્ષપાતપણે ઇતિહાસ જોશે તેને જણાયા સિવાય નહિ રહે કે સિરાજદ્દૌલાએ અંગ્રેજો પર ખોટું આળ ચઢાવવા આ વાત જાહેરમાં મૂકી નહોતી. અંગ્રેજ ઇતિહાસ લેખક પણ જુદી રીતે આ વાત જણાવી ગયો છે કેઃ—બધા ધારતા હતા કે અલ્લીવર્દીની પછી ઘસેટિ બેગમ અધિપતિ થશે, માટે તેઓના પ્રધાન રાજવલ્લભને હાથમાં રાખવા માટેજ અંગ્રેજોએ કૃષ્ણવલ્લભને કલકત્તામાં આશરો આપ્યો હતો."[1] પરંતુ ડૉકટર ફૉર્થ આ વાત ન સ્વીકારતાં સિરાજદ્દૌલા-

1. Thore remained no hopes of Aliverdy's recovery; upon which the widow of Nowagis

નેજ કજીઆખોર ચંચળયુવક તરીકે લોકોમાં જાહેર કરવાનો પ્રયત્ન કરી ગયો છે. તેણે લખ્યું છે કેઃ—

“ હું દરરોજ સવારમાં નવાબને જોઇ આવતો મરણ પહેલાં એકાદ પખવાડિએ હું નવાબને જોવા ગયો હતો એ વખતે સિરાજ દ્દૌલાએ આવી જાહેર કર્યું કે મને ખબર મળી છે કે અંગ્રેજોએ ઘસેટિ બેગમને મદદ કરવાનું સ્વીકાર્યું છે.

“ વૃદ્ધ નવાબે તરતજ મારા તરફ ફરી પૂછ્યું—“ આ વાત ખરી છે ? ”

“ મેં કહ્યું,—ના, તે કદી પણ ખરી નજ હોય. અમને હલકા પાડવા માટે અમારા શત્રુઓ આવી અફવાઓ ફેલાવે છે. અંગ્રેજ કંપની વેપારી છે, સૈનિક નથી; તો પછી દેશના કજીઆમાં શા માટે જોડાય ? અમે લગભગ સો કરતાં વધુ વર્ષ થયાં આ દેશમાં વેપાર કરીએ છીએ, અમે તો હંમેશાં વેપારમાં જ મશગુલ રહ્યા છીએ: અમે કદી દેશમાં અરાજકતા ફેલાય એવું પ્રચ્છતા નથી.

---

had quitted Muxadabad and encamped with 10000 men at Moota-Gill, a garden two miles south of the city, and many now began to think and to say that she would prevail in her opposition against Surajo-Dowla. Mr. Watts therefore was easily induced to oblige her minister and advised the presidency to comply with his request. —Orme's Indostan. II, 50.

"ત્યારે વૃદ્ધ નવાબે પૂછ્યું, "તમારી કાસિમ બજારની કોઠી તે કોઠી છે કે કિલ્લો ?—ત્યાં કેટલા સૈનિકો રહે છે ?"

"મેં કહ્યું—" નિયમ કરતાં વધુ રહેતા નથી અમલદારો સહિતજ ૪૦ જણ રહે છે."

"શું કદી વધુ સૈનિકો ત્યાં ન રહેતા ?"

"રહેતા. પરંતુ તે ફક્ત મરાઠાઓના હલ્લા વખતે જ; મરાઠાઓનું જોર નરમ પડતાંજ તેઓ કલકત્તા ચાલ્યા ગયા છે.

"તમારાં લડાયક વહાણો ક્યાં રહે છે ?"

"મુંબાઈ."

"તે વહાણો આ દેશમાં નહિ આવે ?"

"હું તો કહી શકું નહિ; આવવાનું કશું કારણ જણાતું નથી."

"ત્રણ માસ પહેલાં તમારાં કેટલાંક વહાણો આવ્યાં હતાં કે?"

"આવ્યાં હતાં. એમ તો એકાદ બે વહાણો દર વરસે આવે છે; માલ લેવા માટેજ તે આવજા કરે છે."

"આ પ્રદેશમાં લડાયક વહાણો લાવવાની શી જરૂર છે ?"

"કંપનીના વેપારનું રક્ષણ કરવું અને ફ્રેંચો સાથેના યુદ્ધની શંકા મટાડવી એજ ઉદ્દેશ છે."

"ફ્રેંચો સાથે શું વળી યુદ્ધ જાગ્યું છે ?

"ના. હજુ તો કશું નથી:—પણ જેમ બને તેમ જલદી જાગે એવો સંદેહ છે."[1]

1. Ive's journal.

આ વાતચીત ડૉક્ટર સાહેબે પોતાને હાથે લખેલી હકીકતનું ભાષાંતર છે. ડૉકટર ફૉર્થે કંપનીનું લૂણ કદી પણ હરામ કર્યું નથી. તેની આ ખરી સાબીતિ છે! તેણે અંગ્રેજોને નિર્દોષ મેંઢાં તરીકે ઓળખાવવાનો આટલો બધો પ્રયત્ન કર્યો હતો; પરંતુ આપણે તે અંગ્રેજોએ લખેલા ઇતિહાસમાંજ વાંચીએ છીએ કે તેઓએ નવાબની મંજૂરી સિવાય કિલ્લો સમરાવવાનું શરુ કર્યું હતું; રાજવલ્લભ અને ઘસેટિ બેગમને મદદ કરવા માટેજ કૃષ્ણવલ્લભને કલકત્તામાં આશરો આપ્યો હતો; નવાબ બહાદુરનો આશ્રય લેવાનો વિલાયતથી હુકમ આવ્યો હતો છતાં તેઓએ નવાબના શત્રુનો પક્ષ લીધો હતો; અને ફ્રેંચો સાથે લડાઈ શરૂ નહોતી થઈ છતાં તે બહાનું આગળ કરી લડાયક તૈયારીઓ શરુ કરી હતી; છતાં સિરાજદ્દૌલાએ ફરિયાદ કરીકે અંગ્રેજો ઘસેટિ બેગમને મદદ કરે છે, ત્યારે ફૉર્થ સાહેબ બોલી ઉઠે છે કે "એ કેવી વાત? અંગ્રેજો તો વેપારી માત્ર છે, તેઓ શું રાજનૈતિક કજીઆમાં કોઇનો પક્ષ લઇ શકે? આ વાત નક્કી કોઈ શત્રુએ જોડી કાઢી છે."

અલીવર્દીનો છેલ્લો દિવસ પાસે આવ્યો. રોગથી દુર્બળ બની ગયેલો દેહ થાકી લોથ થઇ પડ્યો. ઈ૦ સ. ૧૭૫૬ ના એપ્રિલની ૯ મી તારીખે પ્રજાવત્સલ, શાંત સ્વભાવવાળો વૃદ્ધ નવાબ અલીવર્દી કાયમની શાંતિના શીતળ ખોળામાં ઉંઘી ગયો.[1]

---

૧. Aliverdi Khan, the ablest of all the Navabs, is buried at Khusbag, on the west side of the river, and opposite Motijhil.

—H. Beveridge. C. S.



## પ્રકરણ ૧૨ મું

### અંગ્રેજ વેપારીઓનો ઉદ્ધત સ્વભાવ.



ઈ. સ. ૧૭૫૬ ના એપ્રિલમાસમાં નવાબ મન્સુરોલ્ન-મુલ્ક-સિરાજદ્દોલા-શાહકુલીખાં-મીરજા-મહમ્મદ હૈબતજંગ બહાદુર બંગાળા, બિહાર, ઓરિસ્સાનાં મસનદપર બેઠો. શત્રુઓના મનનો ભાવ ગમે તે હોય, પણ તેઓમાંનું કોઈ ખુલ્લી રીતે અડચણુ નાખી શક્યું નહિ;-જે જ્યાં હતા તેઓએ રાજભક્તિ બતાવવામાં જરાપણુ ભૂલ ન કરી. યુરોપી વેપારીઓએ પણ સિરાજદ્દોલાને નવાબ વરીકે સ્વીકારી લીધો અને યોગ્ય સમયે સ્વદેશમાં એ સમાચાર મોકલી પહેલાંની માફક વેપાર ચલાવવા લાગ્યા.[1]

સિરાજદ્દોલા જ્યારે સિંહાસનપર બેઠો, ત્યારે કલકત્તાની દશા બહુજ શોચનીય હતી. એક તો અંગ્રેજોની સંખ્યા તદ્દન થોડી હતી. તેમાં વળી દર વરસે હજાર કરતાં વધુ અંગ્રેજો અકાળે કાળના મુખમાં પડતા: ઘણા અંગ્રેજો કલકત્તાની હવા સહન કરી શકતા નહિ. અંગ્રેજોના યત્નથી એક ધર્માદા ઇસ્પિતાલ સ્થપાઈ હતી, તેમાં પ્રવેશ કરવાને ઘણા અંગ્રેજો મથતા;-પરંતુ જેઓ પ્રાણુ બચાવવા તેમાં

1. Stewart's History of Bengal.

પ્રવેશ કરતા. તેમાંના અનેક પાછા ફરી શકતા નહિ.[1]

ચોમાસું બેસતાં જ તાવના પ્રબળ પ્રકોપથી ઘણા અંગ્રેજો પથારી વશ થતા. જેઓ કોઇપણ રીતે ચોમાસું વિતાડતા તેઓ દર વરસે ૧૫ મી અકટોબરની શરદઋતુના અજવાળાંથી શોભતી શાંત રીતે પ્રીતિભોજન કરવા એકઠા થતા. ત્યાં એક બીજા એક બીજાને આલિંગન આપી આનંદ પ્રદર્શિત કરતા.[2]

મરાઠાઓના હલ્લા વખતે અંગ્રેજો અને બંગાળી લોકોએ એકત્ર થઇ, બધા વાદવિવાદ મૂકી દઇ નગરની રક્ષા કરવા માટે પોતાને હાથે "મરાઠા ખાઇ" ખોદી હતી, ત્યારે તે ખાઇમાંના કાદવની ગંધથી નાગરિકોનાં નાક સળગી ઉઠતાં. રસ્તા પણ સ્વચ્છ રહેતા. નહિ;–તે બધા ધૂળ, કાદવ અને ખાડા ટેકરાથી પરિપૂર્ણ થઇ રહેતા તે વખતે "લાલદીઘિ" સાધારણ લોકો આગળ "પાર્ક" નામથી ઓળખાતી હતી, પરંતુ તેમાંના કાદવની ગંધ પણ બહુ દૂર સુધી મુસાફરોને આકળવિકળ કરી મૂકતી.[3]

---

1. There was an Hospital in Calcutta, which many entered but few came out of to give an account of their treatment. —Hamilton

2. Revd. Long.

3. Complaints were made in 1755 that owing to the washing of people and horses in the great tank, it is so offensive at times, there is no passing to the Southward or Northward. —Revd. Long.

અત્યારે જ્યાં શ્વેતાંગ નરશાર્દૂલો સુધાસમાન ધવલ ચૌરંગીના પ્રદેશમાં સદેહે સ્વર્ગનું સુખ ભોગવી રહ્યા છે. ત્યાં તે વખતે કેવળ હિંસક સિંહોની ગર્જનાથી કંપતી લીલાં ઝાડોની હારો શોભતી હતી. ઇ. સ. ૧૭૫૧ માં ઇંટો બનાવવા માટે તેમાંનો કેટલોક ભાગ નિર્મૂળ કરવામાં આવ્યા હતો; તોપણ તે ગાઢ વન તદ્દન સાફ કરવામાં આવ્યું નહોતું. શહેરમાં પણ ઘણે સ્થળે ઝાડ, વેલા અને ઘાસ પોતાની મેળે ઉગી રસ્તાની સ્વાભાવિક શોભા વધારી ગૌરવપૂર્વક અંગ પ્રત્યંગ ફેલાવતાં હતાં.[1] લોકો ફક્ત વેપારના લોભથી અથવા મરાઠાના ભયથીજ આવે સ્થળે રહેવા ઇચ્છતા હતા. પરંતુ અંદરની અવસ્થા ગમે તેટલી શોચનીય હોય તો પણ ભાગીરથી નદીને તીરે ઉભેલી સુંદર હવેલીઓના બાહ્યાડંબરથી કલકત્તાનગરી ઘણી વસ્તીવાળી મહાનગરી જણાતી હતી.

આ નવીન સરજાતી મહાનગરીમાં અંગ્રેજોનો પ્રતાપ ધીરેધીરે ફેલાતો જતો હતો. તેઓ નવાબના રાજ્યમાં વસતા હતા છતાં પોતાના શહેર કલકત્તામાં સ્વાધીનતાની ઓળખાણ આપવામાં ભૂલ કરતા નહિ. તેઓની મંજૂરીથી પૉર્ટુગીઝ આર્મિનિઅન, મોગલ અને હિંદુ વેપારીઓ કલકત્તામાં મકાનો બાંધી વેપારદ્વારા પુષ્કળ દ્રવ્ય મેળવતા હતા.

આર્મિનિઅન વેપારીઓમાં ખોજા વાજિદનું નામ કેટલાંક કારણોથી બંગાળાના ઇતિહાસમાં નોંધાયું છે. ને મીઠાંના વેપારના ઇજારામાં ખૂબ દ્રવ્ય કમાયો હોવાથી બધાની આગળ આબરૂદાર

---

૧. In 1762 an order was issued to clear the town of jungle. —Revd. Long.

માણુસ ગણાતો હતો. અને તે માટે નવાબ દરબારમાંથી તેને "રૂખર અલતોજ્જાર" અર્થાત્ "વણિક ગૌરવ" ની પદવી મળી હતી. તેથી તેનું સ્થાન દેશમાં ઉંચું ગણાતું હતું.

હિંદુ વેપારીઓમાં ઉમાચરણનું નામ "ઉમિચાંદ" તરીકે અંગ્રેજોએ લખેલ ઇતિહાસમાં કાયમને માટે પરિચિત થઇ રહ્યું છે.[1] અંગ્રેજો એ તેને ધૂર્તતાની મૂર્તિરૂપે લોકોમાં જાહેર કરવાને બહુ મહેનત લીધી છે અને સુંદર ભાષા લખવામાં નિપુણ મેકોલેએ તેનું વર્ણન સર્વાંગસુંદર કરવા માટે તેને "ધૂર્ત બંગાળી" ના નામથી સંબોધવામાં પાછું વાળી જોયું નથી. ઉમિચાંદ બંગાળી નહોતો. તે પશ્ચિમ હિંદ તરફનો વાણિઓ હતો, ફક્ત બંગાળા-બહારમાં વેપાર કરવા માટે જ બંગાળામાં આવ્યો હતો. ઉમિચાંદને "વેપારી" ના નામથી સંબોધવામાં તેની સંપૂર્ણ ઓળખાણ આવી જતી નથી. તેનો સેંકડો મકાનોથી શોભતો રાજમહેલ, તેનું ફુલોની માળાથી સજ્જિત થયેલું પ્રખ્યાત પુષ્પોદ્યાન, તેનો મણિને માણેકથી ભરપૂર રાજભંડાર, તેનું હથિઆરબંધ સૈનિકોથી રક્ષાતું સુંદર રાજદ્વાર જોઇ બીજાની તો વાત દૂર રહી. પણ અંગ્રેજો પણ તેને એક રાજા જ ગણાતા હતા.[2] શેઠોમાં જેમ જગતશેઠ, વેપારીઓમાં તેજ પ્રમાણે

---

૧ 'ઉમિચાંદ' એ વિકૃત નામ છે જૂના ગ્રંથોમાં અમિરચાંદ અને આમિનચાંદ તથા હંટરના ગ્રંથમાં "ઉમાચરણ" નામ દેખાય છે, નવાબી અમલના બંગાળાના ઇતિહાસમાં "અમિચાંદ" નામ ગ્રહણ કરાયલું છે. આરે સ્થળે દરેક સ્થળે પ્રચલિત ઉમિચાંદ નામ વિકૃત છતાં ગ્રહણ કરવું એ સારૂં છે.

2. The extent of his habitation, divided into various departments, the number of his

ઉમિચાંદ નવાબ-દરબારમાં પરિચિત અને મોભાવાળો ગણાતો હતો. અંગ્રેજો દુઃખમાં આવી પડતા, ત્યારે તેના શરણમાં આવતા; અને ઘણીવાર ઉમિચાંદની કૃપાથીજ તેઓની લાજ સચવાઇ હતી, અત્યારે પણ તે સંબંધી કંઇ કંઇ સાબીતિઓ મળતી જાય છે.[1]

અંગ્રેજોને ઉમિચાંદની મદદથીજ બંગાળામાં વેપાર વધારવાની સગવડ મળી હતી. ઉમિચાંદની મદદથીજ તેઓ ગામે ગામે પૈસા પ્રથમથી આપી કપાસ અને વસ્ત્રો ખરીદતા હતા, અને તેવી રીતે ખૂબ કમાણી કરતા હતા. આવી સગવડ ન મળત તો આ અજાણ્યા દેશમાં અંગ્રેજોની આત્મશક્તિ સહેજમાં સ્થપાઇ શકત કે નહિ તે બાબતનો મોટો સંદેહ છે, પરંતુ અંગ્રેજો સાથે દેશના લોકોની ઓળખાણ જામી ગઇ કે તરત વિધાતાની વિડંબનાથી અંગ્રેજો ઉમિચાંદને ધિક્કારવા લાગ્યા. સિરાજદૌલા જ્યારે સિંહાસનપર બેઠો, ત્યારે અંગ્રેજો પહેલાંની માફક ઉમિચાંદનો વિશ્વાસ કરતા નહિ; બંને

---

servants continually employed in various occupations, and a retinue of armed men in constant pay, resembled more the estate of a prince, than the condition of a merchant.

—Orme, Vol. II, 50.

૧. He had acguired so much influence with the Bengal Government that the Presidency, in times of difficulty, used to employ his mediation with the Nabab.

—Orme, Vol. II. 50.

વચ્ચે જે અંટસ વધતો જતો હતો, તે વિલક્ષણ રીતે ગાઢ બનતો જતો હતો.

તે જમાનામાં આ દેશના લોકો એવા સરળ પ્રકૃતિના હતા, કે તેઓને અંગ્રેજોનો અભ્યાસ, નિર્ભયતા અને વિદ્યાબુદ્ધિનો પરિચય થતાંજ તેઓ તેનાપર પૂર્ણ વિશ્વાસ રાખી તેનો પક્ષપાત કરનારા થઇ પડયા. તેથી અંગ્રેજોનો માર્ગ પણ સુગમ થઇ ગયો હતો.

સિરાજદ્દોલાએ અંગ્રેજોને ઓળખી લીધા હતા. રાજકાર્યમાં પડયાબાદ અંગ્રેજોની કુટિલનીતિનો અનુભવ થતાંજ તેનો ઇંગ્રેજો તરફનો દ્વેષ દૃઢ થયો હતો. અંગ્રેજોએ નવાબની મંજુરી સિવાય કિલ્લો સમરાવવા માંડયો હતો; અને નાસેડુ કૃષ્ણવલ્લભને આદરમાન પૂર્વક કલકત્તામાં આશ્રય આપ્યો હતો;–આથી સિરાજદ્દોલાના ક્રોધાગ્નિમાં ઘીની આહુતિ પડી હતી. તે ગાદીએ બેઠો કે તરત વૃદ્ધ માતામહનો છેવટનો ઉપદેશ[1] યાદ લાવી અંગ્રેજોને સજા કરવા માટે તેઓના કાસિમબજારના "ગુમાસ્તા" વૉટસ્ સાહેબને તેણે પોતાની પાસે બોલાવી મંગાવ્યો.

વૉટસ્ સાહેબ હાજર થયો. એટલે સિરાજદ્દોલાએ કંઇપણ વાત છૂપી ન રાખતાં બધી વાત કહી દીધી; તેને સ્પષ્ટ રીતે કહી દીધું કે "હું તમારા વ્યવહારથી તદ્દન અસંતોષી બન્યો છું. મેં સાંભળ્યું કે તમે મારી રજા વગર કલકત્તા પાસે કિલ્લો બાંધો છો. હું કદી પણ એ કાર્યને ચલાવી લઇશ નહિ. હું તમને વેપારી તરીકે ઓળખું છું;–

---

1. His last advice to his grandson was to deprive the English of militory power.
—Holwell's India Tracts.

જો વેપારીની માફક તમે શાંત રીતે વસવા માગતા હો, તો હું તમને જરૂર આશરો આપીશ. પરંતુ યાદ રાખજો કે હું આ દેશનો નવાબ છું; જો કિલ્લાની દિવાલો તોડી પાડવામાં વિલંબ થશે, તો મને તમે કોઇપણ રીતે સંતોષી શકશો નહિ."

વૉટસ્ સાહેબ આ વાતચીતમાં ખરો ખુલાસો કરી શક્યો નહિ. અંગ્રેજ ઇતિહાસકાર ઑર્મ સાહેબ લખી ગયા છે કે-" વોટસ્ સાહેબે સિરાજદ્દૌલાનો અંગ્રેજો પ્રતિ તિરસ્કાર જાણતા છતાં એ બધી વાત અંગ્રેજ-દરબારને જણાવી નહિ;-કેવળ તેથીજ આગળ જતાં આટલો બધો અનર્થ થયો હતો."[1] પરંતુ વોટસ્ સાહેબે તો આ બધી વાતચીત યોગ્ય સમયે કલકત્તા લખી મોકલી હતી, તેની સાબીતિ હજુ પણ મોજુદ છે.

1. It was un fortunate Mr. Watts had neglected to inform the presidency of the complaints which Shiraj-Daula had made.

—Orme, Vol. II. 55.

I. Sometime before Kasimbazar was attacked, Mr. Watts acquainted the Governor and Council that he was told from the Durbar, by order of the Nabab, that he had great reason to be dissatisfied with the late conduct of tho English in general. Besides he had heard they were building new fortifications near Calcutta without ever applying to him or consult-

૯

સિરાજદ્દૌલાના અસંતોષનું ખરૂં કારણ શું હતું, તે અંગ્રેજોમાંથી કોઇની જાણ બહાર નહોતું. અંગ્રેજોના દોષ ધોઇ નાખવા માટે જે હકીકત ઇતિહાસનાં પાનામાં લખાયલી છે, તે હકીકત તરફ દૃષ્ટિપાત ન કરતાં કોઇ પણ સ્વતંત્ર વિચારના માણસને જણાય સિવાય નહિ રહે કે એક સાધારણ વેપારી થઈ નવાબની ઇચ્છા અને હુકમની વિરુદ્ધ કિલ્લો સમરાવવામાં અંગ્રેજોની ઉદ્ધતાઈ ખુલ્લી જણાઈ આવે છે. કલકત્તાના અંગ્રેજો અગર અંગ્રેજી સરકાર આ સામાન્ય વાત પણ સમજી શકયાં નહોતાં, એમ કહેવું એ સત્યનું અપમાન કર્યા બરાબર છે. તેઓ જાણતા હતા, સમજતા હતા, અને એ પણ ખાત્રીપૂર્વક માનતા પણ હતા કે સરળભાવે મંજુરી માગતાં અંગ્રેજદ્વેષી સિરાજદ્દૌલા કદી પણ અંગ્રેજોને કિલ્લો સમરાવવાની મંજૂરી આપશે નહિ. આથી તેઓ એ જાણતા છતાં સિરાજદ્દૌલાની મંજૂરી મેળવ્યા વગર કામ શરૂ કરી દીધું હતું. આમાં ઇતિહાસ આગળ અંગ્રેજો દોષિત સાબીત થશે.

સિરાજદ્દૌલાનું કહેવું હવામાં ઉડી ગયું; વોટસ્ સાહેબે કે કલ-

---

ing him about it, which he by no means approved of; for he looked upon us only as a set of merchants, and therefore if we chose to reside in his dominions under that denomination we were extremely welcome, but as prince of the country he forthwith insisted on the demolition of all those new buildings we had made.

—Hastings' Mss. in the British Museum, Vol. 29, 209.

કત્તાના અંગ્રેજોએ-એમાંથી કોઇએ તેનાં કહેણનો યોગ્ય જવાબ ન આપ્યો. સિરાજદૌલા "ઉદ્ધત પ્રકૃતિનો અશાન્ત યુવક" હોત તો વખતેજ અનર્થ ઉત્પન્ન થાત. પરંતુ સિરાજદૌલાને ઘણુંજ ખોટું લાગ્યું છતાં તેણે સંયમ રાખ્યો. જે દુર્દમનીય હૃદયના વેગે સિરાજદૌલાને જુવાનીમાં પાપરૂપી કાદવમાં આકર્ષ્યો હતો, તે વેગ સિંહાસનપર બેઠાબાદ ધીમો પડ્યો હતો. નહિતો એક સાધારણ અંગ્રેજ ગુમાસ્તા વૉટસ્ સાહેબને હેરાન કરતાં શી વાર ? સિરાજદૌલાએ તેને કશું ન કર્યું:—તેણે સીધી રીતે કલકત્તાના અંગ્રેજ ગવર્નરપર પત્ર મોકલવાની પેરવી કરવા માંડી.

આ વખતથી સિરાજદૌલા પોતાના માર્ગપર બહુજ સાવચેતીથી ડગલાં ભરતો ભરતો લક્ષ્યસ્થાને જતો હતો, આ સમયના ઇતિહાસના કોઇપણ ઇતિહાસકર્ત્તાએ બરાબર ચર્ચા કરી નથી. તે માટેજ કોઇએ અજાણપણે અગર કોઇએ સ્વાર્થને લીધે તેનાપર નકામાં કલંકો ચઢાવ્યાં છે. અંગ્રેજો સહેલાઇથી કિલ્લાની દિવાલો તોડી પાડે એમ બનવું તો અશક્ય હતું, તે વાત કોઇથી પણ અજાણી નહોતી. સારૂં હો કે નરસું હો, પણ તેઓએ જ્યારે મુસલમાન રાજકર્ત્તાની નબળાઇનો લાભ લઈ તેના રાજ્યમાં કિલ્લો બાંધવો શરુ કર્યો હતો, ત્યારે પછી તેઓ સાધારણ વેપારીઓની માફક સહેલાઇથી દબાઇ જાય એવી આશા રાખવી વ્યર્થ હતી, એ વાત સિરાજદૌલાના ધ્યાનમાં હતી; તે માટે એક સામાન્ય દૂતને ન મોકલતાં તેણે એક આબરૂદાર, કુશળ દૂતને વિષ્ટિ ચલાવવા માટે અંગ્રેજો પાસે મોકલવાનો ઠરાવ કર્યો. તેણે તે કાર્ય ખોજા વાજિદને સોંપ્યું. સિરાજદૌલાને આશા હતી કે કદાચ વાજિદની સલાહથી અને સદુપદેશથી અંગ્રેજોની બુદ્ધિ ઠેકાણે આવશે, અને લોહી રેડ્યા સિવાય આ કંકાસ મટી જશે.

ખોજા વાજિદે પ્રયત્ન કરવામાં ખામી રાખી નહિ. તેણે યોગ્ય સમયે કલકત્તામાંના અંગ્રેજ દરબારમાં જઈ એક પછી એક એમ બધી વાતો સમજાવી; પરંતુ તેની વાતપર કોઇએ ધ્યાન ન આપ્યું. ઉલટું હિત કરતાં અહિત થયું. અંગ્રેજોએ નવાબના પત્રનો કંઇ પણ જવાબ ન આપતાં એ આબરૂદાર એલચીને ગાળો આપી, અપમાન કરી નગર બહાર કાઢી મૂકયો! આ વાત કોઇએ બનાવી કાઢી નથી. વિલાયતનાં બ્રિટિશ મ્યુઝિયમમાં સાચવી રાખેલ જૂના હસ્ત લિખિત દસ્તાવેજોપરથી આ વાત સાબીત થાય છે.[1]

સિરાજદ્દૌલાએ એથી પણ ધીરજ છોડી નહિ. અંગ્રેજોના ઉદ્ધતાઇ જોઇ તેણે ધ્યાનમાં રાખ્યું કે વહેલી મોડી આ રોગની કડવી દવા આપવી તો પડશેજ. પરંતુ તરતમાં તેણે તેમ ન કરતા એક બીજો દૂત મોકલવાની ગોઠવણ શરૂ કરી.

સિરાજદ્દૌલાના તાબામાં રાજા રામરામસિંહ છૂપી પોલિસના

1. Hastings' Mss. Vol. 29, 209—"The Nabab at the same time sent to the President and Council; Fuckeer Tougar, with a message much to the same purport, which as they did not intend to comply with, looking upon it as a most unprecedented demand, treated the messenger with a great deal of ignominy and turned him out of their bounds without any answer at all."

અધિપતિ તરીકે નોકરી કરતો હતો. મરાઠાઓના હલ્લા વખતે રામ રામ સિંહ મેદિનીપુરમાં ફોજદાર તરીકે કામ કરતો હતો, ત્યાં તેણે એટલી બધી વફાદારી બતાવી હતી કે અલ્લીવર્દીખાંએ તેને આ પદવી આપી હતી. અલ્લીવર્દી અને સિરાજ બંને રામરામસિંહ પર પૂર્ણ વિશ્વાસ રાખતા, અને વિશ્વાસુ અમલદાર તરીકે તેની વારંવાર સલાહ લેતા, સિરાજદ્દૌલાએ રાજા રામરામસિંહ પર કલકત્તામાં દૂત મોકલવાનો ભાર નાખ્યો. ખોજા વાજિદના અપમાનની વાત ચારે તરફ ફેલાઇ ગઇ હતી; જેઓએ ખોજા વાજિદ જેવા આબરૂદાર રાજદૂતને આવી રીતે અપમાન કરી કાઢી મૂકયો, તેમ કરવામાં જેઓ જરા પણ અચકાયા નહિ, તેઓ બીજા કોઇને માન આપે એ આશા રાખવી વ્યર્થ હતી. કદાચ પ્રથમથીજ ખબર મળે તો તેઓ રાજદૂતને કલકત્તામાં આવવા પણ ન દે, એવા સંદેહથી ચતુર રામરામસિંહે એક યુક્તિ કરી. તેમના ભાઇને[૧] દૂત તરીકે નીમી તેને ફેરીવાળાના વેશમાં એક વેપારી નૌકામાં કલકત્તા મોકલી દીધો. રાજદૂતને કોઇ ઓળખી શકયું નહિ; તે બિન હરકતે ઉમિચાંદને ઘેર જઇ રહ્યો, અને તેની સાથેજ અંગ્રેજોના દરબારમાં જઈ પોતાનું સ્વરુપ ખુલ્લું કર્યું. પરંતુ તેના ભાગ્યમાં પણ અપમાન સહેવાનું લખ્યું હતું.

આ બધી જૂની વાતો વાંચતાં વાંચતાં એક શંકા ઉઠે છે કે અંગ્રેજો આટલા બધા ઉદ્ધત કેમ બની ગયા હતા? અથવા આ

---

૧. શ્રીયુત બિહારીલાલ સરકારે "જન્મભૂમિમાં" લખ્યું હતું કે સ્વયં રામરામસિંહ દૂત તરીકે ગયો હતો. પરંતુ અમને બીજે કોઈ સ્થળે તે બાબતની સાબીતિ મળી નથી.

બધું ખોટું નહિ હોય તેની ખાત્રી શી ? જેઓ સામાન્ય વેપારી હતા તેઓની આટલી બધી ઉદ્ધતાઇ ? ખરેખર આગળ પાછળની વાતોનો વિચાર કરતાં આ બધી વાતને દંતકથા માની તજી દેવાની ઇચ્છા થાય છે પરંતુ દંતકથા નથી;-તેનું ગૂઢ રહસ્ય જાણ્યાબાદ કોઇને નવાઇનું કારણ રહેશે નહિ.

સિરાજદ્દોલા જો કે બિનહરકતે સિંહાસન પર બેઠો હતો, તો પણ ઘણાને ખાત્રી હતી કે રાજવલ્લભના જીવતાં સિરાજ કદી પણ છટકી શકે તેમ નથી; ગમે તે થાય તો પણ સિરાજદ્દોલાને જેમ બને તેમ જલદી પદભ્રષ્ટ કરી ઘસેટિ બેગમના નામથી મહારાજ રાજવલ્લભ બંગાળા બિહાર અને ઓરિસ્સાનું રાજ્ય ભોગવશે. અલ્લી-વર્દીના જીવતાંજ અંગ્રેજોને આ સંબંધમાં થોડી ઘણી ખાત્રી મળી હતી. અને તેથીજ તેઓ રાજવલ્લભને સંતોષવા તેણે ગુજારેલા બધા જૂ-લમો ભૂલી જઇ તેના પુત્રને મહામાન સહિત કલકત્તામાં સંતુષ્ટ રાખવાના પ્રયત્નો કરતા હતા. વોટસ્ સાહેબ દરરોજ લખતો હતો કે ": સિરાજદ્દોલા ગાદી પર બેઠે શું વળવાનું હતું ? હજુ પણ ઘસેટી બેગમની આશા નિર્મૂળ થઇ નથી. " એથી અંગ્રેજો રાજવ-લ્લભને તજી સિરાજનો પક્ષ લેવાનું સાહસ કરી શકતા નહિ.

છેવટે જ્યારે રાજવલ્લભની બધી આશા નિર્મૂળ થઇ અને સિરાજદ્દૌલા ગૌરવપૂર્વક રાજ્ય ભોગવવા લાગ્યો, ત્યારે અંગ્રેજ ઇતિહાસ લેખકોને પરસેવો વળવા લાગ્યો. તેઓએ આદિથી અંત સુધીની બધી વાતો છૂપી રાખી એટલુંજ લખી શકાયું કે " એક રાજદૂત આવ્યો હતો, તે ખરી વાત પરંતુ નવાબ સિરાજદ્દૌલાએજ એ દૂત મોકલ્યો હતો, તે અમે કેવી રીતે જાણીએ ? રાજદૂત સામા-ન્ય ફેરીવાળાના વેશમાં નગરમાં આવી અમારા પરમશત્રુ "ઉમિચાંદ"

ને વેર શા માટે ઉતર્યો હતો ? ઉમિચાંદ સાથે તો અમારે અણુ બનાવ છે,–અમે તો ધાર્યું હતું કે " ઉમિચાંદે પોતાનું માન વધારવા માટે આ યુક્તિ કરી છે. તે માટેજ અમે રાજદૂતનું અપમાન કર્યું હતું. નહિ તો અમે જો પ્રથમથી જોયું હોત કે એ સિરાજદ્દૌલાએ મોકલેલ રાજદૂત છે, તો અમે શું એવા મૂર્ખા છીએ કે તેનું અપમાન કરીએ ? "[1]

નવા ઇતિહાસકારો ગમે તે લખે, પણ એક તે સમયના ઇતિહાસકારથી બધી વાતનો અસ્વિકાર થયો નથી. તે લખે છે કે "રામ રામ સિંહનો ભાઇ જ્યારે કલકતા આવ્યો, ત્યારે ગવર્નર ડ્રેક સાહેબ કલકતામાં નહોતા, શહેરના કોટવાળ હોલવેલ સાહેબ સાથે દૂતનો મેળાપ થયો. ત્યારપછી ડ્રેક સાહેબ આવી પહોંચ્યા એટલે મંત્રીસભાની બેઠક થઇ. જેઓ હાજર હતા, તેમાંના દરેકે કહ્યું કે "આ ઉમિચાંદનું તરકટ છે કારણ કે કાસિમબજારથી સમાચાર આવ્યા હતા કે ઘસેટિબેગમની આશા હજુ નિર્મૂળ થઇ નથી. આવી સ્થિતિમાં રાજદૂત જે પત્ર લાવ્યો હતો; તે બધાની આગળ શક પડતો જણાવા લાગ્યો. કોઇને પણ તેનો જવાબ આપવાની જરૂર જણાઇ નહિ. રાજદૂતને રજા આપવાનો હુકમ થયો, અણઘડ નોકરોએ તે હુકમને પોતાની તરફથી વધારી બરાબર બજાવ્યો. તેઓએ રાજદૂતનું અપમાન કરી કાઢી મૂકયો[2] " આથી સિ-

---

૧. અંગ્રેજોના વકીલે તે વખતે આ મર્મનું લખાણ નવાબના દરબારમાં " ખુલાસા " રૂપે કર્યું હતું. એ વકીલની વકિલાતની અત્યારે ઇતિહાસમાં પણ ગણુતરી થવા માંડી છે.

2. The Governor returning the next day

રાજદ્દૌલા ગુસ્સે થાય, તે માટે સાવચેતી દાખલ તરતજ વૉટસ્ સાહેબને પત્ર લખવામાં આવ્યો.

આ બધી વાતની એકત્ર તપાસ કરતાં કોઇવાત કોઇવાત સાથે મળતી નથી. જો ઉમાચરણનું તરકટ માન્યું હતું, તો પછી વૉટસ્ સાહેબને સાવચેત કરવા માટે પત્ર શા માટે લખવામાં આવ્યો ? ઘસેટી બેગમની આશા નિર્મૂલ થઇ છે કે નહિ, તે વાતનો વિચાર કરવાની શી જરૂર હતી ? આ બધું વિચારતાં જણાય છે કે અંગ્રેજો-

---

summoned a Council, of which the majority being prepossessed against Omichand concluded that the messenger was an engine prepared by himself to alarm them and restore his own importance and as the last advices received from Kashimbazar described the event between Shirajudoula and the widow of Nowagis to be dubious, the Council resolved that both the messenger and his letter were too supicious to be received, and the shrvants, who were ordered to bid him depart, turned him out of the Factory and off the shore with insolence and derision; but letter were despatched to Mr. Watts instructing him to guard against any evil consequences from this proceeding.

—Orme. Vol. II. 54.

એ પાછળથી પોતાના દોષો ટાળવા માટેજ આ બધી તરકટી વાતો ઉભી કરી હતી; કાર્ય કરતી વખતે તેમાંનું કશું બન્યું નહોતું; રાજવલ્લભને પણ હાથમાં રાખવો, અને તે સાથે સિરાજને પણ ગુસ્સે ન કરવો. એ ઇચ્છાથીજ આ બધું કારસ્થાન રચાયું હતું.

સિરાજદ્દૌલાની આગળ આ સમાચાર પહોંચ્યા કે તરત અંગ્રેજ પ્રતિનિધિ વોટસ્ સાહેબ એક વકીલ લઇ દરબારમાં હાજર થયો, અને વકીલદ્વારા પહેલાં શિખવી રાખેલી સુંદર કેફિયત રજુ કરી આસનપર બેઠો. અંગ્રેજોએ જેને ઉદ્ધત, ચંચળ, નરપિશાચરૂપે વર્ણવેલો છે, તે ઉદ્ધત યુવક બહાર–બંગાળા–ઓરિસ્સાના પ્રબળ મોગલ સિંહાસન પર હતો, તોપણ તેણે પોતાના તાબેદાર વેપારીઓનાં આવાં ઉદ્ધત વર્ત્તન છતાં પોતાના પર બહુજ કાબૂ રાખ્યો. તે સમજી ગયો કે અંગ્રેજ વેપારીઓ મારા ઘરના કજીઆરૂપી છિદ્ર જોઇનેજ આ બધું કરે છે. તેથી સહુ પહેલાં ઘસેટિ બેગમનાં તરકટોને તોડી પાડવાને તે તૈયાર થયો.

ઘસેટી બેગમ વિધવા હતી. સિરાજદ્દૌલા સિવાય તેનું નજીકનું સગું કોઇ નહોતું. તેથી આવી દશામાં એકલાં મોતિઝિલના મહેલમાં સ્વતંત્રપણે ન રહેતાં રાજાના અંતઃપુરમાં સિરાજની મા અને અલ્લીવર્દીની પટરાણી સાથે રહેવા માટે સિરાજદ્દૌલાએ તેને પ્રાર્થના કરી. રાજવલ્લભની સ્વાર્થસિદ્ધિમાં પથરો પડતો હોવાથી તેણે હુંકારા કરી મોતિઝિલના મુખ્ય દરવાજા આગળ સૈન્ય એકત્ર કરવા માંડ્યું. સિરાજદ્દૌલાએ તેથી અકળાઇ ન જતાં તેને રાજમહેલમાં બોલાવ્યો, અને તેનાં બધાં કુચરિત્રો જાણતાં છતાં તેનું પદગૌરવ કાયમ રાખી વિના રક્તપાતે મોતિઝિલનો મહેલ તાબે કર્યો. ઘસેટિબેગમને અંતઃ

પુરમાં બોલાવી લીધી. જે યુક્તિથી લોહી રેડયા સિવાય તેણે આ ધૂંધવાતા અગ્નિને હોલવ્યો, તે માટે ઇતિહાસે કદી પણ સિરાજદ્દૌલાને ધન્યવાદ આપ્યો નથી; ઉલટું ખરી વાત છુપાવી લખ્યું છે કે " સિરાજદ્દૌલાની તે શી વાત કરીએ; તેણે સિંહાસનપર બેઠા પછી તરતજ પોતાની માસીનું બધું લૂટી લીધું હતું.[1]

'૧. આ બનાવ અંગ્રેજોના ખુલાસા પછી બન્યો હતો, એ વાત અંગ્રેજ લેખકો સ્વીકારી ગયા છે. બંદોપાધ્યાય મહાશયે પણ બંગાળાના ઇતિહાસમાં તે સ્વીકારી છે. પરંતુ મશ્કરીમાં એ પણ લખ્યું છે કે''–તો પણ પોતાની માસીનો વારસ હોવાથી તેને પોતાના અંતઃપુરમાં લાવી રાખવાનો અધિકારી હતો ઇત્યાદિ વાકયોથી સિરાજના બધા અત્યાચારોનું સમર્થન કરવું, એ એક મૂર્ખતાજ છે." નવાઇની વાત એ છે કે દોલત સાથે માસીને અંતઃપુરમાં લાવવા સિવાય બીજો કોઇ પણ દોષ બંદોપાધ્યાય બતાવી શકયા નથી. રાજવલ્લભની સાથે સંધિ થવાથી વગર લોહી રેડયે આ બનાવ બન્યો હતો, તે વાતનો ઉલ્લેખ કરવાની પણ તેમણે જરૂર જોઇ નથી. છતાં ઉપર હાથ રાખવા બંદોપાધ્યાય લખે છે કે આ પ્રમાણે લોહી રેડયા સિવાય બધું સમાધાની પર લાવવામાં સિરાજના હોશિયાર મંત્રીઓનો હાથ હતો, સિરાજદ્દૌલાનો નહિ. એ વાતનું સમર્થન કરવા માટે લખ્યું છે કે આ બનાવ બન્યાબાદ અનુભવી મંત્રીઓ પદચ્યુત થયા. પરંતુ આવાં અનુમાન શા પરથી કરવામાં આવ્યાં તેની સાબીતિ આપી નથી. સિરાજ કોઇનું કહ્યું માનતો નહિ ઉદ્ધતાઇથી પોતાના મનમાં હોય તેજ કરતો, આ વાત મુતક્ષરીનમાંથી પ્રમાણો આપી બંદોપાધ્યાય મહાશયે વારંવાર વાંચકોના મગજપર ઠસાવી



## પ્રકરણ ૧૩ મું

### કાસિમ બજારનો ઘેરો.

મુસલમાનોની જૂની રાજધાની મુર્શિદાબાદના સુખની વાતો વખત જતાં દંતકથાના રૂપમાં ફેરવાતી જાય છે. પરંતુ સિરાજદ્દોલાના સમયમાં તેની પૂરી ચઢતી હતી, ભાગીરથી નદીને કિનારે સુંદર બગીચા આવેલા હતા, અને તે બગીચાના મધ્યભાગમાં બંને તીરે સુંદર હવેલીઓની હારો મુસલમાન રાજધાનીને ગર્વથી ઉન્નત, બ્રિટિશ રાજનગરી લંડનના જેવી સુંદર બનાવી મૂકતી હતી; એટલુંજ નહિ પણ લંડન કરતાં પણ મુર્શિદાબાદની દોલત વધી જતી હતી, તે

---

છે. તે જો સત્ય હોય, તો મોતિ-ઝિલ તાબે કરવામાં સિરાજનો હાથ હતો, તે સાબીત થાય છે. તેથી બંદોપાધ્યાય મહાશયે વર્ણવેલું સિરાજનું ચરિત્ર ખંડિત થઇ જાય છે, તેથીજ આ સ્થળે અનુભવી મંત્રીઓના ઉપદેશની વાત તો નહિ લખી હોય ?

સમયના અંગ્રેજ અમલદારો પણ તે ખુલ્લી રીતે સ્વીકારી ગયા છે.[1]

આ મોગલ રાજધાનીમાં કોઇ પણ જાતનો કિલ્લો નહોતો; કેટલાક દરવાજા સિવાય નગરનું રક્ષણ કરવાનું કશું સાધન જણાતું નહોતું. મોગલોનો પ્રતાપ ચૂર્ણ કરવા માટે કોઈ પણ એકાએક બાહુબળવડે રાજધાની તાબે કરવાનું સાહસ કરી શકશે, એવું કોઇ સ્વપ્નમાં પણ ધારી શકતું નહિ.

રાજધાનીને આવી રીતે અરક્ષિત અવસ્થામાં જોઇ લૂટવાને તૈયાર રહેતા મરાઠાઓએ એક વખત જ્યારે મુર્શિદાબાદના જગતશેઠનો ખજાનો લૂટયો, ત્યારે આ બાજુ પ્રતિ લોકોનું ધ્યાન ખેંચાયું, પણ અલીવર્દીએ તરત માટે તો દરેક પ્રજાવર્ગને પોતપોતાનું રક્ષણ કરવાની પરવાનગી આપી તેથી બધું પતી ગયું; રાજધાનીનું રક્ષણ કરવા માટે કોઇ પણ જાતનો સ્થાયી બંદોબસ્ત થયો નહિ. બીજા ગમે તે કરે પણ ચતુર અંગ્રેજ વેપારીઓએ આ તકનો લાભ લઇ કાસિમ બજારની કોઠીની આજુબાજુ દિવાલ ચણી લઇ, તોપો ગોઠવી, દરવાજો મજબુત કરી એક જાતનો નાનો સુનો કિલ્લો તૈયાર કરી લીધો હતો. વખત જતાં તે કિલ્લો ધૂળમાં મળ્યો છે. કેવળ

1. The city of Murshidabad is as extensive, populous, and rich as the city of London, with this difference, that there are individuals in the first possessing infinitely greater property than any in the last city.—Evidence of Lord Clive before the Committee of the House of Commons,-1772.

સ્થાન જણાવવા માટે કેટલાંક પોતાની મેળે ફુગી નીકળતાં ઝાડો અભિમાનપૂર્વક પોતાનું અંગ વિસ્તારી દઢતાપૂર્વક ત્યાં ઉભાં છે; ભાગીરથીનો પ્રવાહ માનપૂર્વક તેનાથી દૂર ચાલ્યો ગયો છે, તેથી ભાંગ્યા તૂટયા અંગ્રેજી કિલ્લાનાં નિર્જન ખંડિયરો અતિ ભયંકર દેખાય છે.[1]

આ કિલ્લો સમબાજુ ચોખુણ નહોતો, છતાં લગભગ ચોખુણ જેવો જણાતો હતો. ચારે તરફ મજબુત ઉંચી દિવાલ હતી, દિવાલની અડોઅડ ચાર મજબૂત બુરજ હતા, દરેક બુરજપર દસ દસ તોપો ગોઠવેલી હતી;—નદી તરફની દિવાલપર હારબંધ બાત્રીસ તોપો અને મુખ્ય દરવાજાની બંને બાજુએ બે જબરદસ્ત તોપો હમેશાં મોઢું ખુલ્લું રાખી બ્રિટિશ વેપારીઓની લડાયક કુશળતાની ઓળખાણ આપતી હતી. "સલામીની તોપ' તરીકે અંગ્રેજો બીજી પણ ઘણી તોપો દુર્ગમાં તૈયાર રાખતા હતા. આ બધાં કારણોને લીધે કાસિમબજારનો કિલ્લો એકદમ હસ્તગત કરવો એ સંભવિત નહોતું.[2]

આ નાના કિલ્લામાં વિલિયમ વોટસ, કલેટ્, બૅાટસેન, સાઈક્સ, એચ. વોટસ, ચેમ્બર્સ, વોટન હેસ્ટિંગ્સ વગેરે અંગ્રેજ અમલદારો રહી કંપની બહાદુરના વેપારનું રક્ષણ કરતા હતા; કિલ્લાના રક્ષણ માટે લેફટેનન્ટ ઇલિયટના તાબામાં કેટલીક ગોલંદાજ સેના કિલ્લામાં રખડતી હતી.[3]

---

1. There is a rough plan of the Fort in Tieffenthaler, I 453 plate XXXI. શ્રીયુત કાલીપ્રસન્ન બંધોપાધ્યાય કહે છે કે "પોતાની મેળે ફુગી નીકળતાં ઝાડોની બહાદુરીથી ઢંકાઇ ગયેલ છે."

2. Captain Grant.

3. Hasting's MSS. Vol. 29. 205.

એક અંગ્રેજ ઇતિહાસ લેખક કહી ગયો છે કે સિરાજદ્દૌલા કાસિમબઝારને ઘેરો ઘાલે તે પહેલાં અંગ્રેજોએ કંઇ પણ વિવાદ કર્યા સિવાય કિલ્લા બહાર આવી નવાબનો આશરો સ્વીકાર્યો હતો.[1] આ વાત તદ્દન સત્ય નથી. વિલાયતનાં બ્રિટિશ મ્યુઝિયમમાં કાસિમબઝારના ઘેરા સંબંધી એક હસ્ત લિખિત ઇતિહાસ છે; કોઇ કોઇ કહે છે કે તે વોરન હેસ્ટિંગ્સે લખેલ છે. મુર્શિદાબાદના માજી ન્યાયાધીશ બેવરિજ સાહેબે તેનો કેટલોક ભાગ આ દેશમાં પ્રગટ કરેલો છે, તેથી કેટલીક ખોટી વાતોના ખુલાસો થાય છે.[2] ગમે તેનો લખેલ હોય, તો પણ તે ઇતિહાસ અંગ્રેજોએ લખેલો તે વખતનો ખરો ઇતિહાસ છે, તેમાં કશો શક નથી. તે શ્રેણીબદ્ધ ઇતિહાસ નથી, માટે કોઇ ખાસ મત સ્થાપવા માટે, અથવા એકાદ માણસના દોષ છૂપાવવા માટે તેમાં કશો પ્રયત્ન નજ હોય એ સ્વીકારવું પડે છે. અંગ્રેજોએ લખેલ સમસામયિક ઇતિહાસ માની તે ખરેખર અધિક આદરને પાત્ર ગણાવો જોઇએ.

કાસિમબજારના અંગ્રેજ વેપારીઓ જાણતા હતા કે અમે ઘસેટિબેગમના પક્ષના છીએ, આજ કે કાલ કે દસ દિવસ પછી નવાબ મરણ પામશે કે તરત સિરાજદ્દૌલા સાથે અમારે લડાઈ થવાની જ! તે માટે તેઓએ વખતસર ચેતી છૂપી રીતે કાસિમબજારના

---

1. He forthwith presenten himself at the gate of the English factory of Cassimbazar, wich immediately surrendered, without an effort being made to defend it.

—Thornton's History of the British Empire Vol. I 187.

2. Calcutta Review.

કિલ્લામાં શક્તિ મુજબનો દારૂગોળો એકઠો ન કરી આપવાની ભૂલ કરી નહોતી. તે વાત યાદ લાવી કપ્તાન ગ્રાંટ કેટલા ઉભરા કહાડી ગયો છે ![1]

ઘસેટિ બેગમને વશ કરવાથી સિરાજદ્દોલા નિશ્ચિંત થયો નહિ. ઉત્તરમાં પૂર્ણિયાનો નવાબ શૌકતજંગ અને દક્ષિણમાં કલકત્તાના ઉદ્ધત અંગ્રેજો તે વખતે પ્રબળ હરિફાઇથી તેની રાજશક્તિની મશ્કરી કરતા હતા. તેથી સિરાજદ્દૌલા રાજધાનીમાંના તરકટો શાંત કરી પૂર્ણિયા તરફ નજર દોડાવી. સૈન્ય સાથે તે રાજમહાલના માર્ગ વાટે પૂર્ણિયા તરફ ચાલ્યો. જતી વખતે કલકત્તાના ઉદ્ધત અંગ્રેજોને તેણે ફરીથી ગુસ્સાભર્યો પત્ર લખી જણાવ્યું કે—" અંગ્રેજ ગવર્નર ડ્રેક સાહેબ આ કાગળ વાંચતાંજ કિલ્લો તોડી નાખે નાખે તો સિરાજદ્દૌલા પોતે આવી ડ્રેક સાહેબનાં શરીરને ગંગામાં ફેંકી દેશે.[2]

યોગ્ય સમયે એ પત્ર અંગ્રેજોને મળ્યો. તેઓએ અત્યાર સુ-

---

1. We may justly impute all our misfortunes to the loss of that place, (Cassimbazar) as it not only supplied our enemies with artillary and ammunition of all kinds, but flushed them with hepes of making as easy conquest of our chief settlement. —Captain Grant.

2. That unlesss upon receipt of that order, he (Mr. Drake) did not immediately begin and pul down those fortifications, he would come down himself and throw him in the river. —Hasting's M. SS. Vol. 29, 209.

ધીમાં રાજવલ્લભ અને ઘસેટિ બેગમ તરફ લક્ષ રાખી સિરાજદ્દૌલાએ મોકલેલા આબરૂદાર રાજદૂતનું અપમાન કરતાં પણ પાછું વાળી જોયું નહોતું; તેઓએ એ પત્રનો જવાબ આપવો એ અગત્યનું ગણ્યું નહતું. પરંતુ આ વખતે નવાબનો ગુસ્સાભર્યો પત્ર જોઇ બધા બીવા લાગ્યા. આ વખતે જવાબતો આપ્યો પણ તેમાં મૂળ મુદ્દાની વાતનો જવાબ તો નજ આવ્યો.

ડ્રેક સાહેબે લખી મોકલ્યું—"બધું જુઠું છે! કોણ કહે છે કે અંગ્રેજો કલકત્તાની આજુબાજુ દિવાલ બાંધે છે? ફ્રેંચો સાથે વળી લડાઇ થવાનો સંભવ ઉભો થયો છે, તે માટેજ નદીને કિનારે તોપો ગોઠવવાનું સ્થાન સમરાવવામાં આવે છે."

---

1. That the Nabab had been misinformed by those who had represented to him that the English were building a wall round the town, that they had no ditch since the invasion of the Marattas, at which time such a work was executed at the request of the Indian inhabitants, and with the knowledge and approbation of Aliverdy; that in the late war between England and France, the French had attached and taken the town of Madras, contrary to the neutrality, which it was expected whould have been preserved in the Mogal's dominions; and that there being at present great apprehension

આનું નામ ઉડાવવાનો જવાબ અંગ્રેજોએ બાગબજાર પાસે પેરિં નામનો એક કિલ્લો બાંધ્યો હતો, અને કલકત્તાના અંગ્રેજી કિલ્લાનું સમારકામ સિરાજદ્દૌલાની અનુમતિ સિવાય હાથપર લીધું હતું. સિરાજદ્દૌલાએ તેઓને જૂનો કિલ્લો તોડી પાડવાનું કહ્યું નહોતું, બાગબજારની પાસે જે નવીન દિવાલ ચણાતી હતી, તેજ તોડી પાડવાનું કહ્યું હતું. ડ્રેક સાહેબે તે સંબંધી કશો જવાબ આપ્યો નહોતો.

ઉદ્ધત અંગ્રેજોની કુટિલ યુક્તિ સિરાજદ્દૌલાની તીક્ષ્ણ દૃષ્ટિમાં ધુળ નાખી શકી નહિ. તે જ્યારે રાજમહાલ આગળ આવી પહોંચ્યો, ત્યારે તેને ડ્રેક સાહેબનો પત્ર મળ્યો. પત્ર વાંચતાંજ સિરાજ ક્રોધથી તાતો થઇ ગયો; આજુબાજુ જે મંત્રીવર્ગ ઉભો હતો, તે તેનો ક્રોધ જોઈ કશું બોલી શક્યો નહિ.[2] સિરાજદ્દૌલા ગર્જના કરી ઉઠયો; અભિમાનિની સાપણ પગ નીચે કચરાતાં જેમ ફેણ ચડાવીને ફુંફાડા મારે તે પ્રમાણે તે તીવ્ર તેજથી ગર્જના કરી ઊઠયો. બધી સેના હુકમ મળતાંજ છાવણી ઉઠાવી વળી મુર્શિદાબાદ તરફ પાછી ફરી; બધા સમજ્યા કે

---

of another war between the two nations, the English were under apprehensions that the French would act in the same manner in Bengal; — to prevent which, they were repairing their line of guns on the the Bank of the river.

—Orme ii, 55-59.

1. I bid.
2. Stewarts History of Bengal.

હવે અંગ્રેજોને છૂટકો નથી ! તે ક્ષણથી સિરાજદ્દૌલાનો ઇતિહાસ શોહીથી ખરડાવા લાગ્યો. રાજમહાલ પાસેની છાવણીમાં ઉદ્ધત અંગ્રેજોના અસંયમી લેખણે સિરાજદ્દૌલાના અદષ્ટક્ષેત્રમાં જે વિષબીજ રોપ્યાં, સિરાજનું હવે પછીનું જીવન તે વિષવૃક્ષના ક્રમવિકાસનો શોચનીય પ્રતિહાસ છે.[1]

જગતના સ્વાધીન રાજાઓની સાથે તુલના કરતા સિરાજદ્દૌલાના આ રાજરોષ સંબંધમાં સિરાજપર દોષ ચઢાવી શકાશે નહિ. સિરાજદ્દૌલા જે બહાનાથી અંગ્રેજોપર ગુસ્સે થયો હતો, તે કરતાં પણ તદ્દન તુચ્છ બહાને સભ્યતાથી ઝગહળતી ઓગણીસમી સદીમાં સુધરેલી અંગ્રેજી સરકારે કેટલાય દેશમાં કેટલાય ફંવાડા ઉભાં કરે તેવા ભયંકર દાવાનળ સળગાવ્યા હતા. રાજશકિત હંમેશાં પ્રભુશકિત ગણાય છે શત્રુ હો કે મિત્ર હો, સામો હરીફ પ્રબળ સ્વાધીન રાજા હો, કે આશ્રિત દુર્બળ પ્રજા હો—કોઇ પણ ઉચ્ચ પદવીએ પ્રતિષ્ઠિત રાજશકિત તરફ ઉપેક્ષાની નજર કરે કે તરત તેને વશ કરવા માટે રાજાનો રોષ ઉછળી રહે છે. એજ બધા દેશનો રાજધર્મ છે. સિરાજદ્દૌલાએ એ રાજધર્મની મર્યાદાનું રક્ષણ કરવા માટે આશ્રિત અંગ્રેજ વેપારીઓની ધૃષ્ટતાનું યોગ્ય ફળ આપવા માટે તેઓના કાસિમ બજારના કિલ્લાને ઘેરો નાખવાનો હુકમ કર્યો.

---

૧ નવાબી અમલના બંગાળાના ઇતિહાસમાં લખ્યું છે કે— આમાં અંગ્રેજોપર ગુસ્સો વધવાનું કંઇ ન્યાયસંગત કારણ જણાતું નથી" (પૃ. ૨૧૩) વળી ૨૧૨ મે પૃષ્ટે લખ્યું છે કે;—" મોકલેલા દૂતનું અપમાન અને કિલ્લો બાંધવા સંબંધમાં અંગ્રેજ ગવર્નરનો પ્રત્યુત્તર એ સિરાજદ્દૌલાનો ગુસ્સો ઉમેરવાને પૂરતાં હતાં, એમાં કશો શક નથી ".

આ કારણોથી સિરાજદ્દૌલાને કાસિમબજારને ઘેરો નાખવો પડયો, તે બાબતમાં ખરા કારણો તપાસવાને ઘણાઓએ પ્રયત્ન કર્યો નથી. તેથી તેઓએ લખેલા ઇતિહાસમાં કાસિમબજારનો ઘેરો એ સિરાજદ્દૌલાનાં અન્યાયી કૃત્યોમાંનું એક ગણાયું છે. તેમાં કંઇ નવાઇ પણ નથી. પરંતુ સિરાજદ્દૌલાએ ગુસ્સે થયા છતાં જરાપણ લોહી રેડયા સિવાય કેવી રીતે કિલ્લો સર કર્યો તેની આલોચના કરતાં સત્યનો નિર્ણય કરવામાં જરાપણ મુસ્કેલી પડશે નહિ.

ઇ. સ. ૧૭૫૬ ના મેની ૨૪ મી તારીખને સોમવારે બપોર પછી ઉમરબેગ જમાદારે ત્રણહજાર ઘોડેસ્વારો સાથે કાસિમ બજાર આવી ગુપચુપપણે છાવણી નાખી. નવાબની સિપાહીસના વારંવાર આ પ્રમાણે કાસિમ-બજારમાં છાવણી નાખતી હતી તેથી તે દિવસે તો કોઇને નવાઇ ન લાગી. રાત વીતી, સવાર પડી એટલે બીજા બસો ઘોડેસ્વારો અને કેટલાક બંદુકધારીઓએ આવી ઉમેરબગના સૈન્યમાં વૃદ્ધિ કરી; અને સાંજ પડતા પહેલાં બે કેળવાયલા લડાયક હાથીઓ ડોલતા ડોલતા કાસિમબજાર આવી પહોંચ્યા. એથી અંગ્રેજોનો જીવ કંપવા લાગ્યો! તેઓએ કેવી રીતે નવાબના દૂતનું અપમાન કરી કલકત્તામાંથી હાંકી કાઢયો હતો, તે કોઇથી અજાણ્યું નહોતું તેથી એક પછી એક ચતુર અંગ્રેજ કોઠીવાળા આમતેમ નાસવાની શરુઆત કરવા લાગ્યા.[1] જેઓ કિલ્લામા રહ્યા તેઓ પણ

1. Hastings escaped a about the same time. and the Cassimbazar tradition, which is probably a true one, is that he owed his safety to his Dewan Kantu Babu, who concealed him in

સમજી ગયા કે પ્રાયશ્ચિત કરવાનો સમય નજીક આવ્યો છે; રાતના અંધકારની સાથે ધીમે ધીમે નવાબની સેના બળપૂર્વક કિલ્લામાં પ્રવેશી અંગ્રેજોની દોલત અને આબરૂનો નાશ કરશે! તે વખતે કિલ્લામાં ફક્ત ૩૫ ગોરા ને ૩૫ કાળા સિપાહીઓ અને તે સિવાય કેટલુંક સૈન્ય હતું. તે સિવાય બીજું લશ્કરી બળ નહોતું. તેઓજ રણશીંગડાં વગાડતા, માથાપર પાઘડીઓ નાખી, કમરબંધ બાંધી, કદમ મિલાવતા મિલાવતા બંદુકપર સંગીન ચડાવી ગર્વપૂર્વક મુખ્ય દરવાજે રોકી ઉભા રહ્યા હતા. પરંતુ નવાબના સિપાહીઓએ તે દિવસ પણ કિલ્લા પર હલ્લો કરવાનો કશો પ્રયત્ન ન કર્યો. ઉલટું જમાદાર ઉમરબેગે નખનાં અગ્રભાગ સમાન ગણાતાં અંગ્રેજ સૈન્યને ગર્વપૂર્વક ડગલાં ભરતું જોઇ કહાવી મોકલ્યું કે હું યુદ્ધ કરવા આવ્યો નથી. તે વાત પર કોઇએ ધ્યાન ન આપ્યું. વોટસ્ સાહેબ ખાવું પીવું તજી આખી રાત અન્નપાણી સંઘરવા લાગ્યો; અગણિત નવાબસેના બાહુબળવડે કિલ્લો જીતવા તૈયાર થશે ત્યારે અમે જરા પણ પાછા હઠશું નહિ, એવો ભાસ આપવા અંગ્રેજસેના તનતોડ મહેનત કરવા લાગી; અને તે ઉદ્દેશથી મોટી મોટી તોપો, દારૂગોળા સહિત હલ્લો ખાળવા માટે મુખ્ય દરવાજામાં ગોઠવી નવાબ સૈન્યના હલ્લાની રાહ જોવાવા લાગી.

સોમ, મંગળ, અને બુધ ચાલ્યા ગયા છે, ગુરુવાર પણ ગયો. દિવાલની બહાર સિપાહી સૈન્ય હારબંધ એકઠું થાય છે. તેની ઇચ્છા થતાંજ તરત કાસમબજારનો નાનો કિલ્લો ધુમાડાથી વીંટળાઈ એક ક્ષણમાં ધૂળમાં મળી જઇ શકે તેમ હતું; છતાં એક પણ સિપાહી

---

a room—H. Beverige, C. S. બંધોપાધ્યાય મહાશયના મત મુજબ હેસ્ટિંગ્સ ત્યારે આડંગે હતો.

બંદુક ઉઠાવતો નથી તેનું કારણ શું? અંગ્રેજો તો આ બધું જોઇ એબાકળા બની ગયા. છેવટે આવી દારુણ ઉત્કંઠા અસહ્ય થઇ પડી; બાબત શી છે તે જાણવા માટે બધાએ મળી મસલત કરી ડોક્ટર ફૉર્થને ઉમરબેગ આગળ મોકલી દીધો.

ડોકટરસાહેબ યોગ્ય સમયે કિલ્લામાં પાછા ફર્યા, ખરી વાત જણાઇ. બધાએ સાંભળ્યું કે વૉટસ્ સાહેબને નવાબના દરબારમાં હાજર થઇ એક મુચરકાનામું લખી દેવું પડશે, તેઓ નહિ આવે તો પકડી જવા પડશે; તે માટેજ આ સૈન્ય એકત્ર થયું છે. કૌતુકલ તો શાંત થયું, પણ ઉત્કંઠા તો જેવી ને તેવીજ કાયમ રહી. ઉમરબેગના વાત પણ આધાર રાખી વૉટસ્ સાહેબને આત્મસમર્પણ કરવું યોગ્ય ન લાગ્યું. છેવટે નવાબનો શો અભિપ્રાય છે તે જાણવા માટે યોગ્ય માન સાથે આવેદન પત્ર મોકલવામાં આવ્યો. તેમાં લખવામાં આવ્યું કે "નવાબ બહાદુરનો અભિપ્રાય જાણવાની અમને ખાસ ઉત્કંઠા છે; આપ સાહેબ જેમ કહેશો તેમ કરવાને અંગ્રેજો તૈયાર છે. યોગ્ય સમયે કેવળ આટલોજ જવાબ આવ્યો કે—"કિલ્લાની દિવાલો તોડી પાડો; એજ નવાબનો મત છે."[1]

અંગ્રેજોએ તો શિષ્ટાચારથીજ લખ્યું હતું કે નવાબ બહાદુરની ઇચ્છા મુજબ કરવાને અમે તૈયાર છીએ. એ કંઇ હૃદયના ઉદ્ગાર નહોતા. પણ હવે નવાબે જે માગ્યું, તેથી વૉટસ્ સાહેબ કંપી ઉઠ્યો. તે જાણતો હતો કે અંગ્રેજ દરબાર જીવ જાય તોપણ આ શરત સ્વીકારે તેમ નથી. વાસ્તવિક રીતે કલકત્તાનો અંગ્રેજ દરબાર સિરાજ-દૌલાને સારી રીતે ઓળખી શક્યો નહોતો. કાસિમબજારના ઘેરાના

1. Hasting's MSS. Vol. 29209.

વાત સાંભળી કુલકત્તાના અંગ્રેજોએ ધાર્યું કે થોડી ઘણી લાંચ લેવા માટે આ બધું તોફાન થાય છે. માટે તેઓએ પોતાના ધારવા મુજબ નવાબને લાંચ આપી સંતોષવાના પ્રયત્નો માંડયા. સિરાજદ્દૌલા બાળક છતાં દેશનો રાજા હતો;—હવે તેને મીણનાં પુતળાં અને કાચનાં રમકડાંથી રિઝવી શકાય તેમ નથી, એ વાત અંગ્રેજોના મગજમાં પેઠીજ નહિ ! તેઓએ સિરાજના મંત્રીઓને હાથમાં લઇ લાંબા સમયથી ચાલતી આવેલી પદ્ધતિ મુજબ ઇચ્છા મુજબની સંધિ કરવાની તૈયારીઓ કરી; પરંતુ અંગ્રેજોએ બહુ કષ્ટે એકઠા કરેલા પૈસાથી તો ઉલટું તેનુંજ અહિત થયું; સિરાજદ્દૌલા તો ચળ્યો નહિ.

છેવટે અંગ્રેજોને કશો ઉપાય ન મળતાં દિવાન રાજવલ્લભ[1] નો આશરો લીધો. દિવાનજી સિરાજદ્દૌલાની રીતભાત જોઇ ચોકખું સમજી ગયા હતા કે હવે મંત્રરૂપી ઔષધિથી કંઇ સરવાનું નથી; તેણે કહ્યું કે—જો વોટસ્ સાહેબ હાથપર રૂમાલ બાંધી દીનવેશે સિરાજદ્દૌલા આગળ આવી હાજર થાય તો હું જરા પ્રયત્ન કરી જોઉં.[2] વોટસ્ સાહેબ ભારે મુશ્કેલીમાં આવી પડયા.

જગતશેઠ વગેરે આબરૂદાર માણસોની મદદ મેળવ્યા છતાં અંગ્રેજો સિરાજદ્દૌલાને સંતોષી શક્યા નહિ. ત્યારે કલકત્તાના અંગ્રેજ દરબારે તદ્દન નિરૂપાય થઇ વોટસ્ સાહેબને ખબર મોકલ્યા કે હવે

---

૧ મહારાજા રાજવલ્લભ દુર્લભરામનો મોટો પુત્ર હતો. સિરાજના વખતમાંજ પિતાની સહાયતાથી તે દિવાની પદ પર નિમાયો. પિતા પુત્ર બંનેએ કલાઇવને બહુ મદદ કરી હતી, કલાઇવ પણ તે માટે તેના ખાસ ઉપકાર માનતો. સાહિત્ય—વર્ષ ૬ ઠું પૃ. ૬૯૭.

2. Hasting's M. SS. Vol. 29209.

વખત વિતાડવાથી શો લાભ? જેમ બને તેમ જલદી સિરાજ ખુશી થાય. તેમ કરવામાં વિલંબ ન કરો.[1] આ ઉપદેશ શીરપર ચઢાવી વોટસ્ સાહેબ દિવાનજીની સલાહ મુજબ નવાબ દરબારમાં આવી પહોંચ્યા.

વોટસ્ સાહેબ નવાબના દરબારમાં આવી પહોંચ્યા કે તરત સિરાજદ્દોલાએ અંગ્રેજોના ઉદ્ધત વ્યવહારને ઉદ્દેશી ખૂબ તીખી ભાષામાં ઠપકો આપ્યો; વોટસ્ વાયુથી ફરકતાં કેળનાં પાનની માફક કંપવા લાગ્યો; કોઇ કોઇ ધારવા લાગ્યા કે વોટસ્ સાહેબનું હવે આવી બન્યું. પરંતુ સિરાજદ્દોલા ગુસ્સાને લીધે ભાન ભૂલ્યો નહિ. વોટસ્‌ને જૂદા સ્થાનમાં મોકલી તેને નક્કી કરી રાખેલા મુચરકાપત્રમાં સહી કરવાની આજ્ઞા આપી. વોટસ્ સાહેબને જીવતદાન મળ્યું હોવાથી તેણે જેમ બને તેમ જલદી મુચરકાપત્રમાં સહી કરી છૂટકો મેળવ્યો. " કલકત્તામાં નવો બંધાતો પેરિન નામનો કિલ્લો તોડી પાડવો; જે વિશ્વાસઘાતક અમલદારો રાજદંડમાંથી છટકી જવા કલકત્તા આવ્યા હોય, તેને બંદીવાન બનાવી મોકલી દેવા. જકાત વિના વેપાર કરવાની જે બાદશાહી સનદ ઇસ્ટ ઇંડિયા કંપનીને મળી છે, તેનો લાભ લઇ બીજા લોકો પણ જકાત વગર વેપાર ચલાવી ખજાનાને નુકસાન કરે છે, તે નુકસાની ભરપાઇ કરી આપવી; અને કલકતાના જમીનદાર હોલવેલ સાહેબના પ્રબળ પ્રતાપથી દેશી પ્રજા પર

1. The Presidency were now very eager to appease the Subadar, they offered to submit to any condition which he pleased to impose. —Mill's History of British India, Vol. III 147.

જે જુલમો થાય છે, તે અટકાવવા. આવી મતલબના મુચરકાનામાં પર સહી કરી વોટસ્ સાહેબ પણ છૂટયા.

ઇતિહાસ લેખકોએ કલ્પેલી અગર પોતાનો સ્વાર્થ સાધવા માટે અર્થનો અનર્થ કરનારી વાતો કરતાં આવા કાગળો વધુ કિંમતી છે. આ કાગળમાં સિરાજદ્દૌલાની જે ઓળખાણ મળે છે. તે ઓળખાણ ઇતિહાસમાં વર્ણવેલ ઓળખાણ કરતાં જુદી જ છે. અંગ્રેજો વેપારીઓ હતા છતાં તેણે નવાબની મંજુરી વગર કિલ્લો બાંધ્યો હતો, આ વખતે એવો કયો સ્વતંત્ર રાજા હોય કે જે એવી રીતે બાંધેલા કિલ્લાને ન તોડી પાડે? આ બાબતમાં સિરાજદ્દૌલાનો

1. The purport of the Muchalka was nearly as follows:—To destroy the redoubt etc: newly built at Perrins near Calcutta; to deliver up any of his subjects that should fly to us for protection (to evade justice) on his demanding such subject; to give an account of the dastaks for several years past and to pay a sum of money that should be agreed on, for the bad use made of them to the great prejudice of his revenues; and lastly to put a stop to the Zemindar's (Holwell's) extensive power, to the great prejudice of his subjects.—Hasting's M. SS. Vol. 29 209, પણ આની છેલ્લી શરત કોઇ પણ ઇતિહાસમાં જોવામાં આવતી નથી.

પ્રબળ પ્રતાપ અને શાસનમાં દૃઢતા એ બે ગુણો પ્રકટ થાય છે. અંગ્રેજો નાથી છૂટેલા અમલદારોને બીન હરકતે કલકત્તામાં પેસવા દે તો પછી નવાબની સત્તાને કોણ માને ? બધા ગુનો કરી કલકત્તા નાસી જાય. સત્તા કાયમ રાખવા માટે એવા માણસોને તેમ કરતા અટકાવવાની જરૂર હતી. કંપનીના નામથી અંગ્રેજો ગમે તેને વિના જકાતે વેપાર કરવાની પરવાનગી આપી પોતાનો સ્વાર્થ સાધતા, તેથી દેશી લોકોનો સ્વતંત્ર વેપાર પડી ભાગતો; રાજાનો ખજાનો જકાત વગર ખાલી રહેતો. આવો સ્વેચ્છાચાર ન અટકાવે તો પછી કયો રાજા સિંહાસનના અધિકારી તરીકે ગર્વ કરી શકે ? હોલવેલના જૂલમોથી કાળા બંગાળીઓ જર્જરિત થઈ ગયા હતા; તેને અટકાવવાના પ્રયત્નો ન કરત તો પછી કયો નિષ્પક્ષપાતી ઇતિહાસકાર સિરાજદ્દૌલાને આશીર્વાદ આપવામાં સંમતિ આપત ? આ મુચરકાનામામાં સિરાજદ્દૌલાનું જે ચરિત્ર પ્રકટ થયું છે, તેવું ચરિત્ર કયા સ્વાધીન નવાબે બંગાળા બિહાર ને ઓરિસ્સાના નવાબ બની પ્રકટ કર્યું છે ? રાજકારભારમાં કુશળતા, પ્રજાનું ભલું ચાહવાની ઇચ્છા અને તે સાથે પોતાનું રાજ ઉન્નત બને, તે માટેના સિરાજ જેટલા પ્રયત્નો કયા નવાબે મુર્શિદાબાદની ગાદીપર બેસી કર્યા છે ? તોપણ સિરાજદ્દૌલા અંગ્રેજોના ઇતિહાસમાં આવાં આચરણોને લીધે સેંકડોવાર તિરસ્કાર પામ્યો છે ![1]

---

૧ બંગાળાના નવાબોના ઇતિહાસમાં મત સ્વીકાર્યો નથી. સિરાજ બીજાઓની સલાહ લે તેવો ન હોતો એમ વારંવાર કહ્યા છતાં લોહી રેડ્યા સિવાય કાસમબજારના ઘેરા સંબંધમાં સિરાજને આપવી જોઈતી શાબાશી અપાઇ નથી.

૪ થી જુનને રોજ મુચરકાનામાપર સહી થઇ, તરતજ કાસિમબજારનો કિલ્લો સિરાજને સોંપી દેવામાં આવ્યો. લેફટેનન્ટ ઇલિયટને બહુ ખોટું લાગવાથી તેણે આપઘાત કર્યો. વોટસ અને ચેમ્બર્સને મુચરકાનામાની શરતો પાળવા માટે જામીન દાખલ મુર્શિદાબાદ જવું પડયું.[1] કાસિમબજાર વળી શાંત મૂર્ત્તિ ધારણ કરી રહ્યું. જે કુશળતાથી જરાપણ લોહી રેડયા સિવાય આ કાર્ય સંપૂર્ણ થયું, તે કુશળતાનાં અંગ્રેજો કે બંગાળીઓએ ગુણગાન ન ગાયાં; ઉલટું ઘણાખરા કુટિલ કટાક્ષ કરતા કરતા પૂછવા લાગ્યા કે કિલ્લો હાથમાં આવ્યો, મુચરકાનામાં પર સહી થઈ, અંગ્રેજો હાર્યા, તોપણ વોટસ્ અને ચેમ્બર્સને કેદ કરી કેદીની માફક મુર્શિદાબાદમાં શામાટે રાખવામાં આવ્યા?

સિરાજદ્દૌલાએ જોયું હતું કે કલકત્તાનો અંગ્રેજ દરબારજ અંગ્રેજોનો કર્ત્તાહર્ત્તા વિધાતા છે; કાસિમબજારના કોઠીવાળા અમલદારો તો તેઓના તાબાના નોકરો છે, તેઓ તો દરેક બાબતમાં કલકત્તા તરફ ધ્યાન રાખનારા છે. માટે કાસિમબજારના અંગ્રેજ ગુમાસ્તાએ જે રીતે મુચરકાનામા પર સહી કરી છે, તે રીતે જોતાં અંગ્રેજ દરબાર એ મુચરકાનામાંનો સ્વીકાર ન કરે ત્યાં સુધી નિશ્ચિંત થવાનો ઉપાય નથી, તેથી કલકત્તાના અંગ્રેજોને શાસનની કુશળતાથી વશ કરવા માટે વોટસ્ અને ચેમ્બર્સને મુર્શિદાબાદમાં રાખવામાં આવ્યા વોટસ અને ચેમ્બર્સ એક પખવાડિઉં મુર્શિદાબાદ રહ્યા એ લાંબા સમય દરમિઆન અંગ્રેજોના વડા તરફથી એ મુચરકાનામાં સંબંધમાં કંઇ પણ જવાબ ન ફરી વળ્યો.[2]

---

1. Hasting's MSS. Vol. 29209.

૨. બંદ્યોપાધ્યાય કહે છે કે—"કલકત્તાથી જવાબ આવે તેટલો વખત આપવામાં આવ્યો નહોતો.

આ તરફ મિસિસ વોટસ્ બેગમો પાસે જઇ રડવા કકળવા લાગી અને બધાને કાયર કરવા લાગી. મિસિસ વોટસ્ અને સિરાજદ્દોલાની મા બહેનપણાં હતાં. આથી દયાળુ સિરાજની માતા બંને બંદીવાનોને છોડી મૂકવા માટે વારંવાર સિરાજને ભલામણ કરવા લાગી. છેવટે માની આજ્ઞા પાળવા માટે અનિચ્છા છતાં સિરાજદ્દોલાએ તરત માટે તો એ બંને અંગ્રેજોને મુક્ત કર્યા.

તે સમયના એક અંગ્રેજ લેખકે એ મુચરકાનામાંની સમાલોચના કરતાં લખ્યું છે કેઃ—" ફ્રેંચો સાથે લડાઇ થવાનો સંદેહ હોય તો મુચરકાનામાંની પહેલી સરત પાળી શકાવી અસંભવિત હતી; વેપારનું રક્ષણ કરવું હોય તો આશ્રિત મિત્રોને આશરો આપવોજ જોઇએ, માટે બીજી સરત પણ પળાવી મુશ્કેલ છે. અને ત્રીજી સરત પાળતાં દંડ દાખલ પૈસા આપવા પડશે, તેમાં કંઇ સંદેહ નથી; કારણ કે જકાત આપ્યા સિવાય વેપાર કરતાં થોડી ઘણી ગરબડતો મચવાનીજ.[1]

અંગ્રેજોએ આ મુચરકાનામાની સરતો પાળી નથી, તે વાત થોડાજ દિવસોમાં સિરાજદ્દૌલાને કાને આવી. તે અંગ્રેજોની કુટિલતા જોઈ બહુજ ગુસ્સે થયો. શું આ અંગ્રેજોએજ કહ્યું હતું કે "નવાબનો શો મત છે, તે જાણવાને માટેજ અમે થોભ્યા છીએ!" શું તેજ અંગ્રેજોએ મિસિસ વોટસ્‌ના અશ્રુપાતનો આશ્રય લઈ પોતાના બંદીવાનોને છોડાવ્યા ? સિરાજદ્દોલાએ ઘણું સહન કર્યું હતું, હવે તેનાથી સહન ન થયું; અને સહન ન થયું એજ તેનો મોટામાં મોટો અપરાધ હતો! તેની આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો.

---

1. Scrafton's Reflections.

માતા—મહનો છેવટનો ઉપદેશ સ્મૃતિપટપર અગ્નિવર્ણા અક્ષરોથી ઝળકવા લાગ્યો.[1] તેથી સિરાજદ્દૌલા વધુ આળસ ન કરતાં કલકત્તા દૂત મોકલી જાતે સૈન્ય સાથે ચડાઇ કરવાની તૈયારી કરવા લાગ્યો.

સિરાજદ્દૌલા ડગલે ડગલે અપમાન પામી જે રીતે ગુસ્સે થયો હતો, તે સ્મરણ કરતાં કલકત્તાપર હલ્લો કરવાનો દોષ તેનો એકલાનો નથી. પરંતુ કલકત્તા પર હલ્લો કર્યો એજ તેની પડતીના કારણરૂપ બન્યું. તેણે જો કલકતા પર આક્રમણ ન કર્યું હોત, અંગ્રેજો સાથે વાદવિવાદ ન કર્યો હોત, તો તેનો ઇતિહાસ કેવો આકાર ધારણ કરત, તે કોઇ કહી શકે તેમ નથી. જુદી જુદી બાજુઓથી જુદી જુદી વિરુદ્ધ શક્તિઓ જે રીતે એકત્ર થતી આવતી હતી, તે બધાં કાર્યનું બહારનું રૂપ અંગ્રેજોનો ઉદ્ધત વ્યવહાર હતું; એથી બાહુબળ વડે આત્મરક્ષણ કરી રાજશક્તિને રક્ષણ આપવાનો તેણે પ્રયત્ન ન કર્યો હોત તો પણ સિરાજનું જીવન લાંબો સમય ટકત એ કોણ કહી શકે તેમ છે ?

સિરાજદ્દૌલાએ તદ્દન નિરુપાયે બળજોરીનો આશરો લીધો હતો, તે વાત અંગ્રેજો સ્વીકારતા નથી. તેઓએ પ્રથમથી છેવટ સુધીની વાતનો ઉલ્લેખ ન કરતાં ઉપલક દૃષ્ટિથી વિચાર કરી લખ્યું છે કે " કાસિમબજાર હસ્તગત કર્યાબાદ અંગ્રેજોના કાલાવાલા સાંભળ્યા

---

1. They who, we see, are every day using all their policy and their power, against what themselves say in the law of the Most High—are only to be restrained by force.

—An Enquiry into our National Conduct.

બાદ તેના મનમાં ખાત્રી થઈ કે અંગ્રેજો મારાથી એટલા બધા બીએ છે કે હું કલકત્તાપર હલ્લો કરીશ કે તરત મારૂં કાર્ય પાર પડશે. અંગ્રેજોને હરાવી તેનો ખજાનો લૂટવાની સગવડ મળશે; ફક્ત તે માટેજ સિરાજદૌલા કલકત્તાપર હલ્લો કરવાને દોડયો હતો.[1]

---

1. The Subadar had a wish for a triumph, which he thought might be easily obtained: and he was greedy of riches, with which, in the imagination of the natives, Calcutta was filled. —Mill's History of British India, Vol. III 147. મહમ્મદ રેજાખાંના દિવાની અમલમાં રચાયલાં 'મુઝફ્ફરનામાં' પર આધાર રાખી બંદોપાધ્યાય પણ એજ મતપર આવે છે. નવાબી અમલના બંગાળાના ઇતિહાસમાં (૨૧૩ પૃષ્ટે) લખ્યું છે કે–"આમાં અંગ્રેજોપર ગુસ્સે થવાનું કંઇ પણ ખાસ કારણ જણાતું નથી...બધી બાજુનો વિચાર કરતાં જણાય છે કે ગુલામ હુસેનનું કહેવુંજ ખરૂં છે. સિરાજનું માથુ અહંકારથી પૂર્ણ હતું." પૃ. ૨૩૫ માં આ મતનો ત્યાગ કરી લખ્યું છે કે–"ભવિષ્યના ઇતિહાસકારો ગમે તે કહે તો પણ એટલું તો અવશ્ય સ્વીકારવું જોઇએ કે અંગ્રેજ અમલદારોના હઠને લીધે ગુસ્સે થઇ સિરાજદૌલા અંગ્રેજોનો નાશ કરવા તેયાર થયો હતો; તો પણ કલકત્તામાં ગયાબાદ એ અંગ્રેજોને પીડવાનું કાર્ય જરા વધુ પડતું થઇ ગયું હતું." નવાબી અમલના બંગાળાના ઇતિહાસમાં સર્વત્ર મતની એકતા જળવાઇ નથી.



## પ્રકરણ ૧૪ મું

### કલકત્તાપર હલ્લો.

૭ મી જૂનની સવારમાં કલકત્તાના વેપારીઓને સમાચાર મળ્યા કે કાસિમબજાર નવાબના હાથમાં ગયું છે; સિરાજદ્દોલા પોતે કલકત્તાપર હલ્લો કરવા આવે છે! તેજ દિવસે ઢાકા, બાલેશ્વર, જગદીયા વગેરે સ્થળોની અંગ્રેજી કોઠીઓના અંગ્રેજ અમલદારોપર તેજુરીમાંની દોલત કબજામાં લઇ કોઈ સુરક્ષિત સ્થળે જતા રહેવાની સૂચના અપાઇ[1] રોજર ડ્રેક તે વખતે બંગાળાનો ગવર્નર હતો. તેણે

1. The 7th June,—Advice early in the morning was received at Calcutta of the loss of Cassimbazar factory, and that Nabab was upon full march with all his forces, for Fort William. The same day orders were sent to the Chiefs of Dacca, Jugdea, and Ballasore to withdraw and quit their factories, with what effects they could secure.

—Hastings' MSS. Vol. 29209.

બાહુબળવડે નગરનું રક્ષણ કરવાનું જણાવી સૈન્ય એકત્ર કરવા નગરમાં દાંડી પીટાવી ભારે કિસાબથી કલકત્તાવાસી અંગ્રેજો, પોર્ટુગીઝ, આરમિનીઅન અને ફ્રેંચ લોકો એકત્ર થઈ રીતસર યુદ્ધકળાનું શિક્ષણ લેવા લાગ્યા.

અંગ્રેજ ઇતિહાસ લેખક જેમ્સમિલ લખી ગયો છે કે, અંગ્રેજી સરકારે કદી પણ નવાબની આગળ કાલાવાલા ન કરવાની ભૂલ કરી નહોતી; તેથી તેઓ સ્વાભાવિક રીતે ધારતા હતા કે નવાબ મકાંપર ખાંડાનો ઘા કરશે નહિ. કેવળ આ વિશ્વાસને વશ થઇ નગરમાંના કોઇપણ અંગ્રેજોએ શહેરનું રક્ષણ કરવાની તૈયારી કરી નહોતી[1].

સ્વદેશી વેપારી મંડળીની લાગનું કલંક ધોઈ નાખવાને આથી વધુ સુંદર ખુલાસો અંગ્રેજોના ઇતિહાસમાં કવચિતજ જણાય છે. આ ખુલાસો ગમે તેવો છે; સિરાજુદ્દૌલાના રાક્ષસપણાને પ્રગટ કરનારો છે, અને તે પછીના ઇતિહાસકારોની શોધખોળોને રસ્તો બતાવનારો છે. પરંતુ તે જેમ સુંદર, કુશળતાપૂર્ણ છે, તેવોજ સરલ સત્યસંયુક્ત માની શકાય તેમ નથી.

અંગ્રેજોએ જોઇએ તેટલી તૈયારી કરવામાં કચાશ રાખી હતી, તે વાત ખરી છે, પરંતુ અંગ્રેજોની ટુંકી નજર એજ તેનું મુખ્ય કારણ હતું. તેઓએ મન, વચન અને કર્મવડે સિરાજને અત્યંત ગુસ્સે કર્યો હતો, તે કોઇથી અજાણ્યું નહોતું. ત્યારબાદ તેમણે સાંભળ્યું કે

1. The Presidency, trusting to the success of their humility and prayers, neglected too long the means of defence.—Mills History of British India Vol. III 147.

નવાબે ગુસ્સે થઇ કાસિમબજારને ઘેરી વોટસ્ સાહેબને કેદ કરી મુચરકાનામામાં સહી કરાવી લીધી છે અને પોતે જબરદસ્ત સૈન્ય સાથે કલકત્તાપર ચઢી આવે છે, ત્યારે પછી નિશ્ચિંત થઇ બેસી રહેવાનો વખતજ ક્યાં હતો? તોપણ તેમણે શહેરનાં રક્ષણ માટે યોગ્ય તૈયારીઓ શામાટે ન કરી? સિરાજદ્દૌલાનો વિચિત્ર ઇતિહાસ આદિથી અંત સૂધિ જેવાં રહસ્યથી પરીપૂર્ણ છે, તેવાંજ રહસ્યથી અંગ્રેજ વેપારીઓના આવા મૂઢ વ્યવહારનું મૂળ પણ ઢંકાયલુંજ છે.

અંગ્રેજો જાણતા હતા કે સિરાજદ્દૌલાનું સિંહાસન "**નલિનીદલગતજલમિવ તરલં**-કમળના પાદડાપરનાં પાણીના ટીપા જેવું ચળ છે. કોણજાણે ક્યારે એક ફુંકના ભેગું ઉગી જશે, તેનો કંઈ નિરધાર નથી. તેના સેનાપતિઓમાંના એક લોભી છે; તેના સલાહકારોમાંના અનેક લાંચના દાસ છે; સિંહાસન કોનું છે-સિરાજનું કે શોકતજંગનું-એ બધા ગૂઢ પ્રશ્નોની મીમાંસા થવાને વાર છે; એવી અવસ્થામાં સિરાજદ્દૌલાના કહેવાથી કિલ્લાની દિવાલો શામાટે ઉડાવવી? તે શું શત્રુથી ભરપૂર રાજ્યને અરક્ષિત સ્થિતિમાં રાખી કલકત્તાપર હલ્લો લાવશે? આ લડાઈની તૈયારી તો કેવળ બાહ્યાડંબર માત્ર છે. તે બહારના આડંબર માટે નકામી તૈયારી કરી રાખવાની શી જરૂર છે? બહારનો આડંબર બરોબર બતાવવા માટે કદાચ નવાબનું સૈન્ય ખરેખર કલકત્તાપર ચઢાઈ લાવે તોપણ ભય પામવાનું શું કારણ છે? વેપારનું રક્ષણ કરવાને માટે પૈસાનો ભોગ તો આપવોજ પડે; કદાચ તે પ્રસંગે પણ નવાબના સેનાપતિઓને સંતોષવા માટે થોડા ઘણા પૈસા વેરવા પડશે! અને કદાચ સિરાજદ્દૌલા પોતે હલ્લો લાવે તોપણ બીવાની શી જરૂર છે? તે તો માતામહનાં લાડમાં

ઉછરેલું નાનું છોકરૂં છે; સમયને ઉચિત સરલ ખુશામત અને તેના દરજ્જાને યોગ્ય કેટલાક પૈસાની લાંચ આપતાંજ અર્થલોભી નવાબ વગર આનાકાનીએ તરતજ મુર્શિદાબાદ જતો રહેશે.

આ સિદ્ધાંત તદ્દન ખોટાપણુ નહોતો. કલકત્તામાં બેઠાં અંગ્રેજોને નવાબ દરબારના જે સમાચાર મળતા હતા, તે ગુપ્ત સમાચારપરથી આવો સિદ્ધાંત અંગ્રેજોના મગજમાં ભરાઇ બેઠો હતો. સિરાજદ્દૌલાએ જ્યારે કલકત્તાપર હલ્લો કરવાની વાત સલાહકારો આગળ જાહેર કરી ત્યારે લાંચ લેનારા અંગ્રેજના હિતેચ્છુ અમલદારોએ ઘોંઘાટ મચાવી મુકયો. એ ઘોંઘાટનો મૂળ મુદ્દો આ બાબતોમાં હતો—"હજુપણ સમય આવ્યો નથી; હજુપણ સિંહાસન દૃઢ થયું નથી; હજુસુધી શોકતજંગ હાર્યો નથી; અંગ્રેજો તદ્દન નિર્દોષ વેપારીઓ છે; તેનાથી આ દેશનું ભલું થાય છે; ઇત્યાદિ ઇત્યાદિ !"[1] સિરાજદ્દૌલા સમજ્યો કે આ સ્વાર્થાંધ અમલદારોજ છૂપીરીતે

---

1. Seat Mootabray (Mahatab Roy) and Roop Chand, the sons of the banker Jaggatseat who had succeeded to the wealth and employments of their father, and derived great advantages from the European trade in the Province, ventured to represent the English as a colony of inoffensive and useful merchants, and earnestly entreated rhe Nobab to moderate his resentment against them; but their remonstrances were vain. —Orme, Vol. II 58.

અંગ્રેજોની હરિફાઈ વધારવામાં મદદગાર બન્યા છે! તેથી તેણે બીજા કોઇને કશું ન પૂછતાં સૈન્યસહિત યુદ્ધ કરવાની આજ્ઞા આપી. ખોજા વાજિદ તે વખતે હુગલીમાં રહેતો હતો. અંગ્રેજોની ઉશ્કેરણીથી તેણે પણ નવાબને થોભી જવાની વિનંતિ કરી. પરંતુ સિરાજદ્દૌલાએ કહ્યું, "ડ્રેક સાહેબે મારૂં બહુજ અપમાન કર્યું છે; નવાબ મુર્શિદ કુલીખાંના સમયમાં અંગ્રેજો જેવી રીતે વેપાર ચલાવતા, તેવીજ રીતે તેઓ અત્યારે વેપાર ચલાવવામાં સંતોષ માને તોજ તેને આશ્રય આપવો એ વાજબી છે; નહિતો બીજા કોઇપણ કારણે તેને આ દેશમાં વાસ કરવામાં મદદ કરવી એ અનુચિત છે!"[2]

તે વખતે કલકત્તામાં થોડા હજાર અંગ્રેજો વસતા હતા. તેઓ જેમ સંખ્યામાં થોડા હતા તેમ યુદ્ધકળામાં પણ અશિક્ષિત હતા. સિરાજદ્દૌલા એ વાત જાણતો હતો. પરંતુ પોતે કલકત્તામાં જાય અને પાછળથી પોતાની ગેરહાજરીમાં શત્રુઓ શૌકતજંગને સિંહાસનપર બેસાડી દે એ બીકથી તેને જેના પર સંદેહ હતો તે બધાને સાથે લઈ કલકત્તા તરફ મુસાફરી શરૂ કરી;—તદ્દન વિશ્વાસુ કેટલાક સેનાનાયકોને રાજધાનીનાં રક્ષણ માટે મુર્શિદાબાદ રાખવામાં આવ્યા. આ રીતે અનિચ્છા છતાં રાજવલ્લભ, જગતશેઠ, મીરજાફર અને માણિકચાંદને પોતપોતાનાં સૈન્ય સાથે જવું પડયું.

સિરાજદ્દૌલા આ પ્રમાણે યુક્તિપુરઃસર રાજધાનીને સુરક્ષિત કરી નિશ્ચિંત ચિત્તે કલકત્તા તરફ રવાના થયો. સિરાજદ્દૌલા આ કાર્યમાં ફતેહ મેળવશે, એવી અંગ્રેજોને ખાત્રી નહોતી. ૭ મી જૂનની સવારે આ સમાચાર કલકત્તા પહોંચતાંજ અંગ્રેજોમાં ગરબડાટ મચી રહ્યો.

2. Orme, Vol. II 58.

હવે સમય ન હતો જે કરવું હોય તે તેજ વખતે કરવાની જરૂર હતી; પરંતુ રણકુશળ સેનાપતિ ન હોવાથી એટલું જાતનો બંદોબસ્ત થઈ શક્યો નહિ. તોપણ પોતાથી બની શક્યું તેટલું જોર વાપરી અંગ્રેજોએ આત્મરક્ષણની તૈયારીઓ શરૂ કરી દીધી. બાગબજારમાં પેરીન નામનો જે નવો કિલ્લો બંધાયો હતો, ત્યાં ઢગલાબંધ બંદુકો એકત્ર કરવામાં આવી. જળમાર્ગે નગરપર હલ્લો થવાની બીક હોવાથી બાગબજારની ખાઈને કિનારે ભાગીરથીમાં લડાયક વહાણો તૈયાર રાખવામાં આવ્યાં; પંદરસો વોલન્ટીયર સૈનિકોને મરાઠા ખાઈને કિનારેકિનારે ઉભા રાખવામાં આવ્યા; કિલ્લાની દિવાલોને સમરાવી તેમાં અન્નપાણી એકત્ર કરવામાં આવ્યું; મદ્રાસ સહાયતા મોકલવાનો પત્ર લખવામાં આવ્યો; અને નગરનાં રક્ષણ માટે વલંદા અને ફ્રેંચોની મદદ મેળવવા માટે તેમની પાસે દૂતો મોકલવામાં આવ્યા.

વલંદાઓ કર્તવ્યનિષ્ઠ અને સરલ સ્વભાવના નિર્દોષ વેપારીઓ હતા; તેઓ હાથે કરીને નવાબ સાથે કજિઓ ઉભો કરવાને સંમત ન થયા. ફ્રેંચો હંમેશાં કૌતુકપ્રિય હોય છે. તેઓએ કહાવી મોકલ્યું કે "બ્રિટિશસિંહ જો પ્રાણ જવાની બીકથી તદ્દન બી ગયો હોય તો તે વિના શંકે ચંદ્રનગરના ફ્રેંચ કિલ્લામાં આવી શકે છે; ત્યાં તેને આશ્રય મળશે, આશ્રિતને બચાવવા માટે ફ્રેંચો પોતાનું જીવન આપવાને પણ પાછા હઠશે નહિ."[1] આ ભયંકર વખતે પોતાના હંમેશના શત્રુ ફ્રેંચ વેપારીઓનાં આવાં મર્મભેદી મશ્કરીનાં વચનો સાંભળી છેવટે નિરૂપાય થઇ પોતાનાજ બાહુબળ વડે આત્મરક્ષણ કરવાનો નિશ્ચય કરી તેઓ ટોળાબંધ થઇ લશ્કરી કેળવણી લેવામાં ગુંથાયા.

1. Stewart's History of Bengal.

શહેરનાં રક્ષણની તૈયારી પૂરી થતાંજ અંગ્રેજો તદ્દન આકળા બની ગયા. સિરાજદ્દૌલાનો શો અભિપ્રાય છે? તે કાસિમ બજારની માફક લોહી રેડયા સિવાય પોતાની ઇચ્છા પાર પાડશે કે કલકત્તાની શેરીઓની ભૂમિને લોહીથી રેલી નાખશે,—તે વાતનો વિચાર કર્યા સિવાય સિરાજદ્દૌલા જ્યારે અરધે રસ્તે આવ્યો ત્યારે અંગ્રેજોએ પોતાના બળની ઓળખાણ કરાવવા માટે કંઇક કરી બતાવવાનો વિચાર કર્યો.

જળમાર્ગે બહારના શત્રુના હલ્લાને ખાળવા માટે કલકત્તાથી અઢી ગાઉ દક્ષિણમાં ભાગીરથીના ડાબે કિનારે ટાના નામના સ્થાન પર નવાબી અમલમાં એક નાનો કિલ્લો બાંધવામાં આવ્યો હતો.[1] તે કિલ્લામાં ૧૩ તોપો સાથે ૫૦ સિપાહી નદીનું મુખ સાચવતા હતા, અને ઘણા દિવસ થયાં શત્રુઓ દેખાતા બંધ થયા હોવાથી શાંતિથી મોજશોખ ભોગવતા હતા. અંગ્રેજોએ ૧૩મી જૂને સવારમાં લડાયક વહાણો સાથે એકાએક એ નાના કિલ્લાપર હલ્લો કરી ગોળા વરસાવવા શરૂ કર્યા. એકાએક તોપોના ભયંકર અવાજથી હતબુદ્ધિ થઇ સિપાહીઓ હુગલી તરફ નાસી ગયા; ટાનાના નાના કિલ્લાપર બ્રિટિશોના વિજયના નિશાની ગૌરવપૂર્વક ફરકવા લાગી કે તરત બ્રિટિશ સૈનિકોએ કિલ્લામાંની તોપોને નકામી બનાવી એક પછી એક ભાગીરથીના જળમાં પધરાવવા માંડી.

આ સમાચાર મળતાં જ હુગલીના ફોજદારને સ્પષ્ટ સમજાઇ

૧. તે વખતે જ્યાં ટાનાનો કિલ્લો બંધાયો હતો, અત્યારે ત્યાં શિવપુર કંપનીનો બાગ છે. Royal Botanical Gardens.
—Revd. Long.

ગયું કે હવે અંગ્રેજોનું આવી બન્યું છે. એક તો સિરાજદૌલા અંગ્રેજો પર દ્વેષ રાખે છે, તેમાં વળી વારંવાર અપમાન પામ્યો છે; તે પર વળી અંગ્રેજોની આ ધૃષ્ટતા સાંભળતાંજ તે ક્રોધનું પણ કહ્યું ન સાંભળતાં અંગ્રેજોનું નખ્ખોદ વાળશે. ફોજદારે તરતજ કિલ્લો પાછો લેવા માટે પોતાનું સૈન્ય મોકલ્યું.

૧૪ મી જૂનને રોજ ટાનાના કિલ્લાનાં બારણાં આગળ અંગ્રેજો અને બંગાળીઓનાં બળની પરીક્ષા થવા લાગી. બે હજાર સિપાહીઓ વારંવાર તોપોના અવાજથી દિગ્મંડળ ધુમાડાથી ઢાંકી દેતા દૃઢ પગલે કિલ્લાના બારણા આગળ આવી ઉભા કે તરત અંગ્રેજ વીરપુરુષો પીઠ બતાવતાં જરાપણ લજવાયા નહિ! પરંતુ પીઠ બતાવ્યા છતાં પણ ઘણાખરા ન બચ્યા; સિપાહીઓએ વહાણપર મુશળધાર ગોળીઓ વરસાવી અંગ્રેજોને ખૂબ મુંઝાવ્યા. તેઓએ દારૂ ગોળાનો ખૂબ વ્યય કર્યો છતાં સિપાહીઓ કિલ્લામાંથી પાછા હઠયા નહિ! કલકત્તાથી કેટલાક નવીન વીરપુરુષોએ આવી નાસતી અંગ્રેજ સેનાને ઉત્સાહિત કરી વીરકીર્તિ કાયમ રાખવાને તનતોડ મહેનત કરી જોઈ; પણ જ્યારે તેથી પણ સિપાહી સૈન્ય પાછું ન હઠયું, ત્યારે અંગ્રેજોએ તદ્દન હારી જઈ લંગર ઉપાડી વહાણ ચલાવ્યાં, વહાણો ધીરેધીરે કલકત્તા તરફ ચાલવા લાગ્યાં.[1]

---

1. Whilst the Nabab was advancing, it was determined to take possession of the Fort of Tannah, which lay about 5 miles below Calcutta, on the opposite shore and commanded the narrowest part of the river between Hughly

એક ઑર્મે લખેલા ઇતિહાસ સિવાય બીજા કોઇપણ અગ્રેજોના ઇતિહાસમાં આ અપકીર્તિની વાત જણાતી નથી. તેની સાથે કલકત્તાપરના હલ્લાને કેટલો સંબંધ છે, તેની સમાલોચના ન કરતાં મિલ અને થૉર્નટન શિરાજદ્દૌલાને લોહીનો તરસ્યો, જુલમી રાક્ષસ નવાબ તરીકે બતાવવાનો પ્રયત્ન કરી ગયા છે. મિલ અને થૉર્નટને ઑર્મ-

---

and the Sea with 13 pieces of canon. Two ships of 300 tons, and two brigantines, anchored before it early in the morning of the 13th June; and as soon as they began to fire, the Moorish garrison which did not exceed 50 men, fled; on which some Europeans and Laskars landed and having disabled part of the cannon, flung the rest into the river. But ahe next day they were attacked by a detachment of 2000 men, sent from Hughly, who stormed the fort, drove them to their boats, and then began to fire, with their matchlocks and two small fieldpieces on the vessels, which endeavouared in vain with their cannons and musketry to dislodge them. The next day a reinforcement of 30 soldiers were sent from Calcutta, but the cannonade having made no impression, they and the vessels returned to the town. Orme, Vol. II. 50–60.

સાહેબે લખેલ ઇતિહાસ બરાબર વાંચ્યો હતો, તે તેમના ઇતિહાસ-માંની ફુટનોટસ્પરથી જણાય છે. તેઓએ ઘણી વાતો ઑર્મસાહેબના ઇતિહાસમાંથી ઉતારી લીધી છે. પરન્તુ નવાઇની વાત છે કે મિલ કે થૉર્નટનમાંના કોઇએ આ દાનાના કિલ્લાની વાતનો ઇસારો પણ કર્યો નથી.

એક બીજા અંગ્રેજ લેખકે તો લખવાની હોશિયારીમાં મિલ અને થૉર્નટનને પણ હાર ખવરાવી છે, તે લખી ગયો છે કે "સિરા-જદ્દોલા કે તેના પ્રધાનોમાંના કોઇએ અંગ્રેજોની કાકલુદી ભરેલી વિનંતિ તરફ લક્ષ નજ આપ્યું; અસહાય અંગ્રેજોનું સત્યાનાશ વાળવા બધા એકત્ર થઇ આગળ વધ્યા; ન્યાય અને ધર્મના અનુમોદનવાળો સુવિચાર મેળવવાનો રસ્તો એકી સાથે બંધ થઇ ગયો!"[1] પરંતુ આ-પણે તો અંગ્રેજે લખેલા ઇતિહાસમાંજ જોઇ શકીએ છીએ કાકલુદી ભરેલી વિનંતિઓની સાથે અંગ્રેજી સેનાનું અભિમાનભર્યું આસ્ફા-લન અને તોપોના મુખમાંથી અગ્નિનો વરસાદ!

કલકત્તાના કાળા બંગાળીઓ ઉપર સિરાજદ્દોલાની કેવી

1. No one dared to plead for the unfortunate English and the Subah, surrounded by a thousand greedy minions, and hanging officers, all eager for the plunder of so rich a place, heard nothing but the most servile applauses of his resolution. Thus the avenues to justice and mercy were shut up, and all our submissive offers ineffectual. —Scrafton.

પ્રીતિ હતી તે ધીમે ધીમે જણાવા લાગ્યું. બધાના સમજવામાં આવી ગયું કે કેવળ અંગ્રેજ વેપારીઓના ઉદ્ધત વ્યવહારની યોગ્ય સજા આપવા માટેજ સિરાજદ્દૌલાનું આવવું થયું છે. અંગ્રેજોનો અંતરાત્મા કંપી ઉઠયો. તેઓએ ઘસેટિ બેગમની શુભ દ્રષ્ટિ પ્રાપ્ત કરવા માટે રાજવલ્લભના નાસેલ પુત્ર કૃષ્ણવલ્લભને ભારે આદરપૂર્વક કલકત્તામાં આશ્રય આપી સિરાજદ્દૌલાને નાના પ્રકારે અપમાનિત કરવામાં કશું આધું પાછું જોયું નહોતું. પરંતુ અત્યારે તો તેઓના સાંભળવામાં આવ્યું કે રાજવલ્લભ પણ સિરાજ સાથે સલાહ થવાથી તેના સૈન્ય સાથે ચઢી આવે છે. અંગ્રેજોને લાગ્યું કે સિરાજદ્દૌલાની સેના શહેરની પાસે આવતા ન આવતામાંજ તો કૃષ્ણવલ્લભ પણ પોતાના પિતાને પગલે ચાલશે; અને કદાચ નવાબની છાવણીમાં નાસી જઇ આપણાં છિદ્રો બતાવી શહેરપર હલ્લો કરવાની સરળતા કરી આપશે આથી બધાએ મળીને તેને રાજદ્રોહી તરીકે કિલ્લામાં કેદ કર્યો. અંગ્રેજોના આવા નિષ્ઠુર વ્યવહારથી દેશના લોકો કંપી ઉઠયા.

દેશી વેપારીઓમાંના ઘણાએ કલકત્તામાં મકાનો બાંધ્યાં હતાં નગરપર હલ્લો કરતી વેળા તેઓને કોઇપણ જાતનું નુકસાન ન થાય તે માટે જાસુસોના અધિપતિ રામરામસિંહે છૂપી રીતે ઉમિચાંદને એક પત્ર લખી દુર જતા રહેવાની સુચના આપી. અંગ્રેજોએ એ ચિઠ્ઠી લાવનાર જાસુસને પકડયો અને પેલો પત્ર હસ્તગત કર્યો. તરતજ તેઓએ ઉમિચાંદને પકડવા માણસો મોકલ્યાં. ઉમિચાંદ આમાંનું કશું જાણતો નહોતો; તેને એકાએક અંગ્રેજ સેના બંદીના વેશમાં જાહેર રસ્તાપર ચલાવી કિલ્લામાં લઇ ગઇ; દેશના લોકોમાં હાહાકાર મચ્યો.

ઉમિચાંદનાં કુટુંબમાં તેનો સંબંધી હજારિમલ્લ મુખ્ય કારભારી તરીકે કામ કરતો. તે આવા જુલમથી બીનો, અને ધન-રત્નાદિ સાથે કુટુંબ લઇ બીજે સ્થાને નાસી જવાની તૈયારી કરવા લાગ્યો. તે અંગ્રેજોને ન ગમ્યું. ટોળાબંધ અંગ્રેજસેના અભિમાન પૂર્વક ઉમિચાંદના મકાનને ઘેરી લેવા માટે દોડવા લાગી. ઉમિચાંદનો વફાદાર જમાદાર જગન્નાથ [1]કુલીન ક્ષત્રિય હતો. તેણે ઉમિચાંદના પગારદાર બંદુકધારી અને નોકરોને એકત્ર કરી મકાનનું રક્ષણ કરવા માટે તૈયાર થયો. ફિરંગીઓએ આવી મુખ્ય દ્વાર આગળ હાથોહાથની લડાઇ શરૂ કરી દીધી, બંને બાજુએ લોહીના નીક ચાલી; છેવટે ઉમિચાંદના બંદુકધારીઓથી સહન ન થયું. તેઓ એક પછી એક જમીન ભેગા થવા લાગ્યા. મનુષ્યથી જેટલું બને તેટલું તેઓએ કર્યું ! અંગ્રેજ સેના મહા આનંદથી છેવટે અંતઃપુર તરફ આગળ વધી. ત્યારે જગન્નાથનું ક્ષત્રિય લોહી ઉછળ્યું ! જે આર્યસ્ત્રીઓના અંતઃપુરમાં ભગવાન સૂર્યનારાયણ માનપૂર્વક કિરણો ફેંકતા હતા. ત્યાં મ્લેચ્છ સેનાનાં પગલાં થશે ? જે કુટુંબનાં નિષ્કલંક કૂલની પડદાનશીન રમણીઓએ કદીપણ પરપુરુષની છાયાનો પણ સ્પર્શ કર્યો નથી, તેઓના પવિત્ર દેહને મ્લેચ્છો સ્પર્શ કરશે ! તે કરતાં તો હિંદુસ્ત્રીઓને માટે મૃત્યુ સારૂં ! એક ક્ષણમાં જૂની ઐતિહાસિક પદ્ધતિ વિજળીના વેગથી તેને યાદ આવી ! એ હતભાગી માણસ આગળ પાછળનો વિચાર ન કહી શકયો; તરતજ તેણે અંતઃપુરના બારણા આગળ ચિતા પ્રગટાવી, ત્યારપછી......પોતાને હાથે

---

૧ નવાબી અમલના બંગાળાના ઇતિહાસમાં આ જમાદારને જગમંતસિંહના નામથી ઓળખાવ્યો છે.

એક પછી એક પોતાના માલિકના કુટુંબની તેર સ્ત્રીઓનાં માથાં ધડથી જુદાં કરી, સતીઓના લોહીથી ખરડાયલી તીક્ષ્ણ તરવાર પોતાની છાતીમાં ખોસી દીધી, તે લોહીની નીકમાં પડયો. અનુકૂળ પવન ફુંકાવાથી ચિતાની અગ્નિએ ચારે તરફ પોતાની લોલ જિહ્વા વિસ્તાર કરી મહેલ, આંગણું, ઓરડાઓ અને મુખ્ય દરવાજો પોતાના કબજામાં લીધો ! ફિરંગીની સેનાએ જમાદારને પકડી બહાર નાખ્યો; પરંતુ તેને મકાનમાં પ્રવેશ કરવાનો અવસર ન મળ્યો; ઉમિચાંદનું ઇંદ્રભવન આ રીતે સ્મશાનની રાખથી ઢંકાઇ ગયું ! કેવળ એ શોક સમાચાર મરણ સુધી ગાવા માટે એ અભાગીઓ વૃદ્ધ જમાદાર મરણ પામ્યો નહિ !

સિરાજદ્દૌલા ભારે આડંબરપૂર્વક સૈન્ય સાથે હુગલી આવી પહોંચ્યો કે તસ્ત તે સમાચાર વીજળીવેગે ચારે બાજુ ફેલાઈ ગયા. ભાગીરથી નદીવાટે મુર્શિદાબાદથી જે સેંકડો સજ્જિત લડાયક વહાણો હુગલી આવી સૈન્યની રાહ જોતાં હતાં, તેની સાથે હુગલીના ફો-

1. The head of the peon, who was an Indian of a high caste, set fire to the house, and, in order to save the women of the family from the dishonor of being exposed to strangers, entered their apartments, and killed, it is said, thirteen of them with his own hand; after which, he stabbed himself, but contrary to his intention, not mortally. Orme, Vol. II. 60.

જહારે બીજાં કેટલાંક વહાણો ઉમેરી સિપાહીસૈન્યને પેલે પાર ઉતરવાની સગવડ કરી આપી. સિરાજદ્દૌલાની આજ્ઞાથી વલંદા ને ફ્રેંચ લોકો નવાબનાં દર્શન કરવા એકત્ર થયા; યુરોપમાં અંગ્રેજો સાથે સંધિ થઇ છે માટે અમે કલકત્તા પર હલ્લો કરવામાં સહાય નહિ કરીએ, તેમણે એવો જવાબ આપ્યો સિરાજદ્દૌલાએ તે માટે કોઈ પણ જાતની ખેંચ તાણ ન કરી, પણ ફ્રેંચ લોકો પાસેથી દારૂગોળો માગી લઈ કલકત્તા તરફ આગળ વધવું શરૂ કર્યું.

કલકત્તાના લોકોને આ ખબર મળતાં તેઓ ભારે મુંઝવણમાં આવી પડયા. આટલું બધું યાંત્રિકકૌશલ, આટલા બધા ગર્વભર્યા કુલ્લા, આટલી બધી લડાયક કેળવણી, જાણે સિરાજદ્દૌલાના નામ માત્રથી ઢીલીઢફ થઇ ગઇ. નગરમાં કોલાહલ ઉત્પન્ન થયો. અંગ્રેજો પોતાના મકાનોમાંથી નીકળી પોતાનાં સુસજ્જિત વાસભવન તરફ આંસુવાળી આંખોએ જોતા જોતા નિસાસા મૂકી કિલ્લા તરફ ચાલ્યા; દેશી વેપારીઓ ગમે તે રસ્તે નગર બહાર નાસી જવા લાગ્યા; રસ્તા પર, ઘાટપર, નદીની રેતીપર, વગડામાં સર્વત્ર સ્ત્રીપુરુષોનાં ટોળે ટોળાં નાસવા લાગ્યા, બધા નાઠા પણ હાય! દેશી ખ્રીસ્તીઓ ભારે મુશ્કેલીમાં આવી પડયા. અંગ્રેજોનું અનુકરણ કરી એ બિચારા સાહેબ બન્યા હતા, દેશના લોકો સાથેનો સંબંધ તોડી નાખ્યો હતો, આથી અત્યાર સુધી તો તેમને વધુ દુઃખ સહન કરવું પડયું નહોતું. પરંતુ આજ વિપત્તિના દિવસે તેઓની કાજળ જેવી મૂર્તિપર બરફ સમાન ધોળો સાહેબી પોશાક બહુજ વિડંબનાનું કારણ બન્યો! બધા જાણતા હતા કે આ દેશી ખ્રીસ્તીઓ નથી બંગાળીઓમાં ગણાતા કે નથી સાહેબોમાં ગણાતા, તેથી તેઓને એકેય સ્થળે આશ્રય મળ્યો નહિ.

તેઓએ એકત્ર થઇ કિલ્લાના બારણા આગળ ઉભા રહી કિલ્લામાં સ્થાન કરી આપવાની વિનંતિ કરી, તેની વિનંતિથી પાષાણ પણ રડવા માંડે તો પછી અંગ્રેજોનું હૃદય કેમ ન પીગળે! છેવટે તદ્દન નિરૂપાયે તેઓને કિલ્લામાં આશ્રય આપવો પડયો. અંગ્રેજી કિલ્લો સ્વેચ્છાચારની લીલા ભૂમિ બની ગયો;–તેમાંથી કેવળ કોલાહલ અને આર્ત્તનાદ સંભળાવા લાગ્યા, બધાં પોતપોતાના સ્વાર્થની ચિંતામાં પડયાં;–બધાં સમજ્યાં કે શહેરનું રક્ષણ ધીમે ધીમે અસંભવિત બનતું જાય છે.

નવાબની જબર તોપોએ જ્યારે ભીષણ ગર્જનાથી પોતાનું આગમન જાહેર કર્યું ત્યારે અંગ્રેજોએ બેબાકળા બની નવાબને સંતોષવા માટે કપટજાળ ફેલાવવામાં બાકી ન રાખ્યું. પૈસાની લાંચ આપી સિરાજદ્દૌલાને પાછો મુર્શિદાબાદ વાળવાની કાકલુદી ભરેલી વિનંતિઓ કરવામાં તેઓએ જરાપણ કંજુસાઈ ન વાપરી. પરંતુ સિરાજદ્દૌલા એ કશાંથી ડગ્યો નહિ.[1] જ્યારે બધી ચેષ્ટા નિષ્ફળ ગઇ, ત્યારે વિપત્તિમાં આવી પડી અંગ્રેજ વીરપુરુષો નગરનું રક્ષણ કરવા પોત-

1. The usual method of calming the angry feeling of eastern princes was resorted to. A sum of money was tendered in purchase of the Subahder's absence, but refused.—Thornton's History of the British Empire, Vol. I. 189. બંદ્યોપાધ્યાય મહાશય કહે છે કે "કદાચ થોર્નટનની આ વાત ખોટી હોય." શા માટે ખોટી, તેનું કંઇપણ કારણ બતાવ્યું નથી.

પોતાનાં નક્કી કરી રાખલાં સ્થળોએ ગોઠવાઇ ગયા; બહાર નવાબની છાવણીમાં વારંવાર તોપોની ગર્જના થતી હતી, કિલ્લામાં અંગ્રેજોની મંડળીઓનો તેથી પણ વધુ ભયંકર કોલાહલ થતો હતો;–આ પ્રમાણે ઉત્કંઠાથી, ઉદ્વેગથી, દરેક ક્ષણે હારી જવાની ચિંતાથી, અંગ્રેજસેના નિદ્રા વગરની આંખે રાત્રિ ગાળવા લાગી.

જેઓ કિલ્લાનું રક્ષણ કરવાને તેયાર થયા હતા, તેઓની સંખ્યા બતાવતાં હોલવેલે કહ્યું છે કે તેઓમાં ૬૦ કરતાં વધુ યુરોપીઅન સૈનિકો અને સેનાનાયકો નહોતા;–આ નાની સેના બીકની મારી કોલાહલ કરી મૂકે તેમાં નવાઇ શું?[૨]

---

2. The troops in garrison consisted, by the "Muster-rolls laid before us about the 6th or 8th of June, of 145 in battalion, and 45 of the train officers included, in both only 60 Europeans."—Hollwell's India Tracts P. 302.



## પ્રકરણ પંદરમું.

### કાળી કોટડીનો બનાવ.

અત્યારે કલકત્તાના જૂના કિલ્લાની નિશાની પણ નથી. તે કિલ્લો પૂર્વ પશ્ચિમ બસોવાર, દક્ષિણ બાજુએ એકસો ત્રીસવાર, અને ઉત્તરે કેવળ એકસો વાર લાંબો હતો. ચારે તરફ મજબૂત દિવાલો, ચારે ખુણે ચાર બુરજ, દરેક બુરજપર દસ તોપો, પૂર્વ તરફનાં મજબૂત સિંહદ્વારપર પાંચ તોપો મુખ ખુલ્લું કરી બ્રિટિશ વેપારીઓનો પ્રબળ પ્રતાપ દાખવતી હતી.[1] નવાબ ઇબ્રાહીમખાંની નબળાઇનો લાભ લઇ સભાસિંહ અને રહિમખાં જે વખતે વર્ધમાનમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની તૈયારી કરતા હતા, તે વખતે ચુંચડા નિવાસી વલંદા અને ચંદ્રનગર નિવાસી ફ્રેંચોની માફક સુતાનટી નિવાસી અંગ્રેજ વેપારીઓએ પણ કલકત્તામાં એક નાનો સરખો કિલ્લો બાંધ્યો હતો.[2] વખત જતાં તે કિલ્લો "ફૉર્ટ વિલિયમ"ના નામથી ઓળખાઇ અંગ્રેજોનું આશ્રયસ્થાન થઇ પડયો હતો.

આ નવા જન્મેલા અંગ્રેજ કિલ્લાની પશ્ચિમ બાજુએ ભાગીરથી

1. Stewart's History of Bengal.
2. Early Records of British India.

નદીનો પ્રવાહ અવિરામ ગતિથી સમુદ્ર તરફ દોડયો જતો હતો; પૂર્વ તરફના સિંહદ્વાર પાંસેથી સીધો વિશાળ લાલબજારનો રાજમાર્ગ બરાબર પૂર્વ તરફ બાલિયાઘાટ સુધી ચાલ્યો જતો હતો. નગરનાં રક્ષણુની તૈયારી પૂરી થતાં, કિલ્લાનાં રક્ષણુ માટે અંગ્રેજોએ પૂર્વ, ઉત્તર અને દક્ષિણુ એ ત્રણુ બાજુઓએ ત્રણુ તોપના માંચડા ઉભા કરી તેપર લક્ષ્ય ભેદી હથિયારો ગોઠવ્યાં હતાં. બધા ધારતા હતા કે સિરાજદ્દૌલા કોઇપણુ રીતે નગરમાં પ્રવેશ કરે, તોપણુ આ તોપના માંચડા હશે ત્યાં સુધી કોઈ રીતે કિલ્લામાં પેસી શકશે નહિ. અને એ વિશ્વાસને લીધે જ ઘણાઓએ સાહસ કરી કિલ્લામાં આશ્રય લીધો હતો.

જે જે વીરોત્તમ પુરુષો સહુ પહેલાં નગરના રક્ષણુની આશા નથી એમ કહી આત્મરક્ષણુ કરવા માટે ત્રાસથી કંપતાં શરીરવાળી અંગ્રેજ સ્ત્રીઓને ગળે વળગી, ઉતાવળે પગલે કિલ્લામાંથી નાસી ગયા હતા, તેઓમાંના કોઇ કોઇએ પોતાના કાર્યનું સમર્થન કરવા માટે પાછળથી લખ્યું છે કે "કિલ્લાની દિવાલ એવી તો જીર્ણ થઇ ગઇ હતી કે કિલ્લામાં સાહસપૂર્વક રહેવાથી કશું શુભ પરિણામ આવે તેમ નહોતું. બીજાં કોઇપણુ કારણે નહિ તોપણુ અન્ન વગર તો હાર સ્વીકારવીજ પડત! દારૂગોળો એટલો થોડો હતો કે તેથી ત્રણુ દિવસ કરતાં વધુ મુદ્દત આત્મરક્ષણુ થઇ શકત નહિ! એટલું ખરૂં કે બંદુકો તોપોનો તોટો નહોતો, પરંતુ તેઓમાંનો ઘણો ભાગ કેવળ પૈડાં વગર ગતિહીન થઇ દિવાલના પાયા આગળ પડ્યો રહેતો;—તે વાપરવાનો ઉપાય નહોતો!"[૧] કિલ્લાની અવસ્થા ખરેખર આટલી બધી

૧. First Report of the Committee of the House of Commons, 1772.

શોચનીય હોય તો તેઓનો શો અપરાધ? પરંતુ જેઓનો કિલ્લો આવો જીર્ણ હોય, દારૂગોળો આટલો જુજ હોય, અસ્ત્ર-શસ્ત્ર આવાં ખરાબ હોય,-તો તેઓ ક્યાં સાહસ પર આધાર રાખી સિરાજદ્દૌલાની બળવાન સેના સામે છાતી કાઢી ઉભા રહી શકે, એ વાતની મીમાંસા કરવાનો પ્રયત્ન કોઇએ કર્યો નથી.

કલકત્તાના દક્ષિણ ભાગમાં મરાઠાખાઇ સંપૂર્ણ થઇ નહોતી; ચારે તરફ એવું ગાઢ વન હતું કે ત્યાં નવાબનું સૈન્ય રસ્તાની ખબર ન હોવાથી પેઠું નહોતું. તેથી નવાબનાં સૈન્યોએ નગરના ઉત્તર ભાગમાં વરાહનગરમાં છાવણી નાખી બાગબજારના રસ્તે નગરમાં પેસવાની તૈયારીઓ શરૂ કરી.

૧૮ મી જૂનને રોજ સવારમાં નવાબસેનાએ તોપમાં આગ્ન નાખ્યો.[1] અંગ્રેજ સેનાએ દૃઢતાપૂર્વક તેઓના હલ્લાને ખાળવા માટે જળસ્થળ કંપાવી વહાણમાંથી અને પેરીન નામના કિલ્લાના દિવાલો પરથી એકી વખતે ગોળા ફેંક્યા; તેથી નવાબની સિપાહી સેના સહજમાં બાગબજાર તરફ આગળ વધી શકી નહિ. ઘણા પ્રયત્ન કર્યા બાદ ખાઇને કિનારે એક નાની ઝાડીમાં કેટલાક સિપાહીઓ ધીમે ધીમે આગળ વધી શક્યા; પરંતુ પિસ્કર્ડ નામના એક એક અંગ્રેજ સૈનિકે રાત્રે તેઓના તદ્દન અસહાય બનાવી મૂકી કકડે કકડા કરી નાખ્યા. સામરિક આનંદથી હોલવાતા દીવાની જ્યોતની પેઠે અંગ્રેજોનો પ્રતાપ ચારે તરફ પ્રકાશવા લાગ્યો![2]

---

[1]નવાબી અમલના બંગાળાના ઇતિહાસકારના મત મુજબ ૧૬ મી જુનને રોજ લડાઇ શરૂ થઇ હતી.

2. Orme, Vol. II. 62.

ઉમાચરણનો ધવાયલો જમાદાર છૂપી રીતે નગરમાંથી નાસી નવાબની છાવણીમાં જઇ પહોંચ્યો; અને સિરાજદૌલાને આદિથી અંત સુધી બધી વાત જાહેર કરી દક્ષિણ અને પૂર્વ દિશાઓમાંથી નગરપર હલ્લો કરવાનાં છૂપાં સ્થળો બતાવી દીધાં. રાત વીતતામાં ઉત્તર તરફની તોપો બંધ પડી. પૂર્વ અને દક્ષિણ તરફથી એકી સાથે લોઢાના ગોળા છૂટવા લાગ્યા. અંગ્રેજો એકદમ તોપોના માંચડાપર ચઢી નગરનું રક્ષણ કરવા માટે તોપો છોડવા દોડયા.

લાલબજારના રસ્તાપર જે તોપોનો માંચડો ઉભો કર્યો હતો, તેનાથી થોડે દૂર સામેજ જેલખાનું હતું. અંગ્રેજોએ તેની ઉત્તર તરફની દિવાલમાં કાણું પાડી તોપો ગોઠવી રાખી હતી, એથી લાલ બજારના રાજમાર્ગપર નવાબની સેનાએ પ્રવેશ કર્યો કે તરત જેલખાના અને પૂર્વ તરફના માચડાપરથી એકી સાથે ગોળાનો વરસાદ વરસાવી શત્રુની સેનાનો નાશ કરશું એવી આશાથી આનંદ પામતા પામતા અંગ્રેજો યુદ્ધનાં મેદાન પ્રતિ આગળ વધવા લાગ્યા. પરંતુ નવાબની સેના મૂર્ખની માફક સીધે માર્ગે તોપના માંચડા સામેથી આગળ ન વધી. તે પ્રહરિસેનાને હરાવી ઉત્તર ને દક્ષિણ તરફ સરી પડવા લાગી. જોત જોતામાં અંગ્રેજોના ત્રણ માંચડા ત્રણ બાજુએથી ઘેરાયા. હવે નગરનું રક્ષણ થવું અસંભવિત જણાયું, પૂર્વ દિશાના માંચડાના નાયક કપ્તાન કલેટન અને તેના સહકારી હૉલવેલ સાહેબે કિલ્લા તરફ નાસવું શરૂ કર્યું કે તરત ચારે તરફથી નવાબ સેનાને સગવડ મળી. તેઓએ અંગ્રેજોનાં અસ્ત્રની મદદથીજ કિલ્લાવાસી અંગ્રેજો પર પ્રચંડ વેગે ગોળા વરસાવવા શરૂ કરી દીધા. વીરપુરૂષોનાં પગલાના ભારથી કલકત્તા ખરેખર ધ્રુજવા લાગ્યું !

કિલ્લાના પાયા આગળ ભાગીરથી નદીમાં કેટલીક હોડીઓ અને એક મોટું વહાણ તૈયાર હતું. સંધ્યાકાળે સ્ત્રીઓને તે વહાણમાં મોકલી દેવાની વ્યવસ્થા થઇ. મેનિંગહામ અને ફ્રાંકલેન્ડ સ્ત્રીઓનાં રક્ષણ માટે વહાણ સુધી જવાને તૈયાર થયા; બધા ધીરે ધીરે દુર્ગમાંથી નીકળી સંધ્યાકાળના અંધકારથી છવાયલા ભાગીરથીના કિનારા પર એકઠા થવા લાગ્યા. સ્ત્રીઓ વહાણપર ચઢી, પરંતુ મેનિંગહામ અને ફ્રાંકલેન્ડ વહાણ પરથી નીચે ન ઉતર્યા! કિલ્લાનું રક્ષણ કરવું અસંભવિત જણાતાં અનેક વીર પુરુષો કિલ્લો તજી ગયા છે; તેમાં શરમ રાખવાનું કંઇ કારણ નથી. પરંતુ મેનિંગહામ અને ફ્રાંકલેન્ડે જે અવસ્થામાં જે રીતે કિલ્લો તજી સ્ત્રીઓની સાથે વહાણમાં પલાયન કર્યું, તેથી અંગ્રેજ ઇતિહાસ લેખકો પણ શરમના માર્યા નીચું જોઇ રહ્યા છે.[1]

---

1. In such circumstances, the expendiency of abandoning the fort and retreating on shipboard naturally occurred to the beseiged and such a retreat might have been made without dishonor, But the want of concert, together with the criminal eagerness manifested by some of the principal servents of the Company to provide for their own safety any sacrifice, made the closing scene of the seige one of the most disgraceful in which Englishmen have ever been engaged.—Thornton's History of the British Empire Vol. 1. 190.

જેઓએ કિલ્લામાં આશ્રય લીધો હતો તેની દુર્દશાની સીમા ન રહી. બધા ઉપદેશ દેવાને માટે તલપતા હતા, કોઇપણ ઉપદેશ પાળવાને તૈયાર નહોતા.[1] બહાર નવાબ સેનાનું ઉન્મત્ત આસ્ફાલન અને કિલ્લામાં અંગ્રેજોનો કોલાહલ;—ફિરંગીઓનો આર્ત્તનાદ, સૈનિકોના ઝઘડા, સેનાપતિઓની બુદ્ધિના દોષ ઇત્યાદિ જુદાં જુદાં કારણોને લીધે કિલ્લામાં અવ્યવસ્થાનું સામ્રાજ્ય ફેલાયું હતું.

રાતના બે પહોર બાદ નવાબ સેના કિલ્લાની દિવાલ ઓળંગવાને તૈયાર થઈ. તે જોઇ કિલ્લાનાં રક્ષણ માટે સામું થવું તો બાજુએ રહ્યું પણ દરેક પોતપોતાના પ્રાણ માટે વ્યાકુળ થઇ રહ્યું; સેનાપતિએ ઉપરાઉપર ત્રણ વખત બેન્ડ વગડાવી બધાને એકત્ર કરવાનો પ્રયત્ન કર્યો પણ પ્રહરિઓ સિવાય બીજા કોઇએ એ તરફ ધ્યાન ન આપ્યું[2]. કિલ્લામાંના લોકો હથિઆરબંધ થઇ જાગ્રત રહ્યા છે, એમ માની નવાબસેના છાવણીમાં પાછી ફરી; પરંતુ તે રાત્રે અંગ્રેજોના કિલ્લામાં કોઇપણ ઊંઘ્યું નહિ.

રાતના બે વાગ્યાને સુમારે કિલ્લામાં લડાઇની સભાની બેઠક ભરાઈ. નીચા દરજ્જાના સૈનિકો સિવાય બીજા બધા આ સભામાં

1. From the time that we were confined to the defence of the fort itself, nothing was to be seen but disorder, riots and confusion. Every body was officious in advising, but no one was properly qualified to give advice—The evidence of John Cooke Esqr.

2. Orme. Vol. 11 69.

હાજર થયા. બે કલાક ચર્ચા થયા બાદ નક્કી થયું કે "હવે કિલ્લો સાચવવાનો પ્રયત્ન કરવો એ નકામો છે, ખજાનો તથા દસ્તાવેજો લઈ નાસી છૂટવું એજ સારૂં છે!"[1] પરંતુ ક્યારે નાસવું, કેવી રીતે નાસવું, તે બાબતમાં કંઈપણ નિશ્ચય થઈ શક્યો નહિ.[2]

નદીને કિનારે જે હોડીઓ બાંધી હતી, તેમાંની ઘણી ખરી રાતેજ ચાલી ગઈ હતી; પોર્તુગીઝ સ્ત્રીઓ અને બાળકોને વહાણપર ચઢાવવા માટે સવારમાં છૂપું બારણું ઉઘાડતાંજ ગંગા નદીને કિનારે ભારે કોલાહલમાં કોઈએ કોઈનું કહેવું માન્યું નહિ; બધાં સહુ પહેલાં વહાણપર ચઢી નાસવાને વ્યાકૂળ થઈ રહ્યાં. આવી અવસ્થામાં જેમ બને છે તેમ બન્યું; કોઈ કોઈ તો હોડી ઊંધી વળી જવાથી પાણીમાં પડયાં, કોઈ કોઈ નવાબની છાવણીના તીરંદાજોના હાથથી મરણ પામ્યાં, કોઈ મહા મહેનતે વહાણ પર ચઢી લંગર ઉપાડતાં વહાણ સડસડાટ ચાલવા લાગ્યું. નવાબની સેનાએ તેના પર અસ્ત્રો ફેંકી તેની ગતિ વધુ ઉતાવળી બનાવી દીધી. જેઓને નાસવાનો અવકાશ ન મળવાથી કિલ્લામાં રૂંધાયલાં રહેવું પડયું, તેઓ નાસી છૂટેલા મિત્રોના નામ પર નાના પ્રકારની ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા.[3]

---

1. Orme, Vol. II 69.

2. That money and effects were that night embarked, is a truth known to every-body.
—Holwells India Tracts, P. 321.

3. The astonishment of those who remained in the fort was not greater than their indignation.—Orme, Vol. II. 71. બંદ્યોપાધ્યાય મહાશય

જેઓએ આવી રીતે એકાએક કિલ્લો તજી નાસભાગ કરી તેઓમાં ગવર્નર ડ્રેક, સેનાપતિ મિન્ચિન, કેપ્ટન ગ્રાન્ટ અને મિ. મેકેટનાં નામ જાહેરમાં આવ્યાં છે![1] પાછળથી ઇતિહાસ લખતી વેળા ઘણાએ આ બાબતના ખુલાસા કરી એ બધાનું કલંક ધોઇ નાખવાની પેરવી કરી છે. સ્ટુઅર્ટ લખી ગયો છે કે "ગવર્નર ડ્રેકે અતુલ સાહસ દાખવી કિલ્લાની દિવાલ પર ફરી કિલ્લાનું રક્ષણ કરવામાં બાકી રાખી નહોતી; પરંતુ તેણે જ્યારે સાંભળ્યું કે હવે કિલ્લાનું રક્ષણ થાય તેમ નથી, દારૂગોળો પૂર્ણ થઇ ચૂક્યો છે, જે કંઇ છે તે પણ ભિંજાઇ ગયો છે,—ત્યારે તદ્દન નિરૂપાયે તેને નાસવું પડયું હતું!" આ ખુલાસો કેટલો ખરો છે, તેનો વિચાર કરવો નકામો છે જેઓ કિલ્લામાં ઘેરાઇ રહ્યા હતા, તેઓએ હોલવેલ સાહેબને સેનાપતિ નામી એ "ભિંજાયલા દારૂગોળા" વડે અતિશય સાહસપૂર્વક, અતિશય બહાદૂરી પૂર્વક કિલ્લાનો બે દિવસ સુધી બચાવ કર્યો હતો, તે વાત અગ્રેજોએ લખેલા ઇતિહાસમાંથીજ સાબીત કરી શકાય છે.

---

કહે છે કે આ રીતે કિલ્લામાં ૧૭૦ સૈનિકો ને વોલન્ટીઅરો સપડાયા. સાબીતિ દાખલ કુકનું નામ આપવામાં આવ્યું છે! પરંતુ નાસતાં પહેલાં કિલ્લામાં ૧૭૦ માણસો હતાં એમ કુકે લખ્યું છે એમ બંધોપાધ્યાય પોતેજ જણાવે છે. હોલવેલના મત મુજબ ૮ મી જુને કિલ્લામાં ૧૭૦ માણસો હતાં.

1. Among those who left the factory in this unaccountable manner, were the, Governor Mr. Drake, Mr. Macket, Captain Commandant Minchin, and Captain Grant.

—The evidence of John Cooke Esqr

હોલવેલ હવે શું કરે! બાગબજારની પાસે જે એક લડાયક વહાણ લંગર નાખી પડ્યું હતું, તેને પાસે આણવા માટે કિલ્લાની દિવાલોપરથી સંકેત કરવામાં આવ્યો. ખલાસીઓની બેકાળજીથી તે વહાણનું લંગર ઉપાડયું કે તરત તે ખરાબે ચઢી ગયું, નવાબ સૈન્યના ગોળીઓના વરસાદથી તેના ખલાસીઓને ભાગીરથી તરી નાસી જવું પડયું. તે વખતે ઘણાએ વિચાર કર્યો કે અકસ્માત બુદ્ધિ ફરી જવાથી નામદાર ડ્રેક સાહેબે આગળ પાછળનો વિચાર ન કરતાં સહુ પહેલાં નાસભાગ કરી છે; પરંતુ તે સાહેબ કદાચ પોતાની ભૂલ જોઇ આપણને મુક્ત કરવા માટે વહાણ પાછું લઇ કિલ્લાના દરવાજા આગળ આવશે. આશા કેવી મધુર વચન બોલનારી છે! પરંતુ ડ્રેક સાહેબ તો નજ આવ્યા; કિલ્લામાંના લોકોએ નાના પ્રકારના સંકેતો કરી ભારે કાલાવાલા કર્યા તે ડ્રેક સાહેબે જાણ્યું છતાં તે તરફ તેણે જરાપણ ધ્યાન ન આપ્યું.[1] એક ઇતિહાસ લેખક લખી ગયો છે કે

---

1. Signals were thrown out from every part of the Fort for the ships to come up again to their stations, in hopes, they would have reflected (after the first impulse of their panic was over) how cruel as well as shameful it was to leave their country-men to the mercy of a barbarous enemy: and for that reason we made no doubt they would have attempted to cover the retreat of those left behind, now they had secured their own; but we deceived ourselves.

—The evidence of Jhon Cooke Esqr.

"ફક્ત પંદર સાહસી વીર પુરુષો કેવળ એકજ હોડી લઈ આગળ આવ્યા હોત તો કિલ્લામાંના માણસોનું દુઃખ દૂર થાત! પરંતુ હાય! નાસી છૂટેલા અંગ્રેજ પુરુષોમાંથી પંદર પણ વીર પુરુષો નીકળ્યા નહિ.[1]

હોલવેલ સાહેબે પોતાથી બની શકે તેટલો પ્રયત્ન કર્યો છતાં સિરાજદ્દોલાની ગતિ અટકાવી શક્યો નહિ; નવાબની સેના ધીમે ધીમે કિલ્લા પાસે આવવા લાગી. ૨૦ મી જૂને હજારો સૈનિકો કિલ્લા પાસે આવી એકઠા થવા લાગ્યા. ત્યારે કિલ્લામાંના અંગ્રેજો તદ્દન ભય પામી હોલવેલને શરણ થવાની વિનંતિ કરવા લાગ્યા. હોલવેલ હવે શું કરે? તેને કંઇ પણ ઉપાય ન સૂઝવાથી અંગ્રેજોને દરેક વિપત્તિમાંથી ઉગારનાર ઉમિચાંદનું શરણ લીધું. આગલી વાત સંભાળી ઉમિચાંદે અંગ્રેજોનો તિરસ્કાર ન કર્યો. તેણે અંગ્રેજોના કાલાવાલા સાંભળી નવાબના સેનાપતિ રાજા માણિકચાંદને પત્ર લખ્યો, "હવે બસ થયું, બરાબર સજા થઈ છે; હવેથી નવાબ જેમ કહેશે તે પ્રમાણે અંગ્રેજો વર્તશે.[2] ઇત્યાદિ ઇત્યાદિ અનેક બાબતો લખી નવાબ બહાદૂરની દયા યાચવા માટે ઉમિચાંદે માણિકચાંદના નામનો પત્ર લખી હોલવેલના હાથમાં આપ્યો. હોલવેલે કિલ્લાની દિવાલો

1. A single sloop with fifteen brave men on board, might in spite of all the efforts of the enemy, have come up, and, anchoring under the fort, have carried away all who suffered in the dungeon. —Orme, Vol. II. 78.

2. Holwell's India Tracts, P. 330.

પરથી તે પત્ર બહાર ફેંક્યો, ફેંકવાંજ કોઇએ તે ઉપાડી લીધો; પરંતુ તેનો જવાબ ન આવ્યો. આ તરફ નવાબની સેનાનાં પરાક્રમથી ઘણા માણસો ઘાયલ થવા લાગ્યા. ગોરીપલ્ટન ગુદામ તોડી દારૂ પી ગાંડી બની છે, હોલવેલ ચારે તરફ દોડાદોડી કરી સૈન્ય એકઠું કરવાનો પ્રયત્ન કરે છે; એ વખતે ઘેરાયલી અંગ્રેજસેનાએ એકાએક પશ્ચિમ તરફનું બારણું ઉઘાડી નાખ્યું! તે ઉઘાડા દરવાજામાંથી પાણીના પ્રવાહની પેઠે નવાબનું સૈન્ય કિલ્લામાં પેઠું. હવે લડાઇ કર્યે શું વળે! બધા બંદીવાન બન્યા; અંગ્રેજના ઊંચા કિલ્લાપર-મુખ્ય દરવાજાપર સિરાજદ્દૌલાની વિજયપતાકા ગર્વપૂર્વક ફરકવા લાગી.

સેનાપતિ મીરજાફરખાં અને બીજા સેનાપતિઓ સાથે નવાબ સિરાજદ્દૌલા સાંજના પાંચ વાગ્યાને સુમારે અંગ્રેજોના કિલ્લામાં આવ્યો, અને દરબાર ભરી ઉમિચાંદ અને કૃષ્ણવલ્લભ ક્યાં છે, તેની તપાસ કરવાની આજ્ઞા કરી. અંગ્રેજોના ઇતિહાસોમાંજ લખ્યું છે કે ઉમિચાંદ અને કૃષ્ણવલ્લભ જ્યારે માનપૂર્વક કુરનેસ કરી સામા આવી ઉભા, ત્યારે સિરાજે કોઇનો પણ તિરસ્કાર ન કરતાં બંનેને યોગ્ય માન આપી આસન આપ્યાં! જે ઇતિહાસમાં જૂની વાતોનો જરા પણ ઉલ્લેખ નથી, તે વાંચતાં જણાય છે કે જે કૃષ્ણવલ્લભને માટે આટલું બધું કરવું પડ્યું, તે કૃષ્ણવલ્લભ હાથમાં આવ્યા બાદ તેને આટલું બધું માન આપવાનું કારણ શું? જેઓએ સિરાજદ્દૌલાને રાક્ષસી સ્વભાવનો ચિતર્યો છે, તેઓએ કૃષ્ણવલ્લભ પ્રતિ સિરાજનો આ વ્યવહાર શાથી તે ખુલ્લું કરવાનો જરાપણ પ્રયત્ન કર્યો નથી![1]

---

૧ રાજવલ્લભ સાથે સંધી કરતી વેળા સિરાજે કૃષ્ણવલ્લભના બધા અપરાધો ક્ષમા કર્યા હતા ત્યારબાદ અંગ્રેજોએ કૃષ્ણવલ્લભને

અંગ્રેજ કિલ્લાનો ખજાનો હાથમાં લીધા બાદ અંગ્રેજોના ઉદ્ધત વ્યવહાર માટેજ તેઓની આવી દુર્દશા થઇ છે, તે સમજાવી સિરાજ દૌલાએ બંદીવાનોને આશ્વાસન આપ્યું. અંગ્રેજો બંદી હતા, તેથી સિપાઇઓએ બંદીના વેશમાંજ સિરાજ પાસે હાજર કર્યાં હતા. પરંતુ સિરાજદૌલાએ તરતજ હોલવેલનાં બંધનો છોડી નાખી તેને અભય દાન આપ્યું. દરબાર પૂરો થયો, યુદ્ધ કરી થાકી ગએલી સેના વિશ્રાંતિ લેવા ચોતરફ પથરાઇ જવા લાગી; સેનાપતિ માણેકચાંદપર બધી વ્યવસ્થાની જવાબદારી નાખી સિરાજદૌલા વિશ્રાંતિ લેવા ગયો. સવારે જે કિલ્લો વીરપુરુષોનાં પરાક્રમની લીલા ભૂમિ તરીકે ગણાતો હતો, સાંજે તેજ કિલ્લામાં અંગ્રેજો બંદી હતા, અને મુસલમાન રાજા નિશ્ચિંત ચિત્તે સુંદર પથારી પર નિદ્રા લેતો હતો.

અંગ્રેજ ઇતિહાસ લેખકો કહે છે કે, જેઓ શરણે આવી બંદીવાન બન્યા હતા, તે અભાગીઆં અંગ્રેજ સ્ત્રી-પુરુષો ગ્રીષ્મ ઋતુની ભયંકર રાતે એક નાની સરખી ઓરડીમાં દારુણ દુઃખ ભોગવી તરફડી તરફડીને મુઆં અને અધમુઆં બન્યાં. આ ઘટનાનો મુસલમાનોના ઇતિહાસમાં ઉલ્લેખ નથી; અંગ્રેજોના ઇતિહાસમાં એનું નામ કાળી કોટડીનો બનાવ છે.

કાળી કોટડીના બનાવ વિષેના સમાચાર આપનાર હોલવેલ સાહેબ લખી ગયા છે કેઃ—" લોકો બંગાળાનો ઇતિહાસ વાંચી એટલુંજ યાદ રાખશે કે ઈ. સ. ૧૭૫૬ ના જૂનની ૨૦ મી તારીખે સખત તાપથી તપતી રાત્રે ૧૪૬ બંદીવાનોમાંના ૧૨૩ માણસો

---

દોષ વિના કેદમાં નાખવાથી સિરાજદૌલાની સહાનુભૂતિ કૃષ્ણવલ્લભનું ભલું કરવા તરફ દોરાઇ હતી. એજ એક ઐતિહાસિક કારણ જણાય છે.

કાળી કોટડીમાં મરણ પામ્યા હતા! આ બનાવ કેવી રીતે બન્યો એ બાબતનું યથાસ્થિત વર્ણન કરી શકે એવા થોડાજ લોકો જીવતા બહાર આવ્યા હતા, જેઓ પ્રયત્ન કરવાથી કંઈ પણ લખી શકે તેઓમાંના કોઇએ એ શોચનીય કહાણીનું વર્ણન કરવાના પ્રયત્નો કર્યા નથી! મેં પણ લખીશ, લખીશ, કરી ઘણીવાર દૃઢ સંકલ્પ કર્યો છે; પરંતુ યાદદાસ્ત જાગ્રત થઇ એવી તો વેદના પમાડે છે કે એ રૂવાડાં ઉભાં કરે તેવી ઘટનાનું વર્ણન કરવામાં જોઇતી ભાષા લેખિની વડે લખી શકાતી નથી! પૃથ્વીના ઇતિહાસમાં આવો બનાવ કદી બન્યો નથી.[1] તે મર્મવેદનાથી શરીર અને મન શિથિલ થઈ પડયું હતું; તે અત્યારે લગાર સ્વાભાવિક સ્થિતિએ પહોંચ્યું છે! માટે કાળી કોટડીનો રૂવાડાં ઉભાં કરે તેવો બનાવ હંમેશને માટે વિસ્મૃતિના ગર્ભમાં ડુબી ન જાય તે માટે તેનું યથાસ્થિત વર્ણન કરવાનો પ્રયત્ન કરૂં છું. જો કે હું યાદદાસ્ત પરથી લખવા બેઠો છું; પરંતુ આમાંનો એક વર્ણ પણ વધુ પડતો નથી, હું અતિશયોક્તિ કરી શકું તેમ પણ નથી–કારણકે હું જે કંઇ લખીશ તેથી ખરી સ્થિતિના એકાદ અંશ પણ પ્રકટ થશે નહિ!

"કાળી કોટડીનો બનાવ જણાવતાં પહેલાં આગળ પાછળના કેટલીક ઘટનાનું વર્ણન કરવું જરૂરનું છે. બપોર પછી ૭ વાગતાને સુમારે નવાબ અને તેના સૈનિકોએ કિલ્લામાં પ્રવેશ કર્યો. મારી સાથે તે દિવસે નવાબનો ત્રણ વખત મેળાપ થયો. સાત વાગ્યા પહેલાં

---

૧. છે! તેઓના નાયક અંગ્રેજ છે, સંયોગ સ્થળ સ્કોટલાંડ છે; Massore of Glenco ના નામથી જે ઇંગ્લાંડના ગૌરવમંડિત ઇતિહાસનાં પાનાં કલંકિત કરી રહેલ છે.

છેલ્લો મેળાપ થયો હતો;—તે વખતે તેણે મને આશ્વાસન આપતાં કહ્યું હતું કે, ' હું પણ એક વીરપુરુષ છું, અને વીરપુરુષનું સન્માન કેવી રીતે જાળવવું તે હું જાણું છું, હું કહું છું કે તમારૂં કશું અનિષ્ટ થશે નહિ ' મને હજુ સુધી વિશ્વાસ છે કે અમારા સંબંધમાં સાધારણ રીતે હુકમ આપ્યા સિવાય, અમને ક્યાં રાખવા, કેવી રીતે રાખવા, ઇત્યાદિ બાબત સિરાજદ્દૌલા કશું બોલ્યો નહોતો. અમે નાસી ન શકીએ એવો બંદોબસ્ત કરવાનું કદાચ તેમણે કહ્યું હશે ! જેઓ યુદ્ધના વખતમાં મરણ પામ્યા હતા, તેઓના સહકારી સિપાહીઓએ વેર વાળવાને માટેજ આવી દુર્દશા કરી હતી; એમ મારૂં માનવું છે !

"સાંજ પડી. અંધકાર છવાવા લાગ્યો. એક પ્રહરિએ આવી અમને એક વિશાળ વંડાના દરવાજાની કમાન પાસે બેસવાનું કહ્યું. તે સ્થાન અંધારી કોટડી અને પહરીઓનાં રહેઠાણની પશ્ચિમ બાજુએ હતું. સામે મેદાન હતું. ત્યાં મશાલ સળગાવી ચાર–પાંચસો ગોલંદાજ ઉભા હતા. અમે આજુબાજુ જોયું, ચારે બાજુએ આગ સળગતી હતી. અમને બહુ બીક લાગી. અમે જાણ્યું કે અમને જીવતા સળગાવી મારવા માટે આટલી બધી મશાલો સળગાવવામાં આવી હશે. ૭ા વાગ્યાને સુમારે કેટલાક સૈનિકો મશાલ લઈ દિવાલ સાથે જોડાયલી કેટલીક ઓરડીઓ તપાસવા લાગ્યા. ત્યારે અમારા મનમાં કશો શક ન રહ્યો; અમારૂં અનુમાન ખરૂં છે, એમ જાણી અમે ભારે મુંઝાયા ! અમે ધાર્યું કે અમે જલદી બળી જઇએ તે માટે આજુબાજુની ઓરડીઓને સળગાવવામાં આવશે ! અમે નક્કી કર્યું કે હવે વધુ સહન નહિ કરીએ, એક વખત એ પ્રહરીઓ પર કુદી પડી તેમની તરવારો પડાવી સામે જે ગોલંદાજો ઉભા છે તેની

સામા ધસી જઇ વીરની માફક મરણ પામશું-કાયરની માફક આગમાં બળી મરશું નહિ. બેલિ, જેન્કસ અને રેવેલીએ કહ્યું—"એકદમ આવું સાહસ કરવું નાહ ? પ્રથમ શું બને છે તે જોઇ આવ." હું જરા આગળ વધી જોવા લાગ્યો; પરંતુ મેં જે જોયું તેથી મારો શક દૂર થઇ ગયો ! અમને રાત્રે ક્યાં રાખવા, તે નક્કી થયેલું ન હોવાથી તેઓ ઓરડીઓ તપાસતા હતા: અમે જોયું કે પહેરગીરોનાં મકાનો આગળ શોધખોળ મચી રહી છે.

"અહીં એક માણસની ઓળખાણ આપું એનું નામ હતું લિચ્, તે કંપનીની કલકત્તાની કોઠીનો અમલદાર હતો. પ્રથમ હું તેને મિત્ર તરીકે માન આપતો હતો, પરંતુ એ મિત્રે આજે જે વ્યવહાર ચલાવ્યો, તેથી તેને વધુ આદર આપવાની જરૂર છે. મુસલમાનો જે વખતે કોલાહલ કરતા કરતા કિલ્લામાં પ્રવેશ કરતા હતા, લિચ્ તે વખતે નાસી ગયો હતો. અંધારૂં થતાં તે મારી પાસે આવ્યો અને મારા કાનમાં છૂપી રીતે કહ્યું "મેં નદી કાંઠે હોડી તૈયાર રાખી છે. હું તમને તેના સમાચાર આપવા આવ્યો છું. તમે નાસવા તૈયાર છો કે નહિ, એ જાણવા માટે છૂપે રસ્તે અહીં આવ્યો છું." તે વખતે અમારી પાસે વધુ પહેરગીરો નહોતા. જેઓ હતા તેઓ પણ સંદેહ શૂન્ય થઇ દૂર ટહેલતા હતા, ઇચ્છા હોય તો નાસવામાં કંઇપણ અડચણ આવે તેમ નહોતું. પરંતુ જેઓ મારી આજ્ઞાથી કિલ્લાનો બચાવ કરવા તનતોડ મહેનત કરી છેવટે બંદીવાન બન્યા હતા, તેઓને અસહાય અવસ્થામાં નવાબના હાથમાં છોડી મારે જીવ બચાવવા એકલાં નાસી જવું, એ મને ન ગમ્યું. તે વખતે લિચ્ બોલી ઊઠ્યો કે "હું ફક્ત તમારા માટેજ આટલું બધું કરૂં છું; જો તમે નહિ આવો તો

પછી હું પણ શામાટે નાસું?" કહેવાની જરૂર નથી કે તે પણ ન નાસતાં મારી પાસે રહ્યો.

"જેઓ અત્યાર સુધી જગો ખોળતા હતા, તેઓએ આવી પહેરગીરોના મકાનોની ડાબી બાજુએ આવેલ ઘરમાં પ્રવેશ કરવાનો અમને હુકમ કર્યો. તે મકાનમાં સિપાહીઓને ઊંઘવા માટે કેટલીક પથારીઓ હતી, વાયુ પણ છૂટથી આવજા કરતો હતો; અમે જાણ્યું કે હવે આખા દિવસનો થાક ઉતરશે; તે માટે અમે ઇરાદાપૂર્વક તેમાં ગયા. તે મકાનમાં અંધારી કોટડીનું બારણું હતું. કેટલાક સિપાહીઓએ આવી બંદુક ઉઠાવી તે અંધારી કોટડીમાં પ્રવેશ કરવાનો ઇસારો કર્યો. નિઃશસ્ત્ર હોવાથી એ ઇસારાનું અપમાન કરવાનું સાહસ ન થયું. જેઓ પાછળ હતા, તેઓ પાછળથી ઠેલા મારવા લાગ્યા. આગળનું પાણી જેમ પાછળનાં પાણીના ઠેલાથી સીધું ચાલ્યું જાય, તેમ અમે પણ ઉતાવળા ઉતાવળા હારબંધ થઈ અંધારી કોટડીમાં પ્રવેશ કરવા લાગ્યા! તે કોટડી આટલી બધી નાની હશે એમ અમે ધાર્યું નહોતું; હું તો શું પણ બે એક સૈનિકો સિવાય કોઈ જાણતું નહોતું. જો જાણતા હોતતો પહેરગીરોનો હુકમ ન માનતાં તેને હાથેજ મરણ પામત, પણ કોટડીમાં ઇચ્છાપૂર્વક પગલું પણ ન મૂકત!

"મેંજ સહુ પહેલાં પ્રવેશ કર્યો. તે સાથે બેલિ, જેંકસ, કૂક, કોલ્સ, સ્કોટ, રેવિલિ અને બુકાનન પણ પેઠા. બારણા પાસેજ જાળીઉં હતું; મેં પ્રવેશ કરી તે જાળીઆં પાસેની જગા પસંદ કરી. કોલ્સ અને સ્કોટ બંને ઘવાયલા હતા; તેથી તેઓને ત્યાં બોલાવ્યા. બીજા બધા અમારી આજુબાજુ જેને જ્યાં ફાવ્યું ત્યાં ઉભા રહ્યા. બારણું બંધ થયું. આડ વાગી ગયા.

"આ પ્રમાણે લડાઇથી થાકી ગયેલા ૧૪૬ માણુસો દારુણુ તાપથી ઉકળતી રાત્રે વાયુ વગરની ૧૬ ફુટની પહોળાઇવાળી એક નાની ઓરડીમાં બંદીવાન બન્યા! એક બારણું હતું, તે પણ ઉત્તર બાજુએ હતું. બે જાળીઆં હતાં, તે પણ લોઢાના સળીઆથી જડાએલાં હતાં! જરાપણ ઠંડો વાયુ આવે તેવો ઉપાય નહોતો! આ અવસ્થા સ્મૃતિપટ્ટપર આલેખતાં અમારી દુર્દશાનું ભાન થોડું ઘણું થશે.

"અમારી દુર્દશા કેવી થશે, તેનું ભયાનક દૃષ્યપટ અમારી આંખો આગળ ખુલ્લું થવા લાગ્યું; ઓરડીની મોકળાશ જોઇ અમારી તો આંખજ ફાટી ગઈ! બધા મળી વાસેલાં બારણાં ભાગી નાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ અમારૂં બધું બળ નકામું ગયું; બારણાં ન ખૂલ્યાં.

"ત્યારે ગુસ્સાથી બધા એકત્ર થઇ ગાંડાની માફક બરાડા પાડવા લાગ્યા. મેં જોયું કે એ નકામા ક્રોધથી શરીર ને મન જલદી થાકી જશે. તેથી શાંત રહેવા માટે હું વારંવાર પ્રાર્થના કરવા લાગ્યો

"બધા શાંત થયા બાદ મને વિચાર કરવાનો સમય મળ્યો. હું વિચાર કરૂં છું ત્યાં મારી પાસેના ઘવાયલા બંને મિત્રો મરણના દુઃખથી વિકટ આર્ત્તનાદ કરવા લાગ્યા! હમેશાં માણુસોને મરતા જોઇ, મરણ વિષેજ વિચાર કરતાં કરતાં મારો મરણ વિષેનો ભયતો દૂર થઈ ગયો હતો, પણ સહકારીઓની મરણ સમયની યંત્રણા જોઇ હું શાંત રહી શક્યો નહિ.

"પહેરાવાળાઓમાં એક ઘરડો જમાદાર હતો; તેના મોંપર જોતાં જણાયું કે તે અમારૂં દુઃખ જોઇ દુઃખી થાય છે. તે જોઇ મને જરા શાંતિ વળી. મેં તેને પાસે બોલાવી કહ્યું કે " સંકડાશથી અમને

બહુ અડચણ થાય છે, માટે જો અમારામાંના અરધા માણસોને બીજે લઇ જાય તો સવાર પડતાંજ હજાર મુદ્રા ઇનામ આપીશ." જમાદાર ચાલ્યો ગયો, પરંતુ થોડીવાર પછી પાછો આવી કહેવા લાગ્યો—"અસંભવ છે!" મેં જાણ્યું કે લાંચ ઓછી પડી. મેં બે હજાર મુદ્રા આપવાનું જણાવ્યું. જમાદાર પાછો ચાલ્યો ગયો પરંતુ આ વખતે પાછા ફરી કહ્યું કે "તદ્દન અસંભવિત છે! નવાબ ઊંઘમાં છે, તેની રજા સિવાય આવાં કામમાં કોણ હાથ નાખી શકે? વળી તેને જગાડવાનું સાહસ પણ કોણ કરી શકે?"

"અત્યાર સુધીમાં ઘણાખરા શાંત થયા હતા, પરંતુ બધાને બહુજ પીડા થતી હતી. થોડીજવારમાં સમસ્ત શરીર એવું રેબઝેબ થઇ ગયું કે તેનું અનુમાન કરવું પણ અસંભવિત છે. શરીરમાંનું લોહી જાણે પાણી થઇ બહાર નીકળી જતું હોય તેમ જણાયું! પરસેવો પાણીની ધારાની માફક બહાર નીકળવા લાગ્યો! બધા તરસથી પીડાવા લાગ્યા.

"નવ વાગતામાં તો તરસ અને શ્વાસ લેવાનું દુઃખ અસહ્ય થઇ પડ્યું. વાયુ તદ્દન રૂંધાઇ ગયો હોત તો પણ ઠીક થાત, કારણ કે એકી સાથે બધી પીડા પતત! પરંતુ તેમ તો નજ થયું. જે પરિમાણમાં વાયુ મળતો હતો, તેથી દુઃખ દૂર થતું તો દૂર રહ્યું, પણ જીવન ધારણ કરવાની ઉલટી સગવડ મળવા લાગી.

"હવે તરસનું દુઃખ સહન ન થઇ શક્યું. શ્વાસ પણ રૂંધાવા લાગ્યો! દશેક મિનિટમાં તો છાતી બીડાવા લાગી. તે દારૂણ દુઃખ વધુ વખત સહન ન થયું. હું ફરી ઉભો થયો. પરંતુ તરસ, શ્વાસ અને છાતીનું દુઃખ વધવા લાગ્યું. ત્યારે પણ ભાન હતું. પરંતુ હાય!

ભાન જતું રહી જલદી મરણ કેમ ન થયું; હજુ કેટલું દુઃખ વેઠવાનું. હવે ક્યારે મૃત્યુ આવી બધું દુઃખ મટાડશે, એવી ચિંતા કરતો કરતો હું થાકી ગયો. થોડા પવન-થોડો પવન-બીજું કશું નહિ, ફક્ત થોડો શુદ્ધ પવન; મને લાગ્યું કે ફક્ત થોડો પવન મળતાંજ બધું દુઃખ દૂર થશે. તેથી હું બમણા બળવડે લોકોને ઠેલતો જાળીઆં તરફ આગળ વધ્યો. લોકો એક બીજાપર પડતા જાળીઆં આગળ ઉભા હતા; તેથી જાળીઆં આગળ તો પહોંચી શક્યો નહિં. જાળીઆં આગળ હારબંધ લોકો ગોઠવાઇ ગયા હતા ત્યારબાદ એક બીજી હાર બંધાઇ હતી, અને ત્યારબાદ જે ત્રીજી હાર ગોઠવાઇ હતી તેમાં મહામહેનતે સ્થાન મેળવી શક્યો; ત્યાંથીજ હાથ લાંબો કરી જાળીઆંના સળીઆ પકડી લીધા!

"વેદના અને શ્વાસનું દુઃખ તો દૂર થયું, પરંતુ તરસનું દુઃખ અતિશય વધી ગયું. અત્યાર સુધી બધા મુંગે મોઢે દુઃખ વેઠતા હતા, પણ હવે સહન ન થયું! તદ્દન અધીર થઇ મર્મવેદનાથી આર્ત્તનાદ કરી ઊઠ્યો,-"ઇશ્વરના કસમ! અમને થોડું પાણી આપો." મારો શબ્દ સંભળાતો ન હોવાથી બધા માની બેઠા હતા કે હું મરણ પામ્યો છું. પરંતુ મારો અવાજ સાંભળતાંજ બધા પોકારી ઉઠયા "પાણી આપો, પાણી આપો." મને પાણી આપવા માટે તેઓ આકુળ બની ગયા.

"મેં પેટ ભરીને પાણી પીધું. પરંતુ તે અતૃપ્ત પિપાસા કેમે કરી શાંત થાયજ નહિ! ત્યારે પાણી પીવું પડતું મૂકી પરસેવો એકત્ર કરી મોઢામાં મૂકવા લાગ્યો. હાય! હાય! એ પરસેવાના ટીપામાંથી એક ટીપું પણ જમીનપર પડતું તો તેથી મને અત્યંત દુઃખ લાગતું!

"૧૧।। વાગતાં અમે બધા પાગલ બની ગયા. કોઈ કોઇ તો એવા પાગલ બની ગયા કે તેને કોઇ રીતે શાંત કરી શકાયા નહિ. જેઓ જાળીઆંને આધારે ઉભા હતા, તેઓજ જરા શાંતિથી ઉભા હતા; પવન,—પવન,—થોડો વધુ પવન,—ચારે તરફથી કેવળ એટલોજ મર્મભેદી આર્તનાદ ઉઠતો હતો! ગોળીથી મારો—મને પ્રથમ મારો, મને પહેલાં મારો—ચારે તરફથી એવા ભયંકર શબ્દો સંભાળવા લાગ્યા! ઘણાખરા પહેરગીરોને ગુસ્સે કરવા માટે નવાબ અને માણિકચાંદને પાગલની માફક જેમ આવે તેમ ગાળો આપતા આપતા જાળીઆં આગળ પછાડા ખાવા લાગ્યા. જેઓ થાક્યા તે ઘરમાંના સહકારી મિત્રોનાં શબોને ભેટી હમેશને માટે ભર ઊંઘમાં પડયા. જેઓ જીવતા રહ્યા, તેઓ જાળીઆંપર હલ્લો કરવાને માટે પ્રચંડ વેગથી સોબતીઓને પદદલિત કરી દોડવા લાગ્યા. કોઇ ઉભા રહીને તો કોઇ કોઈની ખાંધપર ચઢીને જાળીઆંના સળીઆ પકડવા લાગ્યા; તે વખતે કોઇની શક્તિ નહોતી કે તેઓને દૂર કરે! મારી કાંધપર જાણે પથરો પડયો; ભારે ભારથી નીચે વળીએ તો જે દુર્ગંધ આવતી હતી તેનાથી નાક સળગી ઉઠતું હતું.

"આવાં ભયંકર સંકટમાં પડવાથી ધર્મબુદ્ધિ સ્થિર રાખી શકયો નહિ. મારા મનમાં આવ્યું કે પાસે છરી છે, તે છરી વડે મારી નાડીઓ કાપી નાખું તો જલદી છૂટકો થાય. તેમ કરવાની તૈયારી પણ કરી, અકસ્માત્ ધીરજ આવી. કાયરની માફક આત્મહત્યા કરવી એ નીચતાનું લક્ષણ જણાયું. તે વખતે લગભગ ૨ વાગવાનો સમય થયો હતો. એ રીતે વધુ વખત ઉભો રહી શકયો નહિ. મારી પાસે કુરી નામનો એક નોકાનો નાયક હતો. તેણે આખો દિવસ ભારે પરાક્રમ દાખવી કિલ્લાનું રક્ષણ કર્યું હતું તેને મારૂં સ્થાન લેવાને બો-

લાવી હું ઘરમાં મરણ પથારીપર જઇ પડયો. કેરીએ મને ધન્યવાદ આપ્યો; પરંતુ તે મારૂં સ્થાન લઇ શક્યો નહિ. મારી ખાંધપર એક વલંદો ચઢી બેઠો હતો, તેણે મારૂં સ્થાન લઇ લીધું. કેરીએ પોતાના વિશાળ બાહુ લાંબા કરી મને ઘરમાં વાળી લીધો; પરંતુ તેની બધી શક્તિ એકાએક હરાઈ ગઇ; જોતજોતામાં કેરી મરણ પામ્યો.

ઘરમાં આવ્યા બાદ થોડીવાર ભાન રહ્યું. પરંતુ તે વખતે દુઃખ ભોગવવાની શક્તિ હરાઈ ગઇ હતી. ત્યારબાદ બધું ભાન જતું રહ્યું. સવારમાં કુક સાહેબના કહેવાથી લોસિંગ્ટન અને વાલ્કટ સાહેબે મુડદાના ઢગલામાંથી મને ખેંચી કાઢયો. પરંતુ હું તે વખતે તદ્દન બેભાન હતો. ત્યારબાદ સવારના શીતળ વાયુ સાથે મારૂં ચેતન ધીરે ધીરે પાછું ફર્યું.[1]

૨૧ મી જૂનની સવારે નવાબ સિરાજદ્દૌલાએ જ્યારે હોલવેલને બોલાવ્યો, ત્યારે પહેરગીરોએ આ હકીકત કહી. હોલવેલ પોતે લખી ગયો છે કે "અમારી દુર્દશાની વાત સાંભળતાંજ સિરાજદ્દૌલાએ અમને કેદમાંથી છોડી અમારો જીવ બચાવ્યો હતો." હોલવેલ જ્યારે નવાબના દરબારમાં આવ્યો ત્યારે તે એટલો બધો અશક્ત હતો કે સુકાયલા કંઠને લીધે તેની જીભ કંઇ પણ ઉચ્ચાર કરી શકતી નહોતી. હોલવેલ લખી ગયો છે કે "મારી દુર્દશા જોઈ સિરાજદ્દૌલાએ મને બેસવાનું આસન આપ્યું, પીવાનું પાણી આપ્યું.

---

1. Letter from J. Z. Holwell, Esq., to William Davis Esq., from on board the syren sloop, the 28th February, 1757." Printed in Holwell's Tracts.

અંગ્રેજોએ ખજાનો ક્યાં છૂપાવ્યો છે, તે બાબત હોલવેલ કશું કહી શક્યો નહિ. રાજા માણિકચાંદે તેને અને તેના ત્રણ સોબતીઓને બંદીવેશે મુર્શિદાબાદ મોકલ્યા; બીજા બધાને છોડી મૂક્યા.

હોલવેલ અને તેના સાથીઓને કેદમાં શામાટે રાખ્યા, તે વાત હોલવેલ પોતેજ જાહેર કરી ગયો છે. તે કહે છે કે ઉમિચાંદના ઉશ્કેરવાથી અને માણિકચાંદના હુકમથીજ અમે બંદીવેશે મુર્શિદાબાદ મોકલાયા, સિરાજદ્દૌલા તે માટે જરા પણ અપરાધી નથી. હોલવેલનો એવો વિશ્વાસ હતો કે ઉમિચાંદ પોતાનું વેર વાળવા માટેજ આ બધું કરતો હતો. ઉમિચાંદ પણ કેવળ અન્યાયપણે કેદવાસી થયો હતો તે વાત પણ હોલવેલ ખુલ્લી રીતે સ્વીકારી ગયો છે. માટે હોલવેલનું અનુમાન સત્ય હોય તો તેમાં સિરાજદ્દૌલાનો જરા પણ ગુન્હો નથી. ઉમિચાંદ તે વખતે શોક તાપથી જર્જરિત થઇ ગયો હતો. જેઓએ કેવળ સંદેહને વશ થઇ તેનું નખ્ખોદ વાળી નાખ્યું હતું. તેનાપર વેર વાળવા માટે આવું કંઇ તે કરે એ સ્વાભાવિક છે. પરંતુ સ્વાભાવિક હોય તો પણ તે માટે સાબીતિ નથી; ફક્ત હોલવેલનું અનુમાન એજ સાબીતિ છે.[1]

---

1. But that the hard treatment I met with, may truly be attributed in a great measure to Omichand's suggestion and insinuations. I am well assured, from the whole of his subsequent conduct; and this further confirmed me in the three gentlemen selected to be my companions, against each of whom he had conceived particular resentment; and you know Omichand can never forgive. —Holwell's Letter.



## પ્રકરણ સોળમું.

### કાળી કોટડીના બનાવનાં રહસ્યનો નિર્ણય.

---

જે કાળી કોટડીના બનાવે સુધરેલી દુનિઆ આગળ સિરાજ-દ્દૌલાને માણસોનું લોહી પીનારા રાક્ષસ તરીકે વર્ણવ્યો છે, તે બનાવ વિષે આ દેશના લોકો એટલા તો શક વગરના છે કે તેને તેઓએ સર્વ માણસોએ સ્વીકારેલું, સંદેહ વગરનાં ઐતિહાસિક સત્ય તરીકે માની લીધેલ છે.[1]

---

૧. નવાબી અમલના બંગાળાના ઇતિહાસમાં બંધોપાધ્યાય મહાશય લખે છેઃ—હોલવેલની અગ્નિમય ભાષામાં લખાયલી કાળી કોટડીની કહાણી કેટલેક અંશે અતિશયોક્તિમય હોવા છતાં તે ઘટનાને ખોટી ઠરાવવાનો કશો ઉપાય નથી.” આ મતપર આધાર રાખી તેણે સંદેહવશ લેખકોને ખોટા કહ્યા છે; પરંતુ વાત શી છે? ૧૮ ફુટનાં ઘરમાં ૧૪૬ માણસો પૂરાયાં અને તેમાંથી ૧૨૩ માણસો મરણ પામ્યાં તેજ ઘટના કે? જો તેજ ઘટના હોય અને તેનુંજ નામ કાળી કોટડીનો બનાવ હોય, તો ઇતિહાસમાં એ ઘટનાની સાબીતિ મળતી નથી. જે ઘટનાની સાબીતિ મળે છે તે કાળી કોટડીના બનાવ તરીકે ઓળખાઈ શકે તેમ નથી. ૧૪૬ જણ પૂરાયા, ૧૨૩

આ જમાનાના માણસોની વાત કહેવા માગતો નથી; આપણે આ કાળના માણસો છીએ, આપણે અંગ્રેજ લેખકોએ લખેલ ઇતિહાસના વર્ણનોથી મુગ્ધ બની જઈ આંધળાની માફક કાળી કોટડીના બનાવને નિઃશંક ચિત્તે કબૂલ કરી લીધેલ છે. તે માટે આંસુઓ રેડી સહૃદયતા બતાવવા માટે આપણે કેટલાંય કાવ્યો બનાવેલાં છે. કોઇ વખતે નાટકશાળામાં સુશિક્ષિત એકટરો પાસે તેનું નાટક ભજવાવી ઘોર અંધારી રાતના આકાશ તરફ સંકટો ભયંકર મુર્તિઓ જોઇ વારંવાર કંપી ઉઠયા છીએ! પરંતુ જેઓ તે જમાનાના માણસો હતા, જેઓની આંખ આગળ અંગ્રેજ તથા બંગાળીઓનાં કુટિલકાર સ્થાનોની જાળથી બંધાઇ સિરાજુદ્દૌલાએ આ લોકમાંથી ગમન કર્યું છે, તેઓ આ બાબત વિષે કશું જાણતા નહોતા.

મુસલમાન ઇતિહાસમાં કાળી કોટડીના બનાવની નિશાની પણ નથી,[1] સૈયદ ગુલામહુસેને રચેલો "મુતક્ષરીન" ગ્રંથ તે સમયનો

---

મરણ પામ્યા-તે ખોટું હોય કે અતિશયોક્તિ ભરેલું હોય-તો પણ તેનું નામ કાળી કોટડીના બનાવ તરીકે પ્રખ્યાત છે!! થોડા દિવસ પહેલાં કાળી કોટડીના બનાવની ઐતિહાસિક સમાલોચના કરતાં શ્રીયુત જે. એચ. લિટલે કલકત્તા હિસ્ટોરિકલ સોસાઇટીની પત્રિકામાં હોલવેલની કહાણીને giganitic hoax તરીકે વર્ણવી છે. Bengal Past and Present Vol. XI Serial No. 21 P P. 75-135.

1. It is interesting to contrast the lights and shades of Orme's history with those of the

ખાત્રી પૂર્વક લખેલો ઇતિહાસ છે; તેમાં સિરાજદ્દૌલાની ઘણી ખરાબ વાતો લખેલી છે, અંગ્રેજો વિષે પણ ઘણું લખ્યું છે; પરંતુ આખા ગ્રંથમાં કાળી કોટડી વિષે ઇસારો પણ નથી.[1] હાજી મુસ્તફા નામના પ્રખ્યાત ફ્રેંચ પંડિતે મુતક્ષરીનનું ભાષાન્તર કર્યું છે, તેમાં તેણે ટીકારૂપે લખ્યું છે કે, "તે સમયના બંગાળીઓની પાસે ખાસ તપાસ કરતાં જણાયું છે કે બીજા લોકોની વાત તો દૂર રહી, પણ ખુદ કલકત્તા શહેરના આબરૂદાર રહેવાશીઓ પણ કાળીકોટડીના બનાવ વિષે કશું જાણતા નહોતા." જેઓની છાતીપર આવો ભયંકર બનાવ બન્યો, તેઓએ પણ આ વિષે કશું ન જાણ્યું; તે શું સંભવિત છે? ફક્ત એટલુંજ નહિ, કેટલાકોએ કાળી કોટડીમાંથી છૂટયા બાદ કલકત્તાની ઝુંપડીઓમાં આશરો લીધો હતો; તેઓએ પણ શું આ સમાચાર

---

Mahomedan historian. Thus the latter does not say a word about the Black-Hole.

—H. Beveridge., C. S.

1. This event, which cuts so capital a figure in Mr. Watt's performance, is not known in Bengal.–Haji Mustapha. કાળી કોટડી સંબંધમાં ઐતિહાસિક સત્ય ખોળી કાઢવા માટે ઇ. સ. ૧૯૧૬ના માર્ચની ૨૪ મી તારીખે કલકત્તા હિસ્ટોરિકલ સોસાઇટીના ઉદ્યોગથી એસિઆટિક સોસાઇટીના મકાનમાં એક સભા બોલાવાઇ હતી. એ સભામાં માનનીય એફ. જે. મોનાહન, શ્રીયુત લીટલ અને આ ગ્રંથના કર્તાએ કાળી કોટડીના બનાવને ઐતિહાસિક સત્ય તરીકે સ્વીકારી શકાય તેમ નથી એ બાબત પ્રમાણો આપી સાબીત કરી હતી.

જાહેર કરવામાં આનાકાની કરી હશે?

મુસલમાનોની વાત છોડી દો, તેઓ કદાચ પોતાની જાતિનું કલંક લોપવા માટે પોતાના ઇતિહાસમાં આ શોચનીય વાત ન લખે. પરંતુ જેઓ દારુણ દુઃખથી પીડાઇ કાળીકોટડીમાં મરણ પામ્યા હતા, તેના સ્વજાતિ બંધુઓના તે સમયના કાગળ પત્રોમાં પણ કાળી કોટડીના બનાવનું નામનિશાન પણ નથી તે કેમ?

કિલ્લામાંથી નાસી છૂટેલા અંગ્રેજ વીરપુરુષો પુલ્ટા બંદરે નાસી ગયા હતા, ત્યાં તેઓ દરરોજ જે છૂપી મસલતો કરતા, તેનાં વિવરણ પુસ્તકમાં પણ કોઇ પણ સ્થાને કાળી કોટડીના બનાવનું વર્ણન નથી. દૂર સમુદ્ર કિનારે બેઠેલા મદ્રાસમાંના અંગ્રેજો કે જે કલકત્તાને પાછું મેળવવાની મસલત કરતા હતા, તેઓની મસલતમાં પણ કાળી કોટડી વિષે કશો ઉલ્લેખ નથી! મદ્રાસના અંગ્રેજ સરકારની માગણીથી નિઝામ અને કર્ણાટકના નવાબે સિરાજદ્દોલાપર પત્રો લખ્યા હતા, તેમાં પણ કાળી કોટડીના બનાવનો ઇસારો પણ નથી. મદ્રાસ સરકારના તે સમયના કર્ત્તાહર્ત્તા માન્યવર પિગટસાહેબ બહાદુરે સિરાજદ્દોલાપર જે ગુસ્સાભર્યો પત્ર લખી કલાઇવને બંગાળામાં મોકલ્યો હતો; તેમાં પણ આ બનાવ વિષે કશો ઉલ્લેખ નથી. કલાઇવ અને વોટસને બંગાળામાં આવ્યાબાદ, પ્લાસીનાં યુદ્ધ પહેલાં સિરાજદ્દોલાપર જે છેલ્લું કહેણ મોકલ્યું હતું, તેમાં પણ કાળી કોટડીના બનાવ વિષે ઇસારો પણ નહોતો! સિરાજદ્દોલાની સાથે અંગ્રેજોને જે અલીનગરના સંધિ થઇ તેમાં પણ કાળી કોટડીના બનાવનો ઉલ્લેખ નથી.[1]

1. અલીનગરનાં સંધિપત્રમાં કાળી કોટડીના બનાવ વિષે ઇસારો નથી, તેથી એક અંગ્રેજ ઇતિહાસકાર વિલાપ કરી ગયો છે

કલકત્તા પાછું લેવા માટે જેઓ એક પછી એક મદ્રાસથી બંગાળામાં પધાર્યા હતા, તેઓએ બધાએ નવાબ સિરાજદ્દૌલાપર પત્ર લખ્યો હતો, કાળીકોટડીનો બનાવ ખરેખર બન્યો હોત તો તેઓના પત્રોમાં એ વિષે ઇસારો તો હોતજ. મેજર કિલપેટ્રિકે સહુ પહેલાં પત્ર લખ્યો હતો–તેમાં કાળી કોટડીના બનાવ વિષે ઇસારો નથી.[1] કર્નલ કલાઇવનો પ્રથમ અને પ્લાસીની યુદ્ધ પહેલાના ગુસ્સાભર્યા છેલ્લા પત્રમાં પણ કાળી કોટડીના બનાવ વિષે કશો ઉલ્લેખ

---

કે:—No satisfaction was obtained for the atrocities of the Black-Hall; and the absence of any provision for this purpose is the greatest scandal attached to the treaty. For this no sufficient apology can be found. Peace was desirable, but even peace is bought too dearly when the sacrifice of national honour is the price.—Thornton's History of the British Empire Vol. I, 213–218.

1. Major Kilpatrick on the 15th instant (August 1756) wrote a complimentary letter to the Nobab Surajed Dowla complaining a little of the *hard usage* of the English Honorable Company assuring him of his good intentions notwithstanding what had happened.

—Long's Selection.

નથી.[1] સિરાજદ્દૌલાને પદભ્રષ્ટ શામાટે કરવામાં આવ્યો, તે બાબત ક્લાઇવે કોર્ટ ઓફ્ ડિરેક્ટરને જે પત્ર લખ્યો હતો, તેમાં પણ કાળી કોટડીના બનાવ વિષે કશો ઉલ્લેખ નથી.[2] હોલ્વેલે જાતે ધ. સ.

---

1. ક્લાઇવનો પહેલો પત્ર આ પ્રમાણે છે:—The Admiral Waston, Commander of the King's invincible ships, and himself, a soldier whose conquests in Dacan might have reached his ears, were come to revenge the *injuries* he had done the English Company; and it would better become him to show his love of justice, by making them ample satisfaction *for all their losses*, than expose his country to be the seat of war.

—Scrafton.

ક્લાઇવનો છેલ્લો પત્ર આ પ્રમાણે હતો:—That from his great reputation for justice, and faithful observance of his word, he had been induced to make peace with him, and to pass over the loss of many crores of Rupees sustained by the English in the capture of Calcutta, and to rest content with whatever he, in his justice and generosity, should restore to them &c. &c.

—Scrafton.

2. Some of Suraja Dowla's letters to the French having fallen into my hands, I enclose

૧૭૬૦ ના ઓગસ્ટની ૪ થી તારીખે "સિલેક્ટ કમિટિ" આગળ ઇ. સ. ૧૭૫૭ ના રાજવિપ્લવ સંબંધે જે એકરારનામું વાંચ્યું, તેમાંપણ સ્પષ્ટાક્ષરે કાળીકોટડીના બનાવ વિષે કશું જણાવ્યું નથી; કેવળ એટલુંજ જણાવ્યું છે કે સિરાજદ્દૌલાએ નિર્દય રીતે અંગ્રેજોનું અનિષ્ટ કર્યું હતું, તે માટેજ અંગ્રેજોને તેને પદભ્રષ્ટ કરવાના તરકટમાં જોડાવું પડયું.[1] આમાં પણ કાળીકોટડીના બનાવનું વેર વાળવાનો દ્દઢ સંકલ્પ જણાતો નથી. કેવળ પાછળના ઇતિહાસોમાંજ જણાય છે કે કાળી કોટડીના બનાવનું વેર વાળવા માટેજ કલાઇવ કલકત્તામાં આવ્યો અને સિરાજનું અધઃપતન થયું![2] તે સમયના કાગળપત્રમાં કેવળ

---

a translation of them *just to shew you the necessity* we were reduced to of attempting his overthrow.

—Clive's letter to Court August 6. 1757.

1. Necessity and a just resentment for the Most cruel injuries obliged us to enter into a plan to deprive Sirrajedowla of his Government.—Holwell's address to Mr. Vansittart. આ cruel injuries એ શું કાળી કોટડીનો બનાવ, હોલવેલ અને તેના સોબતીઓનો મુર્શિદાબાદમાંનો કારાવાસ કે નાસેડુ અંગ્રેજોને પુલ્ટામાં પડેલી મુસ્કેલીઓ?

2. The barbarities practised on the English, and the horrible death of 123 of them in the Black-Hole, called aloud for evengence.

—The Great battles of the British Army. P. 162.

વેપારનું નુકસાન અને કંપનીની દુર્ગતિની વાતોજ લખી છે; કાળી કોટડીના બનાવ વિષે અગર નરહત્યા બાબત કશું જણાતું નથી.

મીરજાફર સાથે અંગ્રેજોને જે સન્ધિ થઇ હતી, તેમાં અંગ્રેજોએ દરેક નુકસાન પૂરેપૂરી રીતે વસુલ કરવા માટે પ્રયત્ન કર્યો હતો. પણ જેઓ દારુણ દુ:ખ પામી કાળીકોટડીમાં મરણ પામ્યા, તેનાં છૈયાં છોકરાં માટે એક કોડીપણ શામાટે ન દર્શાવાઇ ? આ બધું જાણતાં જણાય છે કે કાળીકોટડીનો બનાવ એ કોઇના રચેલી વાત છે.

કાળીકોટડીનો બનાવ ક્યારે, કોની કૃપાથી જનસમાજમાં જાહેર થયો, તે ઇતિહાસ પણ જાણવા જેવો છે. હોલવેલ સાહેબ એ કથાના પ્રચારક છે. ઇ. સ. ૧૭૫૭ ના ફેબ્રુઆરીની ૨૮ મી તારીખે હોલવેલે પોતાના પ્રિય મિત્ર વિલિયમ ડેવિસને જે પત્ર લખ્યો તેમાં કાળીકોટડીનો પહેલો ને છેલ્લો વિસ્તૃત હેવાલ મળી આવે છે. હોલ્વેલ ઇ. સ. ૧૭૫૭ માં "સાઇરન"[3] નામનાં વાહાણમાં વિલાયત જતો હતો, ત્યારે રસ્તામાં આ હેવાલ લખાયો હતો; પરંતુ પ્લાસીની લડાઇ પહેલાં એ હેવાલ સાધારણ પ્રજાની જાણમાં આવ્યો નહોતો, એના પુષ્કળ સાબીતિઓ મળે છે. પ્લાસીનું યુદ્ધ પૂરૂં થયા બાદ હિંદમાંના અંગ્રેજ વેપારીઓની અપકીર્તિને ઉદ્દેશી ઇંગ્લાંડનાં સ્ત્રીપુરૂષો જે કોલાહલ મચાવવા લાગ્યાં તેજ સમયે (તે પહેલાં નહિ !) આ પત્ર જનસાધારણ સમક્ષ પ્રથમજ મૂકવામાં આવ્યો ! ઇંગ્લાંડના લોકો નરપિશાચ સિરાજદ્દૌલાનાં નામથી કંપી ઉઠયા; અંગ્રેજોની અપકીર્તિની વાતો વિસ્મૃતિના ગર્ભમાં વિલીન થઇ ગઇ,-સિરાજદ્દૌલાની

3. Early Records of British India.

આ કલંકકહાણી સુધરેલા જગતમાં ગવાવા લાગી ! [1].

જે ઉદ્દેશ પાર પાડવા આ વાત જાહેર કરવામાં આવી હતી, તે ઉદ્દેશ પાર પડયો, કોઇએ સત્યાસત્યની ખોળ ન કરી ! છેવટે તે બધી વાતો અંગ્રેજોએ લખેલા ઇતિહાસમાં સિરાજદ્દૌલાનાં સેંકડો વખત તિરસ્કારેલાં નામ સાથે વજ્રલેપ સમાન બની ભવિષ્યના લેખકોના કલ્પના પ્રવાહે કરીને અતિ ભયાનક બની છે. આજે સેંકડો વર્ષ બાદ એ વિલુપ્ત કથાનું રાખથી છવાયલું જીર્ણ હાડપિંજર હલાવી તેનું રહસ્ય કોણ ખુલ્લું કરે ? જે સંદેહથી મુતક્ષરીનનો અનુવાદક ફ્રેંચ પંડિત હાજી મુસ્તેફા વિસ્મય પામ્યો હતો, તે સંદેહ દૂર ન થયો. ગમે તેટલી આલોચના થાય તો પણ ઇતિહાસ લેખકો આગળ કાળી કોટડીનો બનાવ હમેશને માટે શક પડતો ગણાશે; કેવળ કલ્પના કરવામાં નિપુણ સરસ્વતીના વ્હાલા પુત્રો

---

૧. ઇ. સ. ૧૭૫૬ ના નવેમ્બર માસમાં પુલ્ટાના પત્રમાં હોલ્વેલ સાહેબે શું લખ્યું હતું, તે બતાવ્યા છતાં બંદ્યોપાધ્યાય કહે છે કે ડેવિસના પત્રને કાળી કોટડીના બનાવનું પહેલું વિવરણ કહેવું એ ભૂલભરેલું છે. ૧૪૬ બંદીવાનોમાં ૧૨૩ મરાયાની વાત ડેવિસના પત્રમાંજ પ્રથમ જાહેર થઇ. તે પહેલાં પુલ્ટાના પત્રમાં કેવળ ઘેરાઇ અતિશય દુઃખ પામ્યાનીજ વાત હતી, કોઇના પણ માર્યા જવાની વાતજ નહોતી; જેમ કે:—I was with the rest of my fellow-sufferers about eight at night crammed into the Black Hole prison and past a night of horros. I will not attempt to describe as they pass all descriptions."

કોઇ કોઇ વખતે ખુલ્લાં આકાશના નક્ષત્રલોકમાંથી કવિતાનો વરસાદ વરસાવી કાળી કોટડીનો કરૂણ બનાવ જનસમાજમાં જાગ્રત રાખશે.

ઇતિહાસમાં જણાવવામાં આવ્યું છે કે કાળી કોટડીનો બનાવ એજ આ દેશમાં બ્રિટિશ સત્તા સ્થપાયાનું મૂળ કારણ છે.[1] જો તે ખરૂં હોત તો તે બનાવનો સ્મૃતિસ્તંભ કેમ જોવામાં આવતો નથી? કાનપુરનો સ્મૃતિસ્તંભ યત્નપૂર્વક રક્ષવામાં આવે છે; મણિપુરની ખુનરેજીને ચિરસ્મરણીય કરવા માટે સ્મૃતિસ્તંભ સ્થપાયો છે; છતાં જેઓ કાળીકોટડીમાં જીવન વિસર્જન કરી બ્રિટિશ સત્તા સ્થાપી ગયા, તે હતભાગીઓની સ્મૃતિ કાયમ રાખવા માટે એક થાંભલો પણ શામાટે જોવામાં આવતો નથી? એ શું નવાઇ જેવું નથી?[2].

---

આ પુલ્ટાનો પત્ર પણ પ્લાસીની લડાઇ પહેલાં પ્રગટ થયો નહોતો. હાલમાં ગવર્નમેન્ટની કૃપાથી શ્રીયુત હિલ સાહિબે એડિટ કરેલ Bengal in 1756–57 નામના ત્રણ ભાગના પુસ્તકમાં તે સમયના કાગળપત્રો પ્રકાશિત થયા છે. તેથી સંદેહ દૂર ન થતાં ઉલટો વધુ દૃઢ બને છે.

૧. The great Battles of the British Army.

૨. આ પુસ્તક પ્રથમ પ્રગટ થયું તે વખતે કોઈપણ સ્મૃતિ ચિન્હ નહોતું, તે માટે જે નવાઇ પ્રગટ કરવામાં આવી હતી, તે અત્યારે બીજા રૂપમાં ફેરવાઇ ગઈ છે. આ ગ્રંથ પ્રગટ ગયા બાદ અને તે લોકોમાં આદરમાન પામ્યો ત્યાર બાદ હિંદના વૉઇસરોય લોર્ડ કર્ઝને પોતાને ખર્ચે સ્મૃતિસ્તંભ ઉભો કર્યો છે. શામાટે—એ નવીન નવાઇ છે!

આ કરતાં પણ બધુ નવાઇ પામવા સરખાં સ્થળો છે. જેઓ અંધારી ઓરડીમાં મરણ પામ્યા હતા, તેઓના નામનો એક સ્મૃતિ સ્તંભ કલકત્તામાં નિર્માણ થયો હતો; વખત જતાં અંગ્રેજોએજ તેનો નાશ કર્યો હતો ! જેઓના વેપારનું રક્ષણ કરવા માટે આ હતભાગીઓ મરણ પામ્યા હતા, તે કંપની બહાદુરે તો કશું કર્યું નહોતું; પણ આ સ્મૃતિસ્તંભ કાળીકોટડીના બનાવના રચનાર હોલવેલ બહાદુરે ઉભો કર્યો હતો. આ સ્મૃતિસ્તંભ ક્યારે ઉભો કરવામાં આવ્યો હતો તેની ચોકસ તારીખ મળે તેમ નથી. કોઇ કોઇ કહે છે કે ઇ. સ. ૧૭૬૦ માં હોલવેલ હિંદ છોડ્યું તે સમયે આ સ્મૃતિસ્તંભ બંધાયો હતો. [૧]હોલવેલે પ્રગટ કરેલાં પુસ્તકમાં તેનું એક ચિત્ર છે, અને વાચકોનું ચિત્ત આકર્ષવામાટે "કાળીકોટડીમાં ગવર્નર હોલવેલ" એ નામનું એક કલ્પિત ચિત્રપણ અપાયું છે.

એ સ્મૃતિસ્તંભપર નીચે પ્રમાણે લખ્યું હતું:—

To

THE MEMORY

OF

Edw, Eyre, Wm, Baillie, Esqrs,
The Revd. Fervas Bellamy, Messrs,
Jenks, Revely, Law, Coales, Nalicourt
Jebb Torrians, E. Page, S. Page,
Grub, Street, Harod, P. Johnstone,

૧. Echoes from old Calcutta.

Bellard, N. Drake, Carse Knapton, Gosling, Don, Dalrymple, Captain Clayton, Bunchanan, Witherington, Lieu'ts Bishop, Hays, Blagg Simpson. J. Bellamy, Ensigns Paccard, Scott Hastings, C. Wedderburn Dumbleton, Sea-captains Hunt Osburn, Purnell, Messrs, Carey, Leech, Stevenson, Gay, Porter, Parker, Gaulker, Bendall Atkinson, who with sundry other inhabitants, Military and Militia to the number of 123 persons were by the Tyrranic Violence of Suraj-ud Dowla, Suba of Bengal suffocated in the Black Hole prison of Fort William in the Night of the 20th day of June 1756 and promiscuously thrown the succeeding morning into the Ditch of the Ravelin of this place

This

Monument is erected

by

Their Surviving fellow-sufferer

J. Z. HOLWELL.

ઉપલી તકતી સિવાય એક બીજી તકતીપર લખવામાં આવ્યું હતું કેઃ-

This Horrid Act of Violence
was as amply
as deservedly revenged
on Siraju' D Dowla
by his Majestay's Arms,
Under the Conduct of
Vice-Admiral watson and Colonel Clive.
Anno, 1757.

આ સ્મૃતિસ્તંભ અત્યારે જોવામાં આવતો નથી.[1] તે ઓગણીસમા સૈકાની શરૂઆતમાં માર્કિવસ ઓફ હેસ્ટિંગસના સમયમાં (ઇ. સ. ૧૮૫૧ માં) કસ્ટમહાઉસ બનાવવા માટે તોડી પાડવામાં આવ્યો! કાળી કોટડીમાં જેઓ મરણ પામ્યા હતા, તેનાં શબો ની કબરપર આ સ્મૃતિસ્તંભ ઉભો કરવામાં આવ્યો હતો; ઇતિહાસમાં એમ લખ્યું છે. તે માટે તે બધી જાતિ આગળ પવિત્ર તરીકે ગણાઇ શકાત, અને ખ્રીસ્તી અંગ્રેજો તો સ્વાભાવિક ધર્મબુદ્ધિને વશ થઇને તેનું રક્ષણ કરવાને બંધાયલા રહેત. કાળીકોટડીનો બનાવ ખરો હોત તો એ પવિત્ર સમાધિસ્તંભ ધુળમાં મળત નહિ; સામાન્ય કસ્ટમહાઉસ બનાવવા આવા પવિત્ર સમાધિમંદિરપર લોહાના દંડો પછાડવા એ ખ્રીસ્તી સમાજ કદી સહન ન કરત. એ સમાધિસ્તંભ ધુળભેગો થયો છતાં કોઇએ જરાપણ વાંધો ઉઠાવ્યો

---

૧. અઢારમી સદીમાં જે સ્મૃતિસ્તંભ બનાવવામાં આવ્યો હતો, તે ઓગણીસમા સદીની શરૂઆતમાં તોડી પાડવામાં આવ્યો હતો વળી વીસમી સદીના પહેલાજ વર્ષમાં તેજ સ્મારક ફરી રચાયું છે.

નહિ. [1]એક અંગ્રેજ લેખકે આ સંબંધમાં ગમી જાય તેવો ખુલાસો લખ્યો છે, " અમને લાગે છે કે બ્રિટિશ સૈન્યની હાર રૂપી કલંકનું સ્મારક હોવાથીજ તેનો નાશ કરવામાં આવ્યો હશે" [2] આ શું સંભવિત છે ? એવા કલંકનાં સ્મારકો શું હિંદમાં ક્યાંએ નથી ?

કાળી કોટડી ક્યાં હતી, તે અત્યારે નજરોનજર જોવાનો ઉપાય નથી. કલકત્તાની જનરલ પોસ્ટ ઓફિસ સાથે જોડાયલી ઉત્તરબાજુએ જે ફાટક દેખાય છે, તેના થાંભલા પર પશ્ચિમ બાજુએ એક તકતી માત્ર કોરેલી છે.[3] પણ તેમાં કાળી કોટડીની જગા બતાવવા સિવાય ખુનરેજીની વાત નથી, અને જેઓ કાળી કોટડીમાં માર્યા ગયા તેની પણ કશી વાત જણાતી નથી.

એ તકતીમાં જે પત્થરની બાંધેલી કોટડી જણાવવામાં આવી છે તે હોલવેલે વર્ણવેલ ૧૮ ફૂટની નથી, તેમ મેકોલેએ વર્ણવેલ ૨૦ ફૂટના પણ નથી; તેની લંબાઇ છે ૨૨ ફૂટ અને પહોળાઇ છે ૧૪½ ફૂટ.

---

૧ કલકત્તા અને બીજાં સ્થાનોમાં આજે જે જૂની કબરો જોવામાં આવે છે, તેની અંગ્રેજ લોકો કેવી સંભાળ રાખે છે ? તે પર ગમે તેટલું ખર્ચ કરતાં પણ તેઓ અચકતા નથી, અને આવું પવિત્ર સ્મારક નાશ પામ્યું, છતાં કોઇએ શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ!

2. Calcutta,—Its highways and by-paths, By Edmund Mitchell, M. A.

3. " The stone pavement close to his marks the position and size of the prison-cell in old Fort Willim known in history as the Black-Hole of Calcutta."

ાજ શું કાળી કોટડીની એક માત્ર સાબીતિ છે? તે કોટડી જૂની
નુ નથી; ઇ. સ. ૧૮૮૩ માં બાંધેલી છે. તે વરસે માટી ખોદવાં
ાદતાં એક અંધકારમય ઓરડી મળી આવી હતી! તેજ જૂના
મયની કાળી કોટડીનું માપ છે, તે વાત કોઇ કોઇ ઇતિહાસકાર
હુજ દૃઢતાપૂર્વક જાહેર કરી ગયા છે.[1] પરંતુ આપણે બીજે
ગળેથી જાણીએ છીએ કે ઇ. સ. ૧૮૧૮ માં અંધારી ઓરડી તો
દન તોડી પાડી હતી.[2] તોડી પાડયા પહેલાં જેણે તે નજરોનજર
ોઇ હતી, તેણે પોતાનું નામ છુપાવી "એશિયાટિક" ની સંજ્ઞાથી
ઇ પ્રખ્યાત પત્રિકામાં લખ્યું હતું કે "મેં ઇ. સ. ૧૮૧૨ માં એ
તિહાસ પ્રસિદ્ધ કેદખાનું જોયું, ત્યારે તે પડું પડું થઇ રહ્યું હતું,
ત્યારે તેનું ચિન્હ માત્ર નથી.[3] ઇ. સ. ૧૮૨૧ માં જે તોડી પાડ-
ામાં આવ્યું તે ઇ. સ. ૧૮૮૩ માં પાછું કેવી રીતે પ્રકટ થયું?

હોલવેલ જે કેદખાનાનું વર્ણન કરી ગયો છે. તે ૧૮ ફૂટ પ-
ાળું ને ૧૮ ફૂટ લાંબું હતું. આવી નાની કોટડીમાં ૧૪૬ માણસો
વી રીતે સમાઇ શકે, તે વાતનો વિચાર પણ થોડાજ માણસોએ
ર્યો છે.[4] નાના વિસ્તારની કોટડીમાં ભયંકર ઉનાળાના વખતમાં

---

1. Ibid. પરલોકગત પ્રોફેસર વિલ્સનના મત મુજબ કાળી
ોટડી ફૂટ ૧૮×૧૪ ફૂટ ૧૦ ઇંચની હતી.

2. Early Records of British India.

3. Asiatic Journal of Bengal.

4. As to the Black-Hole tragey,-the un-
uried site of which is the subject of so much
ıss in our day,-I have a very doubtful faith in

૧૪૬ માણસોને પૂરવાં એજ કાળી કોટડીના બનાવનું મોટામાં મોટું કલંક છે; એ કલંક શું વદ્દન અતિશયોક્તિમય અગર તદ્દન કાલ્પનિક કલંક નથી?

સિરાજદ્દૌલાએ કિલ્લો લીધો તે વખતે ૧૪૬ કેદી પકડાયા એ વાત શક પડતી છે. હોલવેલે જે દિવસે કિલ્લો બચાવવાની જવાબદારી લીધી, ત્યારે કિલ્લામાં ૧૭૦ માણસો હતાં; બીજાં બધાં દુર્ગાધિપતિ મહામાન્ય ડ્રેક સાહેબના ગેરવાજબી દૃષ્ટાંતને અનુસરી નાસી છૂટયાં હતાં. આ ૧૭૦ માણસોમાંથી પણ એ દિવસનાં ભયાનક યુદ્ધમાં અનેકના જીવ ગયા; જેઓ જીવતા હતા, તેમાં ઘવાયલા અને મરવા પડેલાની સંખ્યા પણ થોડી નહોતી. જે બોકો કાર્પણ

its account. Holewell, one of the fellow-sufferers, was the first to publish it to the world. But I have always questioned it to myself, how could 146 beings be squeezed into a room 18 feet square even if it were posible to closely pack them like the seeds within a pomegranate, or like the bags in a ship's hold made into one mass by packets, shoved in here and there into the interstices? Geometry contradicting arithmetic gives a lie to the story. It is little better than a bogey against which was raised an uproar of pity- Dr. Bhola Nath Chunder (Calcutta University Magazine.)

રીતે નાસવાને અશક્ત હતા તેઓજ તાબે થયા હતા; તે સિવાય જેઓમાં શક્તિ હતી, સાહસ હતું, નાસવાની ઇચ્છા હતી, તેઓમાંના ઘણાખરા તો કિલ્લો કબજે કરવાની ગડમથલમાં નાસી ગયા હતા. જે સ્ત્રી પુરુષો મીરજા અમીરબેગના હાથમાં સપડાયાં તેઓને મીરજાફરની કૃપાથી તેજ દિવસે બિનહરકતે પુલ્ટા મોકલવામાં આવ્યાં હતાં.[1] આવી સ્થિતિમાં હોલવેલે કહેલાં ૧૪૬ માણસો બંદી બને એ વાત તદ્દન શક પડતી છે. હોલવેલે પોતાના પુસ્તકમાં[2] જે મરેલાં અને મરી જવાની અણીપર આવેલાં માણસોના નામો બતાવ્યાં છે, તે ગણતાં ૬૬ કરતાં વધુ નામ માલમ પડતાં નથી. હોલવેલના પોતાનાં પુસ્તકમાં જોતાં જણાય છે કે સિરાજદૌલાએ કલકત્તા પર હલ્લો કર્યો તે પહેલાં કેટલાક દિવસો પહેલાં–કલકત્તાના કિલ્લામાં અંગ્રેજોની ગણતરી થઇ હતી, તેમાં બધા મળીને ૧૯૦ લડવૈયા ગણાયા હતા, તેમાં ૬૦ માત્ર યુરોપિઅન હતા.[3] તેમાંના ગવર્નર ડ્રેક, સેનાપતિ મિન્ચીન, કપ્તાન ગ્રાંટ, મિ. મેકેટ, મેનિંહામ, ફ્રાંકલેન્ડ, રેવરેન્ડ કપ્તાન લેફ્ટેનન્ડ મેપલ્ટપ્ટ, કપ્તાન હેનરી વેડરબર્ન, સેમ્નર,

---

1. Mutakherin.
2. India Tracts.

3. The troops in garrison consisted, by the muster-rolls laid before us about the 6th or 8th of June, of I45 in battalion, and 45 of the train officers included, in both only 60 Europeans. Holwell's letter to the Hon'ble the Court of Directors, dated Fulta 30th November, 1756.(para,36).

ચાર્લ્સ ડગલાસ વગેરે દસ વીરપુરુષોના પલાયનની વાત તો હોલ્વેલ પોતેજ લખી ગયો છે. તેની નાસભાગ પછી ૧૭૦ માણુસો કિલ્લામાં હતાં; તેમાં ૨૫ માણુસો માર્યાં ગયાં હતાં, અને ૭૦ માણસો ઘવાયાં અને મરણુ પામવાની અણીપર હતાં.[1] હોલવેલના હિસાબ મુજબ કિલ્લો જીતાયો, તે વખતે ૫૦ કરતાં વધુ યુરોપિઅનો કિલ્લામાં નહોતા. પચાસ માણુસોમાંના ૧૨૩ યુરોપિઅનો કાળીકોટડીમાં મુવા, ૨૩ માણુસો પૂરાયા છતાં જીવતા રહ્યા,—આ શું તદ્દન હસવા લાયક વાત નથી?

અંગ્રેજ કેદીઓ માટે સિપાહીઓએ તે રાતે સુંવાળી પથારી તો નહિજ પાથરી આપી હોય, એ ખરી વાત છતાં હોલવેલ જે માપની કોટડીમાં જે સંખ્યા પુરવાનું લખે છે, તે કદીપણુ સત્ય તરીકે માની શકાય તેમ નથી.[2]

---

1. Those remaining, including officers, volunteers, soldiers and militia, did not exceed 170 men, and of these were 25 killed and about 70 wounded before noon of the 20th.–Ibid. છતાં એજ હોલવેલ લખી ગયો છે કે કાળી કોટડીમાં ૧૨૩ માણુસો માર્યાં ગયાં, તેમાંના ૫૨ માણુસોનાં નામ જણાયેલાં છે, ૭૧ જણાનાં નામ જાણુવામાં આવ્યાં નથી!

૨. કાળીકોટડીના બનાવના નામથી જે કહાણી ઇતિહાસમાં પ્રસિદ્ધ થઈ છે, આ પ્રકરણુમાં તેની સમાલોચના કરીએ છીએ. ખરી રીતે શું બન્યું હતું, તે કોણુ કહી શકે તેમ છે? હોલવેલ અને તેના સોબતીઓ તે રાત્રે કેદમાં હતા, માટે તેમને માટે તો તે રાત દુઃખપૂર્વક પસાર થાય

અંગ્રેજ ઇતિહાસ લેખકોએ હોલવેલની વાત ખરી માની લીધી છે. પરંતુ કોના દોષથી આવી દુર્ઘટના બની, તે બાબતનો તેઓમાં પણ ભારે મતભેદ છે. મુર્શિદાબાદના જૂના ન્યાયાધીશ પ્રખ્યાત મહાત્મા બેવરિજ સાહેબે કહ્યું છે કે—"આપણે માટે કાળીકોટડીના બનાવની વાત ઉપાડી નવાબ સિરાજદ્દૌલાને નિષ્ઠુર સ્વભાવનો કહી તેનાપર આળ ચઢાવવું એ હિતકર નથી. એ બાબતમાં ન બોલવામાંજ માલ છે. ઇ. સ. ૧૮૫૭ માં ૧ લી ઓગસ્ટે અમૃતસરના પ્રદેશમાં કેવી દુર્ઘટના બની હતી !"[1] બેવરિજ સાહેબે જે ઘટનાનો ઉલ્લેખ કર્યો છે, તેની આગળ તો કાળી કોટડીનો બનાવ પાણી ભરે છે ! એક નાની સરખી ગોળાકાર કોટડીમાં ઘણા સિપાહીઓને કેદ કરી અંગ્રેજોએ તેમાંથી એક પછી એક ૨૩૭ માણસોને બહાર ખેંચી કાઢી ગોળીથી ઠાર માર્યાં; છેવટે જ્યારે કોટડીમાંથી કોઇપણ બહાર ન આવ્યું; ત્યારે અંગ્રેજોએ ઓરડીનું બારણું બંધ કરવાનો હુકમ આપ્યો. બારણું બંધ થયું, ત્યારબાદ જ્યારે બારણું ઉઘાડવામાં આવ્યું

એ સ્વાભાવિક છે, પરંતુ તેથીં કોઇનું પણ અકાળ મરણ નીપજ્યું હોય એવી વાત તે સમયના કાગળ પત્રોમાં જણાતી નથી ! અલીનગરનાં સંધિપત્રમાં કેટલાક માણસોને નુકસાની મળી હતી; પરંતુ કેદમાં મરણ થવાથી તેના વંશધરોને નુકસાની મળી હોય એવું જણાતું નથી. જો મરણ નીપજ્યાં હોત તો જરૂર તેવી વ્યવસ્થા થાત. માર્યાં ગયેલા અને ઘવાયલા માણસોએ હોલવેલે આપેલી સંખ્યા નહિ વધારી હોય તે કોણ કહે તેમ છે? બંદ્યોપાધ્યાય મહાશયના મનમાં પણ તે શક રહી ગયો છે ! હાલમાં લિટલ સાહેબે એજ સિદ્ધાંત ફેલાવ્યો છે.

1. Calcutta Review, April, 1892.

ત્યારે બેભાન બનેલા ૪૫ અભાગીઆઓનાં શરીરને બહાર ખેંચી કાઢવાં પડયાં;—ભયથી, શ્રમથી પરસેવાથી રેબઝેબ થઇ તેઓને કોણ જાણે કેટલું દુ:ખ ભોગવવું પડયું હશે ![1] સુસભ્ય ઓગણીસમી સદીમાં સુસભ્ય, સહૃદય અંગ્રેજી અમલમાં આવ્યો ભયંકર બનાવ બની ગયો, તે માટે કેટલાક ઇતિહાસકારોએ શરમના માર્યા નીચું મોં કર્યું છે? લડાઇ પૂર્ણ થવા બાદ બંદીવાનોનાં નસીબમાં ઘણી વેળા આવું દુ:ખ ભોગવવું લખ્યું હોય છે. તેઓને અન્નજળ મળતું નથી, વિસામો લેવાનો યોગ્ય સમય મળતો નથી, કોઇ વેળા નિર્દય સ્વભાવના પહેરીગીરોના જુલમથી જીવતા મરવું પડે છે. આ બધા બનાવો લડાઇની ન અટકાવી શકાય તેવી અપકીર્તિ છે. કોઇપણ તેની ગતિ અટકાવી શકે તેમ નથી. પરંતુ જેઓએ સ્વદેશમાં ગ્લેંકોની કતલથી હાથ કલંકિત કરી[2] અહીં આવી સેંકડો ઠેકાણે ભયંકર ખુનરેજી મચાવી પોતાની પશુપ્રવૃત્તિ બતાવી આપી છે, જેઓની દયાના અચૂક દેખાવ તરીકે સેંકડો હતભાગી હિંદવાસીનાં જીર્ણ હાડપિંજર હિંદનાં વૃક્ષો પર ઘણાં વરસ સુધી

1. " Tho doors were opened, and behold! They wore all dead. Unco..sciously the tragedy of Holwell's Black-Hole had been re-enacted. Forty-five bodies,—dead from fright, exhaustion, fatigue, heat and partial suffocation—were dragged into light. "—The Crisis in the Punjab, P. 162.

૨. ગ્લેંકોની કતલ વિષે નવલરામ ભાઇના અંગ્રેજ લોકોના સંક્ષિપ્ત ઇતિહાસમાં વધુ હકીકત આપેલી છે.

લટકતાં હતાં, જેઓ પ્રત્યે અદેખાઇથી આંધળા બનેલા સૈનિકોએ કાનપુરના સેંકડો નાગરિકોને ફકત શક પરથી લોહી ચટાવી છેવટે ધનદોલત સાથે મારી નાખવામાં પણ પાછું જોયું નહોતું, તેઓના ઇતિહાસમાં કાળી કોટડીના અતિશયોક્તિમય અગર તદ્દન કલ્પિત બનાવ વડે સિરાજદ્દૌલાને શયતાન મનાવવાનો પ્રયત્ન થવો, એ ખરેખર મોટાં દુઃખની વાત છે!

કાળી કોટડીનો બનાવ ખરો હોય, તોપણ તેમાં સિરાજદ્દૌલાનો શો વાંક! હોલવેલ સાહેબ પોતેજ લખી ગયેલ છે કે "તેની સાથે સિરાજદ્દૌલાનો જરાપણ સંબંધ નહોતો એમ હું ખાત્રીપૂર્વક કહું છું. મારી ધારણા મુજબ નવાબના સૈનિકોએ અદેખાઇને વશ થઇ આવું કૃત્ય કર્યું હતું."[1] ઇતિહાસ એકઠો કરતી વેળા આ બધી શોધખોળો જાણ્યા બાદ અમને એવું લાગે છે કે નવાબ સિરાજદ્દૌલાએ બધા લોકો સમક્ષ હોલવેલનું બંધન છોડી નાખી ખરેખર વીરપુરૂષની માફક તેને તથા તેઓના સોબતીઓને અભયવચન આપ્યું હતું. જો અન્યાયથી જુલમ કરવાનોજ ઉદ્દેશ હોત, તો કદી પણ તે આવો વ્યવહાર કરત નહિ. તેને આશા હતી કે હોલવેલ છૂપો ખજાનો બતાવશે. જો એમજ હોય તો તે હોલવેલનું જીવન ભયમાં આવી પડે તેવી કોઈપણ યુક્તિમાં સંમતિ નજ આપે.

હોલવેલ અને તેના સોબતીઓ આખો દિવસ વીરની માફક

---

1. આ વાત ખરી હોત તો કિલ્લામાં પેસતી વેળાએજ સિપાઈઓ સાહેબોને મારવાનું ભૂલ્યા નહોત પરંતુ સ્ટુઅર્ટ કહે છે કે,—"The English having surrendered there arms, the Nawab's troops refrained from bloodshed."

લડયા બાદ દૈવનાં વિચિત્ર વિધાનથી હાર્યા હતા. તોપણ તેઓને મરજી મુજબ વિસ્તારવાળાં સ્થાનમાં સંધ્યાકાળનો મંદમંદ પવન ખાવાની સગવડ કરી આપવામાં આવી હતી. એ વખતે તેઓ જો સિપાહીઓ પર કૂદી પડવાની તૈયારી કરતા ન જણાયા હોત, આમ તેમ ફરી નાસી જવાનાં છીંડાં ન ખોળતા હોત તો કદાચ તેઓના ભાગ્યમાં કાળીકોટડીનું દુઃખ ન લખેલું હોત. જ્યારે પૂરવાની તૈયારી થઈ, ત્યારે અંગ્રેજોએજ કેદખાનાની ઓરડી બતાવી હતી; નવાબની સેના તેની લંબાઇ પહોળાઇ વિષે કશું જાણતી નહોતી.[1] હોલવેલે સઉ પહેલાં કોટડીમાં પ્રવેશ કર્યો ત્યારે કંઈપણ વાંધો ન બતાવવાથી પહેરગીરોએ બધાને તેમાં ધોંચ્યા હતા. તેથી તેઓને દુઃખ થવા લાગ્યું, ત્યારે તેઓએ તે વાત પહેરગીરોને ન સમજાવતાં અગર કોઈપણ સેનાપતિને કાને ન નાખતાં બાહુબળ વડે બારણું તોડી નાખવાની તૈયારી કરી પહેરગીરોને બીકમાં નાખ્યા હતા એ વાતમાં શક રાખી શકાય તેમ નથી. હોલવેલની કહાણી સત્ય હોય તો એપણ સત્ય છે કે અંગ્રેજ સૈનિકોનો મિજાજ જોઇને પહેરગીરોએ નવાબની મંજૂરી વિના બારણું ઉઘાડવાની મરજી નહિ બતાવી હોય, તે માટે તેઓ પર આરોપ મુકી શકાય તેમ નથી. વળી જેઓ બહાર ઉભા રહી જાળિઆં પાસેના કેદીઓને જોતા હતા, તેઓને તો કંઈપણ વિશેષ દુઃખ જણાતું નહોતું. કાળી કોટડીના અંદરના ભાગમાં જે ધડમથલ મચી રહી હતી, તે બહારના પહેરગીરો કદાચ ન જાણતા હોય.[2]

---

1. Mill, Vol. III.

૨. મેકોલે લખી ગયો છે કે,—"The gaolers in the meantime hold lights to the bars, and shouted

આ બધી વાતોની યોગ્ય સમાલોચના કર્યા વગર કોઇ કોઇ ઇતિહાસ કર્ત્તા લખી ગયા છે કે સિરાજદ્દોલાએજ કાળી કોટડીમાં પૂરવાનો હુકમ આપ્યો હતો! આવા સિદ્ધાંતને કબૂલ રાખવાનું કશું કારણ નથી; કેવળ અનુમાનપર આધાર રાખીને તેઓ સિરાજદ્દોલાને અપરાધી ઠરાવી ગયા છે! એક જણે સ્પષ્ટ લખ્યું છે કે-"પ્રમાણ નથી તોપણ કાર્યકારણની સાંકળ જોડતાં જણાય છે કે સિરાજદ્દોલાજ અપરાધી હતો. નહિ તો તેની આજ્ઞા વિના બારણું ન ઉઘાડવાનું સાહસ કેમ કોઇ ન કરી શક્યું, અને આટલા બધા સ્ત્રીપુરુષોની જિંદગી બચાવવા માટે એકાદ ક્ષણ પણ તેની ઊંઘ ઉડાડવાને આનાકાની કેમ થઇ? એજ જોઇએ તેટલી સાબીતિ છે. તેથીજ સમજાય છે કે સિરાજદ્દોલાના હુકમથીજ આ અત્યાચાર બન્યો હતો."[1]

---

with laughters at the frantic struggles of their victims." કહેવાની જરૂર નથી કે હોલવેલે પોતે પણ આ બાબત શું લખ્યું નથી.

1. But the probability i s, that the Subahdar had himself made or sanctioned the selection of the Black-hole as the place of confinement, for when the miserable prisoners besought that they might be relived by the removal of part of their number to some other place, their prayer was unavailing, because it could not be granted without the express orders of the Subahdar, whose sleep no one dared to disturb for so tri-

સિરાજદ્દૌલાએજ એ હતભાગી અંગ્રેજ બંદીવાનોને કાળી કોટડીમાં પૂરવાનો હુકમ આપ્યો હતો, તેની કંઇ સાબીતિ નથી. એથી ઉલટું હોલવેલે લખેલ વૃત્તાંતનું અનુસરણ કરતાં સિરાજદ્દૌલાની નિર્દોષતા બાબતમાં કશો સંદેહ રહેતો નથી! આ બધી સાબીતિઓ પર આધાર રાખી ચાલુ કાળના કોઇ કોઇ અંગ્રેજો સિરાજદ્દૌલાને નિર્દોષ ઠરાવી ગયા છે.

કાળીકોટડીનો બનાવ ખરો હોય, તો તેના દોષનો ટોપલો અંગ્રેજો પરજ આવી પડે છે, એમાં કશો શક નથી. મહાત્મા હાવર્ડના જન્મ પહેલાં તેઓના દેશમાં એવાં અંધારાવાળાં કેદખાના ઘણાં હતાં. તેઓએ ગ્રીષ્મપ્રધાન બંગાળામાં આવ્યા બાદ પણ પોતાના દેશનું અનુકરણ કરી તેવાં કેદખાનાં બંધાવ્યાં હતાં. એ અંધારાવાળાં કેદખાનામાં કેટલાએ માણસો જીવન ગુમાવતા! ઉદ્ધત સૈનિકો, મદમત્ત નાવિકો અને ગરીબ વેપારીઓ કે જેઓ માલનાં નાણાં પહેલેથી આપી શકવાને અશક્ત હતા તેઓ આવાં કેદખાનામાં તરફડીને મરતા હતા! ઇતિહાસ લેખક મિલ આ બધી વાત યાદ લાવી લખી ગયો છે કે: "હાય! જો કાળીકોટડીજ ન હોત, તો અંગ્રેજ બંદીવાનોની આવી દુર્દશા થાત કે!"[1]

vial a purpose as the preservation from death of nearly one hundred and fifty human beings. Thornton's History of the British Empire. Vol. I, 197.

1. What had they to do with a Black-Hole? Had no black hole existed, (as no ne ought to

હોલવેલ જે રીતે કાળીકોટડીના બનાવનું વર્ણન કરી ગયો છે, તે વાંચતાં સ્વાભાવિક રીતે એમ લાગે છે કે આટલું બધું લખાણ કદી ખોટું તો નજ નહિ! પરંતુ હોલવેલની સત્યનિષ્ઠા કેવી બળવાન હતી, તેનો પરિચય મળતાં તેની વાતમાં વિશ્વાસ રાખવાનું મન થતું નથી. જે હોલવેલ કાળીકોટડીના બનાવનો મુખ્ય પ્રચારક છે, તેજ હોલવેલે મીરજાફરને પદભ્રષ્ટ કરતી વેળા ઢાકાની ખુનરેજીનો હેવાલ રચ્યો હતો.[1] તેણે વિલાયતમાં લખી મોકલ્યું કે-"નવાબ મીરજાફરખાંના ખરાબ ચારિત્રની વાતો તે શું લખું? તેણે ઇ. સ. ૧૭૬૦ ના જૂનમાં નવાજેસની સ્ત્રી ઘસેટિ બેગમ, સિરાજની મા આમિના બેગમ વગેરે આબરૂદાર સ્ત્રીઓને ઢાકાના રાજકીય કારાગૃહમાં નિષ્ઠુર રીતે મારી નાખેલ છે!"[2] પાછળથી કલકત્તાની અંગ્રેજી સરકારે

existed anywhere, least of all in the sultry and unwholesome climate of Bengal) those who perished in the Black-Hole of Calcutta would have experienced a differenst fate-Mill's History of the British India, Vol. III 149 note.

૧. મીરજાફરને પદભ્રષ્ટ કરી મીરકાસમને ગાદીપર બેસાડવા બદલ હોલવેલ સાહેબને મીરકાસમ પાસેથી ત્રણ લાખ નવ હજાર ત્રણસો સત્તર રૂપીઆ ઇનામ દાખલ મળ્યા હતા! Report of the Committee of the House of commons, 1772.

2. Long's Selections from the Records of the Govt. of India. Vol, I. હોલવેલે જ્યારે ઢાકાની ખુનરેજીની વાત બનાવી ત્યારપછી પણ બેગમો જીવતી હતી.

અર્થાત્ હોલવેલ । સ્વદેશી સહકારીઓએ એ હત્યાકાંડની તપાસ કરી લખ્યું હતું કે હોલવેલનું વૃત્તાંત તદ્દન ખોટું છે.[3] જે માણસ મીરજાફરને પદભ્રષ્ટ કરાવવા માટે મીરકાસમના પૈસા ખાઇ આવી જુઠી વાત રચી કાઢી, સ્વજાતિ સમક્ષ જુઠો કહેવાઇ ગયો છે, તેણેજ કાળીકોટડીનો બનાવ રચી કાઢ્યો છે! તે પણ પેલી વાત જેવોજ જૂઠો બનાવ નહિ હોય તેની શી સાબીતિ ?

હોલવેલ ઇ. સ. ૧૭૪૮માં ડાકટરનો ધંધો ચલાવવા આ દેશમાં આવ્યો કે તરત કલકત્તાની અંગ્રેજ સરકારે તેને માસિક રૂ. ૫૦૦)ના પગારથી કલકત્તાનો કલેકટર બનાવ્યો. તેને પગાર ઉપરાંત તે સમયના રિવાજ મુજબ બીજી ચેરીમેરી પણ મળતી; તે કલકત્તાના " કાળા આદમીઓ " પર બહુ જુલમ કરતો હતો, એવી સિરાજદૌલાને ખાત્રી થઇ હતી, અને તે માટેજ કાસિમબજારનાં મુચ-

3. In Justice to the memory of the late Nabab Meer Jaffier, we think it incumbent on us to acquaint you that the horrible massacres wherewith he is charged by Mr. Holwell in his address to the Proprietors of East India Stock (page 46) are crual aspersions on the character of that prince, which have not the least foundation in truth. Letter to Court, 30th September 1776 supplement.

4. Long's Selections,-Introduction, XIV.

5. Hasting's MSS. Vol. 29 209.

રૂકાનામામાં એ વાત જણાવેલી હતી. કલકત્તા જીતાયા બાદ હોલવેલ બેહાલ થઇ મુસલમાન સેનાપતિના હુકમથી મુર્શિદાબાદમાં કેદ થયો હતો. પલાશીની લડાઇ બાદ મીરજાફરની કૃપાથી હોલવેલને એક લાખ રૂપીઆ ઇનામ દાખલ મળ્યા હતા. તે સિવાય બીજી પણ નુકસાની મળી હતી. તેમાંથી તેણે કલકત્તાની પાસે ૧૨૩૫૦ રૂપીઆની એક જમીનદારી ખરીદી હતી;[૨] ઇ. સ. ૧૭૬૦ માં થોડા રોજ કલકત્તાના ગવર્નર તરીકે મોજ ભોગવી વિલાયતના કર્ત્તાહર્ત્તા સાથે કજીઓ થવાથી તરતજ તેને રાજીનામું આપવાની જરૂર પડી; છેવટે ૧૭૯૮માં તે વિલાયતમાં મરણ પામ્યો,[૩] જે માણસ મીરજાફરની કૃપાથી આશા કરતાં પણ વધુ લાભ મળ્યા છતાં તેની વિરુદ્ધ લખતાં પણ અચકાયો નહોતો, તે માણસ કેદમાં પકડાઇ પાયમાલ થતાં વેર વાળવા માટે કાળી કોટડીના બનાવ વિષે કલ્પિત વાત ન લખે તેની શી સાબીતિ ? હોલવેલે સત્યપ્રિયતાનું જે ઉદાહરણ આપ્યું છે તેથી તેના પર આવો આરોપ મૂકવો એ અન્યાય છે ?[૪]

---

1. Evidence of Becher before the Committee of the House of Commons. 1772.

2. Long's Selection's Vol. I. 205.

3. Long's Selection's, XIV.

૪. આ બધાં સ્વતંત્ર અનુમાનોથી ગુસ્સે થઇ કલકત્તાના " ઇંગ્લિશમેન " ના સંપાદકે આ પુસ્તકની કઠોર સમાલોચના કરી છે. થોડા રોજ પહેલાં એ સંપાદકે જોરાથી લખ્યું છે કે હોલવેલનાં વર્ણનપર આધાર રાખવો એ યોગ્ય નથી, એ આધુનિક ઐતિહાસિક આન્દોલનને લીધે સાબીત થયું છે.

સિરાજનું નસીબ ખરાબ હતું ! ઘસેટિ બેગમ સિરાજની મા સાથે માનપૂર્વક અંતઃપુરમાં આવી હતી, પ્લાસીનાં યુદ્ધ બાદ મીરજાફરની આજ્ઞાથી ઢાકામાં કેદ થઇ, છતાં ઇતિહાસમાં તેની યોગ્ય સમાલોચના ન થવાથી કલ્પનાકુશળ બંગાળી કવિ કાંઇપણ સંકોચ વગર સિરાજના તંબુમાં ઘસેટિ બેગમના પ્રેતાત્માને બોલાવી, તેના મુખે સિરાજદ્દોલાને સંભળાવે છે કેઃ—

' સિરાજ, હું તારી માસી છું; તેં મારૂં ધન લૂટી લીધું. તેં મને દેશપર કરી અને આ દુઃખિની વિધવાને ભૂખે મારી નાખી; હવે વિચાર કર, તું તારૂં ધન કેવી રીતે રાખી શકશે ? ''[5]

આ વચનોનો પાયો કયાં ?[6] છતાં આ બધી વાતો રંગભૂમિપર ભજવાઇ કેટલાએ વન્સમોર પામી બધાનું મન આકર્ષણ કરે છે, સિરાજનું ચરિત્ર કેટલું બીષણમાં બીષણ કરી મૂકે છે !

---

૫. પ્લાસીનું યુદ્ધ— સર્ગ ત્રીજો. સ્વપ્ન બીજું.

૬ લોર્ડ મેકલોના ગદ્ય નિબંધોની છાયા લઇ આ વિચિત્ર સ્વપ્નો વર્ણવામાં આવ્યાં નહિ હોય ? કલ્પનાનિપુણ મેકોલે લખી ગયો છે—
Appalled by the grat ness and meanness of the crisis, distrusting his captains, dreading every one who approached him, dreading to be left alone. he sat gloomily in his tent, hunted, a Greek poet would have said, by the furies of those who had cursed him with their last breath in the Black-Hole—Macaulay's Lord Clive.



## પ્રકરણ ૧૭ મું

### અંગ્રેજોનું સત્યાનાશ.

અંગ્રેજ વેપારીઓનો ગર્વ ઉતારવો એજ સિરાજદ્દૌલાનો ઉદ્દેશ હતો. તે ઉદ્દેશ સિદ્ધ થતાંવેંત તે વધુ દિવસ કલકત્તામાં રહ્યો નહિ. જુલાઇની ૨ જી તારીખે સૈન્ય સાથે તે રાજધાનીમાં પાછો ફર્યો; મહારાજ માણિકચાંદ ત્રણ હજાર સિપાહીઓ સાથે કલકત્તામાં રહ્યા. કલકત્તામાં અંગ્રેજી રાજ્યનું ચિહ્ન પણ રહ્યું નહિ,–તેનું નામ પણ ફેરવાઇ ગયું.[1]

થાક ઉતારવા માટે હુગલિમાં વિશાળ તંબુ નખાયો હતો ! ત્યાં આવતાં ન આવતાં તો સત્કારના અવાજથી જળ સ્થળ કંપવા લાગ્યાં, તે વખતે બાદશાહ અથવા નવાબો જ્યાં જ્યાં છાવણી નાખતા ત્યાં ત્યાં ઘણી વસ્તીવાળું નગર બની જતું. ચારે તરફ યોગ્યતા પ્રમાણે દુર મંત્રીઓ અને કુટુંબીજનોના તંબુ ઠોકતા, તેનાથી દુર ફરતા સૈનિકોના હજારો તંબુઓ અને તેની પડખે અગણિત દુકાનો મંડાઈ જતી;–મધ્ય સ્થળે વિચિત્ર કારૂકાર્યખચિત સોનેરી તંબુ ગર્વથી માથું ઉંચું કરી રહેતો. તેમાં નવાબ કે બાદશાહ મોજથી રહેતા હતા; એ ચિત્ર સ્મશાનભૂમિને પણ સ્વર્ગસમાન

૧ નવાબના હુકમથી કલકત્તાનું નામ "અલિનગર" પડયું. અત્યારે અલિપુર તે નામનું ચિહ્ન જાળવી રહ્યું છે.

બનાવી મૂકતું; દ્વારે દ્વારે દરવાનો ભયંકર તરવાર લઇ મુંગામુંગા આંટા મારતા, સવાર સાંજ રાજાના બંદીજનોનું તાનલય સંયુક્ત મધુર સંગીત વાયુવડે દૂર દૂર સુધી ફેલાતુ, અંધકારથી છવાઇ ગયેલી રાતે પણ સળગતા દીવાઓના પ્રકાશથી ચારે દિશા પ્રકાશિત થઇ રહેતી.

હુગલીમાં સિરાજદ્દૌલાએ દરબાર ભર્યો. તે દરબારમાં વલંદા અને ફ્રેંચો નજરાણા સાથે તાબેદારી દર્શાવવા હાજર થયા ! વલંદાઓએ સાડાચાર લાખ અને ફ્રેંચોએ ૩ા લાખ રૂપીઆ નજરાણું કર્યું. ત્યારબાદ અંગ્રેજોની વાત નીકળી. તેઓને દેશ બહાર કાઢી મૂકવાનો મારો અભિપ્રાય નથી, એમ કહ્યા બાદ તેણે વોટસ તથા કલેટ સાહેબને છોડી મૂકયા, અને હોલવેલના સમાચાર પૂછયા. સેનાપતિ મીરમદને અગાઉથી નવાબને પૂછ્યા સિવાય તેઓને બંદીવેશમાં મુર્શિદાબાદ મોકલ્યા હતા. એથી તરતમાં તો તેના સંબંધમાં રાજાજ્ઞા થઇ શકી નહિ.[1] જેઓ પુલ્ટામાં ન નાસી જતાં આમ તેમ સુપાઇ રહ્યા હતા, તેઓ જો કેવળ વેપાર કરવા માટેજ કલકતામાં રહેવા માગે તો તેઓ અનાયાસે કલકત્તામાં પ્રવેશ કરી શકશે;—એવી સાધારણ આજ્ઞા જાહેર કરી સિરાજદ્દૌલા હુગલીથી રા-

1. The Nawab, on his return to Hughley, made inquiry for us when he released Messers Watts and Colett &c. with the intention to release us also; he had expressed some resentment for having so hastily sent us up to Moorshidabad. This proved a very pleasing piece of intelligence to us—Holwell's letter to William David Esq. 28 February, 1757.

જધાનીમાં ગયો.[1] નાસી છૂટેલા અંગ્રેજો કલકત્તા આવી પોતાના મિત્ર ઉમિચાંદના ઉપકારથી મરજી મુજબ ખાધાખોરાકી મેળવી શક્યા.

સિરાજદ્દોલા યોગ્ય દબદબાથી ૧૧ મી જુલાઇને રોજ રાજધાનીમાં પાછો ફર્યો. વિજયના આનંદ કોલાહલથી, નાગરિકોનાં ઉચ્છૃખલ નૃત્યગીતોથી, માંગળિક વાદ્યોના મધુર અવાજોથી, વારંવાર થતી તોપોની ગર્જનાથી અને નવાબસેનાનાં ગર્વિષ્ઠ આસ્ફાલનથી મુર્શિદાબાદ કંપવા લાગ્યું, એ આનંદકોલાહલમાં પોતાના પ્રધાનો સાથે બંગ, બિહાર, ઓરિસ્સાનો અદ્વિતિય અધીશ્વર સિરાજદ્દોલા નગરમાં પ્રવેશ કરવા લાગ્યો, તેજ સમયે અચાનક તેની નજરે હોલવેલનું કેદખાનું પડયું. એકાએક વાદ્યો બંધ પડયાં, પાલખી પરથી નીચે ઉતરી સિરાજદ્દોલા જાતે પગે ચાલતો કારાગૃહમાં આવ્યો, પડખે ઉભેલા ચોપદારની મદદથી તરતજ હોલવેલ અને તેના સોબતીઓની બેડીઓ તોડી નાખી અને તેઓને ગમે ત્યાં જવા દેવાનો હુકમ કરી તે પાછો પાલખી પર ચઢયો.[2]

---

1. Two or three days before his departure, he published leave to such as had escaped the dungeon to return to their houses in the town, where they were supplied with provisions by Omichand, whose intercession had probably procured their return—Orme, Vol II. 80.

2. He ordered a Suttaburder and Chopder immediately to see our irons cut off, and to conduct us whereever we choose to go; and to

અંગ્રેજો માટે કલકત્તા પાછું આવવાનો પ્રતિબંધ ન રહ્યો. ગયેલી વાત ભૂલી જઈ અનેક અંગ્રેજો પાછા ધીરે ધીરે કલકત્તામાં આવવા લાગ્યા. પરંતુ સ્વભાવના દોષથી થોડા દિવસોમાં " જોનબુલ " નું સત્યાનાશ વળ્યું! એક દારૂડીયા સર્જન સાહેબે એક દિવસ એક નિર્દોષ મુસલમાનને મારી નાખ્યો. તેથી મુસલમાન દરબારમાં ભારે ગડબડ મચી. રાજા માણિકચાંદના હુકમથી એકના અપરાધથી અંગ્રેજ માત્રને કલકત્તામાંથી નીકળી જવું પડયું.[1] અંગ્રેજોનું નસીબ ફૂટયું. તેઓને માટે કલકત્તામાં સ્થાન ન રહ્યું. કેવળ હેસ્ટિંગ્સ વગેરે કોઠીવાળા કાસિમબજારમાં બેસી રહ્યા; તે સિવાય બીજા બધા અંગ્રેજો પુલ્ટામાં એકત્ર થવા લાગ્યા.

આટલા દિવસ પછી અંગ્રેજોનો પ્રબળ પ્રતાપ એકી સાથે ચૂર્ણ થઇ ગયો. કાસિમબજાર ગયું, કલકત્તા ગયું; કલકત્તાના અંગ્રેજી કિલ્લા પર રાજા માણિકચાંદની વિજયપતાકા ફરકવા લાગી. અંગ્રેજો બીજો કશો ઉપાય ન હોવાથી ગાડરિઆ પ્રવાહની માફક પુલ્ટામાં આવી ઉભરાવા લાગ્યા.

બધું પુરૂં થયુ! તો પણ આ બધી શોચનીય વાતો મદ્રાસમાં પહોંચી શકી નહિ! તેઓને ૧૫ મી જુલાઇને રોજ કાસિમબજારના ઘેરાની બાતમી મળી. પરંતુ તે સમાચાર કંઈ ભયંકર નહોતા. બંગાળામાંથી તો તેવી બાતમી વખતો વખત આવતી હતી. અને તેવી વાતો સાથેજ સંભળાતું કે " બધી ગડબડ બંધ પડી

---

take care that we received no trouble nor insult.—Holwell's letter to William David Esq. 28 February 1757. બંદોપાધ્યાયના ઇતિહાસમાં આ અંશનો ઉલ્લેખ કે સમાલોચના નથી.

1 Orme, Vol. II. 80.

ગયું છે; યોગ્ય લાંચ આપી શાંતિ કરી છે. " [1] તેથી કાસિમ બજારના સમાચાર મળતાંજ મદ્રાસ સરકારે કેવળ કલકત્તાનું લશ્કરી બળ વધારવા માટે મેજર કિલપેટ્રિક ની સરદારી નીચે ૨૪૦ માણસોની ગોરા પલ્ટન મોકલી. અને બીજા સમાચાર આવવાની વાટ જોતાં નિશ્ચિંત મને દિવસો વિતાડવા લાગી.

૫ મી ઓગસ્ટે નાસી છૂટેલા મેનિંગ્હામ સાહેબ મદ્રાસ આવી પહોંચ્યા. તેને મોઢે મદ્રાસ સરકારે બધી વાત એકી સાથે સાંભળી! એ સમાચાર સાંભળતાંજ તેમના માથે વજ્રાઘાત થયો! બધા ડઘાઈ ગયા. બધા એકી સાથે બોલવા લાગ્યા કે " હાય! હાય! શું થયું? આટલા દિવસથી રાખેલી આશા ઘડીકમાં ઉડી ગઈ! " [2]

શોકનો પહેલો આઘાત શાંત થયો. ત્યારે મસલત શરૂ થઈ. કોઈ કોઈ જ્વાળામુખીની પેઠે પ્રબળ વિક્રમે ગર્જના કરવા લાગ્યા. કોઈ વેર વાળવાની પ્રતિજ્ઞા લેવાનું કહેવા લાગ્યા; પરંતુ તે વખતે અંગ્રેજો એટલાતો નિર્બળ હતા કે ફ્રેંચોની બીકથી એમાંનું કશું ન કરી શક્યા. કંઈપણ નક્કી ન થયું.

આ તરફ મેજર સાહેબ ભાગીરથીનાં મુખમાં પેસી પુલ્ટા આવી

1. Thornton's History of the British Empire, Vol. I. 197.

2. On the 5th of August news arrived of the fall of Calcutta, which scarcely created more horror and resentment than consternation and perplexity. Orme, Vol. II.

નાસેલુ અંગ્રેજોને મળ્યા! તે ૨૪૦ ગોરા સૈન્ય સાથે શું કરે? બધ. યથાશક્તિ આશાપર આધાર રાખી ઉત્સાહપૂર્વક પુલ્ટામાં વહાણે લંગર કરી રહ્યા: નાસેલુ અંગ્રેજો ત્યાંસુધી જીવતા હતા, પરંતુ જીવતા છતાં મુઆ જેવી સ્થિતિમાં હતા! ઘણા ખરા રોગી હતા: જેઓ તંદુરસ્ત હતા તેઓ પણ ભગ્ન હૃદયે, મલિન, મુખે તલસતી આંખોએ અકુલ સાગરનાં ઊછળતાં મોજાં તરફ જોતાજોતા કયારે મદ્રાસથી સૈન્ય આવશે એજ ચિંતામાં ને ચિંતામાં દુબળા બની ગયા હતા.

આવી દુર્દશામાં પણ દુર્મતિએ આવી અંગ્રેજોની દશા એવડી ખરાબ કરી નાંખી! તેઓની આવી દશા કેમ થઇ; તે પ્રશ્નના જવાબમાં ભારે મતભેદ થયો. નવીનતાના પક્ષપાતી અંગ્રેજ યુવકો અંગ્રેજ કાઉન્સીલ પર બધા દોષો નાખવા લાગ્યા, જેઓ કાઉન્સીલના સભાસદ હતા, તેઓ એક બીજા એકબીજાને અપરાધી ઠરાવવા લાગ્યા. આ સંબંધમાં અંગ્રેજોમાં ભારે ચર્ચા ચાલવા લાગી; વાત વાતમાં મિત્રતા તુટવા લાગી; બધા પ્રકારની અનુકુળતા દૂર થવા લાગી; છેવટે ઘણા ખરા કહેવા લાગ્યા કે "જેઓએ લાંચના લોભથી કૃષ્ણવલ્લભને કલકત્તામાં આશ્રય આપ્યો અને જેઓ ગમે તેને વિના જકાતે વેપાર કરવા માટે કંપનીની મહોરવાળો પરવાનો વેચી પૈસા પેદા કરતા હતા તેઓજ આ અનર્થનું મૂળ છે!"[1] પાછળના ઇતિહાસ લેખકો ઘણા તર્કો કર્યા બાદ લખી ગયા છે કે એ બધી વાત જૂઠી છે! અત્યારે એ બધી બાબતોનો નિર્ણય કરવો મુસ્કેલ છે. જેઓ આ બાબતમાં સાક્ષી આપી શકે તેમ છે; તેઓ કહી ગયા છે કે અંગ્રેજ કાઉન્સીલ સભાસદોના વ્યવહારથીજ નવાબ સિરાજદૌલા

1. Orme, Vol. II. 82–83

આટલા બધો ગુસ્સો થયો હતો. આપણે તેઓની હકીકત ખરી ગણવી કે પાછળથી થએલા ઇતિહાસકર્ત્તાઓની વાત સાચી માનવી? ઇતિહાસ લેખક ઑર્મ કહે છે કેઃ—"યુવકોની ફરિયાદ પર કાન દેવાની જરૂર નથી. વૃદ્ધોને પદભ્રષ્ટ કરવા માટેજ જુવાનિઆઓએ આ ફરિયાદ બનાવી કાઢી હોય એ સંભવિત છે!" [૧]

ફુલ્ટામાં નાસી જવાથી કોઇપણ રીતે જીવતા બચ્યા, પણ તેઓની દુર્દશાનો પાર ન રહ્યો. એક તો ઉનાળાનો વખત, તેમાં-પણ આશ્રય લેવાનું સ્થાનપણ નહિ; એક તો જાત રોગી, તેમાંવળી રહેવાનું સ્થાનપણ રોગથી ભરપૂર; એક તો સખત મજુરી કરવાની, તેમાં વળી ખાવાનુંજ ન મળે! વહાણપરનું ખાવાનું ખૂટયું; ખજાનામાં પૈસા ખૂટયા; આજુબાજુ બજારપણ નહિ; ઇચ્છા હોય છતાં માણિક-ચાંદની બીકથી દુકાનદારો અંગ્રેજોનાં વહાણો સુધી આવી શકતા નહિ! તોપણ આ દુર્દશાનો પ્રતિકાર થોડો ઘણો પણ ન થયો હોત, તો બધાનાં હાડપિંજર ભાગીરથીનાં પાણીમાં તણાત! માણિક-ચાંદની બીકથી બીજા બધા તો ચુપ બની ગયા હતા; કેવળ ફ્રેંચ, વલંદા અને અંગ્રેજોની પડતીમાં તેમના સહાય મિત્ર બની રહેલા કાળા "નેટિવ" (બંગાળી) વેપારીઓ છુપી રીતે જે કંઇ મોકલતા, તેથી તેઓ મહાકષ્ટે દિવસો ગુજારતા હતા! [૨]

---

1. Orme, Vol. II. 8.

2. The reamains of our unforunate oolony were now lying on board a few defenceless ships at Fulta, the most unwholesome sport in the country, about twenty miles below Calcutta,

ચતુર માણસને એક વખત જરાપણુ ઉભા રહેવાનું સ્થાન મળે તો બસ છે. ત્યાર પછી તે યુક્તિથી ધીમે ધીમે બેસવાનું સ્થાન કરી લે છે. અંગ્રેજોનું પણ એમજ થયું. જો સિરાજદૌલાએ પુલ્ટાપર હલ્લો કર્યો હોત તો કદાચ બધા ચોરની માફક નાસી શકત નહિ. પરંતુ સિરાજદૌલાએ અંગ્રેજોને હાંકી કાઢવાની કશી પેરવી ન કરતાં તેને શિક્ષા કર્યાબાદ શાંતિ પકડી. તેથીજ અંગ્રેજોને પુલ્ટામાં વિસામો લેવાનો સમય મળ્યો. પરંતુ અંગ્રેજો એ વાતનો સ્વીકાર કરવા તૈયાર નથી. તેઓ કહેવા માગે છે કે અંગ્રેજોને હાંકી કાઢવા એજ સિરાજદૌલાનો ઉદ્દેશ હતો; ફક્ત નાહિંમત હોવાથીજ તે અંગ્રેજોની પાછળ પડી શક્યો નહિ [1] આ આ વાત તદ્દન જૂઠી છે. સિરાજદૌલાના મનમાં અંગ્રેજોને હાંકી કાઢવાનું આવ્યું હોય, તો ક્ષણ પણ ન ગુમાવત અને હોસ્ટિંગ્સ તથા ડોક્ટર ફોર્થ વગેરે અંગ્રેજ કોઠીવાળા સ્વચ્છંદ ચિત્તે, અક્ષત શરીરે કાસિમબજારમાં રહી શકત નહિ.

---

and destitute of the common necessaries of life; but, by the assistance of the French, and the Dutch, to whose humanity they were much indebted on this occasion, and partly by the assistance of the natives (e.c.) who both from interest and attachment, privately supplied them with all kind of provisions, they supported the horror of their situation till August." Ive's Journal.

1. Orme, Vol. II. 79.

અંગ્રેજો સો વર્ષથી વેપાર કરતા આવ્યા હતા; અંગ્રેજોએ જંગલ કાપી કલકત્તામાં વિચિત્ર ઇંદ્રપુરી બનાવી હતી; અંગ્રેજોએ મરાઠાખાઇ ખોદી સેંકડો માણસોની દોલત તથા જીવનું રક્ષણ કર્યું હતું; તેથી કુટુંબ ભાવે કે ચિરકૃતજ્ઞ સ્વભાવસુલભ પરોપકારવૃત્તિને લીધે આ દેશના અનેક આબરૂદાર લોકોએ અંગ્રેજોનું દુઃખ મટાડવા પ્રયત્ન કર્યો હતો. [1] બીજાની વાત તો દુર હતી પણ ઉમિચાંદ અંગ્રેજોના હાથે ઘરબાર વગરનો બન્યો હતો, તે પણ અંગ્રેજોનું દુઃખ જોઇ નવાબને વારંવાર વિનંતિ કરવા લાગ્યો ! હેસ્ટિંગ્સ અને ફોર્થ સાહેબ કાસિમબજારમાં બેઠા બેઠા નવાબના મંત્રિઓ સાથે મસલત કરવા લાગ્યા; જે આરમીનિઅન વેપારીઓ વેપાર સબબ સમુદ્રમાર્ગે મુસાફરી કરતા હતા, તેઓપણ અંગ્રેજોને રાજધાનીના છૂપા સમાચારો આપવા લાગ્યા. આ બધાના પ્રયત્નોથી વખત જતાં અંગ્રેજોની દુર્દશા પૂર્ણ થઇ સારી દશા આવવાનાં ચિન્હો જણાવા લાગ્યાં.[2] દેશના માણસો સમજી ગયા કે આજ નહિ તો કાલે પણ અંગ્રેજોને વેપાર કરવાની સનંદ નવાબ તરફથી

1. Some of the provisions were supplied by Nobokissen at the risk of his life,--the Nabab prohibited under penalty of death any one supplying the English. This led to Warren Hastings taking Nodbokissen as his Munsi, and the subsequent elevation of his family.—Revd. Long.

2 Long's Selections from the Records of the Government of India.

મળવાનીજ, માટે તેઓ અંગ્રેજો સાથે દિવસે દિવસે સારો ભાવ રાખતા ગયા.

મેજરસાહેબે પુલ્ટામાં આવ્યા બાદ આ બધાં શુભ ચિન્હો નિહાળ્યાં. તેને આશા આવી, સાહસ કરવાનું મન થયું. પ્રસંગ આવ્યે માણિકચાંદને હાથમાં લેવાની યુક્તિ રચાઈ; અને નવાબની શુભ દૃષ્ટિ ખેંચવાને માટે વિનયપૂર્વક અરજો થવા લાગી! રાજા માણિકચાંદ ઇતિહાસમાં ચતુરચુડામણિ તરીકે પ્રસિદ્ધ છે. નવાબ દરબારનો પ્રવાહ કયારે કંઈ દિશાએ વહે છે. તે તરફ તે હંમેશા તીક્ષ્ણ નજરે જોતો. તેણે જ્યારે જાણ્યું કે એ સ્ત્રોત વળી ધીમે ધીમે અંગ્રેજોની તરફેણમાં વહેવા લાગ્યો છે, ત્યારે તેપણ અંગ્રેજો-સાથે મિત્રતા સ્થાપવાને અસંમત ન થયો, અંગ્રેજો નવાબપાસે અરજી મોકલવા તૈયાર થયા. એ અરજીમાં કાળીકોટડીના બનાવ વિષે કશો આર્ત્તનાદ કરવામાં આવ્યો નથી, પણ જેથી પોતાનો વેપાર ફરીથી જામે એ માટે વિનયપૂર્વક પ્રાર્થના કરવામાં આવી હતી. વળી જ્યાંસુધી સનંદ ન મળે ત્યાંસુધી અન્નવિના ન મુંઝાવું પડે તે માટે ખાસ પ્રાર્થના કરવામાં આવી હતી. વલંદાઓના ગર્વનર વિઝડમ સાહેબ મારફત આ અરજી નવાબના દરબારમાં મોકલવાની પેરવી થઈ.

આશા પ્રફુલ્લિત થવાથી અંગ્રેજ કોઠીવાળાઓ વહાણપર મંત્રિસભાની બેઠક બોલાવવા લાગ્યા. એ બેઠકમાં ઓનરેબલ રોજર-ડ્રેક સાહેબ બહાદુર સભાપતિ અને વોટસ, હોલવેલ અને મેજર કિલપેટ્રિક સભાસદ તરીકે બેઠા.[1]

---

૧ આ બેઠકની બધી હકીકત Long's Selections from the Record of the Government of India નામનાં પુસ્તકમાં વિસ્તારપૂર્વક વર્ણવેલી છે.

૨૨ મી ઓગસ્ટની બેઠકમાં પ્રમુખ સાહેબે બધાને એવું કહીને આશ્વાસન આપ્યું કે," હવે બીશો નહિ; મદ્રાસથી ગોરાપલ્ટન જલદી આવી પહોંચશે, પરંતુ તેજ દિવસે સમાચાર આવ્યા કે વકીલ અંગ્રેજોની અરજી નવાબને પહોંચાડવાની આનાકાની કરે છે. તેથી પત્ર કેવી રીતે નવાબ પાસે મોકલવો તેની મસલત ચાલી. દૈવયોગે તેજ દિવસે કલકત્તા તરફથી ખોજા પિત્રુ અને ઈબ્રાહિમ જેકબ નામના બે આરમીનિઅન વેપારીઓ પુલ્ટા આવ્યા હતા. તેઓ અંગ્રેજોના હિતેચ્છુ ઉમિચાંદપાસેથી એક છુપો પત્ર લાવ્યા હતા. બધાની સમક્ષ એ પત્ર વંચાયો. હાય ! ઉમિચાંદ; એ પત્રમાં તેણે લખ્યું હતું કે, "હમેશની મ૧ક અત્યારે પણ હું તમારૂં ભલું કરવાને મંડયો રહ્યો છું હવે અંગ્રેજો રાજા રાજવલ્લભ, રાજા માણિકચાંદ, જગત શેઠ, ખોજા વાજીદ વગેરે સાથે છુપીરીતે ચિઠીપત્ર લખી સંદેશા ચલાવવા માગતા હશે, તો હું તે યોગ્યસ્થાને પહોંચાડી જવાબ આણી આપીશ.' [1] ઇતિહાસ લખતીવેળા અંગ્રેજો અને હોલવેલ સાહેબે જેને પૈસાલોભી નરપિશાચ તરીકે દુનિયા સમક્ષ ઓળખાવવા ખૂબ પ્રયત્ન કર્યો છે, તેજ માણસનો એટલો બધો અવિશ્વાસ તેઓ વિપત્તિને સમયે પણ કરતા નહિ ! ઇતિહાસમાં આ પ્રસંગની યોગ્ય સમાલોચના થઇ નથી તેથીજ બંગાળી કવિ લખી ગયો છે કે–"ભયંકર સર્પની માફક પાપી ઉમિચાંદ ફેણ પછાડી રહ્યો છે."[2]

1. Consultation on board the Schooner, Fulta August 27, 1756.

૨ પ્લાસીનું યુદ્ધ (કાવ્ય'.

ઉમિચાંદની મદદથી રાજા માણિકચાંદ સહજમાં વશ થયો. અત્યાર સુધી જે માણિકચાંદ અંગ્રેજોને પીડવા માટે અપાર ઉત્સાહ બતાવતો હતો, તેજ માણિકચાંદ મંત્રરૂપી ઔષધના ગુણથી એકાએક શિથિલ થઇ ગયો. ૫ મી સપ્ટેમ્બરની બેઠકમાં માણિકચાંદે જાતે લખેલો પત્ર સર્વ સમક્ષ વાંચવામાં આવ્યો. તે પત્રથી અંગ્રેજોને સાહસ આવ્યું. રાજા માણિકચાંદ અંગ્રેજોને યથાશક્તિ મદદ આપવાને તત્પર છે, તેની ખાત્રી મળતાં વાર ન લાગી:–પુલ્ટામાં બજાર ભરાવા લાગ્યું, અંગ્રેજોનું અન્નકષ્ટ દૂર થયું.[1]

રાજા માણિકચાંદ આટલી બધી સહેલાઇથી કેમ વશ થયો ઇતિહાસમાં તે રહસ્યની ચર્ચા થઈ નથી. માણિકચાંદ પવન જોઈ સઢ ચઢાવવામાં ઘણો હોશિયાર હતો. સિરાજ જ્યાર કલકત્તાપર ચઢ્યો, જગતશેઠ અને ખોજા વાજિદના વાર્યા છતાં પાછો ન વળ્યો, ત્યારે માણિકચાંદ નવાબને વ્હાલો થવા માટે અંગ્રેજોને હરાવવા અસીમ બહાદુરી બતાવતાં પાછો હઠ્યો નહોતો. કલકત્તાનું નામ પણ

1 The same day there came another letter to the Major by Coja Petross and Abraham Jacobs from Raja Manikchand of the 2nd inst. at Allinagore (Calcutta) with many compliments and the strongest assurance of his assistance. He sent at the same time a boat with a dustick with orders for the opening a bazar and for the supplying us with provisions of all kinds—Consultations, 5 September, 1756.

લોપાઈ ગયું, કલકત્તાની સુવાસમાન ધોળી ઇંદ્રપુરીઓમાંથી અંગ્રેજો નાઠા. માણિકચાંદ સમજી ગયો કે હવે લડાઇ કર્યા સિવાય અંગ્રેજોથી કલકત્તામાં અવાય તેમ નથી. છતાં તે જાણતો હતો કે વિપત્તિમાં આવી પડતાં બ્રિટિશસિંહને થોડા રોજ નાસી જવાની જરૂર પડી છતાં વખત મળતાં તે જરૂર કલકત્તાપર તૂટી પડશે. ત્યારે મારોજ નાશ થશે. તે માટેજ તેણે એક નવો કિલ્લો બંધાવી ત્યાં પોતાનું બધું ધન તથા કુટુંબ સહીસલામત રાખ્યું હતું. આ દરમિઆન પવન પણ ફર્યો! સિરાજદ્દૌલા શાંત થયો; અંગ્રેજો પાછા આવવાનાં ચિન્હો જણાવા લાગ્યાં; એથી તેઓનું રૂદન જોઇ આનંદ પામવાનું માણિકચાંદને ઠીક ન લાગ્યું; ઉમિચાંદની માગણીથી માણિકચાંદ અંગ્રેજો સાથે મિત્રતાનો સંબંધ બાંધવા તૈયાર થયો, તે બાબતનો પત્ર પણ લખી નંખાયો.[1]

નવાબના દરબારમાં અંગ્રેજોના કાલાવાલાનું સારૂં પરિણામ આવવાની આશા બંધાઇ. એ વખતે મુર્શિદાબાદથી એકાએક સમાચાર આવ્યા કે "મુર્શિદાબાદમાં ભારે ગરબડ મચી છે! બાદશાહે પૂર્ણિયાના નવાબને બંગાળા, બિહારને ઓરિસ્સાના નવાબની સનંદ આપી છે. તે મુજબ લડાઇની તૈયારીઓ થઇ રહી છે; તે-નવીન નવાબ-

1. Omichand and Manikchand were at this time in friendly correspondence with the English; they negotiated at this time between the Nawab and the English understanding how to run with the here and ho und keep with the hound Revd. Long.

લડાઇમાં ઉતરશે કે તરત ઘણા ખરા તેના પક્ષમાં જશે. અત્યારનો સિરાજદૌલા તે વખતનો સિરાજદૌલા નથી. તેનો ગર્વ ગળી ગયો છે. તેનું સિંહાસન જાગીં જાગીં થઇ રહ્યું છે.[1]

આ સમાચાર મળતાંજ અંગ્રેજોનો પહેલાંનો સંકલ્પ બદલાઇ ગયો. તેઓ કહેવા લાગ્યા—હવે શા માટે ? વખતસર કામ કરવા મંડો. અંગ્રેજ મંત્રી સભાએ તેમજ કર્યું. તેઓ શૌકતજંગ સાથે મિત્રતા બાંધવા માટે, સિરાજદૌલાનો નાશ કરવા તેને ઉશ્કેરવા માટે નજરાણું મોકલી પત્ર લખવાનો સંકલ્પ કરી બેઠા.[2]

સિરાજદૌલા આમાંનું કશું જાણી શક્યો નહિ; તેની આગળ તો પહેલાંની માફક કાલાવાલા ચાલવા લાગ્યા. તે જો જરાપણ જાણી શક્યો હોત કે અંગ્રેજો મારી વિરુદ્ધ વર્ત્તે છે, તો કદાચ પુલટાના અંદરમાંજ અંગ્રેજોની કબરો થવામાં વિલંબ ન થાત.

આ તરફ મદ્રાસના અંગ્રેજો બે માસે પણ પોતાનો વિચાર

1. Mr. Warren Hastings writes from Cassim bazar that great preparations were there making for a war with Shocut—Jung, the Nawab of Pyrnea, who has had the Nabobship of Bengal, Behar and Orissa conferred upon him by the king of Dily.—Consultations 5 September 1756.

2. The Board agreed to send a letter in Persian to the Pyrnea Nabob with presents, hoping he might defeat Sirajed Dowla—Consultations, 15 September, 1756.

પૂર્ણ કરી શક્યા નહિ. અંગ્રેજોની ફોજ થોડી હતી, ફ્રેંચો કદાચ તરતમાંજ હિંદપર હલ્લો લાવે; આવે સમયે મદ્રાસથી પલ્ટન મોકલવી યોગ્ય છે કે નહિ, તે બાબત વાદવિવાદ ચાલવા લાગ્યો. આ બધાં કારણોથી ઘણો વખત વીતી ગયો; છેવટે નક્કી થયું કે બીજા પ્રદેશના ભાગ્યમાં જે હોય તે થાઓ પણ કલકત્તા તો લેવુંજ. એ સમયે વિખ્યાત ઇતિહાસ લેખક ઑર્મ સાહેબ મદ્રાસના કૌંસિલના મેમ્બર હતા, તે આ બધા તર્કયુદ્ધનો ઇતિહાસ લખી ગયા છે.[1] કલકત્તાને પાછું લેવાનું નક્કી થયું ખરૂં, પણ સેનાપતિ કોને નીમવો તે સહેલાઇથી નક્કી થઇ શક્યું નહિ.

પિગટ સાહેબ મદ્રાસના ગવર્નર હતા. પદવીમાં તેઓ સર્વ કરતાં શ્રેષ્ઠ હતા, પણ યુદ્ધકળાનું તેને જરાપણ ભાન નહોતું. સેનાનાયકોમાં કર્નલ ઓલ્ડરક્રોન ઉંચી પદવીનો હતો; પરંતુ બંગાળા દેશના કજીઆ સંબંધમાં તે કશું જાણતો નહોતો. કર્નલ લોરેન્સમાં યોગ્યતા હતી, જ્ઞાન પણ હતું, બધી બાબતે તે યોગ્ય હતો! પરંતુ તે દમના વ્યાધિથી પિડાતો હતો. બંગાળાની હવા તેનાથી સહન થઇ શકે તેમ નહોતી. આ રીતે જ્યારે એકપછી એક બધા સેનાપતિ નાસીપાસ થયા ત્યારે કર્નલ કલાઇવપર બધી જવાબદારી આવી પડી. જેઓ કલાઇવના પક્ષપાતી હતા તેઓ કહેવા લાગ્યા કે અંગ્રેજોના ભાગ્યમાં આ મણિકાંચન જેવો યોગ થયો છે.

કર્નલ કલાઇવનું નામ હિંદમાં પ્રખ્યાત છે. કલકત્તાના ગવર્નમેન્ટ હાઉસમાં તેનું ગર્વથી ઉન્નત વીર પ્રકૃતિનું મોટું ચિત્રપટ વિરાજી રહ્યું

1. Orme Vol II. 84–88.

છે.[1] તે ચિત્રના દરેક અવયવમાંથી આજે પણ જાણે દૃઢ પ્રતિજ્ઞા બતાવનારૂં તીવ્ર તેજ ફેલાયા કરે છે. કેટલાએ લેખકો તેની બહાદુરીની વાતો લખી ઇતિહાસમાં ચિરંજીવ બની ગયા છે. તેઓ કહે છે કે "કર્નલ કલાઇવ-જન્મથીજ સૈનિક હતો,-આટલું સાહસ, આટલો બધો વીરતાનો ગર્વ, આટલું બધું પ્રત્યુત્પન્નમતિપણું એકીસાથે કોઇના જીવનમાં વિકાસ પામ્યું હશે કે નહિ એ શક પડતી વાત છે."

મદ્રાસ સરકારે નક્કી કર્યું કે સેનાપતિ કલાઇવ કલકત્તાની કાઉન્સિલના તાબામાં રહેશે નહિ; તે સ્વતંત્ર રીતે બધું કાર્ય પાર પાડી પાછો મદ્રાસ ચાલ્યો આવશે. ઇંગ્લાંડના રાજાના નૌકાધિપતિ એડમિરલ વોટસનને પણ તેની સાથે મોકલવાનું નક્કી થયું[2].

ભારતનું ભાગ્ય નક્કી કરનાર મહાવીર કલાઇવ અને વોટસન પાંચ લડાયક વહાણો લઇ ૫ મી અક્ટોબરે મદ્રાસ છોડી નીકળ્યા. કંપની બહાદુરનાં પાંચ વહાણો માલ લઇ સાથે ચાલ્યાં. ૯૦૦ ગોરા

1. Calcutta-Its highways and by-paths.

૨. અંગ્રેજોએ લખેલા બધા ઇતિહાસમાં એ બધી વાત લખી છે, કેવળ જે બંગાળીઓને લુચ્ચા, કપટી, જુગારી વગેરે સંબોધનો કરી રસમય ઇતિહાસ લખી અંગ્રેજોની સત્યપ્રિયતા જણાવવાની ચેષ્ટા કરી ગયેલ છે, તે પ્રસિદ્ધ મેકોલે પોતાની કલ્પનાને બળે લખી ગયો છે કે:—Within forty-eight hours after the arrival of the intelligence it was determined that an expedition should be sent to the Hooghley, and that Clive should be at the head of the land forces—Macaulay's Lord Clive.

સાથે ૧૫૦૦ કાળા સિપાહીઓ ગર્વપૂર્વક બંગાળાના ઉપસાગરને કંપાવતા કંપાવતા બ્રિટિશ વાજાં વગાડતા વગાડતા વહાણપર ચઢ્યા. વહાણ કલકત્તા તરફ ચાલ્યાં;–વહાણો જ્યાંસુધી નજરે દેખાયાં ત્યાં સુધી અંગ્રેજ સ્ત્રીપુરૂષોએ કિનારે ઉભા ઉભા રૂમાલ ઉડાડયે રાખ્યા.

એક બંગાળી કવિ સુંદર સંસ્કૃત પદ્યમાં નવીન ભારતનો ઇતિહાસ રચી ગયો છે. તે કવિતાના રસનું માધુર્ય વધારવા માટે લખી ગયો છે કે–

" अनुकूलोऽभवन्नायुः प्रणाये क्लाईवस्य हि ![1]

પરંતુ વાયુ તો અનુકૂળ થઇ શકયો નહિ; વાયુના વેગથી વહાણો આમ તેમ વિખરાઈ પડયાં. એડમિરલ પોકક ૨૫૦ ગોરા સાથે કમ્બરલાંડ નામના મોટાં વહાણપર ચઢ્યો હતો; અને "માર્લબરો" નામના એક કંપનીનાં વહાણમાં ઘણોખરો દારૂગોળો ભર્યો હતો,– એ બંને વહાણો કોણ જાણે કયાં ગુમ થઇ ગયાં તેનો પત્તોજ ન મળ્યો ? બાકી રહેલાં વહાણો અનેક ભયમાંથી પસાર થઇ છેવટે બાલેશ્વર ( બાલાસોર ) બંદર પાસેથી ધીમે ધીમે કલકત્તા તરફ આગળ વધવા લાગ્યાં.



૧. " લઘુભારતમ્."



## પ્રકરણ સોળમું

### સિરાજ કે શોકતજંગ-કોને ચાહો છો ?



અંગ્રેજોનો એટલો બધો આડંબર હતો કે તેથી આ દેશના લોકોની ધારણા બંધાઇ હતી કે અંગ્રેજોને વશ કરવા એ મનુષ્યથી અસાધ્ય વાત છે. દક્ષિણ હિંદમાં બ્રિટિશ "એયોનેટર્થા" ફ્રેંચ સેના ઉપરાઉપરહાર પામી હતી; તે સમાચારથી અંગ્રેજોનો પ્રબળ પ્રતાપ ધામેધીમે વિકસતો જતો હતો એવ વખતે નવાબ સિરાજદ્દૌલા બાહુબળ વડે એ અજેય મહાશક્તિને એક ક્ષણમાં ચૂરેચૂરા કરી આડંબરપૂર્વક રાજધાનીમાં પેઠો. દેશમાં ભારે ધોંધાટ મચ્યો; જેઓ પોતાનું ઉદર પૂર્ણ કરવા માટે ગરીબોનાં મુખના કોળિઆ પાછા વાળતાં અચકાતા નહિ, તેઓ વિષાદથી ઢંકાઇ ગયા. રાજ્યમાંની ઉથલપાથલનો છેલ્લો આધાર શૌકતજંગપર હતો;-પરંતુ તેપણ હવે સિરાજની સાથે લડવા નીકળશે, તે સંભવિત નહોતું. માટે સિરાજદ્દૌલા લગાર નિશ્ચિંત ચિત્તે રાજકાર્યમાં મન પરોવવાની તૈયારી કરવા લાગ્યો.

પરંતુ સિરાજદ્દૌલાના નસીબમાં નિશ્ચિંત થવું લખાયું નહોતું. એક માસ પણ નિશ્ચિંતપણે વીત્યો નહિ. પૂર્ણિયાધિપતિ શૌકતજંગ

મુર્શિદાબાદપર ચઢી આવે છે એવી લોકવાર્તા આખા દેશમાં ફેલાઇ ગઇ. છુપા જાસુસો મારફત સિરાજદ્દૌલાએ જાણ્યું કે આ લોકવાર્ત્તા જૂઠી નથી. દિલ્હીના બાદશાહે લાંબા વખત થયાં ખંડણી ન મળવાથી પોતાના પ્રધાનોની સંમતિથી પોતાના શાહજાદાને બંગાળા, બિહાર ને ઓરિસ્સાનો સુબેદાર નીમ્યો હતો;–તે મુજબ શાહજાદો સૈન્ય સાથે પૂર્ણિયા તરફ ધસ્યે જતો હતો. શાહજાદો અને શૌકતજંગ એકી સાથે રાજધાની પર હલ્લો કરી સિરાજને સિંહાસન પરથી દૂર કરે એટલે શાહજાદાને નામે શૌકતજંગે રાજ્ય ચલાવવું એવો તેમનો ઉદ્દેશ હતો. સિરાજ મૂંગે મોઢે આ યુદ્ધના સમાચાર છુપાવી શકયો નહિ; તે પણ સિંહાસનના રક્ષણ માટે સૈન્ય એકત્ર કરવા લાગ્યો.

સિરાજદ્દૌલા જાણતો હતો કે મારાજ મંત્રીઓની ખટપટથી આ બધું બન્યું છે. જેઓ સિરાજદ્દૌલાને મારી શૌકતજંગને સિંહાસનપર બેસાડવાને તલસતા હતા તેઓ કેવા સ્વદેશાભિમાની છે, તે સિરાજથી અજાણ્યું નહોતું. તેથી તે હવે કોઇના પર વિશ્વાસ રાખી શકયો નહિ. શૌકતજંગ નઠારા આચરણવાળો જુવાનિઓ હતો; તેઓના મંત્રીઓ ખુશામતખોર હતા;–તેને હરાવવાનું કામ કઠણ નહોતું. પરંતુ જો શાહજાદો શૌકતજંગ સાથે મળે, તો એ સંમિલિત શત્રુઓને હરાવવાનું કામ મુશ્કેલ હતું. જો કે દિલ્હીનો પ્રબળ પ્રતાપ ગયો હતો, તો પણ બાદશાહના નામની ઐન્દ્રજાલિક મહાશક્તિ ગઇ નહોતી. સિરાજદ્દૌલા જાણતો હતો કે બાદશાહના નામની દોહાઇ દઇ બાદશાહનો પુત્ર રણક્ષેત્રમાં ઉભો રહેશે, તો આ દેશના બધા આબરૂદાર માણસો તેના પક્ષમાં જશે; કદાચ મારે લડાઇ કર્યા વગર

બંદીવાન બનવું પડશે. એથી તે જરાપણ વિલંબ ન કરતાં શાહજાદાનાં આગમન પહેલાં પૂર્ણિયાનો વિદ્રોહ દબાવી દેવા તૈયાર થયો.

શૌકતજંગ રાજદ્રોહી હતો, તોપણ તે કુટુંબી હતો. અલીવર્દીનો વંશધર હોવાથી તે પણ માણસોમાં પ્રખ્યાત હતો. એથી એકાએક લડાઇ જાહેર કરવાથી મંત્રીવર્ગ જુદા જુદા પ્રકારની યુક્તિઓ બતાવી સિરાજની મનોવાંછના પૂરી થવા દે તેમ નહોતું. તે માટે સિરાજે એક યુક્તિ કરી.

પૂર્ણિયા પ્રદેશમાં વીરનગરમાં એક ફોજદાર રહેતો. તે ફોજદારની જગો ખાલી પડી, સિરાજદ્દૌલાએ રાસબિહારી નામના એક વિશ્વાસુ માણસને ફોજદાર નીમી, શૌકતજંગપર પત્ર લખી મોકલ્યો. સિરાજે જે ઇચ્છ્યું, તેજ થયું. શૌકતજંગે પત્ર વાંચી લખી મોકલ્યું—"હું બાદશાહી સનંદવડે બંગાળા, બિહારને ઓરિસ્સાનો નવાબ બન્યો છું. તું મારો કુટુંબી છે! તને મારી નાખવાની મારી ઇચ્છા નથી. જો જીવ લઇ પૂર્વ બંગાળાના કોઇ નિર્જન ગામમાં જઇ રહેવા ઇચ્છતો હોય, તો હું તને અટકાવવા ઇચ્છતો નથી. એટલુંજ નહિ પણ હું ત્યાં તને અન્નવસ્ત્ર પૂરાં પાડવાને બંધાઉં છું. હવે વિલંબ ન કરતો. પત્ર વાંચી રાજધાની છોડી નાસી જજે. પરંતુ સાવધાન! તેજુરીમાંથી એક કોડી પણ ન લેતો. જેમ બને તેમ જલદી જવાબ લખજે. વખત નથી. ઘોડો તૈયાર છે. હું પણ પેંગડાપર પગ મૂકું છું. ફક્ત તારા જવાબનીજ રાહ જોઉં છું."[2]

સિરાજદ્દૌલાએ યોગ્ય સમયે એ ઉદ્ધતપત્ર નવાબ-દરબારમાં

1. Stewart's History of Bengal.
2. Stewart's History of Bengal.

મંત્રિઓ સમક્ષ રજુ કર્યો. તેને આશા હતી કે હવે કોઇપણ લડાઇ કરતાં રોકી શકે તેમ નથી, અને રાજદ્રોહી શૌકતજંગનો પક્ષ લઇ વાદવિવાદ કરવાનું સાહસ કરી શકે તેમ નથી. પરંતુ વાત જાહેર થતાંજ તર્ક ઉઠવા લાગ્યા, દલીલો થવા લાગી. મંત્રિઓ સમજતા હતા કે શાહજાદાને પૂર્ણિયા આવતાં વાર લાગશે; અને તે જાતે પૂર્ણિયા ન આવી પહોંચે ત્યાં સુધી ખુલ્લી રીતે શૌકતજંગનો પક્ષ તાણવો એ વાજબી નથી; જો એ દરમિયાન સિરાજદૌલા લડાઇ કરશે, તો બધું કારસ્તાન ચૂર્ણ થઇ જશે. આથી બધા સામી દલીલો કરી સિરાજને અટકાવવા લાગ્યા. જગતશેઠ આગેવાની લઇ સમજાવવા લાગ્યો "દિલ્હીશ્વર એજ બંગાળા, બિહાર ને ઓરિસ્સાનો અધિપતિ છે. સુબેદાર તેની સનંદના બળવડે કારભાર ચલાવે છે. સિરાજદૌલા પાસે સનંદ નથી. શૌકતજંગને સનંદ મળી છે. આ ઠેકાણે કોણ રાજા ને કોણ પ્રજા તેની મીમાંસા થઇ શકતી નથી." સિરાજ સમજ્યો કે ખટપટે ભારે વાંકો રસ્તો લીધો છે. તેણે ગુસ્સામાં અંધ બની જગતશેઠને કેદમાં નાખવાનો હુકમ કરી સભા બરખાસ્ત કરી; કોઈ કોઇ એવું પણ લખી ગયા છે કે તેણે ગુસ્સામાં આવી જઈ જગતશેઠને ગાલપર લાત મારી, તેથી સભા બરખાસ્ત થઇ ગઇ.[1] કહેવાની જરૂર નથી કે હવે સિરાજની ડામાડોળ સ્થિતિ દૂર થઇ; તે પોતે પૂર્ણિયા પર હલ્લો કરવો સૈન્ય સાથે દોડયો.

---

૧. વોરન હેસ્ટિંગ્સ આ વાત લખી ગયો છે; તેમાં શું ખરૂં છે, તે જાણવાનો ઉપાય નથી. એમ લાગે છે કે આ ઘટના ખરી હોય તો તે આખા દેશમાં ફેલાઇ જવી જોઇતી હતી; અને બધા ઇતિહાસોમાં લખાવી જોઇતી હતી. હેસ્ટિંગ્સ જાતે નવાબના દર-

શાહજાદા આવે તે પહેલાં પૂર્ણિયાપર હલ્લો કરવો હોય તો પૂર્વ, પશ્ચિમને દક્ષિણ એ ત્રણે દિશાએથી એકી સાથે હલ્લો કરવાની જરૂર હતી;—ઉત્તરે હિમાલય હતો; તે માર્ગે હલ્લો કરી શકાય તેમ નહોતું, તેમ નાસી શકાય તેમ પણ નહોતું. સિરાજદ્દોલાએ ત્રણ બાજુએથી ત્રણ સૈનિક વિભાગો મારફત પૂર્ણિયાપર હલ્લો કરવાનું નક્કી કર્યું. પરંતુ વિશ્વાસુ સેનાપતિ ક્યાં ? જગતશેઠને કેદ કર્યા બાદ મીરજાફરે બધાની સમક્ષ તરવારનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા લીધી હતી કે હવેથી હું સિરાજદ્દૌલાને માટે તરવાર નહિ ધારણ કરૂં. વિદ્રોહની આવી સ્પષ્ટ સૂચનાથી સિરાજ બારે મુંઝાયો. જગતશેઠને છોડી દેવા પડ્યા; મીરજાફરને ઓળખ્યા છતાં તેને પણ સાથે રાખવો પડયો; અને રાજા માણેકચાંદને કલકત્તામાં રાખી બાકીનું સૈન્ય લઇ પૂર્ણિયા તરફ કુચ કરી. એક વિભાગ નવાબની સાથે રાજમહાલ તરફ ગયો આ વિભાગનો સેનાપતિ મીરજાફર થયો, તેથી તે નવાબની દેખરેખ નીચે રહ્યો, એક વિભાગને રાજા રામનારાયણની આજ્ઞા વડે પટનાથી પશ્ચિમ બાજુપર હલ્લો કરી શાહજાદાની ગતિ અટકાવવાનો હુકમ મળ્યો, અને બીજો એક વિભાગ મહારાજ મોહનલાલની આગેવાની નીચે પદ્મા ઉતરી પૂર્ણિયાપર હલ્લો કરવાને તૈયાર થયો.[1]

---

બારમાં હાજર નહોતો. તે પુલ્ટા પત્ર લખતી વેળા બાજી વાતો સાથે આ વાત પણ લખી ગયો છે. આ બધાં કારણોને લીધે એ પર પૂરો ભરોસો રાખી શકતો નથી.

1. Stewart's History of Bengal.

શૌકતજંગ વિષયી, ગર્વથી ઉન્મત બનેલો આળસુ જુવાન હતો. તે કોઇની પણ સલાહ ન સાંભળતાં પોતેજ સેનાપતિ થઇ નવાબગંજ નામનાં સ્થળે છાવણી નાખી પડયો. તેણે જિંદગીમાં એક વખત પણ લડાઇ કરી નહોતી; ધૂમાડાથી છવાઇ ગયેલાં આકાશમાં ગોલંદાજો વારંવાર તોપના ગોળા છોડે ત્યારે કેવી રીતે સેના ગોઠવવી તે સંબંધી તેને જરા પણ અનુભવ નહોતો; છતાં કોઇ અનુભવી સેનાપતિ કોઇપણ બાબતમાં સલાહ આપવા ઇચ્છે તો શૌકતજંગ બોલી ઉઠતો કે "મેં આટલી ઉમરમાં આવાં એક સો યુદ્ધોમાં સૈન્યની સરદારી લીધી છે!" શૌકતજંગ માલિક હતો, બીજા તો તેના નોકર હતા. તેઓ શું કરે! તેઓ તો માનપૂર્વક કુર્નિસ બજાવી પોતપોતાના તંબુમાં ચાલ્યા જવા લાગ્યા.

તોપણ શૌકતજંગના અનુભવી સેનાપતિઓએ પોતાનાં સૈન્ય માટે અનુકૂળ સ્થાન મુકરર કર્યું હતું. થોડું સૈન્ય લઇ સિરાજદ્દૌલાનાં મોટાં સૈન્યો સામે થવા માટે એવું સ્થાન મળવું મુશ્કેલ હતું. સામે ઘણા ગાઉ સુધી ફેલાયલી જળભૂમિ હતી; તેનાપર થઇને શત્રુઓના ગોલંદાજ કે ઘોડેસ્વારો આગળ વધે તેવી સંભાવના નહોતી; એ જળભૂમિ પાર થઇ શૌકતજંગ પર હલ્લો કરવા માટે માત્ર એકજ સાંકડો રસ્તો હતો; તેના છેડાપર થોડા સૈનિકો ગોઠવાતાં ગમે તેવી જબરી સેના વ્યૂહભેદ કરી શકે તેમ નહોતું. આવાં અનુકૂળ સ્થાને છાવણી નાખ્યા છતાં શૌકતજંગ પોતાની બુદ્ધિના દોષથી વ્યૂહરચના કરી શકયો નહિ. તેણે તો તેની જિંદગીમાં એક સો યુદ્ધોમાં વ્યૂહરચના કરી હતી માટે તેને સલાહ કોણ આપી શકે, અગર તેનાં કાર્યપર તકરાર પણ કોણ ઉઠાવી શકે? તેણે બબ્બે કોસ દૂર એક એક સેનાપતિની છાવણી નંખાવી!

શૌકતજંગ જ્યારે મહા આડંબરપૂર્વક લડાઇનાં મેદાનમાં આવ્યો, ત્યારે મોહનલાલના સૈનિકો સાથે મીરજાફરના સૈનિકો જેડાઇ મારો મારો કરતા સામા ધસ્યા. પરંતુ કોઇએ તેઓને અટકાવ્યા નહિ, તેઓ ધીમે ધીમે જળભુમિ તરફ આવવા લાગ્યા. જળભૂમિ પાસે ઉભા રહી મોહનલાલના સૈનિકોએ ગોળા વરસાવવા શરૂ કરી દીધા; પરંતુ તેઓના ગોળાઓમાંના ઘણા ખરા અધવચ જળભૂમિમાંજ પડવા લાગ્યા. એકાદ એ ગોળા શૌકતજંગની છાવણીમાં પડતા હતા, તેથી કંઇ બહુ નુકસાન થતું નહોતું, તોપણ તેના સૈનિકો વિખરાવા લાગ્યા. હવે શું કરવું તે નક્કી નહિ કરી શકવાથી શૌકતજંગ બહાદુર મૂર્ખની પેઠે ખડા રહ્યા. સૈન્ય ધીમે ધીમે વિપત્તિમાં પડવા લાગ્યું, વખત મળવાથી મોલનલાલ ધીમે ધીમે પેલા સાંકડા માર્ગ ભણી આગળ વધતો હતો; એ વખતે એક અનુભવી અફગાન સેનાપતિએ શૌકતજંગ આગળ આવી હાથ જોડી કહ્યું કે "જહાંપનાહ! આ લડાઇ તે કેવી? અમે દક્ષિણમાં નિઝામઉલમુલ્કની સરદારી નીચે ઘણાં યુદ્ધો કર્યાં છે; પરંતુ આવું યુદ્ધ તો જોવામાં આવ્યું નથી! ગમે તે પોતાની મરજી મુજબ વર્ત્તે છે; જેને જે દિશા પસંદ આવે છે, તે તે દિશામાં નાસે છે, આવી રીતે શત્રુસેનાને કયાં સુધી અટકાવશો? ગોલંદાજને આગળ રાખી, તેની પાછળ ઘોડેસ્વારો ગોઠવી, યુદ્ધના નિયમ મુજબ લડાઇ ચાલે તો સારૂં." શૌકતજંગનાં તરુણ હૃદયમાં આ ઉપદેશનાં વાક્યો તીરની માફક ભોંકાયાં! તે ભૂખ્યા વાઘની માફક હોઠ ફફડાવતો ગર્જી ઉઠયો,—"જા, જા, મને લડાઇ શિખવવા આવતો નહિ નિઝામઉલમુલ્ક તો ગધેડો હતો! તે તારી મરજી મુજબ લડાઇ ચલાવતો હશે, પણ મેં

તો આટલી ઉંમરમાં ત્રણસો લડાઇઓ લડી નાખી છે, આજે તું શું મને લડાઇની કળાનું જ્ઞાન આપવા આવે છે?" અફગાન સેનાપતિ માનપૂર્વક હઠી ગયો.

શ્યામસુંદર નામનો એક હિંદુ સેનાપતિ પાસે ઉભો હતો. તેણે શૌકતજંગના હુકમની રાહ ન જોઇ. જે પાયદળ સેના તેની તોપો આગળ ઉભી રહી તેની ગતિ અટકાવી રહી હતી, તેને પાછળ ગણી તોપો લઇ તે આગળ ધસ્યો. શ્યામસુંદર એક પ્રભુભકત કારકુન હતો; લડાઇની બાબતમાં અનુભવી નહોતો.[1] શત્રુનું સૈન્ય આવતું સાંભળી લેખણ તજી ગોલંદાજનો સેનાપતિ બન્યો હતો. અણકેળવાયેલ શ્યામસુંદર અત્યારે પ્રબળ પરાક્રમે ગોળા વરસાવવા લાગ્યો, મોહનલાલ જેવા વીરપુરુષને પણ તે ગોળાના મારથી અરધે રસ્તે અટકવું પડયું. શ્યામસુંદરની તોપો ભયંકર અવાજથી વારંવાર અગ્નિ વરસાવી મોહનલાલના સેનાપ્રવાહને ડોળી નાખવા લાગી.

શ્યામસુંદરનાં પરાક્રમથી શૌકતજંગ એટલો બધો ઉશ્કેરાયો કે આગળ પાછળનો વિચાર ન કરતાં તેણે ઘોડેસ્વાર સેનાને આગળ ધસવાનો હુકમ કરી દીધો. અનુભવી ઘોડેસ્વારસેનાના સેનાપતિએ નવાબને જણાવી દીધું કે ઘોડેસ્વારસેના આગળ ધસે તો તેમાંના

---

૧. બંગાળી કાયસ્ત શ્યામસુંદર શૌકતજંગના પિતાના વખતથી ગોલંદાજ સૈન્યનો 'પેમારવર' હતો. બંદોપાધ્યાય કહે છે કે તો "કેવળ કારકુન નહોતો. તે વખતના બંગાળી આબરૂદાર કુટુંબો હથિઆરનાં અનુભવવાળાં હતા, તેઓ કલમ અને બરછી બંને સારી રીતે વાપરી જાણતાં" પરંતુ આયુદ્ધ પહેલાં શ્યામસુંદરની લડાયક શક્તિ વિષે કશી સાબીતિ જણાતી નથી.

ક માણુસ પણ પાછો ફરશે નહિ; બંને તરફના ગોળાના મારથી ુંબાઇ જશે. પરંતુ શૌકતજંગ તે વાત સમજી શક્યો નહિ. તે સ્સે થઇ બોલી ઉઠ્યો—"હિંદુ શ્યામસુંદર કેવી બહાદુરીથી આગળ ધે છે,—તે તો મર્યો નથી, અને તમે મુસલમાન વીરપુરુષ થઇ રણની બીકથી થરથરો છો? મને લાગે છે કે તમે બધા બાયલા ા." સેનાપતિ આ તિરસ્કાર સહન કરી શક્યો નહિ. ક્ષણમાં ાડેસ્વારોનાં ટોળે ટોળાં લડાઇનાં મેદાનમાં દોડ્યાં! શૌકતજંગે ચાર્યું કે હવે લડાઇનાં મેદાન પર રહેવું નકામું છે. જે હાદુર ઘોડેસ્વાર સૈન્ય ધસ્યું જાય છે. તેથી જણાય છે કે તે સામે ાર પહોંચ્યું કે લડાઇ ખતમ થએલી સમજવી; હવે જય મળતાં ટલી વાર છે? તે તંબુમાં જઇ દારુનો પ્યાલો લઇ બેઠો. સારંગીના ંકાર થવા લાગ્યા; વેશ્યાઓ સારંગીના સૂર સાથે સૂર મિલાવી ટિલ કટાક્ષો ફેંકવા લાગી:–શૌકતજંગ ભાંગ અને સંગીતના મોહથી ચેતન થઇ પડ્યો.[1]

આ તરફ ઘોડેસ્વાર સેના જળભૂમિ પાર થવાના પ્રયત્નો કર ા લાગી. જેમ જેમ પ્રયત્ન કરવા લાગી, તેમ તેમ કાદવમાં ખૂંચી વા લાગી, તોપોના વરસાદથી મરણને ખોળે આશ્રય લેવા લાગી. દ્ધ ન થયું; કેવળ સતત નરહત્યાથી રણભૂમિ રંગાવા લાગી. ા રીતે નિરાશ્રિત અવસ્થામાં કોણ દૃઢતાથી મરણની રાહ જોતું

1. It being then about three o'clock in the lay. Shokot Jang, having taken his inebriating raught, retired to his tent, to amuse himself vith the songs of his women—Stewart.

ઉભું રહી શકે? સૈનિકો એક પછી એક પાછાં પગલાં કરવા લાગ્યાં, સેનાપતિએ વિચાર્યું કે આ વખતે શૌકતજંગ પોતે આગળ આવી સૈનિકોને ઉત્સાહ આપે, તો કદાચ સૈનિકોનો ઉત્સાહ વધે. તેઓ તરતજ નવાબના તંબુમાં આવ્યા. નવાબ તે વખતે બેભાન બની શય્યા પર લેટી પડયો હતો. તેની પાઘડી ખસી પડી હતી, હાથ પગ ઢીલા થઈ ગયા હતા, તંબુમાં મધુર અવાજે વાદિત્રો વાગી રહ્યાં છે. આ બધું જોતા છતાં સેનાપતિઓ પાછા ન ફર્યા; તેઓએ શૌકતજંગના હાથપગ પકડી મહામહેનતે હથી પર બેસાડયો અને બેભાન અવસ્થામાંજ તેને રણભૂમિપર લાવવામાં આવ્યો.[1] બેભાન નવાબને જોઇ સૈનિકોમાં સાહસ આવે કે, તેઓ તો નવાબ ને જોઈ ઉલટા હતાશ થાય? શત્રુઓનાં લશ્કરમાંથી વારંવાર ગોળા આવવા લાગ્યા; સાહસિક, ચતુર, વફાદાર સૈનિકો ક્ષણે ક્ષણે ધુળ-ભેગા થવા વાગ્યા. સેનાપતિઓએ છેવટે કંઇપણ ઉપાય ન મળવાં નવાબને ભાનમાં આણવાના પ્રયત્નો માંડયા:-પરંતુ હાય! શૌકત-જંગ તો તે વખતે તદ્દન બેભાન હતો; ફક્ત બંને આંખો મીચી થોડી થોડી વારે "બહુત અચ્છા બિબિજાન" કહી સંગીતના તાલ સાચવતો હતો.

હાય સિરાજદ્દૌલા! આ શૌકતજંગને સિંહાસન પર બેસાડી તને રસાતલમાં પહોંચાડવા જેઓ તૈયાર થયા હતા, તેઓ આજે ઇતિહાસમાં આબરૂદાર ગણાય છે;-અને તું તેઓનો રાજા, આશ્રય-દાતા, પ્રતિપાલક છતાં સેંકડો કલંકોથી કલંકિત ગણાય છે!

---

1. At this time he was so much intoxicated that he could not sit erect.—Strewart.

શૌકતજંગને ઘણી વાર સુધી આ વિડંબણા ભોગવવી ન પડી. સિરાજના લક્ષ્યભેદી સિપાહીઓમાંના એકની ગોળીએ આવી તેનું કપાળ વીંધી નાખ્યું; શૌકતજંગનાં બધાં દુઃખનો આરો આવ્યો!

પૂર્ણિયામાં શાંતિ પ્રસરી. મહારાજ મોહનલાલ પૂર્ણિયાનો અધિકાર હાથમાં લઇ યોગ્ય વ્યકિતઓને પદવીઓ આપવાની રાહ જોવા લાગ્યા.[1] સિરાજ ખજાનો તાબામાં લઇ શૌકતજંગની માને માનપૂર્વક મુર્શિદાબાદ લઇ ગયો; ત્યાં સિરાજની મા સાથે શૌકતજંગની મા પણ અંતઃપુરમાં રહેવા લાગી.



1. He then regulated the country, and having placed his own son in charge of Purneah, he went to join his master.—Stewart.



# પ્રકરણ ઓગણીસમું

## કલકત્તાનો પુનરૂદ્ધાર

---

પૂર્ણિયાનું બંડ સમાવવા જતાં સિરાજને અંગ્રેજોની ભાળ લેવાનો અવસર મળ્યો નહિ. તે દરમિઆન અંગ્રેજોએ અનેકની મીઠી નજર પોતાના તરફ આકર્ષી કલકત્તામાં પાછા આવવાનો માર્ગ સહેલો કરી મૂકયો હતો. સિરાજદ્દોલા આગળ તેના પ્રધાનો અંગ્રેજ વતી વિનંતી કરવા લાગ્યા, સિરાજ પણ પીગળ્યો, બધાના મનમાં એ વાત ઠસી ગઇ કે અંગ્રેજો જેમ બને તેમ જલદી કલકત્તામાં પાછા આવવાની મંજુરી મેળવશે.

સિરાજદ્દોલામાં બળ હતું, બુદ્ધિ હતી, પ્રજાના પાળવાનો ઉત્સાહ હતો. સિરાજદ્દોલા બાળપણમાં જ્યારે જ્યારે જે કંઇ હઠ લઇ બેસતો, તે હઠ પૂર્ણ કર્યેજ રહેતો. યુવક સિરાજદ્દોલા પણ જ્યારે જે કંઇ કરવા ઇચ્છતો, તેમા કોઇપણ અડચણ નાખી શકતું નહિ. મંત્રીવર્ગના કુટિલ વ્યહવારથી તેનું સ્વાભાવિક સ્વાધીન હૃદય ધીમે ધીમે વધુ સ્વાધીન થતું જતું હતું; પોતે જે સમજતો, તેમાં કોઇ સંદેહ કરતું તો તેને શક પડતો કે કદાચ એ શકમાં કંઇક છૂપી

મસલત સમાયલી છે. લોકોના વ્યહવારથી તેનાં હૃદયમાં આ રીતે સંદેહનાં અનેક બીજ રોપાયા છતાં, તે સ્વભાવથીજ સરલ અને વિશ્વાસુ હતો. ધર્મના નામથી, ઇશ્વરના નામથી અગર કુરાનના કસમથી પોતાનો કાડવેરી પણ જે કંઇ કહેતો તે વાત તે ખરી માનતો. આવો સરલ વિશ્વાસ ન હોત તો ચતુર સિરાજદ્દૌલાને કોઇપણ સહેજમાં છેતરી શકત નહિ. પરંતુ સિરાજનાં ચરિત્રનો જે સદ્‌ગુણ હતો. તેજ શત્રુઓના હાથમાં પડી તેના સત્યાનાશનો માર્ગ તૈયાર કરવા લાગ્યો. તેને બધા સમજાવવા લાગ્યા કે અંગ્રેજ વેપારીઓને બરાબર સજા થઇ છે, હવે તેઓ ઉદ્ધતાઇ બતાવશે નહિ; માટે તેઓને કલકત્તામાં પાછા આવવાની મંજુરી આપો. સિરાજદ્દૌલાએ તેમ કરવાનું વચન આપ્યું. શોકતજંગના પરાજય બાદ સ્વાર્થ સાધવાને માટે કેટલાક સ્વાર્થસાધુઓ અંગ્રેજોને કલકત્તામાં પાછા આણવા માટે જે વ્યાકુળતા બતાવતા હતા, તે વ્યાકુળતાનો ગૂઢ મર્મ સમજવાનો સિરાજને અવસર મળ્યો નહિ.

આ તરફ રાજવલ્લભ, જગતશેઠ, મીરજાફર, માણિકચંદ—વગેરે બધા સિરાજદ્દૌલાનું બળ અને કુશળતા જોઈ બી ગયા. તેઓને બંને બાજુથી સંકટ આવ્યું. કામકાજ પ્રસંગે તેઓ બધા સિરાજને ઓળખતા થયા; સિરાજે પણ તેઓ બધાને સારી રીતે ઓળખ્યા હતા. તેના પર વિશ્વાસ રાખી સુખેથી ઉંઘ લેવી અથવા તેને પદચ્યુત કરવા માટે ખુલ્લી રીતે બંડ ઉઠાવવું એ બંને રીત મંત્રિઓને માટે એક સરખી દુઃખદાયી હતી. એથી અંગ્રેજોનાં આગમનની વાત સાંભળી તેઓ થોડાઘણા આશાવંત થયા અને જેથી અંગ્રેજો સાથે ગાઢ મેળાપ થાય તે માટેની તૈયારીઓ કરવા લાગ્યા. જગતશેઠની સાથે અંગ્રેજો વાતચીત, ચિઠ્ઠીપત્ર વગેરે ચ-

લાવવા લાગ્યા. નવેમ્બર માસની આખરમાં મેજર કિલપેટ્રિકે તેને લખી મોકલ્યું:—જગતશેઠજ અંગ્રેજોનું એક માત્ર આધારસ્થળ છે; તેથી અંગ્રેજો તેના પર સંપૂર્ણ આધાર રાખે છે. આ બાબતમાં શેઠજીના મનમાં લગાર પણ સંદેહ ન રહેવો જોઇએ.[1] શેઠજીને કશો શક ન રહ્યો; તે મન, વાણીને કર્મથી અંગ્રેજોના ભલા માટે પ્રયત્ન કરવા લાગ્યો.

આ દેશમાં એક જૂની કહેવત છે કે 'સ્વકાર્ય સાધવામાં ખળ માણસ ખુશામત કરે છે, તેથી મૂર્ખ માણસો ભોળાય છે.' શેઠજી એ જૂની કહેવત સમજી શકયા નહિ. જે અંગ્રેજો એકજ વર્ષ પહેલાં કલકત્તામાં ટંકશાળ સ્થાપી જગતશેઠની આવકનું દ્વાર સંકોચવા માટે છુપી રીતે બાદશાહના દરબારમાં અનર્ગલ પૈસો વેરતા હતા,[2] તેઓજ જ્યારે કામ પાર પાડવા શેઠજીને આકાશથી પણ ઉંચું સ્થાન આપવા લાગ્યા, ત્યારે શેઠજી તો પાણી પાણી થઇ ગયા! ભવિષ્યના પડદાએ કેવો ભીષણ દેખાવ ઢાંકી રાખ્યો છે, તે ન જોતાં વીતી ગયેલી વાતને યાદદાસ્તમાંથી દૂર કરી હતભાગી ઉમિચાંદ પણ મન, કર્મને વચનથી અંગ્રેજોનું ભલું કરવા તૈયાર થયો, જેમ જેમ દિવસો વીતવા લાગ્યા, તેમ તેમ અંગ્રેજોની આશાલતા વધવા લાગી.

ચતુર ચુડામણિ માણિકચાંદ અતિ સાવચેતીથી પગલાં ભરવા લાગ્યો; તેને ખાત્રી હતી કે પૂર્ણિયાની લડાઇમાંજ સિરાજ માર્યો જશે; પરંતુ તેમ તો ન બન્યું. ત્યારે તે છૂપી રીતે અંગ્રેજોને મદદ

1. Consultations at Fulta, 23 November, 1756.

2. Despatch to Court, 22 February.

કરી, જાહેરમાં કલકત્તાનાં રક્ષણ માટે આડંબર બતાવવા લાગ્યો.[1]

પાદરી એન્ડ્રુ ચુંચુડાનો પાદરી હતો. તે અંગ્રેજોની માગણીથી થોડાં અઠવાડિઆં કલકત્તામાં આવી રહ્યો, અને છુપી રીતે બધા સમાચાર એકત્ર કરી અંગ્રેજોને મોકલવા લાગ્યો. તેના પત્રોથી કલકત્તાના અંગ્રેજો જાણી શકયા કે—" માણિકચાંદે નદી તરફ ઘણી તોપો સજ્જ કરી રાખી છે, પરંતુ તે આડંબરમાત્ર છે ! કિલ્લામાં દોઢ હજારથી વધુ સિપાહીઓ નથી. તોપો નકામા જેવી છે. ટાનાના કિલ્લામાં કેવળ ૨૦૦ સિપાહીઓ છે. હુગલીના કિલ્લામાં ૫૦ અને બહાર ૫૦૦ કરતાં વધુ માણસની પલ્ટન જોવામાં આવતી નથી.[2]

ઉમિચાંદે લખી મોકલ્યું—" લોકો નવાબની બીકથી કશું બોલી શકતા નથી; પરંતુ અંગ્રેજો માટે ખોજા વાજિદ વગેરે મોટા મોટા વેપારીઓ તલસે છે.[3] હોલવેલ સાહેબને ખબર મળ્યા કે કલકત્તાને

---

1 And yet Omichand and Manikchand were at this time in friendly correspondence with the English, they (negotiated at this time between the Nawab and the English ) understanding how to run with the hare and keep with the hound.—Revd. Long.

2. Long's selections form the Records of the Government of India, Vol. 1.

3. Omichand writes from Chinsura that Coja Wazed and other merchants would be glad to see the English return, were it not for the fear of the Nabob. Revd. Long.

કિલ્લો લગભગ અરક્ષિત સ્થિતિમાં છે. તેના ચાર બુરજો નકામા છે. કલકત્તાના લોકો સુખેથી નિદ્રા લે છે. તેઓને ખાત્રી થઇ ગઈ છે કે નવાબ તરફથી અંગ્રેજોને પાછા આવવા દેવાની મંજુરી મળી ગઇ હોવાથી કોઇ પણ કલકત્તાનાં રક્ષણ માટે ધ્યાન આપતું નથી.[1] આ બધા સમાચારથી પુલ્ટાના અંગ્રેજો આનંદપૂર્વક મદ્રાસની સેનાની રાહ જોતા બેઠા.

કલાઇવ અને વોટસન બંને જૂના મિત્રો સાથે મલબાર કિનારા પરનાં એક લાભજનક યુદ્ધમાં જોડાયા હતા. ત્યાં સુવર્ણદુર્ગ બંદર મરાઠાઓનાં લડાયક વહાણોનું મથક હતું; અંગ્રીયા નામનો એક મરાઠી વીર તો નૌકાઓનો સેનાપતિ હતો. તે વખત જતાં મરાઠાઓનાં બળને તુચ્છકારી સમુદ્રપર લૂંટફાટ ચલાવવા લાગ્યો. તેના જુલમથી મરાઠી સેના, યુરોપિઅન વેપારીઓ વગેરે બધા બહુજ અકળાતા હતા. કલાઇવ અને વોટસન ઘણી સેના લઇ બિનહરકતે સમુદ્ર કિનારે બેઠા હતા; તે તકનો લાભ લઇ મરાઠાઓએ પૈસાવડે તેઓની મદદ વેચાણ લીધી; અને એ એકત્ર શક્તિએ સુવર્ણદુર્ગના ચુરેચૂરા કરી નાખ્યા. હિંદુઓનું નૌકાબળ પ્રબળ બન્યું હતુ તે આ બહાને હંમેશને માટે રસાતળમાં જતું રહ્યું. કલાઇવ અને વોટસનને જોઇએ તેટલે લૂટ મળી. કલાઇવ પોતેજ સ્વીકારી ગયો છે કે અમોએ કુલે ૧૫૦૦૦૦ રૂપીઆ મેળવ્યા હતા.[2]

1. Revd. Long.

2. The enterprise succeeded and the prize-money amounted to Rs 150000—Clive"s Evidence before the Committee of House of Common, 1772

કલાઇવ અને વોટસનનાં લડાયક વહાણો જ્યારે ઓરિસ્સાના કિનારા આગળ થઈ ધીરેધીરે કલકત્તા તરફ જતાં હતાં ત્યારે એક દિવસ મહાવીર કલાઇવ મહામતિ વોટસનને બોલાવી મસલત કરવા લાગ્યો. મસલતની બાબત બીજી કંઇ નહોતી પણ બંગાળામાં લૂટફાટ ચલાવ્યા બાદ તેના ભાગ શી રીતે પાડવા એજ મસલતનો વિષય હતો ! વોટસન સુવર્ણદુર્ગનું દૃષ્ટાંત આપવા લાગ્યો; કલાઇવ તેમાં સંમત ન થયો;—તે વખતે કલાઇવના ભાગમાં થોડું ઓછું આવ્યું હતું ! ઘણો વાદવિવાદ થયા બાદ નક્કી થયું કે તે વખતે તો જે બન્યું તે બન્યું પણ હવેથી બંનેનો ભાગ બરાબર ! [1]

જેઓએ કલાઇવ અને વોટસનને બંગાળામાં મોકલ્યા હતા, તેઓએ કોઇપણ રીતે કલકત્તામાં વેપાર ફરી શરુ કરવા માટેજ પ્રયત્નો કર્યા હતા; અને જેમ બને તેમ લોહી રેડયા સિવાય એ બધું કાર્ય પતી જાય એવી ઇચ્છાથી તેઓએ નિઝામ અને અર્કાટના નવાબનો પાસેથી ભલામણ પત્રો લખાવી સિરાજપર રવાના કર્યા હતા. અને એ બધા હુકમો પાળવા માટે જેઓ સૈન્ય સાથે બંગાળામાં જતા હતા, તેઓ એ સેનાની સહાયતાવડે લૂટફાટ ચલાવી કોણે કેટલો પૈસો લેવો તેની ચિંતામાં મશગુલ બની ગયા હતા ! આ બધાનું પરિણામ શું આવ્યું, મીરજાફરનાં ભાગ્યવૃક્ષને કેવાં અમૃત ફળો લાગ્યાં, તે બાબત ઇતિહાસમાં વિસ્તારથી લખેલી છે.

---

1. After they had been sometime at sea, a Council was held on board Admiral Watson's ship to settle the distribution of prize-money.—Clive's Evidence.

સિરાજદ્દૌલા આ બધી ખટપટ જરાપણ જાણતો નહોતો મેજર કિલપેટ્રિક અથવા ફુલ્ટાના અંગ્રેજો પણ જાણતા નહોતા, માટે તેઓ તો ગમે તે રીતે વેપાર પાછો જમાવવાને કાલાવાલા કરવા લાગ્યા; સિરાજદ્દૌલા પણ તેની મંજૂરી આપવાને તૈયાર થયો હતો.

બધી ગોલમાલ મટી જવાની અણીપર હતી, એ વખતે ખબર આવ્યા કે અંગ્રેજ વેપારીઓનાં વહાણોએ મદ્રાસથી આવી ફુલ્ટા આગળ લંગર નાખ્યાં છે, સાથે ઘણો દારૂગોળો પણ છે. આ સમાચાર મળતાં ન મળતાં તો સેનાપતિ વોટસન પાસેથી એક પત્ર લઇ દૂત નવાબ સમક્ષ હાજર થયો.

વોટસનનો પત્ર નીચે પ્રમાણે હતોઃ—

From on Board his Britanick Majesty's ship Kent at Fulta the 17th December, 1756.

The king my master (whose name is revered among the monarchs of the world) sent me to these parts with a great fleet, to protect the East India Company's trade rights and privileges. The advantages resulting to the Moghul's dominions from the extensive commerce carried on by my master's subjects, are too apparent to need enumerating; how great was my surprise, therefore, to hear you had marched against the said Company's factories, with a large army, and forcibly expelled their servants seized and plundered their effects, amounting to

a large sum of money, and killed great numbers of the king, my master's subjects.

"I am come down to Bengal to re-establish the said Company's servants in their former factories and houses, and hope to find you willing to restore them their ancient rights and immiunities. As you must be sensible of the benefit of having the English settled in your country, I doubt not you will consent to make them a reasonable satisfaction for the losses and injuries they have suffered and by that means put an amicable end to the troubles, and secure the freindship of my king, who is a lover of peace and delights to act in equity. What can I say more?"1.



1. Ive's Journal.



## પ્રકરણ ૨૦ મું

### શાંતિપ્રિય કોણ—

### મુસલમાન સિરાજ, કે ખ્રીસ્તી અંગ્રેજ ?

કલાઇવ અને વોટસન પુલ્ટામાં આવ્યા બાદ કલકત્તા તાબે કરવાને વ્યાકૂળ થઈ રહ્યા હતા. તેઓ અંદરખાનેથી લંકા લૂટી ધન લૂટી લેવાને એટલા બધા ઉતાવળા થઇ ગયા હતા કે પુલ્ટાના અંગ્રેજો તેમની છૂપી વાત જાણી શકયા નહિ. તેઓ કજીઓ કરવાને તદ્દન અસંમત હતા; નવાબ જ્યારે વગર લડાઈએ વેપાર કરવાનો અધિકાર પાછો આપે છે તો પછી નકામી ખુનખરાબી કરવાની શી જરૂર છે? તેઓ સમજાવવા લાગ્યા કે લડાઇમાં જયપરાજય અને સૈન્યનો નાશ થવાનું અનિશ્ચિત પરિણામ વહોરી લેવાની શી જરૂર છે; થોડી મુદ્દત ધીરજ રાખી બેસવાથી વેપારના હકો એની મેળે મળી જશે. કલાઇવે એ વાતોપર ધ્યાન ન આપ્યું. કલકત્તાપર હલ્લો કરવાનું નકી થઇ ગયું. મહાવીર કલાઇવે ગર્વથી ઉંચાં થઇ ગયેલાં મસ્તકે ઘણાં કડવાં વચનો વાપરી એક પત્ર લખ્યો, અને એ પત્ર સિરાજદૌલા

પાસે મોકલવા માણિકચાંદને સોંપવામાં આવ્યો. કહેવાની જરૂર નથી કે માણિકચાંદથી એ સાહસ થઇ શકયું નહિ; તે કોઇપણ રીતે એ રૂક્કતપત્ર નવાબ પાસે મોકલવાને રાજી થયો નહિ.

કલાઇવ ૨૭મી ડિસેમ્બરને રોજ મયદાપુરનાં મેદાનપાસે વહાણ થોભાવી સ્થળમાર્ગે લડાઇ કરવાની તૈયારી કરવા લાગ્યો. ભાગીરથી તીરે બજબજ નામના સ્થળે એક નાનો કિલ્લો હતો. વોટસને જળમાર્ગે એ કિલ્લાપર હલ્લો કરવો અને જો કોઇ કિલ્લો છોડી નાસવાની તૈયારી કરે તો સ્થળ માર્ગે કલાઇવે તે નાસનારને કાપી નાખવા; આવા વિચારથી લડાઇનો આરંભ થયો ! પરંતુ યુદ્ધના આરંભમાંજ ઘરનો કંકાસ શરૂ થયો. સ્થળમાર્ગે લડાઇ શરૂ કરતાં તોપો, દારૂગોળો વગેરે ખેંચવાને ઘોડા, બળદ વગેરેની જરૂર હતી. કલકત્તાના નાસેલ અંગ્રેજો એ સંઘરી ન આપે તો કલાઇવથી આગળ વધી શકાય નહિ. પરંતુ તેઓ કોઇપણ રીતે નવાબને ગુસ્સે કરી કલાઇવને મદદ કરવા તૈયાર થયા નહિ. કલાઇવ તેઓને બીકણ, બાયલા, ઇત્યાદિ મધુર સંબોધનોથી વધાવી, જાતે એ મુશ્કેલી દૂર કરવા તૈયાર થયો. ફક્ત બે તોપ અને એક દારૂગોળાની ગાડી તૈયાર કરી: પાયદળ સેના વારા ફરતી તે તાણવા લાગી. આ પ્રમાણે અતિ સાહસથી જરાપણ બીક વગર અપરાજિત ઉત્સાહથી કલાઇવની સેનાનો પ્રવાહ કલકત્તા તરફ છૂટયો, વોટસન જળમાર્ગે ધીરે ધીરે ઉતાવળી ગતિએ ચાલવા લાગ્યો.[1]

---

1. This arose from the continued apprehensions of the Council at Fulta, who, clinging to their first fear with more than martyr's steadfastness, did not venture to provide a single beast either

મયદાપુરથી બજબજ આઠ ગાઉ દૂર છે, રસ્તાની સગવડ ન હોવાથી જંગલમાં થઇને આઠ ગાઉ ચાલતાંજ અંગ્રેજ સેના થાકી ગઇ. કિલ્લો તદ્દન નાનો હતો, તેમાં સિપાહીઓ પણ થોડા હતા; તોપણ વોટસનના આવ્યા પહેલાં એકસે હાથે દુર્ગપર હલ્લો કરવા જેટલું સાહસ કલાઇવે ન બતાવ્યું. બધા રસ્તાના થાકથી એટલા તો થાકી ગયા હતા કે પહેરગીરો પણ ન રાખતાં બધા એક પછી એક ખુલ્લી જમીનપર ગાઢ નિદ્રામાં પડયા.[1]

અંગ્રેજો કલકત્તા તરફ આગળ વધે છે, એ સમાચાર સાંભળી માણિકચાંદ ભારે મુશ્કેલીમાં આવી પડયો. સંધિના સંદેશા ચાલતા હતા, સંધિ પણ થવાની અણીપર હતી; એથી તે લડાઇ માટે તૈયાર નહોતો. તોપણ નવાબનું લુણ અદા કરવા માટે લોકોને દેખાડવા માટે પણ આડંબર કરવો પડયો, માણિચાંદ જાતે સેના સહિત બજબજ તરફ ચાલ્યો.

માણિકચાંદે ગોળા વર્ષાવી સુતેલા સિંહને જાગ્રત કર્યો, બને પક્ષ વચ્ચે યુદ્ધ ચાલ્યું. પરંતુ રાજા માણિકચાંદે આ વખતે વીરપુરુ-

---

of draught or burden, lest they should incur the Snbhadar's resentment.-Thornton, Vol I 204.

૧. યુદ્ધશાસ્ત્રમાં અનુભવી ઇતિહાસ લેખકો આ બાબતનો ઉલ્લેખ કરતી વેળા કલાઇવને સાહસિક, ચતુર, વીરપુરુષ ગણી વખાણ કરતા નથી. કોઇ કોઇ આ વર્ત્તણુક તરફ અણગમો પણ બતાવી ગયા છે. કલાઇવ અને તેની ઉંઘતી સેના કેવળ દૈવની કૃપાથીજ જીવતી રહી હતી, તેની સાથે કોઇપણ વીરકીર્તિ જોડાયેલ નથી.

પને યોગ્ય કાર્ય ન કર્યું; અંગ્રેજોએ બે ચાર ગોળા છોડયા ત્યાં તો માણિકચાંદ નાઠો. અંગ્રેજો મશ્કરીમાં લખી ગયા છે કે "માણિકચાંદની પાઘડી પાસેથી બંદુકની ગોળી પસાર થઇ ગઇ, કે તરત તે નાઠો![1] પાછા હઠી બજબજ કે કલકત્તા આગળ નહિ અટકતાં તે તો ઊંચે શ્વાસે મુર્શિદાબાદ તરફ દોડયો. માણિકચાંદની આ પીછેહઠ બહુજ નવાઇપૂર્ણ છે; ઇતિહાસમાં તે બનાવનું રહસ્ય ખુલ્લું ન થયું હોવાથી ઇતિહાસ તેને બીકણુ અને બાયલો કહી મશ્કરી કરે છે; પરંતુ અંગ્રેજો સાથે માણિકચાંદને જે મિત્રતા બંધાઇ હતી, તે મિત્રતા સાથે આ બાબતને કશો સંબંધ નહિ હોય?[2]

ત્યારબાદ લડાઇ કરવી ન પડી, કલાઇવ અને વોટસન ૨ જી જાનેવારીને રોજ કલકત્તાના કિલ્લા પાસે આવ્યા, કિલ્લાના રક્ષક સિપાહીઓએ બે ચાર ગોળા છોડી પીઠ બતાવી; મહાવીર કલાઇવે અભિમાનથી કલકત્તાના ખાલી કિલ્લાપર વિજયપતાકા ચઢાવી દીધી.

કિલ્લો જીતાયો, રણકોલાહલ શાંત પડયો, પરંતુ અંગ્રેજ સેનાનાયકો વચ્ચે અદેખાઇની આગ સળગવા લાગી. કલાઇવ અને વો-

1. Ive's Journal.

2. The Government (in 1763) agreed to entertain on the Company's pay the son of the deceased Manickchand, who was useful to them in various ways during the preceding 30 years though he led the Nawab's troops against the English at the battle of Budge Budge.

—Revd. Long.

ટસન બંને ચતુરચૂડામણિ હતા;—ચતુરે ચતુર વચ્ચે હરિફાઈ ચાલી. બંને જાણતા હતા કે કિલ્લો જેના હાથમાં રહેશે, લૂંટના ધનપર તેનુંજ ઉપરીપણું રહેશે. તેથી વોટસને કિલ્લો કબજે કરવા માટે કપ્તાન કુટને એક પરવાનો આપ્યો, કપ્તાન કૂટ પરવાનો લઈ કિલ્લાનાં દ્વાર આગળ આવી પહોંચ્યો કે તરત કલાઇવે તેને હડસેલી મૂક્યો. તેણે કહ્યું કે "હું વોટસનનો અધિકાર માનતો નથી; હું કિલ્લાંના ઉપરિ છું,—જો મારો હુકમ માનવામાં આનાકાની કરશો તો હું આપને હમણાંજ કેદ કરીશ!" કૂટસાહેબ કૂટ કળાથી હારી વોટસનને પરવાનો પાછો આપવા ગયા. વોટસન પણ સહેજમાં પાછો હઠે તેવો નહોતો;—તેણે કપ્તાન રિપકને મોકલ્યો; રિપકે આવી કલાઇવને પૂછ્યું:—"કોની આજ્ઞાથી કિલ્લો કબજ કર્યો છે"? કલાઇવે કહ્યું કે "હું વડો સેનાપતિ છું, માટે કિલ્લો કબજે કરવાનો મારોજ હક છે, વોટસનને બિલકુલ હક નથી." આ સમાચાર મળતાં વોટસને કહાવી મોકલ્યું કે કલાઇવ સહેલાઇથી કિલ્લો નહિ સોંપી દે તો "તેને તોપોના ગોળાથી ઉરાડી મૂકીશ;" કલાઇવે કહ્યું "ભલે; આ અંદરના કજીઆ માટે મુખ્ય જવાબદાર વોટસન છે!" છેવટે કમાન લાથેમ અને વોટસન જાતે કિલ્લા આગળ આવ્યા, અને ઘણી વાતચીત પછી બંને પક્ષ વચ્ચે સંધિ થઇ, કિલ્લો કલાઇવના હાથમાં રહ્યો.[1] પૃથ્વીના ઇતહાસમાં અનેક દુર્ગજયની વાતો લખેલી છે પરંતુ આવા અંદરો અંદરના કજીઆનું દૃષ્ટાંત બહુજ થોડાં નજરે પડે છે

બંને પક્ષનો અંટસ દૂર કરવા માટે ડ્રેક સાહેબને કલકત્તાની

1. Evidence of Lord Clive before the Committee of the House of Commons, 1772.

વ્યવસ્થાનું કામ સોંપવામાં આવ્યું. તે ફરીથી કલકત્તાના વડા અધિકારી તરીકે ગર્વપૂર્વક હકૂમત ચલાવવા લાગ્યા

અંગ્રેજોએ કિલ્લામાં આવી જોયું તો જણાયું કે કંપનીનો ઘણો ખરો સામાન જે સ્થિતિમાં હતો, તેજ સ્થિતિમાં હયાત છે. કંઇ પણ ખોવાયું યા લુટાયું નથી.[1] કિલ્લાની દિવાલ બહાર જે ઘરો હતાં તેજ સિપાહીઓએ લૂટયાં છે.

કિલ્લો હાથમાં આવ્યો. દેશના લોકો ટોળે મળી કલકત્તામાં પાછા આવવા લાગ્યા. અંગ્રેજોના વેપારની શરૂઆત થઇ. કલાઇવનું કર્ત્તવ્ય પૂર્ણ થયું; પરંતુ લૂટ તો ન મળી ! માટે દેશ લૂટવાને માટે બધા ઉતાવળા થઇ રહ્યા. છેવટે લૂટવાનું નક્કી થયું. હુગલી ઘણા સમયનું પ્રસિદ્ધ સ્થાન હતું; ફોજદારની રાજધાની અને વેપારનું મુખ્ય મથક હોવાથી ત્યાં પૈસાનો સારો જમાવ થયો હતો. મેજર કિલપેટ્રિક કે જે ઘણા દિવસ થયાં માખીઓ મારતો હતો, તેના પર આ લૂટની જવાબદારી નાખવામાં આવી. પાયદળ, ગોલંદાજ અને વોલન્ટીઅરો લૂટની આશાથી હુગલી તરફ દોડયા. હુગલીનો કિલ્લો ને રાજધાની લૂટવામાં આવી; જેમ બને તેમ જલદી લૂટનું કામ પૂર્ણ કરી અંગ્રેજો કલકત્તા પાછા ફર્યા, હુગલીને ખેદાનમેદાન કરી નાખ્યું.[2]

1. The greatest part of the merchandizes belonging to the company, which were in the Fort when taken, were found remaining with out detriment. —Orme, II. 126.

2. The fort and city were plundered and as many of the magnificent house distroyed, as the short time would permit.

—Serafton's Reflection.

વોટસન અને કલાઇવ બંગાળામાં આવ્યા કે તરતજ સિરાજદ્દૌલા પાસે સંધિના ઠરાવો મોકલવામાં આવ્યા હતા. સિરાજદ્દૌલાએ સંમતિસૂચક જવાબ મોકલ્યો હતો. પરંતુ તે પર જરાપણ આસ્થા ન રાખતાં અંગ્રેજોએ કલકત્તા પર હલ્લો કરી ધૃષ્ટતા બતાવી આપી હતી. તો પણ સિરાજદ્દૌલાએ પોતાનો મિજાજ ન ખોતાં ફરી લખી મોકલ્યું કે:—

you write me, that the King, your master, sent you into India to protect the Company's settlements, trades rights and privileges: the instant I received this letter, I sent you an answer; but it appears to me that my reply never reached you for which reason I write again.

I must inform you, that Roger Drake, the Company's chief in Bengal, acted contrary to the orders I sent him, and encroached upon my authority; he gave protection to the King's subjects who absented themselves form the inspection of the Durbar, which practice I did forbid, but to no purpose. On this account, I was determined to punish him and accordingly expelled him my country. but it was my inclination to have given to the English Company permission to have carried on their trade as

formerly, had another chief been sent here; for the good therefare of these Provinces, and the inhabitants, I sent you this letter; and if you are inclined to re-establish the Company, only appoint a Chief, and you may depend upon my giving currency to their commerce upon the same terms as heretofore enjoyed. If the English behave themselves like merchants, and fallow my orders, they may rest assured of my favour, protection, and assistance."[1]

સિરાજદ્દૌલાના આ પત્રનો સારાંશ નીચે મુજબ છે.

૨૩ મી જાનેવારી ૧૭૫૭.

તમે લખ્યું છે કે તમારા માલિક અને રાજાએ કંપનીના કારભાર અને હકોનું રક્ષણ કરવા માટે તમને હિંદમાં મોકલ્યા છે. મેં તમારો પત્ર વાંચ્યો કે તરત પત્રનો જવાબ મોકલ્યો હતો. મને જણાય છે કે મારો જવાબ તમને મળ્યો નથી; તે માટે ફરીથી ( આ પત્ર ) લખું છું.

હું ફરીથી ખાસ જણાવું છું કે કંપનીના બંગાળાના અધ્યક્ષ રોજર ડ્રેકે મારા હુકમથી ઉલટા ચાલી મારી શકિતને હાની કરે તેવું કાર્ય કર્યું હતું. દરબારમાં હિસાબ આપ્યા સિવાય જે રૈયત નાસી

1 Ive's Journal

જાય તેને તેમણે આશ્રય આપ્યો હતો; મેં મના કરી છતાં તેમણે પોતાની ભુલ સુધારી નહિ તે માટેજ મેં તેમને સજા કરવાનો નિશ્ચય કર્યો અને મારા રાજ્યમાંથી તેને નસાડી મૂક્યો હતો. પરંતુ અંગ્રેજો બીજા કોઇને અધ્યક્ષ ઠરાવી મોકલે તો હું પહેલાંની માફક બધા હક પાછા સોંપીશ એવી મારી ઇચ્છા હતી. માટે રાજ્ય અને પ્રજાના હિત માટે આ પત્ર લખુછું કે જો કંપની વેપાર પાછો ચાલુ કરવા માગતી હોય તો એક બીજા અધ્યક્ષને નીમે, તેને પહેલાની માફક વેપાર કરવાનો હુકમ મળશે. અંગ્રેજો જો વેપારીના માફક રહે, મારા હુકમથી ઉલટા ન ચાલે, તો તેઓ મારી કૃપા અને સહાયતા મેળવશે, તે બાબતમાં તમારે નિશ્ચિંત રહેવું."

આ પત્રમાં સિરાજનું ચરિત્ર જેવું જણાઇ આવે છે. તેની સાથે ઇતિહાસમાં વર્ણવેલા સિરાજદ્દૌલાનું ચરિત્ર કેટલું બધું જુદું છે.[1] પરંતુ અંગ્રેજો તે બધી વાતો જાણવાં છતાં શાંતિપ્રિયતા દર્શાવી શકયા નહિ આ પત્ર જ્યારે અંગ્રેજોના હાથમાં આવ્યો, ત્યારે તેઓ કલકત્તા જીતી, હુગલી લૂટી, વીર સિંહ બની કલકત્તાના કિલ્લામાં સુખેથી નિદ્રા લેતા હતા. તેથી વોટસનની શાંત મૂર્તિ બદલાઇ ગઇ; આ વખતે તેણે સિંહ જેવા પરાક્રમથી લખી મોકલ્યું:—

" You told me in your letter, the reasson of your expelling the English out of these countries was, the bad behaviour of mr. Drake the Company's Chief in Bengal. but besides

that, Princes and Rulers of States not seeing with their own eyes, not hearing with their own ears, are often misinformed, and the truth (is) kept from them by the arts of crafty and wicked men; was it becoming the justice of a Prince to punish all for one man's sake? Or to ruin and destroy so many innocent people as had no way offended, but who, relying on our Royal Phirmaund, expection and protection security both to their property and lives, instead of oppression and murder, which they unhappily found? Are these actions becomming justice of a Prince? No body will say they are. They can only then have been caused by men, who have misrepresented things to you through malice, or for their own private ends; for great Princes delight in acts of justice, and in shewing mercy.

If therefore you are desirous of meriting the fame of a great Prince, and lover of justice, shew you abhorrence of these proceedings, by punishing those evil counsellors who adwised them, cause satisfaction to be made to the Com-

pany, and to all others who have been deprived of their property, and by these acts turn off the edge of the sword which is ready to fall on the heads of your subjects.

If you have any cause of complaint against Mr. Drake, as it is but just that the master alone should have a power over his servant, send your complaints to the Company, and I will answer for it they will give you satisfaction.

Although I am a soldier as well as you, I had rather receive satisfaction from your own inclinatation to do justice, than be obliged to force it from you by the distress of your innocent subjects."[1]

આ પત્ર જ્યારે સિરાજદ્દૌલાના હાથમાં આવ્યો, તે પહેલાં હુગલીની લૂટની વાત તેણે સાંભળી હતી. તે અંગ્રેજોના ઉદ્ધત વ્યવહારથી હંમેશ જેવો વ્યાકુળ થતો, તેવોજ વ્યાકુળ વોટસનના પત્રથી પણ થયો. સિરાજદ્દૌલા મુસલમાન હતો,-વોટસન સુધરેલો ખ્રિસ્તી હતો, તેથી મુસલમાન નવાબ ખ્રિસ્તી વેપારીઓના નીતિશાસ્ત્રના તર્કવિતર્કો સારી રીતે સમજી શક્યો નહિ. અંગ્રેજો શબ્દબાજી બહુ જાણે છે; 'જે કહીએ તેમ કરો, જે કરીએ તેનું અનુકરણ ન કરો." એ ગૂઢ નીતિરહસ્યના ઉપાસક છે; બીજાનાં કાર્યની સમાલોચના

1. Ive's Journal,

કરવામાં જબર પંડિત છે. પોતાના કાર્યની કોઇ સમાલોચના કરે તો ગુસ્સાથી રાતા બની જાય છે; કાર્ય ગમે તેવું હોય તો ભલે, પણ વાકયથી તે કાર્યના દોષ દબાવતી વેળા બધાને પાંચ મ્હોડે અંગ્રેજોનાં ગુણગાન ગાવાની ફરજ પડેછે; સિરાજદ્દૌલા જુવાન હતો, તેણે અંગ્રેજોનાં ચરિત્રની આવી સમાલોચના કરી, અંગ્રેજોના નામથી કંપી ઉઠવાની નાનપણથીજ કેળવણી લીધી હતી. જેઓએ આશ્રિત વેપારી છતાં હુગલીના નિરપરાધી નાગરિકોને–કેવળ લૂટવાના લોભથીજ મારી નાખી, તેઓનાં મકાનો ધૂળભેગાં કરી લૂટારાની માફક પૈસા એકત્ર કર્યાં હતા. જેઓની તરવાર પરથી હજુ એ નિર્દોષ પ્રજાનાં લોહીના છાંટા ધોવાયા નહોતા, તેઓજ વળી લેખણ ગ્રહણ કરી ધર્મોપદેશકની માફક સિરાજદ્દૌલનો કલકત્તાની લૂટ માટે તિરસ્કાર કરવા બેઠા છે! કજીઆટંટામાં એકના અપરાધે દશ જણાને સજા થાય છે. એક રાવણના અપરાધથી આખું રાક્ષસકૂળ નાશ પામ્યું હતું; એક નેપોલિઅનના અપરાધથી સેંકડો ફ્રેંચોનું સત્યાનાશ વળ્યું હતું, અંગ્રેજોના દેશમાં પણ એકજ રાજાના કલ્પિત અપરાધથી અસંખ્ય નાગરિકોના લોહીના પ્રવાહથી શ્વેતદ્વીપ લોહીથી ખરાડાઇ લાલ રંગથી રંગાઇ ગયો હતો; કલકત્તાના અંગ્રેજોએ મળી, સભા ભરી, મંતવ્યો લખી, નવાબના દૂતને ધક્કા મારી શું અપરાધ નહોતો કર્યો–શું તે અપરાધ કેવળ એકજ જણાનો અપરાધ હતો! જેઓ અપરાધી હતા તેઓએ ડ્રેક સાહેબની સાથે કમર બાંધી લડવા માટે યુદ્ધની કેળવણી લઇ, ટાનાના કિલ્લા પર હલ્લો કરી, ઉમાચરણનું સત્યાનાશવાળી, ગેરઆબરૂ ભરી અપકીર્તિ રાખી, કાર્ય વખતે જીવ લઇ નાઠા હતા; તેઓ પ્રથમ નિરપરાધ છતાં, પોતાનાજ કાર્યથી અપરાધી બન્યા હતા. આવું તો બધા

દેશમાં બને છે; રાજાના અપરાધથી પ્રજાને,સેનાપતિના અપરાધથી સૈનિકોને નાના પ્રકારના દંડ મળે છે. લડાઇ મચતાં કિલ્લાઓ સાથે કેટલી બધી ઝુંપડીઓ બળી જાય છે;–તેને કોણ બચાવી શકે છે ! વોટસનને કોની શરમ આડે આવી કે તેણે સત્ય છુપાવી લખી મોકલ્યું કે સિરાજદ્દૌલાએ બીજાની વાત પર વિશ્વાસ રાખી અંગ્રેજોનું સત્યાનાશ વાળ્યું હતું ? કલકત્તાથી નવાબના દૂતને અપમાન કરી કાઢી મૂકવાની વાત અંગ્રેજો પણ સ્વીકારી ગયા છે; વોટસન શું શબ્દબાજીથી બધી વાત ઉડાવવા ઇચ્છે છે ! વોટસન ગમે તેમ બોલે પણ અંગ્રેજોના કાગળપત્રો તેની વાતનું સમર્થન કરતા નથી. ડ્રેક સાહેબની ઉદ્ધતાઈ માટે સિરાજદ્દૌલાએ કંપની પાસે ફરિયાદ કરવી જોઈએ એવું વોટસન સાહેબનું કહેવું હતું. સિરાજદ્દૌલા તેનો શો જવાબ આપે ? તે જે દેશનો નવાબ હતો, ડ્રેકસાહેબ તેજ દેશના વેપારીઓનો ગુમાસ્તો હતો; છતાં તેને પોતાનાજ રાજ્યમાં એ વાત સાંભળવી પડી કે કંપનીની પાસે ફરિયાદ ન કરતાં જાતે ડ્રેક સાહેબને સજા કરવાનો પ્રયત્ન કર્યો તે ભારે અન્યાયનું કામ થયું છે ! વ્યવસ્થા જાળવવા માટે, પોતાનું માન જાળવવા માટે, અસહાય પ્રજાનું રક્ષણ કરવા માટે, સિરાજદ્દૌલાને ફરીથી લડાઈની તૈયારી કરવી પડી. પરંતુ તે ગુસ્સાથી અંધ બની પોતાનું કર્તવ્ય વિસરી ગયો નહિ. મુસલમાન નવાબ ગુસ્સે થયા છતાં કયાં સુધી ક્ષમાશીલ થઇ શકે છે, તે જણાવવા માટે તેણે વોટસનને લખી મોકલ્યું:—

" તમોએ હુગલીમાં લૂટફાટ ચલાવી છે, અને મારી પ્રજા સાથે લડાઇ કરી છે;–તે નક્કી વેપારીને યોગ્ય કાર્ય થયું નથી. તેથીજ મારે મુર્શિદાબાદ છોડી હુગલી આવવું પડ્યું છે, હું સેના લઇ નદી

પાર આવ્યો છું, સેનાનો એક વિભાગ તમારી છાવણી તરફ આવે છે, તોપણ કંપનીનો વેપાર પ્રથમની માફક ચાલુ રાખવાની ઇચ્છા હોય તો એક આબરૂદાર માણસને મોકલશો કે જે તમારી માગણી મને બરાબર સમજાવી મારી સાથે સન્ધિ કરી શકે. કંપનીની વખારો પાછી સ્થાપવા અને પહેલાંની માફક વેપાર ચલાવવા દેવાનો હુકમ આપવામાં હું આનાકાની કરીશ નહિ. આ પ્રદેશના અંગ્રેજો જો વેપારી માફક ચાલે, મારો હુકમ પાળવામાં પાછા ન પડે, અને મને ગુસ્સે ન કરે તો હું તેઓને થએલું નુકશાન પૂરી તેઓને સંતોષીશ, એ બાબતમાં નિશ્ચિંત રહી શકો છો.

"લડાઇ વેળા સૈનિકોને લૂટફાટથી દૂર રાખવાનું કામ કેટલું મુશ્કેલ છે, તે તમારાથી અજાણ્યું નથી. માટે તમે જો મારી સેનાએ કરેલી લૂટ બાબત કંઇ છૂટછાટ મૂકવા માગતા હો તો તે બાબતમાં પણ તમારી સાથે મિત્રાચારી બાંધવાની આશાથી તમને સંતોષવા ઇચ્છું છું.

"તમે ખ્રિસ્તી છો, કજીઓ ચાલુ ન રાખતાં શાંતિ સ્થાપવા માટે વિવાદનો ફડચો કરી નાખવો એ કેટલું બધું હિતકારક છે, તે તમે જરૂર જાણતા હશો. પરંતુ તમે જો કંપનીના બીજા વેપારીઓના વેપારને નષ્ટ કરી યુદ્ધ કરવાને માટેજ તૈયાર થયા હો તો તેમાં મારો કશો અપરાધ નથી. એવાં સર્વનો નાશ કરનારાં યુદ્ધનાં અશુભ ફળો અટકાવવા માટેજ આ પત્ર લખું છું."

અંગ્રેજો આ પત્રનો અંગ્રેજી અનુવાદ રાખી ગયા છે, તે આ પ્રમાણે:—

"You have taken and plundered Hughley,

and made a war upon my subjects; these are not acts *Becoming Merchants*! I have therefore, left Muxudabad, and am arrived near Hughley, I am likewise crossing the river with my army, part of which is advanced towards your camp. *Nevertheless*, if you have a mind to have the Company's business settled upon its ancient footing, and to give a currency to their trade, send a person of consequence to me, who can make your demands, and treat with me upon this affair. I shall not scruple to grant a Perwannah for the restitution of all the Company's factories, and permit them to trade in my country upon the same terms as formerly. If the English, *who are settled in these Provinces, will behave like merchants, obey my orders, and give me no offence*, you may depand upon it I will take their loss into consideration and adjust matters to their satisfaction.

You know how difficult it is to provent soldiers from plundering in war; therefore, if you will, on your part relinquish something of the damages you have sustained by being pil-

laged by my army, I will endeavour to give you stasfaction even in that particular, in order to gain your friendship, and preserve a good understanding for the future with your nation.

You are a Christian, and know how much preferable it is to accommodate a dispute, than to keep it alive; but if you are determined to sacrifice the interest of your Company, and the good of private merchants to your inclination for war, it is no fault of mine: to prevent the fatal cosequence of such a ruinous war, I write this letter."1

આ પત્રમાં લીટીએ લીટીએ જે ગાંભીર્યપૂર્ણ શાંતપ્રકૃતિની ઉદારતાનો ગુણ પ્રકટ થાય છે, સિરાજદ્દૌલા જુવાન છતાં શાંત ચરિત્ર બતાવવાને સમર્થ થયો છે, તે તેને માટે ખાસ મહત્વની વાત છે. રાજા થઈ પ્રજાના સાથે લડાઇ કરવાથી રાજાને માટે બુરૂં ફળ ભોગવવું પડે છે;-તેથી વેપારધંધાનો નાશ થાય છે, એકના અપરાધથી ઘણાનો નાશ થાય છે, અને દેશની પડતી થાય છે, એ વાત સિરાજદ્દૌલાના સમજવામાં આવી ગયેલી હોવાથી તે સંધિ કરવા માટે વોટસનને ઉપલો પત્ર લખવા પ્રેરાયો હતો. આની સાથે કંપનીના વ્યવહારની તુલના કરો. કોણ શાંતિને ચાહનાર હતું-મુસલમાન સિરાજ, કે ખ્રિસ્તી અંગ્રેજ ?

1. Ive's Journal.



## પ્રકરણ એકવિસમું

### અલિનગરની સંધિ

મુસલમાન ઇતિહાસલેખક સૈયદ ગુલામ હુસન લખી ગયો છે કે "અંગ્રેજો જયારે હુગલી લૂટવામાં મશગુલ બની ગયા હતા બરાબર તેજ વખતે વિલાયતથી ખબર આવી કે અહીં ફ્રેંચો સાથે પાછું યુદ્ધ જામ્યું છે. અંગ્રેજ અને ફ્રેંચ શાંત રીતે જીવન ગાળવાનું શિખ્યા નહિ. તેઓ વચ્ચે પાંચ છ સૈકા થયાં લડાઇ ચાલ્યા કરતી હતી. કોઇ વખતે તેઓ લડાઇ કરી થાકી જતા ત્યારે બંને વિશ્રાંતિ લેવાને માટે થોડા રોજની સંધિ કરી લેતા પરંતુ થોડો વખત વિશ્રાંતિ લઇ પાછા યુદ્ધની તૃષાથી ગાંડા બની ઉઠતા!"[1]

અમે જે સમયની વાત કરીએ છીએ, ત્યારે અંગ્રેજોની માફક ફ્રેંચોપણ ભરતખંડમાં ધીરે ધીરે પોતાની લાગવગ વધારતા જતા હતા. તેઓ વેપારને બહાને બંગાળામાં ત્રણુસો ગોરા અને અનેક સુશિક્ષિત ગોલંદાજ રાખતા હતા. આ દેશના લોકો આગળ અંગ્રેજો કરતાં ફ્રેંચોની બહાદુરી વધુ જાણીતી હતી, સ્વદેશમાં ફ્રેંચો સાથે લડાઇ ચાલવાથી હિંદમાંના અંગ્રેજોનું કાળજું ફફડી ઊઠયું. ફ્રેંચો સાથે નવાબની સેના એકત્ર થાય, તો અંગ્રેજોનો નાશ થતાં શી વાર લાગે?

1. Mustafa's Mutakherin, I. 156.

ક્લાઇવ એ વાત સમજતો હતો. તે વિલાયતથી આવેલ સમાચાર સાંભળી કંપી ઉઠયો, અને હાથે કરીને નવાબ સાથે કજીઓ વહોરી લઇ કેટલું બધું ખોટું કામ કર્યું છે, તે વિચારી વ્યાકૂળ થઇ ગયો.[1] તે તરતજ ઉમિચાંદ અને જગતશેઠને શરણે જઇ હવે શું કરવું તેની મસલત ચલાવવા લાગ્યો. આ તરફ એકાએક હુગલી લુટાવાના સમાચાર મળતાં નવાબ ગુસ્સાથી બળતાં હૃદયે કલકત્તા તરફ ધસ્યો આવતો હતો. અંગ્રેજો સંધિ કરવા માટે વ્યાકૂળતા પ્રકટ કરે તો શું થાય? નવાબ શું સંધિની વાતપર ધ્યાન આપશે? બધા કહેવા લાગ્યા તે આટલે દિવસે અંગ્રેજોનાં પાપનો ઘડો ભરાઇ ચૂકયો છે.[2] સિરાજદૌલા "માણુસોનું લોહી પીનાર રાક્ષસ" હોત તો જરૂર તેમજ થાત. પરંતુ તે આગળ પાછળનો વિચાર કરી શાંતિ જાળવવા માટે વધુ આગ્રહ દર્શાવવા લાગ્યો. કર્નલ કલાઇવ જાતે સ્પષ્ટ રીતે સ્વીકાર કરી ગયો છે કે સંધિ માટે મારે વધારે ચિંતા કરવી પડી નહિ: સિરાજદૌલાએ જાતે સંધિનો ઠરાવ મોકલી અમારો સંદેહ દૂર કરી દીધો હતો.[3]

---

1. Thorntons History of British Empire, I. 208.

2. The English were now very desirous to make their peace with that formidable ruler; but the capture of Hughly, undertaken solely with a view to plunder, had so augmented his rage that he was not in a frame of mind to receive from them any proposition.–Mill, Vol. II. 157.

3. According in Orme (Vol. II. 129) it

સિરાજદ્દૌલાએ સંધિનું કહેણુ શા માટે મોકલ્યું ? અંગ્રેજો સાથે સંધિ? તે તો રેતીના બંધવડે સમુદ્રની ગતિ અટકાવવા જેવો નિષ્ફળ પ્રયાસ હતો ! જો ખરેખર સંધિ થાય, તો પણ કેટલા દિવસ સુધી તે કાયમ રહેવાની? સ્વદેશમાં નજીકના પડોશીઓ સાથે જેઓ છસો વર્ષથી લડાઇ કરતા હતા, છતાં શાંત થયા નહોતા, તેઓ વિદેશમાં પોતાની ધર્મપ્રતિજ્ઞા કેટલાક દિવસ પાળવાના હતા ? સંધિપત્ર તો કેવળ અંગ્રેજોના મોંની વાત હતી, તેઓનાં વચનમાં શો ભરોસો ? તેઓએ થોડાજ રોજપર વિપત્તિમાં આવી પડી સંધિનું કહેણુ મોકલ્યું હતું, પરંત તે વાત જૂની થતાં ન થતાં તો તેઓએ હુગલી લુટયું ! લૂટફાટ કર્યા છતાં તેઓ ધરાયા નહિ; મૂલ્યવાન ઇમારતો તોડી પાડી, ગરીબોની ઝુંપડીઓ બાળી નાખી, હુગલીનાં ઇતિહાસપ્રસિદ્ધ સ્થાનને શ્મશાનના રૂપમાં ફેરવી નાખ્યું ! આજે કદાચ ફ્રેંચોના ભયથીજ ખ્રિસ્તી અંગ્રેજો તદ્દન નિર્દોષ ઘેટાંની માફક કરુણ અવાજે શાન્તિ શાન્તિ પોકારી રડતા રડતા નવાબને શરણે આવ્યા હતા; પરંતુ તક મળતાંજ તેઓ પાછી સિંહમૂર્તિ ધારણ નહિ કરે તેની શી સાબીતિ ?

જો કે ઘણા આ સઘળી દલીલો કરી સંધિનાં કહેણમાં ભંગાણ પાડવા પ્રયત્ન કરવા લાગ્યા, તો પણ સિરાજદ્દૌલાએ આ વાતોપર ધ્યાન ન આપ્યું. તેણે કલકત્તા આગળ છાવણી નાખી અંગ્રેજોને

---

was Clive who proposed negotiation—Clive himself represented the overture as coming from the Subadar.—Thornton's History of the British Empire, Vol I. 209.

સંધિની બાબતમાં વાતચીત કરવા બોલાવ્યા. સિરાજદ્દૌલા શું અંગ્રેજોની બીકથી સંધિ કરવા વ્યાકૂળ થયો હતો ? કોઇ કોઇ કહે છે કે એજ ખરૂં કારણુ છે. પરંતુ અંગ્રેજો તે વખતે જે સ્થિતિમાં હતા, તે સ્થિતિ તરફ જોતાં સિરાજદ્દૌલાને બ્હીવાનું કંઇ કારણુ નહોતું; અંગ્રેજોનું સૈન્ય થોડું હતું; તેમાં પણુ કેટલુંક સૈન્ય બંગાળી ઉપસાગરમાં ગુમ થઇ ગયું હતું; જેઓ બંગાળામાં આવ્યા હતા. તેઓમાંના પણુ બધા જીવતા નહોતા; અને જેઓ જીવતા હતા, તેઓ પણુ બંગાળાની આબોહવા સહન ન થઇ શકવાથી જીવન્મૃત અવસ્થા ભોગવતા હતા. મહાવીર કલાઇવને સિરાજની સેનાની ગતિ અટકાવવા જતાં પાછું નાસવું પડયું હતું.[1] આ બધાં કારણોથી અંગ્રેજોથી બ્હીવાનું કંઇ કારણુ નહોતું;–તો પણુ સિરાજદ્દૌલા સંધિને માટે વ્યાકૂળ શા માટે થયો હતો ?

સિરાજદ્દૌલા અંગ્રેજોને સજ્જન તરીકે ઓળખતો નહોતો; તેના સંસ્કારો સાથે જુવાનીના સંસ્કારોએ મળી તેને સમજાવી દીધું

---

1. Colonel Clive marched with the greattst part of his troop and six field-pieces; as they apprrached, the enemy fired upon then from nine pieces of cannon, and several bodies of their cavalry drew up on each side of the garden, of which the attack apeared so hazardous, that Clive restrained the action to a connonade, which continued only an hour that the troops might regain the camp before dark. Orme. II. 130.

હતું કે અંગ્રેજોને વશ કર્યા સિવાય મારૂં રાજ્ય નિષ્કંટક થવાનું નથી. નવાબ અલ્લીવર્દી પણ મરણ સમયે એજ બોધ આપી ગયો હતો. સિરાજદ્દૌલા ધીમે ધીમે આ વાતનો મર્મ સમજતો ગયો, અને બારિકાઇથી અંગ્રેજોનો કીર્તિકલાપ જોઇ ભડકી ગયો હતો. આજે હુગલી લૂટાયું, કાલે કદાચ બીજું કોઇ સ્થાન લૂટાય. સિરાજે જોયું કે અંગ્રેજો તો બીજા મરેઠાઓ બનશે; કેટલાંએ સમૃદ્ધિશાળી નગરો વેરાન થઇ જશે; કેટલાએ નિર્દોષ નાગરિકો હાહાકાર કરશે; ઘણાં લોહીથી અંગભૂમિ તરબોળ બનશે; અને એટલું બધું કર્યા છતાં એક દિવસ પણ શાંતિ તો ભોગવી શકાશે નહિ! અંગ્રેજોને વશ કરવાના ફક્ત બેજ સારા ઉપાયો છે; કાંતો શત્રુ બનાવી, કાંતો મિત્ર બનાવી; કાંતો કરાગ તરવારની મદદથી, અગર લેખણની મદદથી. અલ્લીવર્દીના છેવટના ઉપદેશ મુજબ શત્રુતા કરી જોઇ; પણ તેથી તો ઉલટું ખરાબ ફળ આવ્યું. અંગ્રેજો વશ ન થયા; ઉલટી હમેશની શત્રુતા બંધાઇ. તેથી મિત્રતાનાં બંધનથી અંગ્રેજોને વશ કરવા માટે સિરાજદ્દૌલા વ્યાકૂળ થઇ રહ્યો. આ કાર્યમાં તેની પ્રજાનું હિત કરવાની તીક્ષ્ણબુદ્ધિ જણાઇ આવતી હોવાથી ખટપટિઆ મંત્રિઓ તેના આ ઠરાવને તોડી પાડવા પ્રયત્નો કરવા લાગ્યા,

નવાજેસ મહમ્મદ અને શૌકતજંગનાં પરલોકગમન બાદ ખટપટી મંત્રિઓની બધી આશાઓ ધૂળમાં મળી હતી. અંગ્રેજો તેમનો છેલ્લો આધાર હતા. તેઓ જો સિરાજ સાથે મિત્રતા બાંધે તો પછી સિરાજ નિશ્ચિંત થાય. તેથી દેશનું હિત થાય, પણ દુષ્ટોનું સત્યાનાશ વળે. નવાબ આટલા દિવસ સુધી વિપત્તિથી વીંટળાયલો હતો. તેથી જ તેઓને નિશ્ચિંત રહેવાની સગવડ મળી હતી. તેથી તેઓ નવાબને

નચિંત બનવાની તક આપવા ઇચ્છતા નહોતા. અંગ્રેજોની સાથે શત્રુપણું ચાલુ રાખી નવાબને હંમેશને માટે ચિંતાતુર રાખવા માટે તેઓ સિરાજના મત સામા પડયા. પરંતુ સિરાજે કોઈની વાત પર ધ્યાન ન આપ્યું.

અંગ્રેજો સંધિને માટે વ્યાકૂળ હતા; સિરાજદૌલા પણ સંધિને માટે તલસતો હતો ! આવી રીતે બંને પક્ષની પૂરીપૂરી મરજીથી થતી સુલેહને કોણ અટકાવી શકે ? તરતજ ખટપટીઆઓની ખાનગી વાતચીતો શરૂ થઇ. જાહેર રીતે સામા થવાનો રસ્તો બંધ થતાં તેઓ યુક્તિપૂર્વક સિરાજદૌલાની શાંતિરૂપી તરસને રોકવાની તૈયારી કરવા લાગ્યા.

તે વખતે કલકત્તામાં ઉમાચરણનું મકાન બધાં મકાનો કરતાં પરમરમણીય સ્થાન ગણાતું હતું. તેથી તેના દીવાઓથી ઝગઝગતા સુંદર પુષ્પોદ્યાનમાંજ સિરાજદૌલાનો દરબાર ભરાયો. ચારે તરફ ગર્વથી ઉંચું મસ્તક કરી રહેલા હથિયારબંધ પહેરગીરો ઉભા હતા, યોગ્ય પોશાક પહેરી બનીઠણી મંત્રિવર્ગ યોગ્ય સ્થાને હાથજોડી ઉભો હતો; મધ્યના ભાગમાં સિંહાસન હતું, તેનાપર વિશાળ મસનદ હતું, સોનાના દંડપર જુદી જુદી જાતનાં રત્નોથી શોભતી છત્ર બાંધેલી હતી. એ સુવર્ણનાં સિંહાસનને અજવાળતો સિરાજદૌલાનો દેહ તરતના ખિલેલાં ચંપાનાં ફુલ સમાન જણાતો હતો. અંગ્રેજ સેનાપતિ વોલેસ અને સ્ક્રેફ્ટન દરબારમાં પેસતાંજ સિરાજદૌલાના ભપકાથી અંજાઇ ગયા.[1] આ રત્ન જડિત સિંહાસન જેની બેસણી છે,

1. February 4, 1757, at seven in the evening, the Subah gave them audience in Omi-

આવી વીરમંડળી જેની સેના છે, આ તા જુદી જુદી જાતની વિદ્યામાં પારંગત મંત્રિઓ જેને મદદ કરે છે, આ વૈભવની છટા કે જેણે જેના રત્નજડિત મુગટને પ્રકાશિત રાખ્યો છે,—સત્યાનાશ વળ્યું! અંગ્રેજ વેપારીઓ ક્યાં સાહસપર આધાર રાખી તેની સાથે જોર અજમાવવા તૈયાર થયા છે? પરંતુ થોડીવાર પછી તેઓને સમજાયું કે, કદાચ આ બધું ઇંદ્રજાળ હોય! આ બધું આપણને ડરાવવા માટેજ હોય! ત્યારે તેઓ સાહસ કરી હિંમતભેર સિંહાસન તરફ વધ્યા, સિંહાસન આગળ આવી કુરનિસ કરી ઉભા રહ્યા.

સિરાજદ્દૌલાએ તેઓની સાથે આદરમાનપૂર્વક વાતચીત કરી, કુશળવાર્ત્તા પૂછી જણાવી દીધું કે, સંધિ કરવા માટેજ હું જાતે અહીં સુધી આવ્યો છું. અંગ્રેજોએ કહ્યું કે અમે પણ સંધિને માટે આતુર છીએ, કજીઆટંટાથી અમારા વેપારને બહુજ નુકસાન થાય છે. સિરાજદ્દૌલાએ તેઓને સંધિની શરતો નકી કરવા માટે દિવાનના તંબુમાં મોકલાવી દીધા, અને પોતે આરામ લેવા વિશ્રામભુવનમાં ચાલ્યો ગયો.

અંગ્રેજોની આકાંક્ષા પૂર્ણ થઇ. તેઓ હસતે મોંએ સલામ કરી ચાલ્યા ગયા. પરતુ ખટપટીઆ મંત્રિઓની આશા પૂર્ણ ન થઇ. તેઓ યુક્તિપૂર્વક સંધિની વાત અટકાવવાની તૈયારી કરવા લાગ્યા.

જે બે અંગ્રેજ પ્રતિનિધિઓ હથિયાર બાંધી નવાબના દરબા-

---

chand's garden, where he affected to appear in great state, attended by the best-looking men amongst his officers, hoping to intimidate them by so warlike an assembly.—Scraftons Reflections.

રમાં આવ્યા હતા, તેઓ કોઠીવાળા સિવિલિયન હતા;—સિરાજદ્દૌલાના નામથી તેનો અંતરાત્મા કાંપી ઉઠતો. મંત્રિઓને બીજું કંઇ બહાનું ન મળવાથી તેઓએ એ અંગ્રેજોને બીક બતાવી કાર્ય સાધવાનો પ્રયત્ન કર્યો.

અંગ્રેજ પ્રતિનિધિઓ દરબારમાંથી બહાર આવ્યા કે તરત ચતુર ઉમાચરણે આવી ધીરે ધીરે તેના કાનમાં કહ્યું,—" શું જુઓ છો ? જીવ બચાવવા ઇચ્છાત હો તો અત્યારેજ નાસો. સંધિનાં કહેણુથી નાચંત થયા છો ? આ સંધિ નથી; આ તો કેવળ વખત ગુમાવવાની યુક્તિ છે. નવાબની પાયદળ સેના તો આવી છે, પરંતુ તોપો હજુ પાછળ છે; તે માટેજ સંધિની વાત કાઢી તમને છેતરે છે. તોપો આવશે એટલે એક ક્ષણુની પણ વાર નહિ લાગે. તમારી સંખ્યા કેટલી છે ? સિરાજની અગણિત સેના આગળ તમે ક્યાં સુધી ટકી શકશો ?" બંને અંગ્રેજોનું કાળજું ફફડવા લાગ્યું. થયું ! તેમના હૃદયમાં સંશયપિશાચે ઘર ઘાલ્યું. શું ત્યારે આટલું બધું સભ્યતા ભર્યું બોલવું, સંધિ માટે તલસવું, એ શું કેવળ વખત ગુમાવવા માટેજ ! હવે શો ઉપાય ? તેમના મુખ સામું જોઇ ઉમાચરણે નક્કી કરી લીધું કે દવાએ અસર તો કરી ખરી ! તે તક જોઇ બોલ્યો, " હવે ઉપાય શું ? દિવાનના તંબુમાં જતાંજ તમે બંદી બનશો. હજુપણ સાવચેત થાઓ. મશાલ હોલવી અંધારે અંધારે કિલ્લામાં નાસી જાઓ." અંગ્રેજોએ હવે ક્ષણુ પણ વિલંબ ન કર્યો.[1] કોઇએ એટલો પણ વિચાર ન કર્યો કે સિરાજદ્દૌલા તોપો લીધા સિવાય શું ખાલી હાથે અહીં સુધી આવ્યો છે ?

1. Orme, II. 131.

સિરાજદ્દૌલા એ કારસ્તાન જરાપણ જાણી શક્યો નથી. પરંતુ તે રાત્રે અંગ્રેજ છાવણીમાં એક માણસ પણ ઊંઘ્યો નહિ. ક્લાઇવ બળતા અંગારાની માફક બળતા તેજથી વોટસન આગળ દોડી ગયો. તેની પાસેથી છસો વહાણુપરના ગોરા માગી લીધા અને તેને પોતાનાં પાયદળ સાથે એકત્ર કર્યા; રાતના ત્રીજા પહોરને શુમારે ગુપચુપપણે સૈન્ય સાથે નવાબની છાવણીપર હલ્લો કરવા આગળ વધ્યો. નવાબના તંબુમાં ૬૦૦૦૦ સિપાહીઓ અને ૧૮૦૦૦ ઘોડેસ્વારો ૪૦ તોપો સાથે નિશ્ચિંતપણે સૂતા હતા; તે જાગી ઊઠશે ત્યારે અંગ્રેજોનું શું થશે તે વિચારવા જેટલો સમય પણ ક્લાઇવને ન મળ્યો.

એક તો રાત્રિનો વખત હતો, તેમાં વળી ભયંકર ટાઢ હતી. બધા નિ:શબ્દે ઉંઘતા હતા. એ રાત્રિની નિરતબ્ધતા ભેદી અંગ્રેજોની તોપો ભયંકર અવાજે ગડગડી ઉઠી! અંગ્રેજોની તોપો વારંવાર છૂટવા લાગી. નવાબનું સૈન્ય એકાએક તોપોના અવાજો થવાનું કારણ સમજી શક્યું નહિ! તેઓના કોલાહલથી છાવણી ગાજી ઉઠી; અને જે જ્યાં હતા, ત્યાં હથિયાર બાંધી, મશાલ સળગાવી, તોપોની પાસે આવી ઉભા રહેવા લાગ્યા. નવાબની તોપો પણ પ્રચંડ અવાજથી અગ્નિ વરસાવવા લાગી.

સિરાજદ્દૌલા ઉઠયો. સવાર થયા છતાં સારી રીતે જોઇ શકાતું નહોતું; ધુમાડાથી આકાશ છવાઇ ગયું હતું, તેમાં વળી ઝાકળ આવેલ હોવાથી પાસેની ચીજ પણ સ્પષ્ટ રીતે જોઇ શકાતી નહોતી. કેવળ રહી રહીને બન્ને પક્ષની તોપો કડકડ નાદે ગર્જના કરી ઉઠતી હતી; અને તે સાથે ઘવાએલાઓનો આર્ત્તનાદ સંભળાતો હતો! બધા સમજી ગયા કે લડાઈ જામી છે;—પરંતુ એકાએક લડાઈ જામવાનું કારણ શું, તે કોઇ સમજાવી શકયા નહિ.

૭ વાગી ગયા; તો પણ ધુમાડો ન ખસ્યો, તોપોના અવાજો શાંત ન પડયા, દરેક જુદા જુદા વિખરાઇ ગયા હતા; શત્રુ દૂર છે કે પાસે તે જણાતું નહોતું; કેવળ શબ્દ તરફ લક્ષ રાખી મુસલમાનો તોપો છોડતા હતા. જ્યારે સૂર્ય ઊગ્યો, અજવાળું સારી પેઠે થયું, ત્યારે બધાએ નવાઇપૂર્વક જોયું કે કલાઇવની યુદ્ધરૂપી તૃષા શાંત થઇ છે, તેના ગર્વિષ્ઠ ગોરાઓ દૂર માથું હેઠું કરી કિલ્લા તરફ નાસે છે; અને મુસલમાન ઘોડેસ્વારો તેની પાછળ દોડે છે. અંગ્રેજોની બે તોપો મુસલમાનોએ ખુંચવી લીધી છે; આમતેમ અહીંતહીં સર્વત્ર અંગ્રેજ સેનાનાં બહાદૂર મસ્તક લોહીથી ખરડાઇ ધુળમાં રગદોળાતાં જમીનપર પડયાં છે.[1]

અંગ્રેજોનું સત્યાનાશ વળ્યું ! એક તો થોડું સૈન્ય લઇ તેઓ બંગાળામાં આવ્યા હતા; તેમાં પણ કલાઇવના અવિચારથી એકજ દિવસમાં ૧૨૦ અંગ્રેજો ધુળ ભેગા થયા, અને સો કરતાં વધુ સિપાહીઓ માર્યા ગયા;[2] નવાબની છાવણીમાં પણ હાહાકાર થઇ રહ્યો; કેટલાએ હતભાગી આ યુદ્ધમાં ઊંઘમાંથી જાગ્રત પણ થઇ

---

૧. ઓર્મસાહેબે લખેલા ઇતિહાસમાં આ રાત્રીયુદ્ધનું વિસ્તાર પૂર્વક વર્ણન કરેલું છે. હારેલી અંગ્રેજ સેનાએ કલાઇવને કેવો ઠપકો આપ્યો હતો, તે પણ લખ્યું છે. અહીં કલાઇવિની વીર કીર્તિ પ્રશંસા મેળવી શકી નથી.

2. Two Captains of the Company's troops, Pye and Bridges and Ma. Belcher. The Secretary of Cal. Clive, were killed. Orme, II. 134.

શકયા નહોતા; કેટલાએ સિપાહીઓ શત્રૂ અને મિત્રોના તોપના મારા વચ્ચે આવી જતાં ભુંજાઈ ગયા હતા.

એકાએક યુદ્ધ મચવાનું કારણ શું, એ બાબત તપાસ કરતાં સિરાજદ્દૌલા મંત્રિઓની બહાદુરી જોઇ કંપી ઊઠયો. મીરજાફરનો કાર્યકલાપ જોતાં તે ચોકખું સમજી ગયો કે તે પણ આ કારસ્તાનમાં સંડોવાયો છે.[1] આવા સેનાપતિ, આવા મંત્રિઓની સાથે લઇ યુદ્ધ કરવાનું તેને ઠીક ન લાગ્યું; સિરાજદ્દૌલાએ એક સુરક્ષિત સ્થાને જઇ છાવણી નાખી; અને તરતજ સંધિ કરવા માટે અંગ્રેજોને બોલાવવામાં આવ્યા.

જે સિરાજદ્દોલા નાનપણથી અંગ્રેજોને કાઢવા મથતો હતો તેજ વળી સંધિ માટે બોલાવે છે, તે સંબંધમાં અંગ્રેજોને એકદમ વિશ્વાસ ન પડયો. કલાઇવ બીકનો માર્યો સંધિ કરવા આતુર હતો; પરંતુ વોટસને સાવચેત કરવા પત્ર લખી મોકલ્યો હતો.[2]

1. (Sirajuddowla) discovered some appearance of disaffection in some of his principal officers, particularly in Meer Jaffar whose conduct in this affair had been very mysterious.

—Scrafton's Reflections.

2. "I am fully convinced that the Nabobs letter was only to amuse us in order to cover his retreat, and gain time till he is reinforced, which may be attended with very fatal consaquences. For my own part, I was of opinion

પરંતુ કલાઇવે વોટસનની સલાહ માન્ય ન રાખી. મંત્રિઓની ખટપટની ખબર પડવાથી સિરાજદ્દૌલા સધિને માટે એટલો બધો ઉતાવળો થયો હતો કે તેણે કલાઇવે જે માગ્યું તે સ્વીકારી લઈ ઇ. સ. ૧૮૫૭ ના ફેબ્રુઆરીની ૭ મી તારીખે સલાહ કરી નાખી. અંગ્રેજોની માગણીથી આ સંધિમાં મીરજાફર અને રાયદુર્લભને સહી કરવી પડી. ઇતિહાસમાં આનું નામ, " અલિનગરની સંધિ " છે.

આ સંધિની રૂયે અંગ્રેજ વેપારીઓને ટંકશાળ સ્થાપી બાદશાહના નામના સિક્કા પાડવાની મંજુરી મળી; અને કલકત્તાના ઘેરા વખતે લુટફાટમાં જે કંઈ નુકસાન થયું હોય તે સિરાજદ્દૌલાએ ભરપાઇ કરવાનું કબૂલ કર્યું.

---

that attacking his rear when he was marching off, and forcing him to abandon his cannon, was a most necessary piece of service to bring him to an acommodation; for till he is well-thrashed, don't, Sir, flatter yourself, he will be inclind for peace. Let us, therefore, not be over-reached by his polities, but make use of our arms, which will be much more prevalent than any treaties or negotiation."



# પ્રકરણ બાવિસમું

## સંધિનું પરિણામ

સંધિ તો થઇ; પરંતુ અંગ્રેજોના મનની મુંઝવણ ન મટી. સિરાજદોલાએ મિત્રતાનું બંધન મજબૂત કરવા માટે ક્લાઇવ, વોટસન અને ડ્રેકને યોગ્ય શિરપાવ મોકલી આપ્યો. બધાએ શિરપાવ ગ્રહણ કર્યો; વોટસન સાહેબે તે પાછો મોકલી કહાવી મોકલ્યું કે " હું ઇંગ્લાંડના રાજાની રૈયત છું; સિરાજદોલા પાસેથી શિરપાવ લઇ તેની રૈયત ગણાવવા માગતો નથી ! "[1]

---

1. પ્લાસીનું યુદ્ધ પુરૂં થયા બાદ મીરજાફરે જ્યારે શિરપાવ મોકલ્યો ત્યારે આ કર્તવ્યનિષ્ટ વોટસન સાહેબે કોઇ પણ પ્રકારની આનાકાની વગર સ્વીકાર્યો હતો, ઉલટું તેણે પોતાને હાથે મીરજાફરને લખી મોકલ્યું કે:—Mirza Jaffier Beg, whom you have done me the honor to, depute to me, has delivered me your letter, and other marks of friendship with which you have been pleased to favour me—Ive's journal.

અલિનગરની સંધિથી અંગ્રેજોનું અપમાન થયું એમ માની દરેક અંગ્રેજો કલાઈવ પર ગુસ્સે થયા. જેઓ જીવ બચાવવા સારૂ પહેલાં નાઠા હતા, તેઓજ વખત આવતાં મોટા અવાજથી કલાઈવને કાયર, બાયલો ઇત્યાદિ મોટાં નામથી સંબોધવા લાગ્યા ! એ પરથી વૉટસન સમજી ગયો કે અલિનગરની સંધિ ઝાઝી મુદત ટકવાની નથી. તેથીજ કદાચ તેણે નિમકહરામી નહિ કરૂં એવાં બહાને સિરાજદૌલાનો શિરપાવ પાછો વાળ્યો હતો.

આગળ જતાં પાર્લમેન્ટ આગળ સાક્ષી દેતી વેળા લૉર્ડ કલાઈવે કહ્યું હતું કે–" એ વખતે મારી પાસે બે હજાર સૈનિકો હતા; ફ્રેંચો નવાબના પક્ષમાં ભળે તો સહેલાઇથી આપણો નાશ થઇ શકે. વીર-હૃદયની ઉશ્કેરણીને તાબે થઇ આજુબાજુનો વિચાર ન કર્યો હોત, તો હું પણ એ સંધિનો ઠરાવ નજ સ્વીકારત; પરંતુ કંપની બહાદુર તરફ નજર કરી વેપારનાં રક્ષણ માટેજ માટે આવી ( અપમાનસૂચક ) સંધિ કરવી પડી હતી, " [1]

જે બન્યું તે બન્યું; હવે કોઇ પણ રીતે ફ્રેંચોને હમેશને માટે દેશપાર કરવાને માટે તૈયારીઓ થવા લાગી. આ બાબતમાં નવાબનો શો મત છે, તે જાણવા માટે બધા આતુર થઇ રહ્યા. સિરાજ આ વાત સાંભળતાંજ થરથરી ઊઠ્યો. આજ શું શાંતિની ઓળખાણ ? હજુ તો એક અઠવાડિયું પણ ગયું નથી; તે દરમિઆન વળી પાછું યુદ્ધ ? [2] તેણે તદન નિરૂપાય થઇ કહાવી મોકલ્યું કે

1. Clive's Evidence.

2. The Nabob *detested* the idea—Orme, Vol. II, 136.

"અંગ્રેજોની માફક ફ્રેંચો પણ અમારા આશ્રિત વેપારીઓ છે; અમે કદી પણ આશ્રિતને ઇજા કરવાના નથી." અંગ્રેજોએ બીજી વખત આ વાત ન ઉચ્ચારી. તેથી સિરાજદૌલા નિશ્ચિંત ચિત્તે કલકતાથી મુર્શિદાબાદ તરફ ચાલ્યો.

અગ્રદ્વીપ આગળ આવતાં સિરાજદૌલાએ સાંભળ્યું કે મારી ગેરહાજરીમાં તક મળવાથી અંગ્રેજોએ પાછી સિંહમૂર્તિ ધારણ કરી છે, અને બંદુકો લઇ ચંદ્રનગર લુટવાની તૈયારી કરે છે. વોટસન સાહેબ તેની સાથેજ મુર્શિદાબાદ આવતા હતા; તેણે આ બધી વાત ખોટી ઠરાવવાની તૈયારી કરી. તેની પ્રાર્થનાથી પ્રસિદ્ધ વેપારી ઉમિચાંદે સિરાજદૌલા સમક્ષ આવી બ્રાહ્મણના પગનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરી કે—"અંગ્રેજો કદીપણ સંધિ તોડશે નહિ, તેના જેવી સત્યવચની જાતિ આખી દુનિઆમાં નથી, તેઓ તો જેમ બોલે છે, તેમજ વરતે છે,"[1] ઇશ્વરના નામથી પ્રતિજ્ઞા કરવાથી સિરાજદૌલા વશ થયો. તોપણ તેણે અંગ્રેજોને સાવચેત કરવા માટે વોટસનને લખી મોકલ્યું કેઃ—

"બધા વાદવિવાદનો નાશ કરવા માટેજ મેં તમને વેપારના હક પાછા સોંપી સંધિ કરી છે. તમે પણ તેમાં સહી કરી પ્રતિજ્ઞાથી બંધાયા છો કે આ દેશમાં હવેથી કજીઆટંટો ન કરવો. પરંતુ મને ખબર મળી છે કે તમે હુગલી પાસેની ફ્રેંચ વખારોપર હલ્લો કરી તરતમાંજ લડાઇ જગાડવા ઇચ્છો છો. મારાં રાજયમાં વળી લડાઇ ઉભી કરવા કેમ ઇચ્છો છો? આ તો બધા દેશની નીતિવિરૂદ્ધ થાય છે. તેમુરલંગના સમયથી માંડીને આજ સુધી ફિરંગીઓ અંદરોઅં-

1. Orme, Vol II, 137.

દર કજીઆ કરી શકયા નથી. તમે લડાઇ મચાવશો તો હું શું કરીશ તે તમે જાણો છો? બાદશાહનું કર્તવ્ય બજાવવા અને તેનું માન જાળવવા માટે ન છૂટકે મારે ફ્રેંચોને મદદ કરવી પડશે. હમણાંજ સંધિ થઇ છે, ને વળી લડાઇ મચાવશો? મરાઠાઓએ બહુજ ત્રાસ વર્તાવ્યો છતાં, જે દિવસથી સંધિ થઇ તે દિવસથી તેમણે કદાપણ પોતાની પ્રતિજ્ઞા તોડી નથી; અને ભવિષ્યમાં કદી તોડશે નહિ, એવી મને ખાત્રી છે. ધર્મને સાક્ષી રાખી જે સંધિ કરેલી હોય, તેને તોડવી એ બહુજ મોટો ગુન્હો છે. તમે સંધિ કરી છે, તો પછી સંધિ પાળવાને બંધાયલા છો. સાવધાન! મારાં રાજ્યમાં કજીઆટંટા ન થાય તે બાબત સાવચેત રહેશો, મેં જે પ્રતિજ્ઞાપૂર્વક સંધિ કરી છે, તે અક્ષરેઅક્ષર પળાશે."[1]

ફક્ત પત્ર લખીને સિરાજદ્દોલા નિશ્ચિંત રહી શક્યો નહિ, તેણે પ્રજાનું રક્ષણ કરવા માટે મહારાજ નંદકુમારનાં ઉપરિપણાં નીચે હુગલી, અગ્રદ્વીપ અને પ્લાસીમાં સૈન્ય રાખ્યું. પોતે રાજધાનીમાં આવ્યો.

રાજધાનીમાં આવ્યાબાદ તેને ખબર મળી કે અંગ્રેજોએ ચંદ્રનગર પર હલ્લો કરવાનું નક્કી કર્યું છે! ત્યારે ક્ષણનો પણ વિલંબ ન કરતાં તેણે વોટસનને લખ્યા મોકલ્યું.

"ગઇ કાલે મેં તમને જે પત્ર લખ્યો, તે મને લાગે છે કે તમને

૧. મૂળ પત્ર ક્યાં છે, તેનો પત્તો મળ્યો નથી, અંગ્રેજોએ એ બધા પત્રોનો અનુવાદ કરાવ્યો હતો, તે Ive's Journal નામના જુના ગ્રંથમાં એકઠા કરવામાં આવ્યા છે. સિરાજનું ચરિત્ર સમજવા ઇચ્છનારે એ બધા પત્રો ધ્યાનપૂર્વક વાંચવા જોઇએ.

મળ્યો હશે. તે પત્ર લખ્યા પછી ફ્રેંચ એલચી પાસેથી જાણ્યું કે તમે ચારપાંચ વધુ લડાયક વહાણો આણ્યાં છે, અને બીજાં લાવવાની તૈયારીમાં છો. એ પણ સાંભળ્યું કે તમે ચંદ્રનગરનો નાશ કરીને જ અટકવાના નથી, પણ વર્ષાઋતુ પૂર્ણ થયા બાદ સૈન્ય સાથે મુર્શિદાબાદ સુધી આવવાના છો, આ શું વીરને ઉચિત વ્યવહાર છે, ભલા માણસને ઉચિત કાર્ય છે? જો સંધિ પાળવાની ઇચ્છા હોય, તો આવેલ વહાણો પાછાં મોકલી દેજો. હમણાંજ સંધિ થઇ છે! આટલા થોડા દિવસોમાં પ્રતિજ્ઞા તોડવી એ શું સજ્જનતા છે! મરાઠાઓને તો બાઇબલ નથી. તો પણ તેઓએ સંધિ તોડી નથી. બહુ નવાઈની વાત છે, એકદમ વિશ્વાસ કરવાં પણ આનાકાની થાય છે કે બાઇબલનો ધર્મ જાણી, પરમેશ્વર અને ઇસુખ્રિસ્તીની દોહાઇ આપી તમે સંધિ કરી છે, છતાં કાર્ય વખતે તે પાળી શકતા નથી!" [1]

આ પત્ર જેવો વ્યંગાત્મક છે, તેવોજ તીવ્ર ભાષામાં લખાયલો છે, પત્ર વાંચી અંગ્રેજોને પણ આંખની શરમ આવી લાગે છે. કારણકે તેઓએ પછી નવાબની રજા સિવાય બાહુબળવડે ચંદ્રનગર પર હલ્લો કરવાનું યોગ્ય ન ધાર્યું. હવે વૉટસને બીજો ઉપાય ન મળતાં એક નવી યુક્તિ શોધી કાઢી ઉપલા પત્રનો જવાબ લખ્યો:

"આપનો ૧૯મી ફેબ્રુઆરીનો પત્ર આજ ૨૧ મી ફેબ્રુઆરીએ મળ્યો છે. પત્ર વાંચ્યા બાદ મને જણાયું કે ફ્રેંચો વિરુદ્ધ યુદ્ધ કરવું એ આપને યોગ્ય જણાતું નથી. આ કાર્યથી આપ આટલા બધા અસંતુષ્ટ થશો, એ વાત પ્રથમથી જાણી હોત, તો અમે આપના રાજ્યમાં શાંતિભંગ કરવાની આટલી તૈયારી પણ ન કરત. ફ્રેંચો

1. Ive's Journal.

સંધિ કરવા ઇચ્છતા હોય તો અમે લડાઇ કરવા ઇચ્છતા નથી. પરંતુ તેઓ સંધિ કરે તેટલાથીજ અમે તેને જતા કરશું નહિ, આપને સુબેદાર તરીકે તેના જામીન થવું પડશે; પૃથ્વીપર અમારા જેવા સત્ય-પરાયણ લોકો નથી એ આપનાથી અજાણ્યું નથી. હું આપને સત્યના કસમ ખાઇ કહું છું કે અમે કદીપણ સત્યનું ઉલંઘન કરીશું નહિ. પ્રભુ ખ્રિસ્ત અને પરમેશ્વરને સાક્ષી રાખી વળી કહું છું કે આપ ફ્રેંચો સાથે સંધિ કરાવી આપો, તો અમે કદીપણ સત્યનો ભંગ કરીશું નહિ."[2]

વોટસનનો જવાબ વાંચી સિરાજદ્દૌલાએ ફ્રેંચો અને અંગ્રેજો વચ્ચે સંધિ કરાવી આપવાનું કબૂલ્યું. જો તે કજીઆખોર. ચંચળ જુવાન હોત તો આ બ્હાને અંગ્રેજોને ખૂબ ગાળો આપી શકત, કહી શકત કે ફ્રેંચો સાથે તમારે સંધિ થાય કે ન થાય, તેની સાથે મારો શો સંબંધ! મારા રાજ્યમાં હવેથી કજીઆ નહિ કરો, એવી તમે સંધિ કરી છે, તેની સાથે ફ્રેંચોને શો સંબંધ છે ! પરંતુ સિરાજદ્દૌલાએ એ બધા કૂટ તર્કો ઉભા ન કરતાં સરળ ભાવે લખી મોકલ્યું કેઃ—

' ફ્રેંચ યુદ્ધ સંબંધીનો પત્ર મળ્યો, વિગત જાણી. હું ફ્રેંચોને કજીઆ વધારવામાં સહાય નહિ કરૂં, તે બાબતમાં નિશ્ચિંત રહેશો. ઉલટું તેઓજ જો કજીઓ ઉભો કરવા માગે, તો હું તેમને તેમ કરતા અટકાવીશ. તમે ચંદ્રનગર પર હલ્લો કરવાના છો, તે સાંભળી મને જે વાજબી લાગ્યું તે મેં લખી જણાવ્યું હતું. મેં ફ્રેંચોને મદદ કરવા સૈન્ય મોકલ્યું નથી. તમો અંદરોઅંદર લડો તેથી મારી

2. Ive's Jounral.

પ્રજાનુંજ અકલ્યાણ થશે, માટે પ્રજાનાં રક્ષણ માટેજ (ઠેકાણે ઠેકાણે) મેં સૈન્ય એકત્ર કરી રાખ્યું હતું. મારો પત્ર મળતાં તમે ચંદ્રનગર પર હલ્લો કરવાનો સંકલ્પ તજી દીધો છે, તે જાણી હું બહુ ખુશી થયો છું. ફ્રેંચોને સંધિ કરવા માટે પત્ર લખ્યો છે. સંધિ થયા બાદ હું એક અમલદાર મોકલીશ અને તમારૂં સંધિપત્ર મારા દફતરમાં દાખલ કરી રાખીશ. મિત્રભાવે રહેવા માટેજ સંધિ કરી છે, તે વાત કદીપણ ફરવાની નથી.

"એક બીજી વાતઃ મેં સાંભળ્યું છે કે દિલ્હીની ફોજ મારા રાજ્ય પર હલ્લો કરવા આવે છે. તે માટે હું હમણાંજ પટણા તરફ જાઉં છું. તે વખતે તમે સૈન્યની મદદ કરશો તો હું લાખ રૂપીઆ ઇનામ તરીકે આપીશ." [1]

જ્યારે નવાબનો પત્ર કલકત્તા પહોંચ્યો, ત્યારે અંગ્રેજોમાં બારે ચર્ચા જાગી. ફ્રેંચોએ સંધિ માટે કલકત્તા પ્રતિનિધિ મોકલ્યા હતા, સંધિપત્ર લખાઇ ગયું હતું, કેવળ ઘરના મતભેદને લીધે તેમાં સહી થઇ નહોતી. વોટસન સાહેબ આ બધા મતભેદનું મૂળ હતું; બધા સહી કરવાની તરફેણમાં હતા, કેવળ એકલા વોટસન સાહેબ બધાની

1. Ive's Journal. ઘણા માણસોએ આ પત્રની ઘણી રીતે વ્યાખ્યા કરી છે. અંગ્રેજો કહે છે કે સિરાજદ્દૌલાએ બાદશાહી સૈન્યની બીકથી અંગ્રેજો પાસે સૈન્ય માગ્યું હતું. પરંતુ સિરાજના ચરિત્રનું અધ્યયન કરતાં અમને લાગે છે કે અંગ્રેજોને સૈન્ય વગરના કરવાનો તેનો ખાસ ઉદ્દેશ હોવો જોઇએ. પોતે પટણા જાય અને પાછળથી અંગ્રેજો ચંદ્રનગર પર હલ્લો કરે. એવા સંદેહથીજ સિરાજદ્દૌલાએ આ યુક્તિ કરી હતી.

સામા પડી યુદ્ધ મચાવતા હતા. તેઓ એવું કહેતા હતા કે "પોંડિચેરીની ફ્રેંચ સરકાર સંધિપત્રમાં સહી ન કરે, તો કદી સંધિ કરવી યોગ્ય નથી." કલાઇવ સંધિ કરવા માટે તનતોડ મહેનત કરવા લાગ્યો. બધાને એક મત કરી તેણે સંધિપત્ર વોટસન પર મોકલી આપ્યું. વોટસને તે બે વાર પાછું ફેરવ્યું, તે પછી ત્રીજી વખત પાછું વોટસન પર મોકલતાં કલાઇવે તે પર પોતાને હાથે એક લાંબી મિનિટ લખી મોકલી. પણ વોટસન ચલિત થયો નહિ; સંધિ ન થઇ. કોના વાંકથી સંધિ ન થઇ. કલાઇવે તે પોતાની યાદીમાં લખ્યું છે. એ યાદીનો સારાંશ નીચે મુજબ છે.

"સભાસદો, આપ એક વખત વિચારી જુઓ, આપણાં આ આચરણ સંબંધમાં પૃથ્વીના લોકોની કેવી ધારણા બંધાશે ? ભાગીરથીના પ્રદેશમાં નિરપેક્ષ રીતે વેપાર કરવાના નિયમ માટે ચંદ્રનગરની કોંસિલ અને પ્રમુખની માગણી થતાં તેઓ પ્રતિનિધિ મોકલે તો આપણે સંમતિ આપશું અને તેઓની સાથે નિરપેક્ષ રીતે વેપાર ચલાવશું એવો જવાબ આપી એક રીતે આપણે આપણો મત જાહેર કરી દીધો નથી ? તેઓ આવ્યા બાદ સંધિના નિયમ બંને પક્ષની સંમતિથી લખી બંને પક્ષે તે પર સહી કરી તે નિયમો સ્વીકારવાનું શું નક્કી થયું નથી ? નવાબ શું ધારશે ? આપણે તેને વચન આપ્યું હતું, તેણે પણ સંધિના નિયમો પળાશે, એ બાબત ખાત્રી આપી હતી, છતાં આપણે આપણું વચન નહિ પાળીએ તો તે અને પૃથ્વીના લોકો કહેશે કે અંગ્રેજો અવચની છે, અથવા ધર્માધર્મશૂન્ય છે. આપણો અપરાધ નથી, તે બતાવવા માટે ખરી વાત કરી રાખવી ઉચિત છે;—આપણે સંધિના નિયમ નક્કી કર્યા બાદ વોટસને તે જે રીતે નાકબૂલ કર્યા, તે આપણે પ્રથમથી ધાર્યું નહોતું. તેના

પત્રમાં જે મત બતાવાયો છે, પ્રથમ તેનો મત તે કરતાં ઉલટો હતો, એમ આપણે જાણતા હતા. મને લાગે છે કે તમે બધા પણ એજ રીતે ધારતા હશો. નહિ તો સમગ્ર જ્ઞાની સમાજનો તિરસ્કાર વેઠવા માટે આપ આટલું બધું ન કરત.

મૂળ યાદી નીચે મુજબ છેઃ-

" Do but reflect gentlemen, what will be the opinion of the world of these our late proceedings. Did we not, in consequence of a letter received from the Governor and Council of Chandranagar making offers of a newtrality within the Ganges, in a manner accede to it by desiring they would send deputies, and that we would gladly come into such a neutrality with them; and have we not since their arrival drawn out Articles that were satisfactory to both parties, and agreed that each Article should be reciprocally signed, sealed and sworn to? What will the Nobab think? After the promises made him on our side and after his consenting to guarantee this neutrality, he and all the world will certainly think that we are men of a trifling, insignificant disposition, or that we are men without priciples. It is therefore incumbent on us to exculpate ourselves by declaring the real truth, that we were

entirely ignorant of Mr. Watson's intentions to refuse the neutrality in the manner proposed and settle by us, and thus we always thought him of a contrary opinion to what his letter declares. I am persuaded these must be the sentiments of the gentlemen of the Commitee, or they never would have gone such lengths as must expose them to the censure of all reasonable men."[1]

વોટસન આથી પણ ચળ્યો નહિ ! તે સમજ્યો હતો કે સિરાજદ્દોલાએ દિલ્હીના બાદશાહના હલ્લાથી ગભરાઈ અંગ્રેજો પાસેથી મદદ માગી છે, માટે આ વખતે સકંજામાં સપડાયો હોવાથી ચંદ્રનગર લૂટવાની મંજુરી આપશે. વોટસને કદાચ એમ પણ વિચાર્યું હોય કે સિરાજદ્દોલાને વળી ધર્મ કે અધર્મ શું ? પોતાનો સ્વાર્થ જાળવવા તે અવસ્ય અંગ્રેજોને સંતુષ્ટ કરશેજ. તે માટે તેણે નાના પ્રકારનાં બહાનાં કાઢી સિરાજદ્દોલાને લખી મોકલ્યું તેનો સારાંશ આ પ્રમાણે છેઃ—ચંદ્રનગરના ફ્રેંચ કિલ્લામાં ઘણું સૈન્ય છે, તેને પાછળ રાખી અમે દૂર યુદ્ધ કરવા જઈ શકીએ નહિ. આપ રજા આપો એટલે તરત અમે ફ્રેંચ કિલ્લો તોડી પાડી સૈન્ય સાથે આપને પટણા જવા માટે આવી મળીએ.[2]

---

1. Select Commitee Proceeding, 4th March 1757.

2. Ive's Journal.

સિરાજદ્દૌલા ભારે મુશ્કેલીમાં આવી પડયો. એક તરફ બાદશાહી સૈન્ય આગળ વધે છે, બીજી બાજુએ અંગ્રેજ સિંહ અભિમાનપૂર્વક ફ્રેંચોનો નાશ કરવાથી તૈયારી કરે છે;-સિરાજદ્દૌલા કઇ બાજુ સંભાળે? તેણે જો આશ્રિત ફ્રેંચ વેપારીઓનો નાશ થવા ગઇ અંગ્રેજોની મદદ ખરીદી હોત તો અવશ્ય બંને બાજુ સચવાત અને ઇતિહાસ લેખકો પણ બંને હાથ ઊંચા કરી સિરાજદ્દૌલાના જયનાદથી દિશાઓને કંપાવત! પરંતુ સિરાજદ્દૌલાથી તે ન બન્યું. આ ફ્રેંચ વેપારીઓનો નાશ કરાવી અંગ્રેજોની મદદ લેવાનું તેને ન ગમ્યું. તેણે વોટસનના પત્રનો જવાબ ન દીધો. પોતાનાજ પગભર ઉભા રહી પોતાનું રક્ષણ કરવા માટે સૈન્ય એકઠું કરવા લાગ્યો! એથીજ સિરાજદ્દૌલાનાં સત્યાનાશનું મૂળ મંડાણ મંડાયું.





## પ્રકરણ ત્રેવીસમું

### ચંદ્રનગરનો નાશ

---

નવાબનો જવાબ ન મળવાથી અંગ્રેજો પોતાનું કર્તવ્ય નક્કી કરી શક્યા નહિ. કલાઇવ કહેવા લાગ્યો, કાંતો સંધિ કરો, અગર હમણાંજ લડાઇ જાહેર કરો. વોટસન સંધિ કરવા રાજી નહોતો, તેમ યુદ્ધ જાહેર કરવાને પણ રાજી નહોતો. તેથી સંધિની વાત જેવી રીતે ચાલતી હતી, તેવીજ રીતે ચાલવા લાગી, છતાં કોઇ પણ વાતનો નિશ્ચય થયો નહિ ?

સિરાજદ્દોલા ફ્રેંચોનો નાશ કરવામાં મદદ કરશે નહિ, તે બાબતમાં હવે કોઇને શંકા ન રહી. તેથી બધા સમજી ગયા કે ફ્રેંચો સાથે લડાઇ જાહેર કરતાં આડકતરી રીતે સિરાજદ્દોલા સાથે વિવાદ થશેજ. તે માટે બધા કહેવા લાગ્યા—" સંધિ તોડવી એ મોટું પાપ છે; નવાબની મના ન માનતાં યુદ્ધ કરવું ન જોઇએ." પરંતુ તેજ વખતે મદ્રાસ અને મુંબાઇથી કેટલીક ફોજ આવવાના સમાચાર મળવાથી અંગ્રેજો આનાકાની તજી કર્તવ્ય નક્કી કરવા એકઠા મળ્યા !

આ મંત્રણાસભામાં કલાઇવે પ્રધાન મંત્રીનું આસન ગ્રહણ કર્યું. ગવર્નર ડ્રેક, મેજર કિલપેટ્રિક અને બીચર સાહેબ સભાસદો થયા.

ક્લાઇવનું ભાષણ પૂરૂં થયું એટલે બધા સમજી ગયા કે હવે નવાબની રજા મળે એવો સંભવ નથી, ઉલટું તે ફ્રેંચોનો પક્ષ લેશે એવા સંજોગો છે. એથી એકાએક ચંદ્રનગર પર હલ્લો કરવાથી અલિનગરની સંધિ તોડવા સબબ નવાબ સાથે ફરીથી શત્રુતા થશે. મેજર કિલપેટ્રિક અને બીચરે કહ્યું, " આ વખતે યુદ્ધ કરવું એ યોગ્ય નથી." ક્લાઇવ તેમને અટકાવી બોલ્યો,–" સંધિ શાની ? આ તો ચંદ્રનગર પર હલ્લો કરવાની યોગ્ય તક છે." ત્યારે બધા ડ્રેક સાહેબના સામું જોવા લાગ્યા. તેણે ઘણીવાર સુધી 'નરો વા કુંજરો વા' કર્યું, પણ તે કોઇ પણ જાતનો ખુલાસો કરી શક્યા નહિ. તેનો મત કોઇએ ગણતરીમાં પણ લીધો નહિ. બે જણ સંધિના પક્ષમાં અને એક જણ યુદ્ધના પક્ષમાં આ સ્થિતિમાં સંધિ કરવી એજ નક્કી થયું. પણ મેજર સાહેબે એકાએક ક્લાઇવને પૂછ્યું;–"વારૂ, અત્યારે આપણી પાસે જેટલું સૈન્ય એકત્ર થયું છે, તે વડે નવાબ અને ફ્રેંચ બંનેને હરાવી ન શકીએ ? " ક્લાઇવે કહ્યું, " નક્કી હરાવી શકીએ. " તરતજ કિલપેટ્રિકનો મત ફર્યો, તે બોલી ઊઠયો, " ત્યારે હું સંધિ ઇચ્છતો નથી. " સભા વિખેરાઈ; ક્લાઈવે બહાર આવી ફ્રેંચ દૂતને બોલાવી કહ્યું, " હવે સંધિ થવાની નથી; લડાઇ થશે."[1]

એકાએક અંગ્રેજોની મતિ કેમ ફરી, તે બાબત ફ્રેંચ દૂતોને તપા-

---

૧ આ મંત્રણાસભાની સમાલોચના કરવા જતાં અંગ્રેજ ઇતિહાસ લેખક જેમ્સ મિલે સભાસદોની બહુજ મશ્કરી કરી છે. પરંતુ એ મશ્કરી ખરી રીતે મશ્કરીના રૂપમાં પરિણમી શકે તેમ નથી; તેમાં ક્લાઇવના ચરિત્રને કલંક લાગ્યું ! એ મશ્કરી વાત નથી, પણ દુઃખની વાત છે.

સ કરવા જેવું હતું જ નહિ. અંગ્રેજો તેઓના જુના મિત્રો (!) હતા, તેથી નવી પલ્ટન આવી હોવાથીજ તેઓએ બધું પડતું મૂક્યું, તે વાત ફ્રેંચોને સમજાવવી પડે તેમ નહોતી. પ્રતિનિધિઓએ ચંદ્રનગર સમાચાર મોકલ્યા કે–" હવે સંધિની આશા રાખવી એ નકામું છે; હવે લડાઈ થવાનીજ. "

અંગ્રેજોની કૌંસિલે તો નક્કી કર્યું કે લડાઇ કરવી ! પરંતુ વૉટસને તેમાં સંમતિ ન આપી. નવાબની મંજૂરી સિવાય યુદ્ધ જાહેર કરવું એ તેને ઠીક ન લાગ્યું. પરંતુ આ ખબરથી કલાઇવ મુશ્કેલીમાં આવી પડયો. વહાણો વૉટસનના હુકમ નીચે હતાં. વહાણો વગર ચંદ્રનગરપર હલ્લો કરવો એ નકામું હતું. તેથી વૉટસનને સમજાવી લેવાની તે પેરવી કરવા લાગ્યો. પરંતુ વૉટસન કેમે કરીને માને તેમ નહોતું. બધા સમજતા હતા કે સિરાજદ્દૌલાની રજા મેળવવી એ મુશ્કેલ છે; વૉટસનની માગણીથી નવાબની મંજૂરી માટે રાહ જોવાવા લાગી.

વૉટસને ધાર્યું હતું કે સિરાજદ્દૌલા દિલ્હીના ભયથી ગભરાયો છે, આ વખતે લગાર ગર્જના કરી પત્ર લખવાથી અવશ્ય મંજૂરી મળશે, એ ઉદ્દેશથી તેણે લખી મોકલ્યું:—

"સ્પષ્ટ વાત જણાવવાનો સમય આવ્યો છે. જો શાંતિ જાળવવાની આપની મરજી હોય, અસહાય પ્રજાની દોલત અને જીવ બચાવવા ચાહતા હો, તો આજથી દસ દિવસની અંદર અમારા લેણા પૈસામાંની કોડીએ કોડી અમને ભરી દેશો. જો આથી ઉલટી રીતે વર્તશો તો સારી વાત નહિ બને. અમે કેવળ સરલ વ્યવહાર કરતા આવ્યા છીએ હજુ પણ સરલ વ્યવહાર કરવા માટેજ કહીએ

છીએ કે અમારૂં બાકીનું સૈન્ય જેમ બને તેમ જલદી કલકત્તા આવી પહોંચવાનું છે, અને જરૂર પડતાં બીજાં પણ ફોજથી ભરપૂર વહાણો આવી પહોંચશે. તેની મદદથી આ દેશમાં અમે એવું ભયંકર યુદ્ધ મચાવશું કે ગંગાનદીનું બધું પાણી પણ એ લડાઇરૂપી આગને હોલવી શકશે નહિ, હાલતો રજા માગું છું; પરંતુ જેણે જીવનમાં કદી અસત્ય વચન વાપર્યું નથી તેણેજ સ્વહસ્તે આ પત્ર લખ્યો છે એ વાત આપ કદીપણ ભૂલી જશો નહિ."[1]

સિરાજદ્દૌલાએ આ પત્રનો ગૂઢ મર્મ સમજી જવાબ લખી મોકલ્યો:—

"તમારી પાસે મેં જે મદદ માગી, તેનું શું થયું? સંધિપત્રમાં કબૂલેલ પૈસા જલદી મોકલી આપું છું, કેવળ દોલયાત્રા સબબ અમલદારો ઉત્સવમાં પડ્યા હોવાથી મોકલતાં વાર લાગી છે. શાંતિનો ભંગ કરવો, સંધિ તોડવી એ બાબતની મને ટેવ નથી. જે મેં સ્વીકાર્યું છે, તે પૂર્ણ કરવામાં હું જરાપણ વાક્ચાતુર્યનો આશ્રય લઇ વખત વીતાડવા માગતો નથી. જો કોઇ તમારાપર હલ્લો કરે તો હું તમને મદદ આપીશ. મેં હજીસુધી ફ્રેંચોને કોડીપણ મોકલી નથી, કેવળ પ્રજાનું રક્ષણ કરવા માટેજ મેં હુગલીના ફોજદાર નંદકુમાર પાસે ફોજ મોકલી છે. આ દેશની ચાલુ પ્રથા ઓળંગી મારા અધિકારમાં કોઇપણ પ્રકારનો કજીઓ ટંટો ન કરાવો એજ મારી છેવટની માગણી છે.[2]

---

1. Ive's Journal.

2. Ive's Journal.

આ પત્ર મળતાં અંગ્રેજો સમજી ગયા કે સિરાજઉદ્દૌલા કંઈપણ લડાઇ કરવાની રજા આપશે નહિ. જે સહેલાઇથી ન બન્યું તે યુક્તિપૂર્વક કરવું એ વોટસનનું મુખ્ય કાર્ય થઇ પડયું. શામાટે, કોના વાંકથી સંધિ ન થઇ, તે બાબત કંઇપણ ન લખતાં, વોટસને લખી મોકલ્યું કે–"ફ્રેંચોના વાંકથીજ સંધિ ન થઇ; અને જેઓ આવા ખરાબ માણસો છે, તેની સાથે કેવી રીતે વર્તવું યોગ્ય છે, તે બાબતમાં આપનો મત માગીએ છીએ." સિરાજદ્દોલાએ આ પત્રને સાધારણ માની સાધારણ રીતે જંવાબ લખી મોકલ્યો:—

૧૦ મી માર્ચ ૧૭૫૭.

"મારો પત્ર વાંચી જવાબ આપતાં તમે મને જવાબ આપવાનું જણાવ્યું છે, તે પત્ર મને આજે મળ્યું છે. તમે લખો છો કે, "અમારો બધો શક દૂર થયો છે, આપનો પત્ર મળતાંજ અમે ચંદ્રનગરપર હલ્લો કરવાનું છોડી દીધું છે. ફ્રેંચો સાથેના શરતો પણ નક્કી થઇ હતી, પરંતુ ફ્રેંચોએ સહી કરતીવેળા જણાવ્યું કે અમારા સેનાપતિઓ આ સંધિ સ્વીકારશે કે નહિ તેનો નિશ્ચય નથી." એક ફ્રેંચ પ્રતિનિધિ જેના પર સહી કરે તે સહીને બીજો ફ્રેંચ ખોટી ઠરાવે, તેવાઓ પર શી રીતે વિશ્વાસ રાખી શકાય? વારુ, પણ મારા રાજ્યમાં લડાઇટંટો કરવા દેવાને હું તદ્દન નારાજ છું; તેનું કારણ એ છે કે ફ્રેંચો પણ મારી પ્રજા છે અને તેઓ તમારા ભયથી મારે શરણે આવ્યા છે, તે માટેજ મેં સંધિ કરવાનું જણાવ્યું હતું. તેઓ પર કૃપા રાખવી અગર મદદ કરવી એવો ઉદ્દેશ નહોતો. તમે પણ એક વિદ્યા વિચક્ષણ સદાશય મહાત્મા છો, તમેજ વિચાર કરી જુઓ કે પરમ શત્રુ પણ જો શરણે આવે તો તેને તમે જીવતદાન આપો કે

નહિ ? તેની સરલતામાં જો શક ન આવે તો તમે તેમનાપર દયા રાખો; સરલતામાં શક આવે તો જુદી વાત છે, ત્યારપછી જેમ યોગ્ય લાગે તેમ વર્તી શકો છો."[1]

આ પત્રની છેલ્લી વાત સિરાજદ્દૌલાએ લખેલી છે કે નહિ, તે બાબતમાં મતભેદ જણાય છે. એક તે સમયનો ઇતિહાસકાર લખી ગયો છે કે પત્ર આવા રૂપમાં લખાય તે માટે મુન્સીખાનામાં સમયને ઉચિત પૈસો વેરવામાં ભૂલ થઈ નહોતી.[2]

મૂળ પત્ર ફારસી ભાષામાં લખાએલો છે. તે મૂળ પત્રનો પતો મળતો નથી. વોટસન સાહેબે મુન્સીખાનામાં શોધ કરી જે અનુવાદ મોકલ્યો હતો, તેજ અત્યારે ઇતિહાસના આધાર રૂપ છે. અમે પણ તેમણે કરેલો અનુવાદજ આપ્યો છે. એ પત્રના કોઇપણ સ્થળે મંજૂરીની ગંધપણ નથી; વોટસને એનેજ મંજુરી પત્ર તરીકે જાહેર કરી દીધો.[3] વોટસનને પણ લડાઇ કરવી ગમતી હતી, પણ પાછળથી તે માટે કદાચ અપમાન વેઠવું પડે તેવી બીકથીજ આવો અનુમતિપત્ર મેળવવાનો પ્રયત્ન કરતો હતો. આ પત્ર મળતાંજ વોટસનની બધી આનાકાની દૂર થઇ ગઈ. અંગ્રેજોનાં રણવાદ્યો ઝમ ઝમ સ્વરે વાગવા લાગ્યાં:—જળમાર્ગે વોટસન અને સ્થળમાર્ગે કલાઇવ ચંદ્રનગરપર ચઢ્યા.

---

1. Ive's Jonrnal.

2. Scrafton's Selection, 70

3. This letter may be very well understood, as a consent to our attacking the French, though it certainly was never meant as such-Scrafton.

૭ મી ફેબ્રુઆરીએ અલિનગરની સંધિ થઇ, અને ૭ મી માર્ચે અંગ્રેજ સેનાએ ચંદ્રનગર આગળ છાવણી નાખી. સિરાજદ્દોલાની સન્મુખ બાઇબલનું ચુંબન કરી ઇશ્વર અને ઇસુખ્રિસ્તનાં પવિત્ર નામે વોટસન અને કલાઇવે જે સંધિપત્ર પર સહી કરી હતી, તેનાં ક્ષીણ પરમાણુ આ રીતે સત્તારની ઝાકળની માફક આટલી થોડી મુદ્દતમાં ઉડી ગયાં !

મંત્રણાગૃહમાં ઉશ્કેરાઇ જઇ કલાઇવ બોલ્યો હતો કે "ફ્રેંચો સાથે નવાબનું સૈન્ય એકત્ર થાય, તોપણ શા માટે બ્હીવું ? હું એકલો બંને સૈન્યોને હરાવીશ." પરંતુ ચંદ્રનગર આગળ આવ્યા બાદ એ બાહુબળ એકાએક શિથિલ થઇ ગયું ! ફ્રેંચો બહાદુરીથી કિલ્લો બચાવવાના નિશ્ચયપર આવ્યા હતા; નંદકુમારનું સૈન્ય સાવચેતીથી ઉભું હતું ! કલાઇવ થરથરી ગયો. પરંતુ વિપત્તિમાં આવી પડતાં ઉપાય ખોળી કાઢવામાં કલાઇવ હોશિયાર હતો. તેણે સામ-દામ-દંડ ભેદનીતિ અમલમાં મૂકવામાં ભૂલ કરી નહિ ! નંદકુમારને હરાવવામાં કેટલીવાર ? પરંતુ હરાવવા કરતાં પણ સહેલો રસ્તો નથી ? કલાઇવ તે સહેલા રસ્તાની શોધ કરવા લાગ્યો. તેણે ઉમિચાંદને નંદકુમારની છાવણીમાં મોકલ્યો.[1] ઉમિચાંદ સહેલાઇથી સફળ થયો; નંદકુમાર સૈન્ય સાથે ડંકાનિશાન ફરકાવતો દૂર જઇ ઉભો. જે જે પ્રતિભાશાલી ઇતિહાસલેખકોએ કલાઇવનું ગૌરવ વધારવા માટે લેખણ ધારણ કરી છે, તેઓ પણ સ્પષ્ટાક્ષરે લખી ગયા છે કે "આ વખતે કેવળ લાંચથીજ નંદકુમાર હાર્યો હતો."[2]

---

1. Another well-applied bribe to Nandcomar—Scrafton.

2. A body of the Subadar's troops was

ફ્રેંચો અંગ્રેજોનાં પરાક્રમ આગળ વધુ મુદત ટકી શકયા નહિ; કિલ્લો બચાવવા જતાં સેંકડો ફ્રેંચોએ પોતાનાં શરીરનું બળિદાન આપ્યું. જ્યારે તેઓનું બળ ખુટી ગયું, ત્યારે તેઓએ ધીરે ધીરે કિલ્લો છોડયો. અંગ્રેજ સેના ૨૩ મી માર્ચે બપોર પછી ઘણાજ આનંદથી "હુર્રે હુર્રે" ના અવાજથી પાણીને કંપાવતી, જમીનને કંપાવતી કિલ્લામાં પેઠી, ફ્રેંચ કિલ્લાપર અંગ્રેજોના વાવટો ઉડવા લાગ્યો! ઇતિહાસમાં આનું નામ ચંદ્રનગરનું અલૌકિક મહાયુદ્ધ![3]

---

stationed within the bounds of Chandranagore previously to the attack. They belonged to the garrison of Hoogley, and were under the command of Nandcomar, governor of the place. Nandcomar had been bought by Omichand for the English, and on their approach, the troops of Shirajodwola were withdrawn from Chandranagor -Thorton's History of the British Empire Vol. I. P. 221.

3. Few naval engagements have excisted more admiration, and even at the present time when the river is so much better known, the success with which the largest vessels of this fleet were navigated to Chandarnagore, and laid alongside the batteries of that settlement, is a subject of *wonder*,—Sir John Malcolm's Life of Clive, Vol. I. 192.

આ અલૌકિક મહાયુદ્ધનું ગુપ્ત રહસ્ય અંગ્રેજોના ઇતિહાસમાં શોધ્યું મળે તેમ નથી! અંગ્રેજોની ગતિ અટકાવવા માટે ફ્રેંચોએ છુપી રીતે ભાગીરથી નદીમાં કેટલાંક વહાણો ડુબાડી રાખ્યાં હતાં. કેવળ પોતાનાં વહાણની આવજા માટે એક બહુજ સાંકડી જગા રાખેલી હતી, પરંતુ તે જગા વિષે કિલ્લામાંની ફ્રેંચસેના સિવાય બીજું કોઇ જાણતું નહોતું. ફ્રેંચ સેનાધિપતિ મોંસ્યો રેનલનાં કઠોર શાસનથી અસંતુષ્ટ બની ટેરાનુ નામના એક ફ્રેંચ સૈનિકે અંગ્રેજોને એ બાતમી આપી ચંદ્રનગરનો નાશ કરવામાં મદદ કરી હતી. [1] આવી મદદ ન મળી હોત તો અંગ્રેજો સહેલાઇથી ચંદ્રનગર પાસે આવી શકત નહિ, તેના સાબીતિ લોર્ડ કલાઇવ પોતેજ છે; તે જાતે લખી ગયો છે કે કેવળ જળયુદ્ધથીજ આટલી બધી સહેલાઇથી ચંદ્રનગર અંગ્રેજોના હાથમાં આવ્યું હતું. [2]

હતભાગી ટેરાનુએ આત્મવિક્રય કરી જે અગાધ પૈસો મેળવ્યો હતો, તે તેના કામમાં ન આવ્યો; તેણે આપઘાત કરી પોતે

1. Tarikh-i-Mansuri.

2. The squadron "Surmounted difficulties, which he believed no other Ships could have done, and it is impossible for him to do the officers of the Squadron justice upon that occasion. The place surrendered to *them*, and it was in a great measure taken by *them*"—Clive's Evidence.

કરેલા અપરાધનાં ધૃણિત કલંકમાંથી મુક્તિ મેળવી! [3]

આ પ્રમાણે, ગંગા નદીને કિનારે, તથા જળમાં જે ભયંકર યુદ્ધ થયું, તેથી ભાગીરથી નદી બીકની મારી ધીમે ધીમે વહેવા લાગી. નવમે દિવસે આકાશને પ્રકાશિત કરતી બ્રિટીશ ધજા ચંદ્રનગર પર ઉડવા લાગી!

આ પ્રમાણે, ફ્રેંચો સમાન યોદ્ધાઓ આખા હિંદમાં કોઇ નથી એમ બંગાળામાં એક વાક્યે બધા બોલતા હતા, તે ફ્રેંચોનો યશરૂપી

---

3. Mr. Terraneau, who in consequence of this treachery became infamous and 'black faced,' received from the English a large sum as a reward for his ingratitude. He sent a part of the money home to his old and infirm father, who however returned it, when he heard the disgraceful behaviour of his son. Mr. Terraneau felt much mortified at this. Shame 'seized the hem of his garment,' he shut himself up, after a few days his body was found hanging, at the gate of his house suspended by means of a towel. It was plain that he had committed suicide.–Blochmann's Notes on Siraj uddaulah, Journal of the Asiatic Society, 1867.

સૂર્ય તે દિવસથી ક્લાઇવના કટાક્ષથી અસ્તાચળમાં ગયો.[૪]

---

૪ પ્લાસિનું યુદ્ધ ( કાવ્ય ) પ્રથમ સર્ગ. ક્લાઇવે કેવા " કટાક્ષથી " ચંદ્રનગરનો નાશ કર્યો હતો, તે બાબતમાં તે પોતે જે લખી ગયો છે તે આ પ્રમાણેઃ—

At Select Committee, held 10th April, 1757.

Present.

Colonal Robert Clive.

Major Kilpatrick.

J. Z. Holwel Esqr.

We the Servants of the East India Company should always be gratefúl to that noble-minded and wealthy native merchant of Calcutta-Omichand. It was through his agency that we succeeded to secure the assistance and co-operation of Dewan Nunccomar, Phoujdar of Hoogly. A body of Subadhar's troops was stationed within the bounds of Chandernagore previously to our attack of that place. These troops belonged to the garrison of Hoogly and were under the command of Dewan Noncoomar. *If these troops were not with-drawn, it would have been highly improbable to gain the victory.*

ખબર મળ્યા છતાં સિરાજદ્દૌલા ફ્રેંચોનું રક્ષણ કરી શક્યો નહિ; એજ તેના સત્યાનાશનું મૂળ થયું. અંગ્રેજો કહે છે કે 'તે અહમદશાહ અબદલીની બીકથી વ્યાકૂળ થયો હોવાથી આ તરફ તેની નજર નહોતી, અગર નજર કરવા જેટલો સમય પણ તેને નહોતો; અને અંગ્રેજોના મિત્રો મીરજાફર, જગતશેઠ, રાયદુર્લભ વગેરે પણ એ બીક જાગ્રત રાખી તેને કર્તવ્યભ્રષ્ટ કરવા પ્રયત્નો આદરી રહ્યા હતા. સિરાજદ્દોલાને આવી રીતે તેના મંત્રીઓએ મળી જુદી જુદી બીક બતાવી વ્યાકૂળ બનાવ્યો હતો, તે ખરી વાત છે; પરંતુ તે વ્યાકૂળ બન્યો હતો છતાં તેને ફ્રેંચોમાં રક્ષણ માટે હુગલીમાં સૈન્ય રાખ્યું હતું. ફ્રેંચોનું રક્ષણ કરવું એ તેને માટે મંગલજનક હતું, તે સિરાજદ્દોલા બહુ સારી રીતે જાણતો હતો; અને જાણતો હતો તેથીજ તેણે અંગ્રેજોને અટકાવવા પ્રયત્નો કર્યા હતા! પરંતુ કોણ જાણતું હતું કે મહારાજ નંદકુમાર સિરાજદ્દૌલાનું લુણ ખાતો છતાં તેનીજ આજ્ઞા ઓળંગશે?





# પ્રકરણ ૨૪ મું

## ફ્રેંચોનું સત્યાનાશ

ફ્રેંચોની દુર્દશાની હદ વળી! તેઓ અંગ્રેજોને શરણ થઈ ફકીરની માફક નદીતીરે આવી ઉભા. પરંતુ ત્યાં પણ તેઓ ઉભા રહી શક્યા નહિ! અંગ્રેજોએ કિલ્લો તાબે કર્યો છતાં સંતોષ થયો નહિ, ફ્રેંચોનો પૂરેપૂરો નાશ કરવા માટે નાસેડુ ફ્રેંચોનો પીછો પકડયો. ભાગીરથીપર તીરવેગે અંગ્રેજી વહાણો ચાલ્યાં; તેથી ફ્રેંચો કંઈ પણ ઉપાય ન હોવાથી જંગલમાં થઈ, મુર્શિદાબાદ આવી પહોંચ્યા! અંગ્રેજો શત્રુની સેનાનો પત્તો ન લાગવાથી નિર્દોષ પ્રજાનાં ઉભાપાક વાળાં ખેતરો ખુંદતા ખુંદતા, ગામ તથા નગર ઉજાડ કરતા કરતા, હુગલી, વર્ધમાન અને નદીઆના વિસ્તીર્ણ પ્રદેશપર ફરી વળ્યા.

મુર્શિદાબાદના લોકો ફ્રેંચોનાં મલિન મુખ તરફ જોઈ આંસુ ખાળી શક્યા નહિ! સિરાજદ્દૌલા દેશનો રાજા હતો; માટે ફ્રેંચો તેને શરણે આવ્યા. તે ફ્રેંચોનું રૂદન સાંભળી શક્યો નહિ, તેણે તેઓને ખાવાનું તથા લુગડાંલત્તાં આપી કાસિમબજારમાં આશરો આપ્યો.

બ્રિટિશ વેપારીઓ વિજયથી ઉન્મત્ત બનેલાં હૃદયથી ગર્જના કરી

ઉઠયા. આટલી બધી હરીફાઇ! આટલું બધું સાહસ! તેઓને અમે પાયમાલ કર્યા, જેઓનું સ્થાન અમે ખુંચી લીધું, તેઓને સિરાજદ્દૌલા આશ્રય આપે? સિરાજદ્દૌલા આ દેશનો રાજા છે, આર્ત્તનું રક્ષણ કરવું એ તેનો ધર્મ છે,-તે વાત કોઇએ વિચારી જોઇ નહિ. અંગ્રેજો સિરાજદ્દૌલાપર કોપાયમાન થયા.

અંગ્રેજો જાણતા હતા કે ચંદ્રનગરમાંનું થોડું ફ્રેંચસૈન્ય વિનષ્ટ કરવું સહેલું છે; પરંતુ વેર વાળવાની વૃતિવાળા ફ્રેંચો જ્યારે વેર વાળવા માટે અગ્રસર થશે, ત્યારે તેની ગતિ અટકાવવી એ સહેલું નથી! તે માટેજ તેઓ સિરાજદ્દૌલાની મદદથી ફ્રેંચોને નિર્મૂલ કરવા વ્યાકુળ થયા હતા. જો સિરાજદ્દૌલા મદદ કરત, તો અંગ્રેજ બંગાળાની એકત્ર શક્તિ આગળ ફ્રેંચોને અવશ્ય નમવું પડત, પરંતુ સિરાજદ્દૌલાએ ફ્રેંચોને આશરો આપ્યો, તથી અંગ્રેજોની તે આશા ગઇ! ત્યારે તેઓ નાના પ્રકારના ઉપાયથી સિરાજદ્દૌલાનો મત ફેરવવાની તૈયારી કરવા લાગ્યા.

અંગ્રેજો અને ફ્રેંચો બંને કાયમના શત્રુ હતા. તેઓ બંને હિંદના વેપારમાં આગળ પડવા મથતા હતા. સિરાજદ્દૌલા જાણતો હતો કે ફ્રેંચોને નિર્મૂળ કરવાની તક આપવી, અને અંગ્રેજો આગળ આપણી જાત વેચવી એ એકજ વાત છે. તે માટે તે ફ્રેંચોનું રક્ષણ કરવા ઉત્સુક હતો. અંગ્રેજો પણ તે જાણતા હતા; માટે તેઓ બહુજ મુંઝાયા.

સિરાજદ્દૌલાને પોતાના પક્ષમાં લેવા માટે ચંદ્રનગર તાબે કર્યા બાદ તરત સેનાપતિ વોટસને લખી મોકલ્યું કેઃ—

" હું જે જંગી કામ માટે અહીં ( ચંદ્રનગરમાં ) આવ્યો છું,

તેમાં ગુંથાએલો હોવાથી આપના કેટલાક પત્રો મળ્યા છતાં જવાબ આપી શકયો નથી, તે માટે માફ કરશો અમારાં સુભાગ્યથી, આપની મિત્રતા ભરી મદદથી તથા ઇશ્વરની મંગળમય ઇચ્છાથી ફક્ત બે કલાકનાં યુદ્ધમાં અમે ૨૩મી માર્ચે ચંદ્રનગર લીધું છે. ફ્રેંચોમાંના અનેક બંદીવાન થયા છે. જે નાસી છૂટયા છે, તેને કેદ કરવા માટે ઘોડેસ્વારો દોડાવ્યા છે;-તેઓ બીજા કોઇ પર કોઇ પણ જાતનો ઉપદ્રવ કરશે નહિ, માટે આપ તે માટે નચિંત રહેશો. અમે સંધિ પાળવામાં જરા પણ ભૂલ નહિ કરીએ, એ મેં વારંવાર કહ્યું છે. આપના શત્રુ જ્યારે અમારા શત્રુ છે, તો પછી અમારા શત્રુ પણ આપના શત્રુ ગણાવા જોઈએજ. માટે જો ફ્રેંચ લોકો આપની પાસે આવે, તો આપ તેને બાંધી અમારી પાસે મોકલી આપશો. આપે લખ્યું છે કે ડ્રેક સાહેબે મહારાજ માણિકચાંદને અપમાનસૂચક વચનો કહ્યાં છે, મેં તે વાત સાંભળતાંવેંત ડ્રેક સાહેબને યોગ્ય લખી મોકલ્યું છે, અને તેણે પણ માણિકચાંદ પાસે રીત મુજબ ક્ષમા માગી છે. મને વિશ્વાસ છે કે આપ સંતોષાયા હશો. અમે શું આપને અસંતુષ્ટ કરી શકીએ? અમારી પાસેથી આપ તેવા વ્યવહારની કદી આશા ન રાખતા !" ૧.

વોટસને જે ઉદ્દેશથી આ પત્ર લખ્યો હતો, તે ઉદ્દેશ સફળ ન થયો;-સિરાજદ્દૌલા શરણાગત ફ્રેંચોને બાંધી મોકલવા તેયાર ન થયો, તેથી વોટસન સાહેબે બીક બતાવી કાર્ય સાધવા માટે ફરીથી બીજો પત્ર લખ્યોઃ-

---

1. Ive's Journal.

" અમે ચંદ્રનગર તાબે કરી ઘણુાખરા ફ્રેંચોને કેદી બનાવ્યા છે, અને નાસી છૂટેલાને કેદ કરવા ફોજ મોકલી છે; આ વાત મેં અગાઉ લખી છે; ફરીથી મારે એજ બાબત પર લખવું પડે છે, તે ભારે દિલગીરીની વાત છે. પરમેશ્વર અને મહમ્મદનાં પવિત્ર નામે આપે જે પ્રતિજ્ઞા લીધી છે, તે આપ પાળતા નથી માટેજ મારે ફરી ફરીને લખવું પડે છે ! કંપનીની જે તોપો આપની પાસે છે.[1] તે બધી વોટસ્ સાહેબને પછી આપશો, મિત્ર ભાવે રહેવા માટેજ સંધિ

---

૧. નવાબનાં તોપખાનામાં જે મોટી તોપો તૈયાર થતી, તે લડાઇનાં મેદાનમાં સહેલાઇથી લઈ જઈ શકાતી નહિ કાસિમ બજારથી અંગ્રેજોની 'ફિલ્ડપિસ' નામની જે નાની તોપો મળી આવી હતી, તેનો આકાર જોઇ સિરાજે તેવીજ તોપો બનાવવા માટે તેનો નમુનો લઇ લીધો હતો ! તે માટે સંધિ થયા પછી તરત તોપો મોકલી શકાઇ નહોતી. જેઓ સિરાજને ઇંદ્રિયાસક્ત મૂર્ખ યુવક કહેછે, તેઓ જોશે કે અંગ્રેજો પણ આ વાત સ્વીકારી ગયા છેઃ- It is a notorious truth, that at the capture of Cos-imbazar and Fort William, the Government had store both of cannon and field-piece with their carriages, which they had six months in their possession. Sirajud-Dowla had 20 of the latter so well-constructed by his own people, that they could hardly be known from those made in Europe.—A Defence of Mr. Vansitart's conduct.

કરેલી છે. તે આપ કદી પણ ભૂલી જશો નહિ, અને નાસી છૂટેલા ફ્રેંચોને જલદી બાંધી મોકલી આપશો. જો કોઇ માણસ આથી વિરુદ્ધ વાત કરે તો તેને આપનો મિત્ર માનશો નહિ. તે ઉપદેશથી દેશમાં લડાઈ જામશે; પરંતુ આપ સત્યનો ભંગ નહિ કરો, ત્યાં સુધી અમે લડાઇ જાહેર કરશું નહિ. મને હમણાંજ સમાચાર મળ્યા કે ફ્રેંચો આપની પાસે આવ્યા છે, અને તેઓએ આપની સેવામાં દાખલ થવાની અરજ કરી છે. આપ તેની માગણી મુજબ કરશો તો અમારી સાથે મિત્રતા રહેશે નહિ. આપે તે દિવસે મદદ માટે સૈન્ય માગ્યું હતું, ત્યાર પછી આપે લખ્યું છે કે હવે સૈન્યની જરૂર નથી. તેથી મને જણાય છે કે આપ ફ્રેંચો સાથે મિત્રતા કરવા ઇચ્છો છો !" [1]

અલિનગરની સંધિનું પરિણામ આવું શોચનીય આવશે, તે સિરાજદ્દોલાએ સ્વપ્ને પણ ધાર્યું નહોતું. ધીમે ધીમે અંગ્રેજોની ગૂઢનીતિમાં ઉંડા ઉતરતાં સિરાજદ્દોલા થાકી લોથ થઇ ગયો. [2]

તેણે વૉટસનના પત્રનો જવાબ ન આપ્યો. કેવળ ગુપચુપપણે સાવચેતીથી અંગ્રેજોના ઉદ્દેશ તપાસવા લાગ્યો.

મોટાં શહેરના રાજમાર્ગ પર ફરતી વેળા કોઇ ચતુર ચોર હાથમાંથી પૈસા ઝુંટવી નાસવા માંડે, મુસાફર "ચોર ચોર" કહી બૂમ પાડી ઉઠે, ત્યારે ચોર પણ "ચોર, ચોર," કહી કોલાહલ મચાવી

1. Ive's Journal.

2. The wrath of the Nabob at the crooked dealings and slow but steady advance of these foreigners increased daily.–Tarikh-i-Mansuri,

મૂકે છે, તેથી કોણ ચોર ને કોણ સાધુ તેનો ખુલાસો સહેલાઇથી થતો નથી, સિરાજદ્દૌલાની અવસ્થા પણ એવીજ થઇ.

આ તરફથી અંગ્રેજોમાં પણ કોલાહલ મચી રહ્યો ! વોટસને વિનયપૂર્વક બીજો પત્ર લખ્યો, તેનો પણ જવાબ ન આવ્યો ! ત્યારે અંગ્રેજો સમજી ગયા કે ફ્રેંચોને આશરો આપવો એજ સિરાજદ્દૌલાનો ઉદ્દેશ છે અંગ્રેજો થરથરી ગયા; વોટસને સ્પષ્ટ રીતે જોઇ લીધું કે ફ્રેંચોનો સંપૂર્ણ નાશ કર્યા સિવાય અંગ્રેજોનું હિત થનાર નથી. ત્યારે નાના પ્રકારના ઉપાયોથી નવાબ અને ફ્રેંચોની મિત્રતા તોડી પાડવા માટેના પ્રયત્નો થવા લાગ્યા. વોટસને સ્તુતિપૂર્વક લખી મોકલ્યું:—

" ચંદ્રનગર પાસે અમારાં કેટલાંક લડાયક વહાણો લંગર નાખી પડયાં છે, અને હુગલિ પાસે અમારી કેટલીક ગોરી પલ્ટન છાવણી નાખી પડી છે, એ માટે આપ બહુજ અસંતુષ્ટ થયા લાગો છો. આ તક સાધી અમારા શત્રુઓએ આપને સમજાવી દીધું લાગે છે કે આ બધી તૈયારીઓ મુર્શિદાબાદપર હલ્લો કરવા માટેજ કરેલ છે! આવી ભયંકર જૂઠી વાત કહી કોઇએ આપને છેતર્યા એ બહુજ નવાઇની વાત છે ! આપ જૂઠી વાત પર વિશ્વાસ રાખો છો, તે તો એથી પણ અધિક નવાઇની વાત છે! આપ પણ એક વીરપુરુષ છો; આપ શું સમજતા નથી કે આપના રાજ્યમાં એક શત્રુસેના છુપાઇ રહી હોય, ત્યાં સુધી તેની પાછળ ન પડવું એ અમારે માટે કેટલી બધી ભૂલ ભરેલી વાત છે ? વારૂ, પણ જો આપ ફ્રેંચોને બાંધી મોકલી આપો, તો આ બધી જંજાળનો છેડો આવશે, અને અમે પણ સૈન્ય સહિત પાછા ચાલ્યા જશું. જ્યાંસુધી એમ નહિ કરો,

ત્યાં સુધી અમે કેવી રીતે માનીએ કે આપે આપની પ્રતિજ્ઞા પાળી છે ?"[1]

વોટસન કેવળ લડવૈયો હતો એટલુંજ નહિ,–તે વખતના અંગ્રેજોમાં તેના જેવા ચતુર રાજનીતિવિશારદ લેખક પણ થોડાજ જોવામાં આવતા હતા. તે જ્યારે સિરાજદ્દૌલાને લખે છે કે મુર્શિદાબાદ પર હલ્લો કરવાની વાત તદ્દન ખોટી છે, બરાબર તેજ સમયની વાતનો ઉલ્લેખ કરતાં લોર્ડ ક્લાઇવ પાર્લમેન્ટ આગળ ખુલ્લી રીતે સાક્ષી આપતાં કહી ગયો છે કેઃ—"ચંદ્રનગર હાથમાં આવતાંજ મેં બધાને જણાવી દીધું કે આપણે આટલેથીજ અટકવાનું નથી; જ્યારે આપણે નવાબની ઇચ્છા વિરુદ્ધ ચંદ્રનગર કબજે કર્યું છે, ત્યારે પછી જરા આગળ વધી સિરાજદ્દૌલાને પદચ્યુત કરવામાં શું જવાનું છે."[2] ક્લાઇવ કહી ગયો છે કે મારા આ સારા સંકલ્પને બધાએ વધાવી લીધો હતો ! આ પરથી જણાય છે કે સિરાજદ્દૌલા મૂળથીજ આ વાત સમજી ગયો હતો, તેમાં કશો શક નથી.[3] પરંતુ થોડા લોકોએ મળી તેને ઉંધું સમજાવી દેવાનો પ્રયત્ન કર્યો કે ફ્રેંચોજ અનિષ્ટનું

1. Ive's Journal.

2. Clive's Evidence before the Committee of the House of Commons, 1772.

3. The Govering principle in Siraj-Dowla was *political*, and the real object of his proceedings the demolition of your forts and garrisons.– Holwell's India Tracts, P. 290.

મૂળ છે–તેઓને રાજધાનીમાં આશ્રય આપ્યો છે તેથી અંગ્રેજો સાથેની સંધિ તુટી છે !

[સિરાજદ્દોલાએ શામાટે સંધિ કરી હતી, અંગ્રેજો તેનું માન કેવી રીતે જાળવે છે, અને ફ્રેંચો પર સિરાજદ્દોલા કેટલે દરજ્જે અવિશ્વાસ રાખતો હતો, તે તેણે લખેલા ૨૨ મી માર્ચના સામયિક પત્રમાં જાહેર થએલ છે; તે પત્ર આ પ્રમાણે છેઃ—

"મેં ધર્મને સાક્ષી રાખી જેજે પ્રતિજ્ઞા કરી છે, તે પળાશે, તેમાં જરાપણ શક રાખતા નહિ। વોટસ સાહેબે જેજે માગ્યું છે તે બધું આપ્યું છે; જે કંઇ બાકી છે તે પણ ચાલુ ચાંદ્રમાસના પહેલા પખવાડીઆમાંજ આપી દઇશ. મને લાગે છે કે વોટસ સાહેબે એ બધી વાત લખી હશે. મારૂં કર્તવ્ય હું બજાવું છું; પરંતુ તમારી રીતભાત જોઇ મને લાગે છે કે તમે પ્રતિજ્ઞા તો પાળવાના નથીજ પણ ઉલટું સંધિ વિરુદ્ધ કાર્યો કરવા તૈયારી કરો છો. તમારી ફોજના ઉત્પાતથી હુગલી, ઇજીલી, વર્ધમાન અને નદીઆ વિભાગ ઉજડ થઇ જાય છે; આ પીડા શામાટે? વામદેવના પુત્રદ્વારા ગોવિંદરામ મિત્રે નંદકુમારને લખી મોકલ્યું છે કે કાલીઘાટ કલકત્તાની જમીન-દારીમાં હોવાથી તેમને મળવું જોઇએ. આ વાતનો અર્થ શો? એ બધું તમારી જાણમાં બને છે, એ માનવા હું તૈયાર નથી. તમે સંધિ-પત્ર પર સહી કરી છે માટેજ મેં તમારાપર વિશ્વાસ રાખી સહી કરી છે. સંધિ ન થાત તો બંનેની સેનાના સંગ્રામથી પ્રજાનું ઘણુંજ નુક-સાન થાત, દેશમાં ત્રાસનું રાજ્ય ફેલાત; તે બધું અટકાવવા માટેજ મેં સંધિ કરી હતી! આપણી વચ્ચે મિત્રતાનો અંકુર ફુટ્યો છે, તેને મોટો કરવો એજ આપણું કર્તવ્ય છે. આ બાબતમાં અડચણ ન હોય

તો આ બધી ખટપટ છોડી મારી સાથે મિત્રાચારી રાખી ભવિષ્યમાં આવી જૂઠી પ્રપંચમય બાબતો ઉપસ્થિત ન કરો તો સારૂં.

"ફરીથીઃ—મેં હમણાંજ સાંભળ્યું કે ફ્રેંચો તમારી સાથે લડાઈ કરવાને દક્ષિણમાંથી મોટી ફોજ મોકલે છે. તેઓ જો મારા રાજ્યમાં યુદ્ધ મચાવવા માગે તો મ્હને લખશો, એટલે હું તરતજ સિપાહીઓ મોકલી તેઓને તેમ કરતા અટકાવીશ,—તમે લખશો કે તરત મારી સેના આગળ વધશે."[1]

વોટસનના પત્ર સાથે સિરાજદ્દૌલાના પત્રોની તુલના કરવી જરૂરની છે. એક તરફ કેળવાએલો, પરિણામ જોઈ શકનારો ચતુર બ્રિટીશ સેનાપતિ છે, અને બીજી તરફ કાચી ઉમરનો હિંદનો સ્વાધીન રાજા છે; એક જણ ઇતિહાસમાં હંમેશને માટે ગૌરવશાળી બનેલો છે, બન્ને સ્વદેશ અને વિદેશમાં સર્વત્ર તિરસ્કાર પામેલો છે! પરંતુ બંને જણાની વાત અને કાર્યનો વિચાર કરી જુઓ. કોણ કઈ રીતે આદરમાન મેળવવાને યોગ્ય છે! સિરાજદ્દૌલા કલંકોથી ઢંકાઈ ગયો છે, પરંતુ તે શું કેવળ રાજધર્મ બજાવવા જતાંજ અંગ્રેજોની આંખે થયો નથી? વોટસને તેને જે પાપકાર્યોમાં લેપવા માટે વારંવાર વિનંતિ કરી હતી, તેમાં સંમતિ આપવાથી શું સિરાજનું ચરિત્ર કલંકમુક્ત થાત?

સિરાજદ્દૌલાએ શાંતિ જાળવવા માટે અંગ્રેજોને નુકશાની ભરી આપી છતાં અલિનગરની સંધિ પર સહી કરી હતી, તેના મંત્રીઓ છિદ્ર ખોળનારા ગુપ્તશત્રુઓ હતા; તેથી ફરીથી અંગ્રેજો સાથે

1. Ive's Journal.

લડવાનું સાહસ કરવાનું તેને ગમતું નહોતું. તે શાન્તિ જાળવવા માટે વ્યાકૂળ થઇ ઉઠ્યો.

નવાબના દરબારના મંત્રિઓ સમજી ગયા કે આ તક અમૂલ્યની છે. તેઓ કહેવા લાગ્યા કે ફ્રેંચોએ કાસિમ બજારમાં આશ્રય આપ્યો છે, તે માટે શાંતિભંગ થવાની તૈયારી થઇ રહી છે; માટે તેને પટણા મોકલી દો. સિરાજદ્દૌલાને આ નિઃસ્વાર્થી હિતવાક્યમાં કંઇ પણ શક પડયો નહિ; તેણે ફ્રેંચ સેનાનાયક લાસ સાહેબને તે મુજબ હુકમ આપ્યો.[1] લાસ સાહેબે રાજધાનીમાં રહી થોડા રોજમાં બધી અવસ્થા જાણી લીધી હતી, તેણે સિરાજદ્દૌલાને જણાવી દીધું કે–" તમારા મંત્રિઓ અને ઘણાખરા સેનાનાયકો અંગ્રેજો સાથે મળી જઇ આપને સિંહાસનચ્યુત કરવા મગે છે, કેવળ ફ્રેંચોના ભયથીજ જાહેરમાં શત્રુતા કરી શકતા નથી. અત્યારે તમે ફ્રેંચોને રાજધાનીમાંથી રજા આપશો કે તરત યુદ્ધ જાહેર થશે." સિરાજદ્દૌલા પણ આ વાતનો અસ્વીકાર કરી શકયો નહિં; પરંતુ તે તરતમાં તો શાંતિ જાળવવા માટેજ વ્યાકૂળ હતો. તેથી તેણે કહ્યું " આપ ભાગલપુરના પ્રદેશમાંજ રહેશો, વિદ્રોહનો સંદેહ પડશે કે તરત આપને સંદેશો મોકલીશ." સેનાપતિ લાસ બીજું કંઇ બોલી

૧. મુતક્ષરિન અને તારીખ-ઇ-મન્સુરીમાં તેનું નામ "મોંસ્યાલાસ" લખ્યું છે. M. Las-In all English Histories of India known to me, his name is misspelt Mr. Law." Blochmann's Notes on Sirajuddaula, Journal of the Asiatic Society, 1867.

શક્યો નહિ; તેણે રજા લેતી વખતે આંખમાં આંસુ લાવી ફક્ત એટલુંજ કહ્યું કે " આ છેલ્લો મેળાપ છે,—હવે આપણે મળવાના નથી "[૧]



1. Serajaud Dowla felt the truth of his observation, but had not the resolution to detain him; he however promised to send for him, should anything occur, but Mr. Law prophetically said;"-"I know we shall never meet again."-Stewart's History of Bengal.



# પ્રકરણ ૨૫ મું

## છૂપી મસલત



અલિનગરની સંધિ કરતી વેળા સિરાજદ્દોલાએ અંગ્રેજ સેનાપતિ વોટસન સાહેબને લખી મોકલ્યું હતું કે "લડાઈ વખતે સિપાઓને લૂટફાટ કરતા અટકાવવા એ મુશ્કેલ કામ છે. તોપણ તમે જો થોડો ઘણો ત્યાગ સ્વીકારો તો હું પણ નુકસાની આપવાનો પ્રયત્ન કરીશ."[૧] આ વચન પાળવા માટે સિરાજદ્દૌલાને યથેષ્ટ ત્યાગ સ્વીકારવો પડ્યો હતો. જ્યારે બધી ગરબડ મટી ગઇ ત્યારે સિરાજદ્દૌલા

---

૧. You know how difficult it is to prevent soldiers from plundering in war; therefore if you will on your part, relinquish something of the damages you have sustained by being pillaged by my army. I will endeavour to give you satisfaction even in that particular, to gain your friendship and preserve a good understanding with your Nation.—Nabob's letter to Admiral Waston.

સેનાપતિઓનાં કાર્યોનો વિચાર કરવા તૈયાર થયો, તે વિચારમાં મહારાજ માણિકચાંદનો કાર્યકલાપ ધીમે ધીમે ખુલ્લો થવા લાગ્યો, તેજ કલકત્તાના રક્ષક છતાં ભક્ષક બન્યા હતા, તે વાત અછાની ન રહી! સિરાજદૌલાએ ગુન્હેગારને યોગ્ય સજા કરી, માણિકચાંદને કેદ કરવામાં આવ્યો! તે જમાનામાં ઉચ્ચ દરજ્જાના અમલદારો પોતાની મરજી પ્રમાણે વર્ત્તી પદવીનાં જોરથી ગુન્હામાંથી છટકી જતા. તેઓએ કરેલ કાર્યનો વિચાર કોઇ કરતું નહિ. તેથી માણિકચાંદનાં બંધનથી ઉચ્ચ દરજ્જાના અમલદારને ધ્રુજારી છૂટી.

ઘણા કાલાવાલા બાદ દસલાખ રૂપીઆનો દંડ ભરી માણિકચાંદ છૂટયો; પરંતુ તેથી ધુંધવાતો વિદ્રોહરૂપી અગ્નિ ધીરે ધીરે સળગવાની તૈયારીમાં આવ્યો. રાયદુર્લભ, રાજવલ્લભ, જગતશેઠ, મીરજાફર, બધાએ વિચાર્યું કે માણિકચાંદ તો હોળીનું નાળિએર બન્યો છે, આ પછી એક પછી એક સર્વને સિરાજદ્દૌલા નીચોવશે. માટે સ્વાર્થનું રક્ષણ કરવા માટે જગતશેઠનાં મકાનમાં ફરીથી રાત્રિની સભાઓ થવા લાગી.

જેઓ છુપી મસલત વખતે એકઠા થતા તેઓમાંના કોઇને દેશની કે પ્રજાની ચિંતા નહોતી. જૈન જગતશેઠ, મુસલમાન મીરજાફર, વૈદ્ય રાજવલ્લભ, કાયસ્થ દુર્લભરામ, વ્યાજખાઉ ઉમિચાંદ, વેર લેવાની વૃત્તિવાળો માણિકચાંદ, એમાંના કોઇનો કોઇ સાથે લોહીનો સંબંધ કે સ્નેહનું બંધન નહોતું; ફક્ત પોતાના સ્વાર્થનું રક્ષણ કરવા માટેજ તેઓ એક બીજાને મદદ કરવા તૈયાર થયા હતા. જેની સાથે અગણિત પ્રજાના જથાનું સુખદુઃખ જોડાયું હોય, તેવાઓમાં માત્ર કૃષ્ણનગરના મહારાજ કૃષ્ણચંદ્રજ આ મસલતમાં ભળ્યાનું સંભળાય છે; પરંતુ તે સાથે એ પણ સંભળાય છે કે અર્ધ બંગેશ્વરી પ્રતિભાશાલિની રાણી ભવાનીએ કૃષ્ણનગરના મહારાજનું આ

બાયલાપણું જાણી તેને ચુડી ને હિંગળો ભેટ તરીકે મોકલી આપ્યાં હતાં. જેઓ સ્વાર્થનાં ચરણ નીચે દયા, ધર્મ, કર્તવ્યબુદ્ધિ અને રાજ ભક્તિનું બળિદાન આપી સિરાજદ્દૌલાનું સત્યાનાશ વાળવા તૈયાર થયા હતા, જેઓ સ્વદેશનાં હિત તરફ નજર પણ ન કરતાં, કેવળ પોતાનાં કલ્યાણ માટે શૌકતજંગ જેવા કુપાત્રને સિંહાસનપર બેસાડવા તૈયાર થયા હતા–તેઓએ આ વીર સ્ત્રીનાં તિરસ્કારનાં વચનો યાદ ન લાવતાં અંગ્રેજોની મદદથી મીરજાફરને સિંહાસનપર બેસાડવાની ખટપટ માંડી!

પોતાની શક્તિપર સ્વાભાવિક રીતે દરેકને બહુજ વિશ્વાસ હોય છે; રાજસિંહાસન એક ફુંકભેગું ઉડી જશે, એ વાત સ્વતંત્ર રાજા સહેલાઇથી સ્વીકારતો નથી. સિપાહીઓના બળવા પહેલાં ઘણા વર્ષો થયાં બળવાનાં ચિન્હો જણાયા છતાં કંપની બહાદુરની બુદ્ધિ બુઠ્ઠી બની ગઇ હતી; સિરાજદ્દૌલાની બુદ્ધિ પણ ફરી. તેણે વિચાર્યું કે ફ્રેંચોજ બધી ગરબડનું મૂળ છે; તેઓને દૂર કરવાથી અંગ્રેજો શાંત થઇ જશે, અને અંગ્રેજો શાંત થતાં મંત્રીઓની ખટપટ એની મેળે બંધ પડશે. એ વખતે વોટસને લખી મોકલ્યું—"હંમેશની શાંતિ સ્થાપવાનો આ સુંદર સમય છે, આ તક ગઇ તો પાછી આવશે નહિ."[2] તેથી સ્વ-

1. He had inprisoned, Monikchand and upon releasing had obliged him to pay million of Rupees as a fine for the effects he had plundered in Calcutta.—Orme, Vol. II. 147.

2. It is now in your power to settle everlasting peace in your Country, and if you suffer the opportunity to slip, it may never offer again.–Watson's letter to the Nabob.

દેશનાં ભલાં માટે સિરાજદ્દોલા શાંતિ સ્થાપવા તૈયાર થયો; તેણે ફ્રેંચોને રજા આપી વોટસનને લખ્યું:–"સ્વાર્થાંધ લોકોનાં વચનોથી ઉશ્કેરાશો નહિ; તેઓનો ઉદ્દેશ તો સંધિ તોડાવવાનોજ હોય છે! જો કજીઆ વધારવાની ઇચ્છા ન હોય તો મને સંધિવિરોધી બાબતો લખતા નહિ. કંઇપણ લખતાં પહેલાં સંધિપત્ર એક વખત વાંચી જોશો."[1]

ફ્રેંચોનો રસ્તામાંજ નાશ કરવા માટે અંગ્રેજો પલ્ટન મોકલવાની પેરવી કરવા લાગ્યા. સિરાજદ્દોલા હવે ગુસ્સો દબાવી શક્યો નહિ. તેણે તરતજ અંગ્રેજ વકીલને દરબારમાંથી કાઢી મૂકી વોટસ સાહેબને કહાવી મોકલ્યું કે "કાંતો હમણાંજ મુચરકાનામું લખી આપી ફ્રેંચોની પાછળ પડવાનું મોકુફ રાખો અગરતો આ ક્ષણેજ રાજધાની તજી દૂર થાઓ!"[2] આ સમાચાર સાંભળી કલાઇવ જેમ બને તેમ

1. I have written before and now repeat that if the English Company want to establish their trade, do not write me what is not conformable to our agreement, by the instigation of self-interested and designing men, who want to break the peaca between us. If you are not disposed to come to a rupture with me, you have my agreement under my hand and seal, when write, look upon that, and write accordingly.–Nabob's letter to Admiral Watson. 14 April, 1757.

2. Orme. Vol. II. 147.

જલદી વેપારી વહાણુ સજ્જ કરવા લાગ્યો;-અંદર દારૂગોળો ભરવામાં આવ્યો, ઉપર અનાજના કોથળા, તેનાપર ચાળીસ કેળવાએલા સૈનિકપુરૂષો વેપારીના વેશમાં રાખવામાં આવ્યા. આ પ્રમાણે કુટિલતાપૂર્ણ વહાણુ અંગ્રેજ વેપારીઓનો વેપારભંડાર વહન કરી મુર્શિદાબાદ તરફ દોડયું. કાસમબજારમાં જે કંઇ પૈસો હોય તે જેમ બને તેમ જલદી કલકત્તા મોકલીદેવા માટે વોટસનને છુપો પત્ર લખવામાં આવ્યો.[1]

ત્યારબાદ સેનાપતિ વોટસને જે પત્ર લખ્યો, તે તેનો છેલ્લો પત્ર હતો; તેમાં સ્પષ્ટ રીતે લખેલું હતું કે-"ફક્ત એકાદપણ ફ્રેંચ જીવતો રહેશે ત્યાં સુધી અંગ્રેજો પાછા હઠવાના નથી, અમે જેમ બને તેમ જલદી કાસિમબજારમાં સૈન્ય મોકલીએ છીએ; કાસિમબજાર સુરક્ષિત થતાં ફ્રેંચોને પકડી લાવવા માટે પટણા તરફ બેહજારનું સૈન્ય મોકલવામાં આવશે—આ બધાં કાર્યમાં નવાબે અમને મદદ કરવી જોઇએ. આ પત્રમાં પોતાનાં ચરિત્રનું ગૌરવ વધારવા માટે વોટસને એ પણ લખ્યું હતું કે:-કેવળ શાંતિ જાળવવા માટેજ હું વ્યાકૂળ થઇ રહ્યોછું. ધનનો લોભ મારા હૃદયમાં સ્થાન મેળવી શકે તેમ નથી; હું ધનનો અંતઃકરણપૂર્વક તિરસ્કાર કરૂં છું!"[2] સિરાજ-

---

૧. Colonel Clive detatched 40 Europeans to protect the factory and sent in several boats a supply of ammunition concealed under rice.-Ibid.

૨. Let me again repeat to you, I have no other views than that of peace. The gathering together of riches is what I despise.-Watson's letter.

દૌલા સમજી ગયો કે વળી લડાઇ જામશે. તે પણ પોતાની શક્તિમુજબ પોતાનો બચાવ કરવા તૈયાર થયો.

ફ્રેંચોનો નાશ કરવામાં મદદ કરવાથી આ બધી જંજાળમાંથી નવાબ મુક્ત થઇ શકત; પરંતુ શરણે આવેલા નિર્બળ ફ્રેંચોનો નાશ થવા દેવાનું સિરાજને ન ગમ્યું. એકસો ફ્રેંચોની રક્ષા કરવા માટે હજારો માણસોનાં સુખદુઃખ સામું ન જોતાં, સિંહાસન ને જીવન પ્રતિ નજર પણ ન નાખતાં તે અંગ્રેજ સેનાપતિની ઉપેક્ષા કરવા લાગ્યો. એટલા માટેજ તેની સ્વતંત્રતા ગઇ, સિંહાસન ગયું, જિંદગી પણ ગઇ; છેવટે તેની સ્મૃતિપણ કલંકિત થઇ કાયમ રહી!!

પ્લાસીની લડાઇબાદ કર્નલ કલાઇવે વિલાયતમાં પોતાનાં કાર્યનો બચાવ કરવા માટે લખેલા પત્રમાં ફ્રેંચોપર સિરાજદૌલાએ લખેલ પત્રની વાત લખી મોકલી હતી [1]

આ પત્રોપરની તારીખ અલિનગરના સંધિ થયા પછીની છે, તે પરથી જણાય છે કે સિરાજદૌલા ખુલ્લી રીતે અંગ્રેજો સાથે સંધિ કરતો છતાં છૂપીરીતે ફ્રેંચોને મદદ કરતો હતો.[2]

1. Some of Suraja-Dowla's letters to the French having fallen into my hands, I enclose a trastations of them just to show you the necessity we were reduced to of attempting his overtherow."—Clive's letter to Court, 6th August 1757.

2. These disturbers of my Country Admiral and Colonel Clive, Sabut Jung, whom

આ પત્રોપરથી ઘણાખરા સિરાજને "વિશ્વાસઘાતક" કહી તિરસ્કાર કરે છે, અને કોઇ કોઇ એવું પણ લખી ગયા છે કે છુપા જાસુસો મારફતે એ પત્રો અંગ્રેજોના હાથમાં ગયા હતા. પરંતુ કલાઇવ લખી ગયો છે કે મેં વોટસ સાહેબ મારફત એ પત્રોની નકલ મેળવી છે. સ્ક્રેફ્ટન કહે છે કે જ્યારે સિરાજને પદચ્યુત કરવાનું તરકટ ચાલતું હતું તે વખતે તે પત્રોનો પત્તો મળ્યો હતો.[1] આ પત્રો તરકટબાજ માણસોના બનાવટી પત્રો નથી તે સંદેહ મટાડવો એ મુશ્કેલ કામ છે. અંગ્રેજોને પોતાના પક્ષમાં લાવવા માટે આ પત્રો રચાયા હોય તો અસંભવિત નથી, સિરાજદ્દોલાના સરમુન્સીએ એ બધા કાગળોની નકલો આપી હતી; પરંતુ એ સરમુન્સી તે વખતે લાંચની આશાથી અંગ્રેજોના પક્ષમાં રહી વોટસ સાહેબને મદદ કરતો હતો, તેની સાબીતિઓ નાશ પામી નથી.[2]

---

bad fortune attends, without any reason whatever, are warring against Zubdaook Toojah, Monsr. Rennault, the Governor of Chandernagore.—Sujah Dowla's letter to Monsr. Busie, Bahadre, supposed to be written in the latter end of February, 1757.

૧ Scrafton's Reflections.

૨. Party by such arguments, and taught by the French the power of money at the Subah's Court, partly by a handsome present of money to his first Secretary, he (Mr. Watts) produced the following letter from him to Mr. Watson.-Scrafton.

યાર લતિફખાં બેહજાર ઘોડેસ્વારોનો નાયક હતો તે સિરાજનો સેનાપતિ હતો; છતાં જગતશેઠનો અમદાસ હતો.[1] એ મુસલમાન સેનાપતિએ ૨૩મી એપ્રિલે વોટસ સાહેબને ખાનગી રીતે મળવા માગ્યું સાહેબથી સાહસ ન થઇ શક્યું; તેણે ચતુર ઉમિચાંદને પોતાને બદલે મોકલ્યો.[2] તે મુજબ યારલતિફ અને ઉમિચાંદ મારફત અંગ્રેજો આગળ બંગાળીઓનો રાજપ્રતિનો વિદ્રોહ સહુ પહેલાં જાહેર થયો. સ્વાર્થ સાધવા માટે હિંદુમુસલમાન અને ખ્રિસ્તી, જાતિધર્મ ભૂલી-જઇ એક બની ગયા.[3]

---

1. He was at the Same time in the pay of the Seits.-Thornton Vol. 1. 26.

2. Mr. Watts was too closely watched by the Sabah's spies to venture himself, but sent one Cmichand to him, who was an agent under him.-Scrafton.

3. Necessity, which in politics usually supersedes all oaths, treaties of forms whatever, induced the English East India Company's representatives, about three months after the execution of the former treaty, to determine "by the blessing of God"—Upon dispossessing the Nabob Serajad Dowla of his Nizamut and giving it to another.-Bolt's Considerations, P. 40.

લતિફે કહ્યું—"સિરાજદૌલા જેમ બને તેમ જલદી પટણા તરફ લડાઇમાં જશે, તે માટેજ તે હાલમાં અંગ્રેજોને બહુ દબાવતો નથી; પણ તે પાછો ફરશે ત્યારે અંગ્રેજો બચાવ કરી શકશે નહિ. દેશના આબરૂદાર માણસો સિરાજને અંતઃકરણપૂર્વક ધિક્કારે છે. તે પટણા જાય તે વખતે અંગ્રેજો જો મુર્શિદાબાદ કબજે કરી શકે તો બધું કાર્ય પૂરૂં થાય. મને સિંહાસન આપે તો અંગ્રેજો જે માગે તે હું જરાપણ દિલગીર થયા વિના આપવાની કબૂલાત આપું છું.[1] લતિફે મીરજાફરનું નામ છુપાવ્યું."

બીજે દિવસે ખોજા પિટ્રુ નામના આર્મિનીઅન વેપારી સાથે વૉટસ સાહેબનો મેળાપ થયો. તેણે કહ્યું-"સિરાજ મીરજાફરને છુપી રીતે મારી નાખવાની તક શોધે છે; તેથી પોતાનો બચાવ કરવા માટે મીરજાફરને વિદ્રોહીઓનાં ટોળામાં ભળવું પડયું છે. રાયદુર્લભ, જગતશેઠ અને બીજા બધા મસલત ભળ્યા છે; આપ જો સહાયતા આપશો તો તેઓપણ આપને મદદ આપશે. આ કામમાં આપને ભળવું હોય તો હમણાંજ ભળો. સિરાજદૌલાને તરતમાં તો નિશ્ચિંત

---

૧. એમ જણાય છે કે વિદ્રોહીઓની બધી વાત ખરી માની લઇ અંગ્રેજો લખી ગયા છે કે—Suraja Dowla was such a monster that no security could be enjoyed either by the English or by the Natives in Calcutta, so long as he sat upon the musnud at Moorshedabad, and ruled over Bengal, Behar and Orissa,"-The great Battlas of the British Army, P. 162.

રાખવાની જરૂર છે; તે માટે કર્નલ કલાઇવને સૈન્ય સહિત કલકત્તા જવું પડશે."[1]

કલાઇવ જરાપણ વિલંબ ન કરતાં કલકત્તા પાછો ફર્યો. ૧ લી મેએ અંગ્રેજ કૌંસિલ મળી. તેનાપર ને વૉટસપર બધી જવાબદારી નાખવામાં આવી,[2] તેણે જેમ બને તેમ જલદી છાવણી ઉઠાવી અર્ધું સૈન્ય કલકત્તામાં અને અર્ધું ચંદ્રનગરમાં છુપાવી રાખ્યું, તથા સિરાજદ્દૌલાને શાંત કરવા માટે લખી મોકલ્યું કે—" અમે તો સૈન્ય પાછું ખેંચી લીધું છે. આપ પ્લાસીમાં છાવણી નાખી શા માટે પડ્યા છો ?" જે પત્રવાહક આ વિષકુંભપયોમુખ પત્ર લઇ મુર્શિદાબાદ જતો હતો, તેની સાથે કલાઇવે વૉટસને લખી મોકલ્યું કે " મીરજાફરને કહેશો કે તમારે જરાપણ બીવું નહિ. જેઓએ કદીપણ પીઠ બતાવી નથી એવા પાંચ હજાર માણસોનું સૈન્ય લઇ તમને આવી મળીશ. એક માણસ પણ જીવતો રહેશે ત્યાંસુધી પીઠ નહિ બતાવું; રાતદહાડો થાક્યાવિના આગળ વધીશ.[3]

---

1 Orme, Vol. II. 149.

2. Great dexterity as well as secrecy being necessary in executing the plan to a revolution, the whole management there of was left to Colonel Clive and to Mr. Watts,-Ive's Journal.

3 He wrote Surajah Dowlah in terms to so affectionate that they for a time lulled that weak prince into perfect security. The same courier who carried the "Soothing letter." as

જેના મનમાં જેટલું પાપ હતું, તે તેટલીજ સરલતા ખુલ્લી રીતે બતાવવાના પ્રયત્નો કરવા લાગ્યા, પરંતુ અહમદશાહ હિંદમાંથી ચાલ્યો ગયો, તેથી સિરાજનું પટણા જવું પણ બંધ રહ્યું; તે અંગ્રેજોનું કુટિલતાપૂર્ણ વહાણુ અટકાવી, પ્લાસીમાંની છાવણી જેમની તેમ રાખી ગુપ્ત જાસુસોદ્વારા અંગ્રેજોનો ઉદ્દેશ તપાસવા લાગ્યો.

મતિચમ એક પ્રખ્યાત જાસુસ હતો. તે પોતાનાં કામ સબબ કલકત્તા રહેતો હતો. તેણે છૂપી રીતે સમાચાર મોકલ્યા કે " ફક્ત અરધી ફોજ કલકત્તામાં છે, બાકીની ફોજ કદાચ કાસિમબજાર ગઇ હોય તેમ લાગે છે ! " સિરાજે તરતજ કાસિમબજારમાં શોધ કરી; ફોજનો પત્તો ન મળ્યો, પરંતુ તેનો સંદેહ દૂર થયો નહિ. તેણે ફ્રેંચોને ભાગલપુરમાં રાહ જોવાનું કહી મીરજાફરને પંદર હજાર માણ-

---

Clive calls it, carried to Mr. Watts a letter in the following terms. Tell Meegraffer to fear Nothing. I will john him with *five thousand* men who never turned their backs. Assure him, I will march night and day to his assistance, and stand by him as long as I have a man left–Macaulag's Lord Clive. કહેવાની જરૂર નથી કે આ વખતે કલાઇવપાસે ૫૦૦૦ માણુસની ફોજ નહોતી અને ખરે વખતે પણ તે ત્રણ હજાર કરતાં વધુ માણુસો લઇ જઇ શક્યો નહોતો. આશ્વાસન આપતી વેળા ક્લાઇવ આવા જ શબ્દો વાપરતો. આને " large promises " કહી શકાય કે નહિ તેની મીમાંસા મેકોલે કરી ગયો નથી.

સેનાં સૈન્ય સાથે પ્લાસી જવાનો હુકમ આપ્યો. મીરજાફર પ્લાસીમાં રહે તો તેમની છૂપી મસલતમાં વાંધો આવે, એવું હોવાથી અંગ્રેજો તથા બંગાળીઓ ચિંતામાં પડયા. પરંતુ સિરાજનો સંદેહ દૂર કરવા માટે મીરજાફરને હસતે મુખડે પ્લાસી તરફ જવું પડ્યું.

મરાઠાઓના સેનાપતિએ ઘણા દિવસથી ચોથ ન મળવાથી અંગ્રેજ ગવર્નર ડ્રેક સાહેબને પત્ર લખ્યો હતો, પત્ર ગોવિંદરામ નામના દૂત સાથે મોકલ્યો હતો.[1] એ દૂત કલકત્તા આવ્યો. ક્લાઇવ ભારે મુશ્કેલીમાં આવી પડયો.[2] ગોવિંદરામ કોનો જાસુસ છે તે નક્કી કરી

---

1. Your misfortunes have been related to me by Ragooje, son to Janooge. Make yourself easy, and be my friend; and with the proposals such as you imagine may be for the best; and with the divine assistance, Sumseer Caun Bhadre and Roghu Rabu, Son to Raje Row, shall enter Bengal with a hundred and twenty thousand horse." Letter from Ballajee Row Seehoo Baje Row, Vizir to Ram Rajah, brother to Raja Seehoo, from Hydrabad, to Roger Drake, Governor of Calcutta.

2. For once the clear brain of the director of the English policy was at fault. Clive could not feel quite sure that the letter might not be advice of the Nawab to ascertain

ન શકવાથી તેનો પત્ર સિરાજદ્દૌલા પાસે મોકલવાનું નક્કી થયું. આથી અંગ્રેજોની સરલતાની સાબીતિ મળતાં સિરાજદ્દૌલા જરૂર છેતરાશે, એવી આશાથી સ્ક્રેફ્ટનસાહેબ મુર્શિદાબાદ તરફ ચાલ્યા; રસ્તામાં પ્લાસીમાં મીરજાફર સાથે વાતચીત કરવાનો મુખ્ય ઉદ્દેશ હતો.[1] નવાબના જાસુસોએ એ ઉદ્દેશ સિદ્ધ થવા દીધો નહિ, તેણે સ્ક્રેફ્ટન સાહેબને પરભારા મુર્શિદાબાદ મોકલી દીધા. કલાઇવની યુક્તિ ફળી. નવાબ અંગ્રેજોપર એટલો બધો ખુશી થયો કે જે કંઇ શક હતો તેપણ સ્ક્રેફ્ટનસાહેબ દૂર કહી શક્યા. મીરજાફરને સૈન્ય સહિત પ્લાસી છોડી મુર્શિદાબાદ આવવાનો હુકમ મળ્યો. તે મુર્શિદાબાદ આવ્યો કે તરત છૂપું સંધિપત્ર લખવામાં આવ્યું.

૧૭ મીએ કલકત્તાની કૌંસિલ આગળ એ સંધિપત્ર રજુ કરવામાં આવ્યું. આ સંધિપત્ર મુજબ કંપની બહાદુરને એક કરોડ રૂપીઆ, કલકત્તાવાસી અંગ્રેજ, બંગાળી ને આરમીનીઅનને ૭૦ લાખ રૂપીઆ અને ઉમિચાંદને ૩૦ લાખ રૂપીઆ આપવાની કબૂલાત હતી. તે સિવાય

---

beyend a doubt the feelings of the English towards himself—Col. Malleson's Decisive Battles of India P. 52.

૧. Auother, and the principal object of Mr. Scrafton's mission was to obtain opportunity of Consulting confidentially with Meer Jaffer; but this was prevented by the watchfulness of the Subahdar's emissaries.–Thornton's History of the British Empire. Vol. I. 229. notes.

જેઓ વિદ્રોહના મોટા પંડયાઓ હતા, તેઓને આપવાની બક્ષીસના જુદા ખરડા રજુ કરવામાં આવ્યો હતો. સિરાજદ્દૌલાના ભંડારમાં એટલા બધા પૈસા નહોતા. છતાં તે વખતે એ સંબંધમાં કોઇએ કશો વિચાર ન કર્યો. ચારે તરફ રાજવિપ્લવ મચી રહ્યો હતો. અંગ્રેજો સુદ્ધાની થઇ મીરજાફરની આશારૂપી હોડીને કિનારે લાવવાને વચન આપી ચૂક્યા હતા—આથી તેઓ જે માગે તે આપ્યા સિવાય મીરજાફરની મુક્તિ નહોતી.[1]

કાચું સંધિપત્ર મોકલતી વેળા વોટસુસાહેબે લખ્યું હતું—"ઉમિચાંદ જે માગે છે, તે સ્વીકારવામાં આનાકાની કરશો તો બહુજ બુરૂં ફળ આવશે! તે જેવું તેવું માણુસ નથી;—તે તરતજ નવાબ પાસે બધું તરકટ ખુલ્લું કરી દેશે." આ સમાચારથી અંગ્રેજો ઉમિચાંદપર ભારે ખફા થઇ ઉઠયા. જેઓ મીરજાફરને કામધેનુની માફક ઇચ્છા મુજબ દોહવાને તૈયાર હતા, તેઓ ઉમિચાંદને પૈસાખોર સ્વાર્થપિશાચ કહી છેતરવાની પ્રતિજ્ઞા લઇ બેઠા. પરંતુ તેને કેમ છેતરવો તે કોઇ નક્કી કરી શક્યું નહિ.

---

૧ The plain truth was that the so called treaties were mere agreements patched np on the eve a revolution. The English were in a position to demand anything; the Nawab expectant could refuse nothing. There was not even a shadow of deiberation, for there was no time to haggle over terms:—Early Records of British India, P. 519.

છેવટે એક દિવસ રાતને વખતે ગંભીર વિચાર કર્યાબાદ ક્લાઇવની પ્રત્યુત્પન્ન બુદ્ધિએ ઉપાય સુઝાડયો. તેણે બે સંધિપત્ર લખાવ્યાં-એક ધોળા કાગળપર;–તે અસલ સંધિપત્ર હતું. અને એક લાલ કાગળપર, તે બનાવટી સંધિપત્ર હતું![1] એ બનાવટી સંધિપત્રમાં ત્રીસલાખ રૂપીઆ ઉમિચાંદને આપવાનું લખ્યું હતું. વોટસને તેપર સહી કરવાની આનાકાની કરવાથી ક્લાઇવ મુશ્કેલીમાં આવી પડયો; પરંતુ ક્લાઇવના હુકમથી લુસિંગ્ટન સાહેબે વોટસનના નામની ખોટી સહી કરવાથી બધી મુશ્કેલી ટળી ગઇ.[2] કોઇ કોઈ ક્લાઇવનું કલંક મટાડવા માટે લખી ગયા છે કે—"વોટસનની સંમતિ લઇને તેના નામની બનાવટી સહી કરવામાં આવી હતી. આ વાતમાં કંઇ વધુ ગૌરવ સચવાતું નથી. ક્લાઇવ પોતેજ કહી ગયો છે કે "વોટસને સંમતિ ન આપી હોત તોપણ તેના નામની ખોટી સહી કરવાની હું અનુમતિ આપત.[3]

---

1 His Lordship himself formed the plan of the fictitious treaty—First Report.

2. Mr. Lushington was the person who signed Admiral Watson's name, his Lordship's Order—First Report.

3. As far as Clive's reputation is concerned the question is of no moment, as he declared, (Evidence in first Report, P. 154.) that he would have ordered Admiral Watson's Name to be put, whether he had consented or not.—Thornton's History of the British Empire in India Vol. I, P. 256. note.

આ બનાવટી સંધિપત્રની આલોચના કરવા જતાં ઇતિહાસ-લેખકોને પરસેવો વળ્યો છે. પરંતુ ક્લાઇવે તો પાર્લમેન્ટ આગળ ખુલ્લી રીતે સ્વીકાર્યું છે કે " હું કદી પણ આ વાત છુપાવવા ઇચ્છતો નથી. આવે સ્થળે આવી જાતની યુક્તિ બીન હરકતે કરી શકાય, એવો મારો મત છે. એક વખત તો શું પણ જરૂર પડયે આવી અવસ્થામાં હજુ પણ એકસોવાર આવાં કાર્ય કરવાને તૈયાર છું."[1]

હિંદમાં બ્રિટિશ અમલ-સ્થાપનાર જે આદિપુરુષ હતો, તેની ધર્મ-બુદ્ધિ આટલી બધી નીચ હતી તે સ્મરણ કરી અંગ્રેજ ઇતિહાસ લેખકો નીચું મોં કરી રહ્યા છે; એક સર જોન માલકમ સિવાય બીજું કોઈ ક્લાઇવનો પક્ષ લેવા બહાર પડયું નથી.[2] પરંતુ તે માટે લોકો નકામા રજનું ગજ કરી રહ્યા છે. ઘટના ચક્રની ઉત્તેજનાથી, આ દેશના

---

1. His Lordships never made any Secret of it; he thinks it warrantable in such a case and would do it again a hundred time Ibid.

2. The greed for money, the never increasing demand for the augmentation of the sum originally asked for dishodoring trick by which a confederate was to bo baulked of his share in the spoil; these are actions the contemplation of which makes, and will always make, the heart of an honest man turn with indignation. Col. Malleson's Decisive Battles of India P. 78.

આબરૂદાર ગૃહસ્થોના મદદથી, કર્નલ ક્લાઇવ જે મોગલ સિંહાસન ઉચ્ચ મૂલ્યે વેચવા નીકળ્યો હતો, તે કેવળ બાહુબળવડે મુસલમાનો પાસેથી પ્રાપ્ત કરવાની તાકાત ક્લાઇવમાં નહોતી. "વિષનું ઔષધ વિષ.' મોગલોની જાહોજલાલીની પડતીના સમયમાં હિંદુ–મુસલમાન, ખ્રિસ્તી, બંગાળી, મરાઠા અને ફિરંગી વેપારીઓએ થાક્યા વગર ભારે શ્રમ કરી ભારતનાં ભાગ્યરૂપી સમુદ્ર મથન કરતાં કરતાં જે અરાજકતા રૂપી હલાહલ ઝેર પ્રાપ્ત કર્યું હતું, તેથી ભારતવાસીનું મુખ જર્જરિત થઇ ગયું હતું. ક્લાઇવે એ રોગમાં વિષપ્રયોગ ન કર્યો હોત તો આજે દિગન્તવ્યાપી બ્રિટિશ સામ્રાજ્યમાં ભળી રાજ્યવ્યવસ્થાના ગુણથી આ દેશના લોકોને જૂની વાત ભૂલી જવાનો સમય ન મળ્યો હોત. પઠાણોની તીક્ષ્ણ તરવારો, મરાઠાઓના ઘોડાઓ, યુરોપીયન વેપારીઓની સર્વસંહારિણી ક્ષુધાએ અત્યાર સુધીમાં આ દેશને હાડપિંજર બનાવી ટુકડે ટુકડા રૂપ બનાવી મૂકયો હોત, રાષ્ટ્રવિપ્લવની જે શિખાએ ભરતખંડને સળગાવી મૂકયો હતો, તે આજે પણ આ દેશમાં ઉન્મત પિશાચની માફક નૃત્ય કરતો હોત. પાશ્ચત્ય કેળવણીના હજારો દૃષ્ટાંતોથી પણ જેઓનાં ઘરનો કજીઓ હજુ સુધી શાંત થયો નથી, તેઓ પોતાના બળે બળવાન બની સ્વદેશની સ્વતંત્રતા જાળવી શકત, તે આશા તદ્દન આકાશકુસુમ જેવી છે.[1]

---

1. His family expected nothing good from such slender parts and such a headstrong temper. It is not strange, therefore, that they gladly accepted for him, when he was in his eighteenth year, a writership in the service of

રાજદ્રોહ એ મહા પાપ છે; અંગ્રેજો એ વાત જાણતાં છતાં એ મહા પાપમાં ફસાઇ પડયા હતા, તેની સાથે મુકાબલો કરતાં આ તરકટી દસ્તાવેજ શું ભયંકર ગુન્હો છે? અને વળી કલાઇવ જેવા માણસને માટે તો વળી એ શું કલંક છે? એ જે વર્ગનો અંગ્રેજ હતો, જે સોબતમાં ઉછર્યો હતો,જે ઉદ્દેશથી ભરતખંડમાં આવ્યો હતો, તે તરફ જોતાં તેના તરફથી આદર્શ અંગ્રેજ ચરિત્રબળની આશા રાખવી એ વિડંબના માત્ર છે! જયારે જેની જરૂર પડી ત્યારે તે તે બીન હરકતે મેળવેલ છે; તેમ કરવામાં તેના વાળનો અગ્રભાગ પણ કંપ્યો નથી. [2] દુર્દાન્ત અંગ્રેજ જુવાન બાળપણથી માંડીને [જિં]દગીના છેલ્લા દિવસ સુધીમાં ભુંડો ઉચ્છૃંખલ કાર્યોમાં [જીવન ગાળી, હંમેશ સ્વજન બાંધવોને સંદેહવશ રાખી. છેવટે અશાંત હૃદયે આત્મહત્યા કરી આ લોકમાંથી ચાલ્યો ગયો તેથી હીણભાગી સ્મૃતિ નીરવપણે શાંતિ મેળવો જેઓતેને મહાવીર પ્લાસીનો "બેરન" માની ફુલથી વધાવવા માટે તેની દીલગીરીનો પાર નથી! પરંતુ મહાજાતિની આત્મગૌરવની વાતોમાં સુધરેલું જગત પડઘા પાડી રહ્યું છે તે મહાજાતિની રાજધાનીમાં બ્રિટિશ વીર કેસરી નેલસન, વેલિંગ્ટનના સ્મૃતિ સ્તંભો ખડાયા છે પણ કલાઇવને માટે

---

the East India Company, and shipped him off to make a fortune or to die of a fever at Madras.–Macaulay's Lord Clive.

2. Clive was a man, "to deception, when it situated his purpose, never cost a pang." History of British India Vol. iii.

હજુ સુધી જાતીયકીર્તિ મંદીર રચાયું નથી.[1]

જેઓ વેપાર સબબ બંગાળી સાથે મસલતમાં ભળી રાજ વિપ્લવના ફળમાં રાજ સિંહાસન પચાવી પડયા હતા, તેની પાસે તો પૈસો એજ મૂળમંત્ર હતો.[2] તેઓ જે શાસ્ત્રના ઉપાસક હતા, તેની મર્યાદાનું રક્ષણ કર્યું છે. તે માટે તેનો તિરસ્કાર કરવો યોગ્ય નથી. આપણે તેઓને આદર્શ અગ્રેજો માની તેની વાતોમાં, તેણે લખેલા કાગળોમાં વિશ્વાસ રાખી સિરાજદ્દૌલાને નરપિશાચ માની ઇતિહાસનું અપમાન કરીએ છીએ તે માટે આપણેજ વધુ તિરસ્કારને પાત્ર છીએ.

ઉમિચાંદને છેતરી અંગ્રેજો નિશ્ચિંત થઇ શકયા નહિ; તેને જેમ બને તેમ જલદી કલકત્તામાં આણી મુઠીમાં રાખવા માટે તેઓ ઉતાવળા થઇ ગયા. કઇ યુક્તિથી ધુતારા ઉમિચાંદને હરાવી કાર્યસિદ્ધિ થાય, તે બાબતની જવાબદારી સ્ક્રેફ્ટન પર નાખવામાં આવી.

---

૧. The anniversary of Lord Clive's brith through seldom observed or honored among us a contineutal people honor the heroes of their National Pantheon, must still fill every reflecting mind with crowing thoughts upon the strange and romantic rise of the British Power in the East.—The India Statesman 80th September, 1896.

૨. " In manufacturing the terms of the confederacy the grand concern of the English appeared to be money.—Mill's History of British India Vol. iii. 185.

તેણે ઉમિચાંદને એકાંતમાં બોલાવી કહ્યું; "વાતચીત તો નક્કી થઇ ગઇ છે, હવે થોડા રોજમાં લડાઇ જામશે ત્યારે બધા તો એકદમ ઘોડેસ્વાર થઇ નાસી છૂટશે, અમે કદાચ જુદી યુક્તિ કરીશું; પરંતુ તમે આવું જાડું શરીર અને વૃદ્ધાવસ્થાની નબળાઇને લીધે ઘોડેસ્વાર થઇ શકો તેમ નથી. તમે શું કરશો ?" ઉદ્દેશ સિદ્ધ થયો; ઉમિચાંદ માથા પર હાથ મૂકી બેસી ગયો. તેણે ઘણો વિચાર કર્યો પણ નાસી છૂટવાની યુક્તિ તેના મગજમાં નજ આવી! તેણે બેબાકળા બની રંકફટનના હાથમાં પોતાની જીવન દોરી સોંપી દીધી. રંકફટને યુક્તિપૂર્વક સિરાજદ્દોલાની રજા મેળવી ઉમિચાંદ સાથે કલકત્તા તરફ પ્રયાણ કર્યું.

જેઓ પાપી કામ સિદ્ધ કરવા દોરાય છે, તેઓ કોઇના પર વિશ્વાસ રાખી શકતા નથી. અંગ્રેજોએ નક્કી કર્યું કે મીરજાફર જ્યારે સંધિપત્ર પર સહી કરે તે વખતે અંગ્રેજોનો પ્રતિનિધિ વોટ્સ સાહેબે ત્યાં હાજર રહેવું જોઇએ. પરંતુ સિરાજના સંદેહને લીધે મીરજાફર પદચ્યુત થયો હતો; છુપા જાસુસોની સાવચેતી આગળ તેનાં દરેક કાર્ય છુપાં રહેતાં નહોતાં; આવી અવસ્થામાં સંધિપત્ર પર સહી કરવાનું કામ મુસ્કેલ થઇ ગયું.

છેવટે વોટ્સ સાહેબ એક દિવસ અતિશય સાહસ કરી લુગડાંથી ઢાંકેલી ડોળીમાં બેસી ઓઝલવાળી સ્ત્રીની માફક મીરજાફરના અંતઃપુર આગળ આવી પહોંચ્યા આબરૂદાર મુસલમાનોનાં ઘરની રીત મુજબ ડોળી અંતઃપુરમાં લાવવામાં આવી. વોટ્સ સાહેબે ડોળીમાંથી બહાર નીકળી બેગમમહેલમાંજ આસન ગ્રહણ કર્યું.[1] તેની આગળ મીરજાફરે મુસલમાનોનો પરમ પવિત્ર ધર્મ-

૧. Orme. ii.

ગ્રંથ માથે લઇ એક હાથ પોતાના વહાલા પુત્ર મીરાનના માથા પર રાખી, બીજા હાથે કલમ પકડી સહી કરીઃ—" ઇશ્વર અને પયગંબરની દોહાઇ દઇ પ્રતિજ્ઞા કરૂંછું કે જ્યાં સુધી મારામાં જીવ હશે, ત્યાં સુધી હું આ સંધિપત્રનો અક્ષરેઅક્ષર પાળવાને બંધાઉં છું. "[1]

આ છુપું સંધિપત્ર લઈ મીરજાફરનો વિશ્વાસુ ઉમરબેગ જમાદાર ૧૦ મી જુનને રોજ કલકત્તા આવ્યો. આ છુપી મસલતની વાત તે વખતે જાહેરમાં આવી ગઈ હતી! હવે વખત ગુમાવવાનો અવસર રહ્યો નહોતો;—ક્લાઇવ યુદ્ધ કરવા માટે તૈયાર થઈ ગર્વપૂર્વક સિરાજને પત્ર લખવા બેઠો.

મુસલમાન ઇતિહાસ લેખકોએ લખેલાં લખાણોપરથી જણાય છે કે મીરજાફરે કુરાનનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા લીધી હતી; છતાં અંગ્રેજોને તેનાપર વિશ્વાસ આવ્યો નહોતો. તે ખરેખર સંધિપત્રમાં લખેલી શરતો પાળશે તે માટે ઉમાચરણ અને જગતશેઠને જામીન થવું પડયું હતું.[2] આ દેશના લોકો બહુજ વહેમી છે; તેઓને હજુ પણ વિશ્વાસ છે કે મીરજાફરે પુત્રના માથાપર હાથ રાખી કુરાનનો સ્પર્શ કરી કૃતઘ્નની માફક ફિરંગી સાથે છુપી સંધિ કરી હતી, તે માટે વિધાતાના શાપથી તેના પાપી હાથોપર કોઢ નીકળ્યો હતો.[3] અને તેના

---

૧. I swear by God and the prophet of God to abide by the terms of this treaty while I have life.'

૨. "જામિન ઉસકે ઓહિ દોનો મહાજનાન્ મજકુરા હુવે." મુતક્ષરિણ્.

૩. મીરજાફરના મરણ વખતે તેના પાપ ટાળવા માટે મહારાજ નંદકુમારે કિરીટેશ્વરી દેવીનું ચરણામૃત તેના હોઠપર મૂકયું હતું, અને આ રીતે આ વિશ્વાસની ઓળખાણ આપી હતી. "Gholam Hossein has a story that, when Mir Jaffer was dying, Nanda Kumar gave rim water that

વહાલાપુત્ર મીરાનના માથાપર વીજળી પડી હતી ! આવો વહેમ કેવળ આપણા દેશમાંજ નથી. કલાઇવે જ્યારે આત્મહત્યા કરી ત્યારે વિલાયતના લોકો પણ બોલી ઉઠયા હતા કે આટલા દિવસો બાદ વિધાતાના ન્યાયદંડથી બધાં પાપોનું પ્રાયશ્ચિત થયું.[1]

આ તરફ સિરાજદ્દૌલા છુપી સંધિની વાત જાણી મીરજાફરને કેદ કરવાની તૈયારી કરવા લાગ્યો. મીરજાફરનાં મકાનમાં દારૂગોળાનો તોટો ન હોવાથી તેને કેદ કરવાનું કામ સહજ નહોતું ! વોટ્સને આ વાતની ખબર પડતાં હવા ખાવાને બહાને પોતાના મિત્રો સહિત રાતની વેળાએ ઘોડેસ્વાર થઈ પલાયન કર્યું ! સિરાજદ્દૌલાને આ વાતની ખબર પડતાંજ બધી વાત સમજી ગયો. તેણે તરતજ સેનાપતિ વોટ્સનને પત્ર લખ્યો. એજ તેનો છેલ્લો પત્ર છે તેણે લખ્યું કેઃ—

૨૫ મી રમઝાન ( ૧૩ મી જુન ૧૭૫૭ )

" અમે જે સંધિ કરી હતી, તેની કબુલાત પાળવા માટે વોટ્સ સાહેબને બધી ચીજો સોંપી દીધી છે. થોડી ઘણી કદાચ બાકી રહી હશે. માણિકચાંદની બાબત પણ પૂરી થવા આવી છે. પરંતુ આટલું કર્યાં છતાં ફળ તો સારૂં ન આવ્યું. વોટ્સ અને કાસિમબજારના કોઠી-

---

had bathed the image of Kiriteshwari." H. Beveridge, C. S.

૧. In the awful of so much prosperity and glory, the vulgar saw only a confirmation of all their prejudices; and some men of real piety genius so far forgot the maxims both of religion and of philosophy as confidently to ascribe the mournful event to the just vengeance of God, and to the horrors of an evil conscience. Macaulay's Lord Clive.

વાગાઓ હવાખાવાને બ્હાને રાતોરાત નાસી ગયા છે. આ છેતરપિંડિનું પૂર્વલક્ષણ છે, સંધિ તોડવાની નિશાની છે. તમારાથી છુપી રીતે અથવા તમારી આજ્ઞા સિવાય આ કાર્ય બન્યું નથી, તે બાબત મને ખાત્રી થઈ છે. આમ બનશે તેની મને હમેશાં શંકા રહેતી. અને તમે વિશ્વાસઘાત કરશો એવા સંદેહથીજ મેં પ્લાસીમાંથી મારી છાવણી ઉઠાવી લેવાની મંજુરી આપી નહોતી.

"વારૂ, મારાવડે સંધિ તૂટી નથી તે માટે હું ઇશ્વરનો આભાર માનું છું. અમે જે પ્રતિજ્ઞા કરી હતી તેના સાક્ષી ઇશ્વર અને પયગંબર છે. જે પ્રથમ પ્રતિજ્ઞા તોડશે, તેજ તે મહાપાપની સજા ભોગવશે.[1]

---

1. પત્ર આ મુજબ છે.—"25th Ramzan (13th of June 1757), According to my promises, and the agreement made between us, I have duly rendered everything to Mr. Watts, except very small remainder, and that almost setteled Monickchand's affair. Notwith standing all this Mr. Watts and the rest of the Council of the foctory at Cossimbazar, under pretence of going to take the air in their gardens, fled away in the night. Th s is an evident mark of deceit, and of an intention to break the treaty. I am convinced it could not have happened without your knowledge or without your advice. I all along excepted something of this kind and for

ચારે તરફ રાજવિપ્લવ મચી રહ્યો હતો; તેમાં સિરાજનું સિંહાસન વડનાં પાનની માફક ફરકવા લાગ્યું! તેણે ગમે તે પ્રયત્ને સિંહાસનનો બચાવ કરવા માટે બંધુબાંધવોને બોલાવ્યા. આ બધી ઐતિહાસિક ઘટનાની યોગ્ય સમાલોચના ન કરતાં લોર્ડ મેકોલે સિરાજને પ્રતિજ્ઞા તોડનાર વિશ્વાસઘાતક ઠરાવવા માટે પુસ્તક લખી ગયો છે.[1] વળી એજ ગ્રંથ આપણાં વિશ્વવિદ્યાલયની ઉંચી પરીક્ષા આપનાર વિદ્યાર્થીઓને શિખવવામાં આવે છે! ઇતિહાસ રચનાની એવી રીત હવે વિદ્વાન વર્ગમાં આદરમાન મેળવી શકશે નહિ. અત્યારે તો વૈજ્ઞાનિક પદ્ધતિ પ્રચલિત થઈ છે. તે મુજબ મૈકોલેના મત કરતાં સિરાજદ્દોલાનો છેલ્લો પત્ર વધુ વજન આપવા યોગ્ય છે.

---

that reason I would not recall my forces from Plassy, expecting some treachery.

I praise, God, *that the breach of the treaty has not been on my part.* God and His Prophet have been witnesses to the contract made between us, and whoever first deviates from it will bring upon themselves the punishment due to their actions.—Ive's Jonrnal.

1. The Nobob behaved with all the faithlessness of an Indian statsman, and with all the levity of a boy whose mind had been enfeebled by power and self-indulgence. He promised, retracted, hesitated, evaded." Macaulay's Lord Clive.



## પ્રકરણ ૨૬ મું

### લડાઈની તૈયારી

---

લડાઈની તૈયારી પૂરી થઈ, ૧૨ મી જુને કલકત્તાની ફોજ ચંદ્રનગરની ફોજ સાથે મળી, અને ચંદ્રનગરના કિલ્લામાં ફક્ત દોઢસો ગોરા રાખી ૧૩ મી જુનને રોજ બધું બ્રિટિશ લશ્કર લડાઈ કરવા મજાજ થયું.[1] દારૂગોળો લઈ "ગોરાલોક" બસો નૌકાપર ચઢ્યા, "કાળા આદમીઓ" ગંગાકિનારા પરના બાદશાહી રસ્તાપર થઈ પગપાળા આગળ વધવા લાગ્યા.

કલકત્તાથી મુર્શિદાબાદ ઘણું દૂર હતું. રસ્તાની બાજુએ હુગલી ને કટવાના કિલ્લા હતા. અગ્રદ્વીપ અને પ્લાસીની છાવણીમાં નવાબનું સૈન્ય પડયું હતું. તેઓએ જો વીરપુરુષને ઉચિત કર્તવ્ય બજાવ્યું હોત

---

1. It consisted of 650 European infantry, 150 artillery men including 50 Seaman, 2100 Sepoys, and a small number of Portuguese, making a total of something more than 3000 men.-Thortion's History of the British Empire. Vol. i, 253.

તો કદાચ હુગલી પાસેજ અંગ્રેજોનુ સૈન્ય મરી ખૂટત. પરંતુ અંગ્રેજોની ગતિ રોકવી તો દૂર રહી પણ તેઓ તો લડાઇ કર્યા સિવાય ગુપચૂપપણે તાબે થયા. ઇતિહાસમાં ફક્ત એટલુંજ જોવામાં આવે છે કે હુગલીનો ફોજદાર અંગ્રેજોનાં લડાયક વહાણો અને કલાઇવની ગર્જના સાંભળી અત્યંત બી ગયો, તેણે રસ્તો સરળ કરી આપ્યો.

અંગ્રેજોએ જ્યારે ચંદ્રનગરપર હલ્લો કર્યો હતો, ત્યારે મહારાજ નંદકુમાર હુગલીના ફોજદાર હતા. તેણે તે વખતે રસ્તો છોડી દીધો હતો, તે વાત નવાબના જાણવામાં આવી હતી. તે માટે આ વખતે તેણે હુગલીમાં બીજો ફોજદાર નીમ્યો હતો.[1] આ બંગાળી ફોજદાર અથવા તેઓના કાળા સિપાહીઓ કેવી બહાદુરીથી હથિઆરો ચલાવે છે, તે અંગ્રેજોથી અજાણ્યું નહોતું. તો પણ તેઓ કોનાપર આધાર રાખી ફક્ત દોઢસો ગોરા પાછળ મૂકી આગળ વધ્યા હતા? તેઓ શું જાણતા નહોતા કે હુગલીનો ફોજદાર પીઠ પાછળ હલ્લો કરે

૧. The Nawab entertaining suspicious of Nanda Kumar, had lately sent a new Governor to Hoogley, who threatened to oppose the passage of the boats, but the twenty gunship coming up and anchoring before his fort, and a *menacing* letter from Colonel Clive, deterred him from that resolution.—Oome Vol. ii 164.
આ ભય બતાવનારો પત્ર હાલમાં મળતો નથી. તેજ કલાઇવે, તેજ ઉચ્ચારણો અને તેજ પત્રે પહેલાંની માફક આ વખતે પણ સહેજમાં કાર્ય સાધ્યું નહિ હોય, તે કોણ કહી શકે તેમ છે?

તો અંગ્રેજોની કેવી દુર્દશા થાય? અંગ્રેજોની નિશ્ચિંતતા, ફોજદારનું વર્તન, ચંદ્રનગરમાં માત્ર દોઢસો ગોરાનું રહેઠાણ—એ બધું એકત્ર કરતાં જણાય છે કે મુર્શિદાબાદનાં ગુપ્ત તરકટે હુગલીના ફોજદારને પણ કર્તવ્યભ્રષ્ટ કર્યો હતો.

આ તરફ વિદ્રોહની ખબર મળતાં મીરજાફરને કેદ કરવાનો સંકલ્પ છોડી દઇ સિરાજદ્દૌલાએ તેને પોતાના પક્ષમાં ખેંચી લેવાની તૈયારી કરી. ઘણાખરા લોકો કહે છે કે સિરાજદ્દૌલાની નબળાઇનું આ શ્રેષ્ટ નિદર્શન છે.[1] પરંતુ તે વખતે મીરજાફર સાથે બળ અજમાવવા જતાં મુર્શિદાબાદમાંજ પ્લાસીનું નાટક ભજવાત! સિરાજ સ્વાધીનતાનાં રક્ષણ માટે વ્યાકૂળ હતો; તેથી કોઇ કોઇ મીરજાફરને કેદ કરવાની સૂચના આપતા હતા છતાં તેણે તેમ ન કર્યું. તેણે મીરજાફરના બધા અપરાધ ક્ષમા કરી મહેલમાં બોલાવ્યો. સિરાજદ્દૌલાએ વિચાર્યું કે ઇસ્લામને નામે, અલીવર્દીને નામે સ્વતંત્રતાનાં રક્ષણ માટે હું જે કંઇ કહીશ તે કદાચ મીરજાફરની બુદ્ધિ ફેરવશે. બંડખોર લોકો સિરાજથી બહુ બીતા હતા તેઓએ જાણ્યું કે બધી વાત ખુલ્લી થઇ ગઇ છે, માટે નવાબની સાથે ફરીથી મિત્રતા સ્થાપવી એજ સારી વાત છે તેઓ એ પ્રમાણે ઉપદેશ આપવા લાગ્યા, પરંતુ મીરજાફરથી સિરાજ પાસે જવાનું સાહસ ન થયું, તે રાજમહેલમાં હાજર થયો નહિ.[2]

---

1. Thornton's History of the British Empire Vol. i 232.

2. At the sametime several of the Noba's Officers, on whose friendship Jaffer relied, were

છેવટે પોતાનું માન મૂકી સિરાજ પોતે ૧૫ મી જુનને રોજ પાલખીપર ચઢી મીરજાફરને ઘેર આવ્યો.[1] આ વખતે મીરજાફરને બહાર આવવું પડ્યું, આ વખતે તેને નીચે મ્હોંએ શરમથી નીચે ઢળેલાં નયને સ્નેહપાત્ર કુટુંબીના મુખનાં કરુણરસપૂર્ણ તિરસ્કારનાં વાક્યો સાંભળવાં પડ્યાં; અને જ્યારે સિરાજે તેને ક્ષમા આપી ઇશ્વરના નામથી, પેગંબરના નામથી, મુસલમાન ગૌરવના નામથી, અલીવર્દીના વંશના નામથી મીરજાફરને ફિરંગીઓથી છૂટા પડવાનું કહ્યું, ત્યારે બધી વાત સ્વીકારવી પડી! ત્યારે વળી કુરાન આવ્યું.[2] વળી મુસલમાનોનો પરમ પવિત્ર ગ્રંથ માથાપર લઇ, અન્નદાતા મુસલમાન નરપતિ આગળ મુસલમાન સેનાપતિએ ઘુંટણભર થઇ કસમ ખાધા કેઃ—"ઇશ્વરને નામે પયગંબરને નામે ધર્મપૂર્વક પ્રતિજ્ઞા કરી કબૂલ કરૂં છું કે હું જીવતાં સુધી મુસલમાનનું સિંહાસન બચાવીશ જીવતાં સુધી ફિરંગીઓને મદદ નહિ કરૂં!"

પરમેશ્વરનાં પવિત્ર નામથી સિરાજદ્દૌલાનો બધો સંદેહ દૂર થઇ

---

exhorting him to reconciliation; to which he seemingly agreed, but, either through suspicion or scorn, refused to visit the Nobob.—Orme, Vol. ii 167.

1. This interview was on the 15th June. Orme, ii 167.

2. "The Koran was introduced, the accustomed pledge of their falsehood."—Scrafton's Reflections, P. 85.

ગયો. હિંદુ બ્રાહ્મણના ચરણનો સ્પર્શ કરી જૂઠું બોલી શકે તે વાત સિરાજ કદી માનતો નહોતો; તે માટેજ એક વાર ઉમિચાંદની ધર્મપ્રતિજ્ઞાથી છેતરાયો હતો ! મુસલમાન કુરાન માથા પર લઇ જૂઠું બોલી શકે તેવો વિશ્વાસ સિરાજને ન હોવાથીજ તે આ વખતે પણ છેતરાયો ! લોકો કહે છે કે સિરાજ પાખંડી ધર્માધર્મના વિચાર ન કરનાર ઉચ્છૃંખલ જુવાન હતો; કદાચ તેમ હોત તો તેને માટે સારૂં હતું. તેમ હોત તો તે કદી પણ હિંદુ બ્રાહ્મણના ચરણનો સ્પર્શ કરી, ફિરંગી બાઇબલનું ચુંબન કરી, અને મુસલમાન કુરાન માથા પર લઇ જે કંઇ કહે તે માનત નહિ. જેઓએ પોતપોતાના ધર્મની દોહાઇ આપી ઇરાદાપૂર્વક છેતરપિંડી કરી છે, તેઓની વાત દબાઇ ગઇ છે; અને તેઓની પ્રતિજ્ઞાથી સિરાજ શા માટે છેતરાયો એ અપરાધને લીધે તેને ઇતિહાસનો તીવ્ર તિરસ્કાર સહન કરવો પડેછે.[1]

આ પ્રમાણે ઘરના કજીઆનો ફડચો લાવી સિરાજ સૈન્ય સહિત પ્લાસીનાં મેદાનમાં જવાની તૈયારી કરવા લાગ્યો. તેને આશા આવી કે જ્યારે મીરજાફર ફિરંગીઓને મદદ ન કરવાને બંધાયો છે ત્યારે પછી અંગ્રેજો કયાં જવાના છે ? આ વિશ્વાસ પર આધાર રાખી તેણે સૈન્ય બોલાવ્યું. પરંતુ તે બંડખોર લોકોના ઉશ્કેરવાથી પગાર અપાયા સિવાય લડાઇમાં આવવા તૈયાર ન થયું. તરતજ તેનો ચંદ્ર-

1. If the Subah erred before in abandoning the French, he doubly erred now. in admitting a suspicious friend.—Ive's Journal.

સો પગાર આપી દેવામાં આવ્યો.[1] રાયદુર્લભ, યારલતિફ, મીર-જાફર, મીરમદન, મોહનલાલ અને ફ્રેચ સેનાપતિ સિન્ફ્રેને અ-કેક વિભાગનું ઉપરિપણું મળ્યું. સિરાજદૌલા સૈન્ય સાથે આ-ગળ વધ્યો.

છુપા જાસુસોની બીકથી મીરજાફર અંગ્રેજોને સંદેશા મોકલી શકતો નહિ. તે બધાં તરકટનો આધાર હતો, માટે તેના પત્રની આશાથી કલાઇવ દરરોજ પત્ર પર પત્ર લખવા લાગ્યો. પરંતુ ૧૩ મી જુનથીજ ૧૬ મી જુન સુધીમાં એક પણ જવાબ ન મળ્યો. વોટ્સ સાહેબે ૧૪ મી જુને અંગ્રેજો સાથે મળી તરતજ મીરજાફરની પાસે એક વિશ્વાસુ હલકારો મોકલી દીધો. દુર્ભાગ્યે એ હલકારો પણ આવી પહોંચ્યો નહિ. આથી કલાઇવ બારે મુંઝવણમાં આવી પડ્યો.

મીરજાફરે ૧૬ મી જુનને ગુરુવારે કલાઇવને પહેલો પત્ર લખ્યો.

---

૧. The Nawab's troops seeing in the impending warfare no prospect of plunder, as in the sacking of Calcutta, and much more danger, clamorourly refused to quit the city until the arrears of their pay were discharged; this tumult lasted three days; nor was it appeased until they had obtained a large distribution of money.—Orme, Vol. ii 169.

તે પત્ર શુક્રવારે પાટુલિની છાવણીમાં કલાઇવને મળ્યો. મીરજાફરને સિરાજ સાથે મ્હોડાંની મિત્રતા બાંધવાની ફરજ પડી છે, તે વાત તેણે પોતેજ કલાઇવને લખી જણાવી પરંતુ તેટલા માટે અંગ્રેજોને મદદ કરી પોતાનું વચન પાળતાં તે કદી અચકાશે નહિ, તે વાત પણ સાથે સાથે જણાવી દીધી હતી, આ પત્ર મળ્યા છતાં કલાઇવ લડાઈ કરવાનું સાહસ કરી શકયો નહિ. સામેજ કટવાનો કિલ્લો હતો. તે કિલ્લાનો નાયક બનાવટી યુદ્ધ કરી પરાજય સ્વીકારશે, એ નક્કી થયું હતું.[1] તે વાત ખરી છે કે નહિ તેની પરીક્ષા કરવા માટે શનિવારે સવારમાં ૨૦૦ ગોરા અને ૩૦૦ સિપાહી લઇ મેજર કૂટ કટવા તરફ વધ્યો: કલાઇવ સૈન્ય સાથે પાટુલિમાં છાવણી નાખી પડયો. અજય અને ભાગીરથીનાં સંગમસ્થાને કટવાનો કિલ્લો હતો. મરાઠાઓના હલ્લા વખતે કટવાનો કિલ્લો વીરતાનું રમણક્ષેત્ર બન્યો હતો. પણ આ વખતે યુદ્ધ ન થયું. થોડીકવાર લડાઇનો અભિનય કર્યાબાદ નવાબની સેનાએ પોતાને હાથે કિલ્લામાં આગ લગાડી કિલ્લામાંથી નાસભાગ શરૂ કરી. આ લડાઇનાં નાટકમાં નવાબ સેનાએ જેટલું બળ બતાવ્યું હતું તેટલાં બળપરથી મેજર કૂટે વિચાર કર્યો કે સેનાપતિએ કદાચ પ્રથમનો ઇરાદો તજી યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો હોય. કટવા હાથમાં આવ્યું કલાઇવે કટવાનો કબજો લીધો. શહેરીઓ જીવ જવાની બીકથી નાસી છૂટયા, તેથી અંગ્રેજોના

---

૧. The Governor of this fort had promised to surrender after a little pretended resistance. Orme, Vol. ii, 168.

હાથમાં ચોખાનો એટલો બધો જથ્થો આવ્યો કે તેમાંથી દસહજાર સિપાહીઓ એક વરસ સુધી ખુશીથી નિર્વાહ કરી શકે. આથી કલાઇવે સૈન્ય સાથે કટવામાં છાવણી નાખી.

મીરજાફરના પહેલા પત્રથીજ કલાઇવનું મન ઉંચું થઇ ગયું હતું. વોટસ સાહેબે મોકલેલ હલકારો પાછો ફરતાં એ સંદેહ દઢ થયો. વધુ ખબર મેળવવા માટે કલાઇવ બે દિવસ સુધી ત્યાંને ત્યાં પડયો રહ્યો. [1] કોઇ વખતે વિશ્વાસ તો કોઇ વખતે અવિશ્વાસને હિલોળે ચઢી કલાઇવ વિચારવા લાગ્યો–ગુપ્તસંધિ કદાચ સિરાજદ્દોલાની યુક્તિ તો નહિ હોય, કદાચ મિત્રતા બાંધી મીરજાફર પહેલાંની વાત ભૂલી તો નહિ ગયો હોય. આગળ ભાગીરથીનો પ્રવાહ ચાલ્યો જાય છે. હજુ સુધી વરસાદ આવ્યો નથી. તેથી અત્યારે તો નદીનો પ્રવાહ ઉતરાય તેમ છે. પરંતુ હાય ! પેલેપાર જવું જેટલું સહેલું છે, તેટલુંજ મુશ્કેલ આ પારે આવવાનું છે. કલાઇવ મુંઝવણમાં પડયો. તેનું ઈતિહાસ વિખ્યાત બાહુબળ અને અલોકિક રણકૌશલ કોણ જાણે કયાં નાસી ગયું [2] તેને એમજ જણાવા લાગ્યું કે કોણ જાણે

1. Orme. Vol. ii. 169.

2. Before him lay a river over which it was easy to advance, but over which, if things went ill, not one of his little band would ever return. On his occasion for this first and for the last time, his dauntless spirit, during a few hours, shrank from the fearful responsibility of making a dicision.—Macaulay's Lord Clive.

કેવાં મુહૂર્તમાં મેં આ મુસાફરી શરૂ કરી છે, કોણ જાણે કેવા ખરાબ સમયે મેં બંડખોરો સાથે સંધિ કરી છે કે શાન્તિ વળતીજ નથી ! પાછળથી પાર્લામેન્ટ આગળ સાક્ષી આપતી વેળા પણ આ દિવસની વાત યાદ લાવી ક્લાઇવ સ્વીકારી ગયો છે કે મને કેવળ એજ બીક લાગતી કે " જો હારીશ, તો એક પણ માણસ એ હારનો સંદેશો મોકલવાને જીવતો રહેશે નહિ "[1]

સોમવારે બપોર પછી મીરજાફરની પાસેથી બે પત્રો આવી પહોંચ્યા; એક પત્ર કલાઇવના નામનો અને એક ઉમરબેગના નામનો હતો. [2]આ બંને પત્રોથી શંક જતો રહ્યો પરંતુ બ્રિટિશ છાવણીમાં ઘોડેસ્વાર સૈન્ય ન હોવાથી ક્લાઇવનો શક પ્રબળ થયો.[3] તેણે સાંભળ્યું હતું કે વર્ધમાનના મહારાજ સાથે સિરાજને

---

૧. Had a defeat ensued, "not one man would have returned to tell it," First Report of the select Committee of the House of Commons, 1772. P. 149.

૨. મીરજાફરનો વિશ્વાસુ અનુચર ઉમરબેગ જમાદાર જામીન તરીકે ક્લાઇવની છાવણીમાં રહેતો હતો.

૩. Much confounded by this preplexity, as well by the danger of coming to action without horse of which the English had none he wrote the same day to the Raja of Burdwan who was discontented with the Nabob inviting him to join them, with his cavalry, even

બનતું નથી. તેથી કંઇ પણ ઉપાય ન મળતાં તેણે તેને લખ્યું કે:– " આપની ઘોડેસ્વાર સેના જો કે એક હજારથી વધુ નથી તો પણ તે સૈન્ય લઇ અમને આવી મળો. "

આ પત્ર લખ્યો છતાં કલાઇવની ચિંતા દૂર થઇ નહિ. તેના હુકમથી ૨૧ મી જૂનને મંગળવારે લશ્કરી સભાની બેઠક મળી. કલાઇવ કહી ગયો છે કે " આ જ મારા જીવનની પહેલીને છેલી લશ્કરી સભા હતી. "[1] વીશ બ્રિટિશ વીરકેસરી ચિંતાતુર વદને કટવાની છાવણીમાં સભા ભરી બેઠા. તેઓની પાસે કલાઇવે કયા પ્રશ્નો ઉપસ્થિત કર્યા હતા, તે સંબંધમાં પુષ્કળ મતભેદ જોવામાં આવે છે.

પાર્લમેન્ટમાં સાક્ષી આપતી વેળા કલાઈવે કહ્યું હતું કે "મે પૂછ્યું હતું કે અત્યારેજ નદી પાર જઇ બાહુબળ વડે સિરાજદ્દોલા પર હલ્લો કરવો યોગ્ય છે કે હજુ વધુ સમાચાર મેળવવાની જ-

---

were they only a thousand–Orme, Vol. II 17. ખરેખર ઘોડેસ્વાર સૈન્ય વગર આવી રીતે ગભરાવું પડેજ. ફક્ત પ્લાસીનું યુદ્ધ નામનાં કાવ્યમાંજ કવિકલ્પનાએ એ ચિંતા દૂર કરી કલાઇવના મુખમાં પોતાની પાસે ઘોડેસ્વાર સૈન્ય હોય તેવા શબ્દો મુકાવ્યા છે.

૧. આ વાત શું ખરી છે ! ચંદ્રનગર પર હલ્લો કરતી વેળા અને પ્લાસીનાં આંબાવાડીઆમાં બીજી બે લશ્કરીસભા ભરી હતી તેની વાત ઇતિહાસમાં જોવામાં આવે છે.

રૂર છે ? "[1]

કલાઇવનું ચરિત્ર લખનાર કહે છે કે કલાઇવના જે જે કાગળ પત્રો મને સોંપવામાં આવ્યા હતા, તેમાં આ લશ્કરી કૌંસિલનું વિવરણ પણ હતું. તેમાં આ પ્રશ્ન આ પ્રમાણે લખ્યો છેઃ—"ચાલુ સ્થિતિમાં બીજાની મદદ ન લેતાં આપણી જાત પર આધાર રાખી હલ્લો કરવો કે દેશી બળ પર આધાર રાખી રાહ જોવી ? "[2]

આ બાબતમાં પાર્લમેન્ટ આગળ સાક્ષી આપતી વેળા લશ્કરી કૌંસિલના એક સભાસદ મેજર કૂટ ( પાછળથી સર આયરકૂટ ) કહી ગયો છે કે પ્રશ્ન આ પ્રમાણે હતોઃ—'આ સ્થિતિમાં હમણાંજ નવાબ સાથે ધાંધલ મચાવવી કે વર્ષાઋતુ પૂરી થતાં સુધી કટવામાં આત્મરક્ષણ કરી ત્યારબાદ આપણી મદદે મરાઠાઓને બોલાવવા ? "[3]

---

૧. Whether they should cross the river and attack Soorajoo Dowla with their own force alone, or wait for *further intelligence*? Clive's Evidence, First Report. P. 140.

૨. Whather in our present situation, without assistance, and on our own bottom, it would be prudent to attack the Nabob, or whether we should wait till joined by some *country power*?—Sir John Malcolm.

5. Whether in those circumstances it would be prudent to come to an immediate, action with the Nabob, or fortify themselves (English)

તે સમયનો ઇતિહાસ લખનાર ઑર્મ સાહેબ પણ એજ તરેહનું લખી ગયો છે.[1]

ક્લાઇવના કાગળ પત્રમાં દેશી બળની મદદ લેવાની વાત જણાવેલી છે, ઓર્મના ઇતિહાસમાં ને મેજર કૂટની જબાનબંદીમાં સ્પષ્ટ રીતે " મરાઠાનું " નામ જણાવવામાં આવ્યું છે, છતાં ક્લાઇવની જબાનબંદીમાં તેનું નામ પણ નથી. ફકત સમાચાર મેળવવા માટે થોડો વધુ વખત અટકવાની જરૂર છે કે નહિ એટલુંજ છે, ક્લાઇવની જબાનબંદીમાં આવી મોટી બાબતની ભુલ કેમ થઇ ?[2]

---

whero they were, and remain till the monsoon was over and the Marchants could be brought into the country to joid us.—Coote's Exidence, Fiast Report. P. P. 183.

1. Whether the army should immediately cross the island of Casimbazar, and at all risks attack the Nabob; or whether, availing themselves of the great quantity of rice, which they had taken at Kutwa, they should maintain themselves there during the raniy season, and in meantime invite the *Marhattas* to enter the Province to join them ?—Orme Vol. II 170.

2. This differs from the accounts given by Coote and Orme, principally in the substitution of a general referance to the aid of some

ક્લાઈવ જ્યારે પાર્લમેન્ટ આગળ સાક્ષી આપતો હતો ત્યારે તે લેફ્ટેનન્ટ કર્નલ ક્લાઇવ નહોતો. ત્યારે તે પ્લાસીનો વીર(બેરન)લોર્ડ ક્લાઇવ હતો. ઇંગ્લાંડનાં માણસો આગળ નવાબના નામથી ઓળખાતો હતો, ત્યારે તે શું પાછલી વાતો ભૂલી ગયો હશે? કોઇ કોઇ કહી શકે તેમ છે કે ઘણા દિવસની વાત યાદ રાખવી કઠણ છે પરંતુ દુઃખની વાત એ છે કે જ્યાં જ્યાં પોતાનું ગૌરવ વધારવાની અગર પોતાનો દોષ છુપાવવાની જરૂર પડે છે, બરાબર ત્યાંજ ક્લાઇવની સ્મૃતિશક્તિ થાકી જાય છે, એજ તેની જબાનબંદીનો મોટામાં મોટો દોષ છે?[1]

જેણે એક વખત સ્વાર્થ સાધવા માટે જાણતાં છતાં બનાવટી દસ્તાવેજ કર્યો, અને એવી સ્થિતિમાં સેંકડો વાર તેવુંજ કાર્ય કરવા તૈયાર હતો, તે માણસ પોતાનું ગૌરવ વધારવા માટે અગર પોતાના દોષ છુપાવવા માટે વખત જતાં પાર્લમેન્ટ આગળ, ન્યાયસભા આગળ ઇરાદાપૂર્વક થોડુંઘણું જરૂરનું અસત્ય બોલે તેમાં કંઇ નવાઇ નથી.

---

native power in place of the particular to the Marhattas; but it differs materially from Clive's own statement to the Select Committee of the House of Commons.—Thornton's History of the British Empire, Vol. I. 239.

૧. કોઇ કોઇ અંગ્રેજ ઇતિહાસ લેખકો પણ આડકતરી રીતે આનો ઉલ્લેખ કરી ગયા છે. જેમ્સ મિલ સાધારણ રીતે ક્લાઇવની સત્યનિષ્ઠા સંબંધમાં જે સમાલોચના કરી ગયો છે તે બધાથી કઠોર છે. તે કહે છે કે કાર્યસિદ્ધ કરવા માટે ખટપટ, છળ વગેરે કરતાં ક્લાઇવ અચકાતો નહિ, તેમને માટે પાછળથી પશ્ચાત્તાપ પણ કરતો નહિ.

અલીનગરની સંધિ પહેલાં કલાઇવિને જ્યારે ખબર મળી કે સિરાજનું તોપખાનું હજી આવ્યું નથી, ત્યારે રાતની વેળા શત્રુનો સંહાર કરવા સહુ પહેલા તેયાર થયો હતો. ચંદ્રનગર પર હલ્લો કર્યા પહેલાં જ્યારે તેણે સાંભળ્યું કે મદ્રાસથી સૈન્ય નીકળી ચૂક્યું છે ને સિરાજ પઠાણોના ભયથી થરથરે છે, ત્યારે તે તરતજ બોલી ઊઠયો હતો કે "હમણાજ ચંદ્રનગર જીતીશ." ઉમરાવોએ સંધિપત્ર આણી રાખ્યું કે તરત તે પ્રબળ વેગે સૈન્ય લઇ પ્લાસી તરફ દોડયો હતો. પરંતુ કટવામાં પગ મૂકતાંજ તેનો અંતરાત્મા ઉત્સાહ દર્શાવી શકયો નહિ. પોતાના કરતાં ઉતરતા દરજ્જાના સેનાપતિઓ લડાઇ કરવાનો મત ન દર્શાવે આવા ઇરાદાથી આ વખતે તેણે યુદ્ધનીતિ ઓળંગી પ્રથમ પોતાનો મત કહી દીધો કે "આપણે જ્યાં છીએ ત્યાંજ રહીએ તો ઠીક એવો મારો મત છે;–આપનો શો મત છે?"[1] આ વાતમાં બાર સેનાનાયકો એ હા કહી.[2] પરંતુ બધાથી ઉતરતા દરજ્જાના મેજર કૂટે સામી દલીલ કરી કહ્યું–"આવી મોટી ભૂલ કરોછો સૈનિકોને હજુ પણ વિશ્વાસ છે કે આપણે હજુ પણ જય મેળવીશું શત્રુની સામે આવી બેસી રહેવાથી તેઓ નિરાશ થઇ જશે, પછી તે કદી પણ ઉત્તેજિત થશે નહિ અથવા આ વખત મળતાંજ નવાબને આવી મળશે. નવાબનું બળ પણ વધશે, તેને અનુભવનો લાભ

---

1 Contrary to the forms usally practised in counsils of war of taking the voice of the youngest officer first and ascending from this to the opinion of the president, counsil Clive gave his own opinion first.—Orme, ii. 170.

મળશે તેઓ આપણને ઘેરી લઇ આપણો કલકત્તાનો રસ્તો બંધ કરશે. આપ અત્યારે જે જોઇ શકતા નથી. તે નાની સરખી વિપત્તિમાંથી વિના યુદ્ધે આપણને હારવું પડશે. ચાલો, અત્યારેજ આગળ વધીએ, નહિતો અત્યારજ પાછા નાસીએ; જ્યાં છીએ ત્યાંજ બેસી રહેવું અસંભવિત છે, છ સેનાનાયકોએ આ મતમાં મત આપ્યો પણ તેઓનું કંઇ ચાલ્યું નહિ; કલાઇવના મત વધ્યા; લડાઇ કરવા આગળ વધવાનું કામ બંધ રહ્યું ![2]

પાર્લમેન્ટ આગળ સાક્ષી દેતી વેળા કલાઇવે કહ્યું હતું કે-કેવળ મેજરકૂટ અને કમાન ગ્રાંટ સિવાય બીજે બધાએ લડાઇ વિરુદ્ધ

---

1. On the same side voted Majors Kilpatrick, Archibald Grand, Captains Waggoner, Corneille, Fischer, Gaupp, Rumbold, Palmer, Molitor, Jenminys and Parsahw Major Eyre Coote took a view totally opposed to theirs. He was supported in his view by Captains Alexander Grant, Cudmure Muir, Carstairs, Campbell and Armstrong.—Col. Malleson's Decisive Battles of India. P. 58.

2. His Lordship observed, this was the only Counsil of war that he ever held and if he had abided by that Counsil, it would have been the ruin of the East India Compauy. Clive's Evidence.

મત આપ્યો હતો તેઓની વાત કબુલ કરવાથી કંપની બહાદુરનું સત્યાનાશ વળત તે. માટેજ મેં તેઓનો મત માન્યો નહોતો.

કલાઇવે સહુ પહેલાં પોતાનો મત કહી બીજાઓને મત આપવામાં મદદ કરી હતી, તે વાત તેની જબાનબંદીમાં નથી. જબાનબંદી વાંચતાં એટલુંજ સમજાય છે કે ઘણાખરા માણસો લડાઈ કરવાની વિરૂદ્ધ હતા; કેવળ તે પોતેજ કંપનીના લાભ માટે યુદ્ધની તરફેણમાં હતો. અહિં પણ શું તેની સ્મરણશક્તિ શિથિલ થઇ પડી હતી ? મેકાલે કહે છે કે " અફીણના પ્રસાદથી કલાઇવ હમેશાં અરધી ઉંઘમાં રહેતો અને વચ્ચે વચ્ચે વારંવાર ચમકી ઉઠતો.[1] તેની આ ભૂલો શું ઇરાદાપૂર્વક થઇ છે કે અફીણના પ્રસાદથી થઇ છે, તે વાતની મીમાંસા કરવાનો રસ્તો નથી.

સમસ્ત યુદ્ધ સભાનો મત ઉંચે મૂકી કલાઇવનું શૌર્ય કેમ જાગી ઉઠયું હતું, તે બાબતમાં પણ જુદા જુદા મતો છે, ઓર્મ સાહેબ કહે છે કે,-"બેઠક પૂરી થયા બાદ જંગલમાં પેસી એકાદ કલાક ધ્યાનપૂર્વક વિચાર કરતાં કલાઇવને જણાયું કે આગળ ન વધવામાં ભૂલ થાય છે ! તેણે તરતજ તંબુમાં આવી હુકમ ફરમાવ્યો કે કાલે સવારમાંજ ગંગા નદી ઉતરવાની છે. "[2]

---

1. Macaulay's Lord Clive.

2. He retired alone into the adjoining grove, where he remained near an hour in deep meditation, which convinced him of the absurdity of stopping where he was.—Orme, ii. 171.

સ્ટુઅર્ટ અને મૈકાલે ઓર્મ સાહેબને ડગલે ચાલી એ પ્રમાણે લખી ગયા છે. આ વર્ણનમાં જે કંઈ અસંગતિ હતી તે પૂર્ણ કરી બંગાળી કવિ નવીનચંદ્ર સેને પોતાના 'પ્લાસીનું યુદ્ધ' નામના કાવ્યમાં ધ્યાનસ્થ કલાઇવની આગળ ઇંગ્લાંડની સૌભાગ્યલક્ષ્મીને હાજર કરી છે.

કલાઇવનું ચરિત્ર લખનાર સર જોન માલકમે ધ્યાનનો અંશ છોડી બાકીની વાત ગ્રહણ કરી છે. પરંતુ કલાઇવનો વિશ્વાસુ હજુરિઆ સ્ક્રેફ્ટને લખ્યું છે કે—"૨૨ મી જૂને મીરજાફરનો પત્ર મળ્યો કે વરત કલાઇવનો વિચાર ફર્યો; અને તેની આજ્ઞા મુજબ ૨૨ મી જૂનને રોજ સાંજરે પાંચેક વાગ્યાને સુમારે બ્રિટિશ સૈન્ય ગંગાનદી ઉતર્યું !"[3]

કોની વાત ખરી માનવી ? કઇ તારીખે કયે વખતે શામાટે કલાઇવનો મત ફર્યો હતો ? તે પોતે કહી ગયો છે કે "કોઇના ઉપદેશથી મારો મત ફર્યો નહોતો; મેં ખાસ વિચાર કરી જોયો, અને મને લાગ્યું કે મારે મારો મત ફેરવવો જોઇએ, તેથી મેં મારો મત ફેરવ્યો." તેનો વિશ્વાસુ હજુરિઓ આ વાતનો અસ્વીકાર કરી ગયો છે, કોની વાત માનવી ?

---

1. In this doubtful interval the Majority f our officers were against crossing the river and everything bore the face of disanpointment; but on the 22nd of June, the Colonel received a letter from Meer Jaffer, which determined him to hazard a battle; and he passed the river at five in the evening—Scrafton.

સ્ટુઅર્ટ, માલ્કમ, અને મૈકાલે વગેરે બધા ઓર્મે લખેલા જુના ઇતિહાસપર આધાર રાખે છે. ઓર્મે લખેલું છે કે ૨૨ મી જૂને બપોર પછી ૪ વાગ્યાને સમયે ક્લાઇવને મીરજાફર પાસેથી પત્ર મળ્યો હતો, અને તેનો તેણે તરતજ જવાબ પણ લખી મોકલ્યો હતો.[1]

ક્લાઇવના જવાબથી સ્પષ્ટ જણાય છે કે તેણે ૨૨ મી જૂનના બપોર સુધી ગંગાનદી ઉતરી નહોતી; પત્ર મળ્યા બાદ આગળ વધવાનો નિશ્ચય કરી તેણે મીરજાફરને પત્ર લખ્યો હતો. મીરજાફરની સૂચના નહોતી મળી તેથીજ અંગ્રેજ સૈન્ય કટવા આગળ પડયું હતું, અને તે માટેજ યુદ્ધસભા મળી હતી. મીરજાફરની સૂચના મળતાંજ

---

1. મીરજાફરનો પત્ર નીચે મુજબઃ—

That the Nabob had halted at Muncara, a village six miles to the south of Cashimbazar and intended to entrench and wait the event at that place, where Jaffer proposed that the English should attack him by surprise, marching round by the inland part of the island.

ક્લાઇવનો જવાબઃ—

That he should march to Plassy without delay, and would the next morning advance six miles further to the village of Daudpoor; but if Meer Jaffer did not join him there, he would make peace with the Nabob.

અંગ્રેજ સેનાપતિનું શૌર્ય ઝળકી ઉઠયું, તે આપરથી સાબીત થાયછે. ક્લાઇવ પોતે પણ સ્વીકારી ગયો છે કે યુદ્ધસભાની બેઠક પૂરી થયા બાદ ૨૪ કલાક વિચાર કર્યાબાદ તેનો મત ફર્યો; અને ૨૨ મી જૂને સાંજરે ૫ વાગતાં સૈન્ય ગંગા પાર ગયું."[1] આ પરથી સ્ક્રેફ્ટને જે લખ્યું છે તે ખરૂં લાગે છે છતાં ક્લાઇવ તો સ્પષ્ટ રીતે કહી ગયો છે કે "કોઇની વાત સાંભળી મેં મારો મત ફેરવ્યો નથી."

આ બધાં ન તોડી શકાય તેવાં પ્રમાણો છતાં ઓર્મ સાહેબ ૨૨ મી જૂને સવારમાં ગંગા ઉતરવાની વાત લખી ગયા છે. તે માટેજ તેણે લખ્યું છે કે "૨૧ મી જૂને એક કલાક વિચાર કરતાંજ ક્લાઇવની દિવ્યદૃષ્ટિ ખુલી ગઇ." મેકોલે આ વાતને ખરી માની બંગાળીની સત્યનિષ્ઠાપર કલંક ચઢાવતાં શરમાયો નથી.

ઑાર્મની માફક બીજો એક લેખક ૨૧મી તારીખેજ ક્લાઇવનો મત ફર્યો હતો એ વાત લખી ગયો છે. પરંતુ તે પણ સ્પષ્ટ રીતે કહી ગયો છે કે-" તેજ દિવસે સંધ્યાકાળ વખતે મીરજાફરનો પત્ર આવ્યો હતો, અને તેપરથીજ ક્લાઇવે બીજે દિવસે સવારમાં ગંગા નદી ઉત-

1. After about twenty-four hours mature consideration, his Lordship said, he took upon himself to break through the opinion of the Council, and ordered the army to cross the river; and what he did upon that occasion, he did without receiving any advice from any one. First Report.

રવાનો નિશ્ચય કર્યો હતો."[1]

આપણેજ રાજવિપ્લવનું મૂળ કારણ હતા! આપણાજ મીર·જાફર, આપણાજ રાયદુર્લભ, આપણાજ જગતશેઠ, આપણાજ સ્વદેશી અમલદારોની વિશ્વાસઘાતકતાથીજ સિરાજદ્દૌલાનો નાશ થયો. તે માટે આપણે હંમેશને માટે ઇતિહાસના સેંકડો તિરસ્કાર સહન કરવા પડશે. પરંતુ દેશી લોકોના ટોળામાં જેમ ઉમિચાંદ હતો, તેમ વિદેશીઓના ટોળાંમાં ક્લાઇવ હતો;—એ ઐતિહાસિક સત્ય સ્વીકારતાં ન્યાયની મર્યાદા સચવાય છે. અલીનગરની સંધિ થયા બાદ સિરાજદ્દૌલાને રાજી રાખવા માટે કર્નલ ક્લાઇવે એક પ્રતિજ્ઞા પત્રપર સહી કરી હતી.[2] તે પ્રતિજ્ઞા પત્ર આ પ્રમાણે હતું:—

૧. However, the same evening Colonel Clive received a second message from Meer Jaffer, assuring him of his due performance of the articles mentioned in the treaty, but infroming him that he was so surrounded with spies, as to be obliged to act with greatest caution. The intelegence soon determined the Colonal to push on.—Ive's Journal.

૨. Colonal Clive. Sabut Jung Bahadur, Commander of the English Land-Forces in Bengal, do solemnly declare in the presence of God and our Saviour, that there peace between the Nabob Serajah Dowla, and the English.

"બંગાળામાંની અંગ્રેજી સ્થળસેનાનો સેનાપતિ હું કર્નલ ક્લાઇવ" સાબુતજંગબહાદુર" ઇશ્વર અને પરિત્રાણ કર્ત્તાની (ઇસુખ્રિસ્તની) આગળ આ વડે પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે અંગ્રેજ અને નવાબ સિરાજદ્દૌલા વચ્ચે શાંતિ વિરાજે છે. નવાબની સાથે જે મતલબની સંધિ થઈ છે, તે સંધિ અંગ્રેજો બરાબર પાળશે. નવાબ જ્યાં સુધી સંધિ પાળશે, ત્યાં સુધી અંગ્રેજો તેના શત્રુને પોતાના શત્રુ માનશે, અને નવાબ જ્યારે માગે ત્યારે તેને યથાશક્તિ મદદ કરશે. ૧૨ મી ફેબ્રુઆરી ૧૭૫૭.

ક્લાઇવે કેવી રીતે આ પ્રતિજ્ઞા પાળી હતી, તે બાબતમાં તેણે પાર્લમેન્ટ આગળ સાક્ષી દેતી વેળા કહી દીધું છે. ચંદ્રનગરપર હલ્લો કરવાનું નક્કી થયાબાદ ક્લાઇવે તેથી પણ આગળ વધવાનું સભાસદોને વારંવાર કહ્યું હતું.[1]

---

They the English, will inviolably adhere to the Articles of the Treaty made with the Nabob: That as long as he shall observe his Agreement, the English will always look upon his enemies, and whenever called upon will grant him all the assistance in their power.—12 February 1757.—Treaties, Engagements and Sunnuds, Vol. i, 10.

૧ That after Chandernagore was to be attacked, he repeatedly said to the Commitee, as well as to others, that they could not stop there,

ક્લાઇવનો આવો કુટિલ વ્યવહાર સર્વથા નિન્દનીય છે, તેમાં કશો શક નથી. પરંતુ ક્લાઇવ બાઇબલ ભક્ત સાધુ ખ્રિસ્તીની માફક એક ગાલપર લાત સહન કરી બીજો ગાલ આગળ કરત, અગર આ દેશના લોકો-હિંદુ અને મુસલમાન-"**दिल्लीश्वरो वा जगदीश्वरो वा**' કહી મુસલમાનના સિંહાસનનું રક્ષણ કરત તો અંગ્રેજોની રાજભક્તિ પ્રતિષ્ઠા મેળવી શકત નહિ. ચરિત્રહીનતાવડે રોમન સામ્રાજ્યની પડતી થઇ હતી, ચરિત્રહીનતાથી હિંદ સામ્રાજ્યની ઉન્નતિ થઇ છે. ભગવાનની ઇચ્છાથી હલાહલમાંથી પણ અમૃત ઉત્પન્ન થાય છે, એવો જેમને વિશ્વાસ છે, તેઓ આપણા ઇતિહાસમાં તે વિશ્વાસનું ઉજ્જ્વલ દૃષ્ટાંત પ્રત્યક્ષ કરી શકશે!



but must go further that having established themselves by force, and not by the consent of the Nabob, he would endeavour by force to drive them out again. That they had numberless proofs of his intention; and his Lordship Said, he did suggest to Admiral Waston and Sir George Pocock, as well as to the Committee, the necessity of a revolution.—Clive's Evidence First Report. 1772



પ્રકરણ ૨૭ મું

## પ્લાસીનું યુદ્ધ



ઘાયલ સૈનિકોને કટવાના કિલ્લામાં રાખી, બાકીનું અંગ્રેજી સૈન્ય ૨૨ મી જૂનની સાંજરે ગંગા ઉતરી, મીરજાફરે સૂચના મુજબ પ્લાસી તરફ આગળ વધવા લાગ્યું. પ્લાસી સાડાસાત ગાઉ દૂર હતું; નવાબસેના પ્લાસીનો કબજો ન લઇ લે એવી ઇચ્છાથી અંગ્રેજો ઘનઘોર આકાશ તરફ ન જોતાં પ્લાસી તરફ દોડવા લાગ્યા; અને રાતના એક વાગતાને સુમારે પરસેવાથી રેબઝેબ થઇ તેઓએ પ્લાસીનાં આંબાવાડિઆમાં પ્રવેશ કરી આશ્રય લીધો.[1]

સિરાજદ્દૌલા મનકારા છોડી જરા વધુ દક્ષિણ તરફ વધ્યો હતો; અને ભાગીરથી જ્યાં ઘોડનાળની માફક વાંકી વળે છે, તેની પૂર્વ તરફ, તેજનગરનાં ખુલ્લાં મેદાનના ઉત્તરના ભાગમાં તેણે છાવણી નાખી હતી. છાવણીની દક્ષિણે સહેજ ઉંચી માટીની દિવાલ હતી. તેની દક્ષિણે માટીના ઢગલા અને બે જૂનાં સરોવરો હતાં. સિરાજની

---

૧. The whole ary reached Plassy-grove, after a very fatiguing march, and through a whole night's rain.—Ive's Journal.

સેનાનાં વાદ્યો બહુ દૂર સુધી વનભૂમિને કંપાવતાં હતાં. ક્લાઇવ સમજી ગયો કે શત્રુઓ પાસે છે. તે રાત્રે બ્રિટિશ લશ્કરે ઉંઘ લીધી, પણ સેનાપતિને ઉંઘ લેવાનો અવસર ન મળ્યો. તે મનમાં વિચારવા લાગ્યો " રણમાં જય કોનો થશે ? "[1]

સિરાજદ્દૌલાને પણ ઉંઘ લેવાનો વખત ન મળ્યો; તે પોતાના તંબુમાં એકલો બેઠો બેઠો પહોર ગણતો હતો, તેમ કરતાં કરતાં પરોઢીઉં થઇ ગયું ! તે ચિંતાતુર-દિલગીર ચહેરે ઝાંખા દીવા આગલ બેઠો હતો; એક ચતુર ચોરે તક સાધી તેની આગળ પડેલી ફરથી ઉપાડી લીધી. ચોર નાઠો ! સિરાજ ચમકી ઉઠયો, તેની પાછળ દોડયો, તંબુ બહાર આવી તેણે જોયું કે તેના પહેરગીરો કોણ જાણે ક્યાં નાસી ગયા છે. સિરાજ મર્મપીડિત કંઠે ધીમેથી બોલી ઉઠયો. " હાય હજુ તો હું જીવતો છું ત્યાં તો તેઓએ મને મડદાં તરીકે ગણ્યો છે ! [2]

સિંહાસનપર બેઠા પહેલાં સિરાજદ્દૌલાએ દારૂ પીવાનું તજી દીધું હતું.[3] તેના કટ્ટા શત્રુ અંગ્રેજ લેખકો પણ લખી ગયા છે કે બાળ-

1. The soldiers slept, but few of the officers, and least of all the Commander.—Orme, ii. 172.

2. Scrafton's Reflections.—આ ઘટના જુદા સ્વાર્થમાં સ્ટુઅર્ટના ઇતિહાસમાં પણ વર્ણવેલી છે, બીજા ઇતિહાસમાં પણ છે.

3. He used to drink, but he gave up this habit in accordance with a promise which he made to Aliverdi on his death-bed.—II, Beveridge C. S.

પણમાં ગમે તેમ હોય પણ અલીવર્દીની આગળ ધર્મપૂર્વક પ્રતિજ્ઞા લીધા બાદ સિરાજે દારૂનો પ્યાલો લીધો નથી.[1] પલાશીનાં મેદાનપર રાતને વખતે સિરાજ જ્યારે એકલો ચિંતાતુર થઈ બેઠો હતો, તે સમયનું ચિત્ર આંકતી વખતે તેનાજ સ્વદેશનો કવિ લખી ગયો છે કે:—

"રેડો, દારૂ રેડો, સોનાના પ્યાલામાં ફરી ફરીને દારૂ રેડો, બધા કામરૂપી અનલમાં દારૂરૂપી આહુતિ આપો; પીઓ, ભરો, પીઓ ભરો. પ્રેમનો સમુદ્ર ઉછળશે, લજ્જારૂપી દીપક હોલાઇ જશે; ઓ નમ્ર સુંદરિ! હાથમાં મદ્યનું પ્યાલું લઇ, નાચતી નાચતી ક્યાં જાય છે? નવાબની પાસે? જા, બિંબાધરપર સુધામય હાસ્ય લેપી, નાગણસમ વેણી પીઠ પાછળ ડોલાવતી ડોલાવતી જા; ચાલવા દો નાચ, ચાલવા દો નાચ, પગ હળવા દો, કામની વજા ઉડવા દો,-કાલે યુદ્ધ થવાનું છે."[2]

વર્ણનની સુંદરતાથી આ સરસ કવિતા બંગાળીઓમાં બહુજ પ્રસિદ્ધ થઇ છે! રંગભૂમિપર વીજળીની બત્તીઓ સાથે વેશ્યાઓની મદદથી આ સુંદર ચિત્રપટ વારંવાર બતાવાય છે, અને તેવડે લોકોની નૈતિક અધોગતિનો માર્ગ વિશાળ થતો જાય છે! સિરાજદ્દોલાનાં

---

૧. I have before mentioned SurajhaDowla, as given to hard-drinking, but **Allyvherdi**, in **his** last illness, foreseeing the ill consequences of **his** excesses, obliged him to swear on the Koran, never more to touch any introxicating liquor; which he ever after *stticily observed*.-**Scrafton.**

૨. પ્લાસીનું યુદ્ધ (કાવ્ય).

કલંકો બતાવવા કલ્પનાની મદદથી જે ચિત્ર દોરેલું છે તે આજકાલના ઉદ્યાનવિહારી ધનકુબેરનાં સંતાનોનું આબેહુબ ચિત્ર છે, એ વાત સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.

સ્ટુઅર્ટે ગુલામહુસેનનાં પુસ્તક પરથી નવા બગંજના યુદ્ધ વખતે કામાસકત શૌકતજંગનું જે ચિત્ર આંકયું છે, આ ચિત્ર તેનું પ્રતિબિંબ તો નહિ હોય ? ' પલાશીનુ યુદ્ધ, રચ્યા પહેલાં કવિએ કદાચ સ્ટુઅર્ટ વાંચ્યો હશે. [1] તેની સાબીતિ નીચેનો ફકરો છેઃ—"તે દિવસે મસલત કરી, પૂર્ણિઆના પાપી દુરાચારીને શાદા પર લાવવાનું ઠરાવ્યું, પણ હાય તેનું પરિણામ શું આવ્યું! સુરામત્ત, કમાસકત રણમાં પડયો, જેમ દુર્બળ ક્રૌંચનું જોડું વ્યાધકવિ વાલ્મિકીના બાણુથી વિંધાઇ પડયું તેમ.—"

સ્ટુઅર્ટ સિવાય બીજા કોઇ પણ ઇતિહાસમાં આવું સુંદર વર્ણન જોવામાં આવતું નથી. પરંતુ સિરાજદ્દૌલાનું નસીબજ એવું છે કે સ્ટુઅર્ટ વાંચ્યા છતાં તેના સ્વદેશનો કવિ તેને બદલે તેની જગાએ નવાબગંજના શૌકતજંગનું ચિત્ર ખડું કરી જનસમાજ સન્મુખ મૂકતાં અચકાતો નથી ! 'કવિનો રસ્તો' શું આટલો બધો 'નિષ્કંટક' છે ?

તે વખતના અંગ્રેજો ને બંગાળીઓએ એકત્ર થઇ સિરાજદ્દૌલાનાં નામ પર કેટલાં ખોટાં કલંકો ચઢાવ્યા છે, તે ઇતિહાસથી અ-

---

૧. પ્લાસીનું યુદ્ધ (કાવ્ય) પહેલી આવૃત્તિ પ્રકાશિત થયાબાદ (મૂળ પુસ્તકના) કવિવરે લેખકને કહ્યું હતું;–મેં પલાશીનુ યુદ્ધ રચ્યા પહેલાં સ્ટુઅર્ટ વાંચ્યો નહોતો.

જાણ્યું નથી ! વખત મળતાં ચાલુ કાળના પ્રતિભાશાળી સાહિત્ય-સેવકો અત્યારે પણ નવીન નવીન કલંકો રચી શકે છે, તે વાતનું પ્રત્યક્ષ પ્રમાણ 'પલાશીનું યુદ્ધ ' છે. જે તે વખતના લોકો પણ જાણતા નહોતા તે ખોટી વાત અત્યારના લોકો જાહેરમાં મૂકતાં આનાકાની કરતા નથી. લોકો કહે છે કે સરફરાજખાંએ અશાંત ચિત્તે જગતશેઠના દીકરાની વહુનું મ્હોં જોઈ[1] પ્રાયશ્ચિત રૂપે ઘેરિયાનાં યુદ્ધમાં જીવન વિસર્જન કર્યું હતું;–કવિ એ દંતકથામાં મરીમસાલો ભેળવી સિરાજદ્દૌલાની ખાંધ પર એ બધા આરોપો નાખવા માટે લખી ગયેલ છે કેઃ—

"વધુ શું કહું, બેગમનો વેશ લઇ એ પાપી મારા અંતઃપુરમાં પેઠો અને નિર્મળ ફુલ સમાન, જેની પ્રતિભા મધ્યાન્હના સૂર્યસમ આખા હિંદમાં વ્યાપિ રહી છે, તે ફૂળમાં એ પાપી, દુરાચારીએ કલંક રૂપી કાળાશનો સંચાર કીધો."

જે બાળપણથી હાથમાં તરવાર લઈ જીવન વિતાડતો હતો, તેને કવિ કાયર ઠરાવવા માટે હુગલીના યુદ્ધમાં દાંતમાં તરણું લઇ નાઠો હતો એમ જણાવે છે.[2] મહારાજ કૃષ્ણચંદ્રરાય અને તેનો

૧. Holwell's Interesting Historical Events, Part I. P. 70. શેઠના વંશજો એ વાત સ્વીકારતા નથી, તેઓ જે કહે તે વાત નિખિલનાથ રાયે "મુર્શિદાબાદ'ના ઇતિહાસમાં જણાવી છે.

૨. ઇતિહાસમાં હુગલીનાં યુદ્ધની વાત જુદી રીતની છે. તેમાં સિરાજ હાજર નહોતો. તે દાંતમા તરણું લઇ નાઠો નહોતો પણ અંગ્રેજોએ છુપી રીતે હુગલી લૂટ્યું, તેથી તેને યોગ્ય સજા કરવા

મોટા પુત્ર કુમાર શિવચંદ્ર અંગ્રેજોના પક્ષમાં હોવાથી નવાબ મીર-કાસમે ઇ. સ. ૧૭૬૩ માં કેદ કર્યા હતા, ત્યાંથી તેઓ અંગ્રેજોની કૃપાથી છૂટયા હતા.[1]

કવિ સમયનો પ્રવાહ ઉલટાવી સિરાજદૌલાને તે બાબતમાં અપરાધી ઠરાવે છે, અને ખુલાસા તરીકે "કોઇ એક બંગ-સાહિત્ય સમાજમાં પરિચિત બંધુને" મ્હોંએ એ વાત સાંભળી છે કહી પોતાની જવાબદારીમાંથી મુક્ત થઇ જાય છે.[2] જે દેશમાં કવિઓની વાતો ઇતિહાસ રચવાનો ભાર ગ્રહણ કરે છે, તે દેશમાં સિરાજદૌલાનાં કલંકો ઉત્તરોત્તર વધતાં જાય, તેમાં કંઇ નવાઇ નથી.

'પલાશિનું યુદ્ધ' કાવ્યમાંના આ બધાં કાલ્પનિક સિરાજના કલંકો બતાવી મેં કવિવર નવીનચંદ્રસેનને લખ્યું હતું. તેના જવાબમાં કોઇ એક

---

માટે બીજીવાર કલકત્તા પર ચઢી આવ્યો હતો. કલાઇવે તેને અટકાવવાનો પ્રયત્ન કર્યો તેથી તેના બે અમલદારો અને સેક્રેટરી મરણ પામ્યા હતા, રાત્રિ યુદ્ધમાં શત્રુનો સંહાર કરવા જતાં કલાઇવ પોતે નીચી મુંડી કરી નાઠો હતો. "કવિનો માર્ગ" અવશ્ય "નિષ્કંટક" છે; ઇતિહાસનો માર્ગ તે રીતનો નથી.

૧ અંગ્રેજી ઇતિહાસ સિવાય 'ક્ષિતીશવંશાવલી ચરિતમાં' પણ (૧૨૩-૧૨૬ પૃષ્ટ) આ ઘટના વર્ણવી છે. ક્ષિતીશવંશાવલિચરિત પછી ચાર વરસે 'પલાશિનું યુદ્ધ' પ્રસિદ્ધ થયું. છતાં નવીનચંદ્ર સેન જેવા વિદ્વાન અને તેના બંગ-સાહિત્યમાં પ્રસિદ્ધ મિત્રને એ ચાર વર્ષ દરમિઆન પણ એ ગ્રંથ વાંચવાનો અવસર ન મળ્યો. અહો ! સ્વદેશના ઇતિહાસનું અપરિસીમ સૌભાગ્ય !

૨ પલાશિનું યુદ્ધ કાવ્ય પરિશિષ્ટ.

મિત્રેલખી જણાવ્યું કે 'નવીન બાબુનો જવાબ એક લીટીમાં પણ નથી. પલાશિનું યુદ્ધ કાવ્ય છે, ઇતિહાસ નથી; આપને એમ લખી જણાવવાની તેમણે મને મંજુરી આપી છે. "[1] નવીન બાબુનું પલાશિનું યુદ્ધ કાવ્ય છે, ઇતિહાસ નથી એ બધા જાણે છે. તેનાં જેવા સ્વદેશભક્ત વિદ્વાન સાહિત્યસેવક તદ્દન કલ્પિત કલંકો સિરાજના માથા પર લાદે એ વાત માની લેવાનું સાહસ કોઈ પણ ન કરી શકે એ સ્વાભાવિક છે, તેથી ઘણાખરા તેનાં કાવ્યને ઇતિહાસ માની બેઠા છે! બીજાની તાત તો દૂર રહી પણ કલકત્તાની એક કંપનીએ પલાશીનું યુદ્ધ કાવ્યનું જે વિદ્યાલયમાં ચલાવવા યોગ્ય સંસ્કરણ પ્રકાશિત કર્યું છે, તેમાં પણ તેણે તેને ઇતિહાસ તરીકે ઓળખાવી વિદ્યાલયમાં ચલાવવા માટે ભૂમિકા લખી છે!![2] કવિનો માર્ગ નિરકુંશ છતાં ઐતિહાસિક ચિત્રો ચિતરવામાં તે બધી રીતે નિરંકુશ રહી શકે નહિ. જે હતભાગી તરૂણનું જીવન અન્યાયથી પિંજરાબદ્ધ થઇ અકાળે કરમાઇ ગયું, તેનો ખરો ઇતિહાસ કાવ્યમાં ગુંથ્યો હોત તો પલાશિનું યુદ્ધ કાવ્ય વધુ સુંદર બનત. કવિએ કલ્પના ઉઠાવી

---

૧. સાહિત્ય સંપાદક શ્રીયુત સુરેશચંદ્ર સમાજપતિ.

4. Not only has complete poem this a merit of its own superior to that of mere compilation of fugitive pieces, but as it is also the history of Bengal of the period in verse, the introduction of such a book into our schools will be doubly beneficial to the students and an enconragement to real talent and literature of Bengal.—Preface.

નવાં કલંકો ન ચઢાવ્યાં હોત તો પણ સારૂં હતું.—તેમ થાત તો તેની કલ્પના પદે પદે મેકોલેના ઢાળ તરફ ઢળત નહિ. મેકલે એ લખેલ પ્લાસીનું યુદ્ધ પણ કાવ્ય છે, ઇતિહાસ નથી. કવિએ તેને જ આંધળાની લાકડીની માફક આગ્રહપૂર્વક પકડી રાખ્યું ન હોત તો હતભાગી સિરાજદ્દોલાનો પ્રેતાત્મા અનેક જૂઠાં કલંકોથી બચી જાત. કેવળ એટલા માટેજ સ્વદેશના કીર્તિમાન કવિની ભૂલ બતાવવી પડી છે,

સવાર પડયું. જે સવારે હિંદના આકાશમાં બ્રિટિશોના સૌભાગ્યનો સૂર્ય ઉગવાની તૈયારી થઇ હતી, તે સવારે,—હિજરી સન ૧૧૭૦ ના ૫ મી સવ્વાલ ને પંજસોમ્બા[1] (ગુરુવાર)ની સવારે— પ્લાસીનાં મેદાનપર અંગ્રેજો ને બંગાળીઓ પોતપોતાનું બળ અજમાવવા એક પછી એક પથારીમાંથી ઉઠતા હતા.

અંગ્રેજોએ જે આંબાવાડિઆમાં સૈન્ય ગોઠવ્યું હતું, તેનું નામ લક્ષબાગ હતું, લોકો કહેતા કે ત્યાં એક લાખ ઝાડો હતાં. એ આંબાવાડિઆના વાયવ્ય ખુણામાં મૃગયાનો માંચડો હતો; કલાઇવે તેની બાજુએ, લક્ષબાગની ઉત્તરે ખુલ્લાં મેદાનપર વ્યૂહ ગોઠવ્યો હતો. સિરાજદ્દોલાએ સવારમાંજ મીરજાફર, યારલતિફ, અને રાયદુર્લભને આગળ વધવાનો હુકમ આપ્યો હતો. તેઓ અર્ધચંદ્રાકારે વ્યૂહરચના કરી શ્રેણીબદ્ધ બગલાની માફક ધીર ગતિથી આંબાવાડિઉં ઘેરવા માટે આગળ વધવા લાગ્યા.

---

૧ મુતક્ષરીન. કલકત્તા વિદ્યાલયનાં પાઠય પુસ્તકમાં ( શ્રીયુત હરપ્રસાદ શાસ્ત્રીના ઇતિહાસમાં ) લખ્યું છે કે પલાશિનું યુદ્ધ ૨૭ મી જુનને રોજ થયું. કહેવાની જરૂર નથી કે તે વહ્‌ન ખોટું છે, અગર લખનારનો હસ્તદોષ છે.

અંગ્રેજોને લાગ્યું કે જો આ ચક્રાકાર વ્યૂહ આંબાવાડિઉં ઘેરી તોપોમાં અગ્નિ નાખે, તો એકજ અવાજે આપણો નાશ થઇ જાય.[1] ક્લાઇવની ગોરાપલ્ટન ચાર ભાગમાં વહેંચાઇ મેજર કિલપેટ્રિક, મેજર ગ્રાન્ટ, મેજર કૂટ, અને કપ્તાન ગપના તાબામાં હથિયારબંધ થઇ ઉભી હતી: મધ્યભાગમાં ગોરા લોકો અને જમણી તથા ડાબી બાજુએ કાળા આદમીઓ છ તોપો લઇ હારબંધ ઉભા હતા. મીરમદનના સિપાહીઓ સામે સરોવરને કિનારે એકત્ર થઇ ઉભા હતા. એક બાજુએ ફ્રેંચ વીર સિનફ્રે, અને બીજી બાજુએ બંગાળી વીર મોહનલાલ; મધ્યસ્થળે બંગાળી સેનાપતિ મીરમદન સૈન્યનું ઉપરિપણું ભોગવતા હતા.

સિરાજની સેનાના ઝુલવાલા હાથીઓ, કેળવાએલ ઘોડેસ્વારો અને સુંદર તોપો જ્યારે ધીરે ધીરે આગળ વધવા લાગી, ત્યારે અંગ્રેજોએ ધાર્યું કે ખરેખર સિરાજનો વ્યૂહ અભેદ્ય છે ![2]

---

૧. At daybreak of the 23rd the Nabob's army was perceived marching out of their lines towards the grove, which we were in possessions of; their intention *Seemed* to be to surround us.—Ive's Journal.

૨. What with the number of elephants, all covered with scarlet cloth embroidery, their horse with their drawn swords glistening in the sun, their heoavy cannon, drawn by vast trains of oxen and their standards flying,—they made a grand and formidable appearance.—Scrafton.

લગભગ આઠ વાગતાને સુમારે મીરમદને તોપમાં અગ્નિ નાખ્યો; પહેલા ગોળાથીજ અંગ્રેજ પક્ષમાંથી એક મરાયો અને એક ઘાયલ થયો. ત્યારબાદ તોપોના વારંવાર અવાજો થવા લાગ્યા. વારંવાર અંગ્રેજ સૈનિકો ધૂળ ભેગા થવા લાગ્યા. આ પ્રમાણે અરધો કલાક વીત્યો. આ અરધા કલાકમાં અંગ્રેજોના ૧૦ ગોરા અને ૨૦ કાળા સિપાહીઓ મરણના ખોળામાં વિસામો લેવા ગયા.[1] અંગ્રેજોની તોપો પણ ચુપચુપ નહોતી તેના પ્રચંડ મારાથી નવાબની સેના પણ મરણ પામતી હતી. પરંતુ તેથી નવાબના ગોલંદાજોને જરાપણ નુકસાન થતું નહોતું, તેઓ અક્ષત શરીરે બહુજ પરાક્રમ બતાવી મિનિટે મિનિટે અંગ્રેજ સૈન્યમાં ગોળા ફેંકવા લાગ્યા. અરધા કલાકમાંજ કલાઈવની લડવાની ઇચ્છા મરી ગઇ. અરધા કલાકમાંજ તે જાણી ગયો કે જો આ રીતે યુદ્ધ ચાલશે તો મારા સિપાહીઓને વધૂ વખત બહાદુરી બતાવવાનો અવસર મળશે નહિ. તેથા સૈન્યનું રક્ષણ કરવા કલાઈવે પાછળ હઠવું શરૂ કર્યું.[2] અંગ્રેજોની બે તોપો બહાર રહી, અને ચાર તોપો સાથે તેઓનું સૈન્ય આંબાવાડિઆમાં છુપાયું. કલાઇવના હુકમ મુજબ સૈનિકો ઝાડના થડને આધારે બેસી ગયા. નવાબની તોપોનો માંચડો ૪ હાથ ઉંચો હતો. તેથી મીરમદનના ગોળા અંગ્રેજ સૈનિકોના માથા પરથી પસાર થઇ જવા લાગ્યા; કોઇ કોઇ વખતે ઝાડની ડાળીઓમાં અથડાવા લાગ્યા.

---

1. Orme, Vol. ii. 175.

2. We soon found such a shower of balls pouring upon us from their fifty pieces of connon × × × that we retired under cover of the bank.—Scrfton's Reflections.

ઝાડીમાં છુપાયા છતાં કલાઇવનો સંદેહ દૂર થયો નહિ. નવાબની સેનાની વ્યૂહ રચના અને યુદ્ધ કૌશલ્ય જોઇ તેનો અંતરાત્મા કાંપી ઉઠયો હતો. તેણે ઉમિચાંદનો તિરસ્કાર કરી કહ્યું, " તમારા પર વિશ્વાસ રાખી મેં મહાન ભૂલ કરી છે. તમારી સાથે તો એવી વાતચીત થઇ હતી કે નવાબની સેના લડાઇનું નાટક ભજવી શાંત થઈ જશે; સિરાજની સેના મેદાન પર બાહુબળ બતાવશે નહિ. અત્યારે તો તમારાં વચનોથી ઉલટું વર્ત્તન થાય છે. "[२] ઉમિચાંદે વિનયપૂર્વક જણાવ્યું " જેઓ લડાઇ કરે છે તેઓ મીરમદન અને મોહનલાલના સૈનિકો છે; તેઓજ ફકત પ્રભુભક્ત છે. તેઓને હરાવતાં બીજા કોઇ પણ સેનાપતિઓ હથીયાર ઉપાડશે નહિ. "[૪]

મીરમદન ધીરે ધીરે આગળ વધી જોસબંધ ગોળા ફેંકતો હતો. તે વખતે મીરજાફરના ચક્રવ્યૂહે જો સહેજ આગળ ધસારો કર્યો હોત તો અંગ્રેજોનું આવી બન્યું હોત. [૩]પરંતુ મીરજાફર, યારલતિફ, રાયદુર્લભ

---

૧. સાબેતજંગને ( કલાઇવ ) આમીનચાંદસે બાદગુમાન હોકર, ગોસા ફરમાયા. ઓર કહા કે એસાહિ વાદા કે ખાફિફ લડાઇમેં બદયાય દિલિ હાસિલહો જાયગા, ઓર શાહી રૌજબિ સિરાજદૌલાસેં મન હેરેફ હય; વો સબ તેરિ વાતેં બરખેલાફ પાઇ જાતિ હેંય! મુતક્ષરીન ( અનુવાદ )

૨. Stewart's History of the Bengal.

૩. As soon as their rear was out of the camp, failing in their plan to snrround us, they haled.—Ive's Journal.

જ્યાં સૈન્ય ગોઠવી ઉભા હતા, ત્યાંને ત્યાં દિવાલની માફક સ્થિર ઉભા રહી તમાસો જોવા લાગ્યા.[1] બારેક વાગ્યાને સુમારે પરસેવાથી રેબઝેબ થઇ કલાઇવે યુદ્ધ સભાની સલાહ લેવા યુદ્ધ સભા બોલાવી. સભામાં નક્કી થયું કે આખો દિવસ આંબાવાડિઆમાં છુપાઇ કોઇ પણ રીતે આત્મરક્ષણ કરવાનો પ્રયત્ન કરવો. મહાવીર પ્લાસી જીતનારે આ પ્રમાણે જીત મેળવી હતી, તે વાત તે પોતેજ કહી ગયો છે.

ધૂમાડાથી ગગનમંડળ છવાઇ ગયું હતું. તે પર વળી આષાઢ માસનાં વાદળાં છવાઇ બપારેજ પૃથ્વી અંધકારમય બની ગઇ હતી. બરાબર બપોરે વરસાદનું એક ઝાપટું આવ્યું, મીરમદનનો બધો દારૂ ભીંજાઇ ગયો; તેના તોપો શાંત થઇ ગઇ. તેણે ફરીથી પ્રબળ પરાક્રમે શત્રુ પર હલ્લો કરવાની તૈયારી કરી, એજ વખતે અંગ્રેજો ના એક ગોળાએ આવી તેનો સાથળ ભાંગી નાખ્યો.[3]

---

૧. મીર મહમ્મદ જાફરખાં ઓગયરહ, જો બાયેસ ઇસ કેસ્તખુન કે હુવે થે, જિસ તરફ કે મોકરબ થે, વોહ ખડે તામસા દેખ રહે થે! –મુતક્ષરિન–( અનુવાદ )

2. At 11 o'clock Colonael Clive consulted his officers at the drumhead; and it was resolved to maintain the connonade during the day, but at midnight to attack the Nabob's Camp.–Orme, Vol. ii, 179.

3. The battle being attended with so little bloodshed, arose from two causes; first,–the army was sheltered by go high a bank that

બંગાળી સેનાપતિ વીરની માફક નાસતા શત્રુની પાછળ દોડતાં દેવયોગ ઘવાયો. મોહનલાલ યુદ્ધ કરવા લાગ્યો. મીરમદનને બધા ઝોળીમાં નાખી સિરાજદ્દૌલા પાસે લાવ્યા. તે વધુ બોલી શક્યો નહિ, ફક્ત એટલુંજ બોલી શક્યો કે—" શત્રુનું સૈન્ય આંબાવાડિઆમાં નાઠું છે, તો પણ નવાબના પ્રધાન સેનાપતિઓ લડાઇ કરતા નથી; તેઓ સૈન્ય સાથે દિવાલની પેઠે શાંત ઉભા છે."[૧] મીરમદનના બળવાન હાથ નિર્બળ બની ગયા; સિરાજદ્દૌલાના માથાપર આકાશ તૂટી પડયું ! ફક્ત મીરમદનપર ભરોસો રાખી સિરાજદ્દૌલાએ શત્રુઓનાં કુટિલ તરફ્ટો તરફ લક્ષ આપ્યું નહોતું. તેનાં અકસ્માત થએલાં મરણથી સિરાજદ્દૌલાનો આધાર ગયો.

સિરાજે કંઇપણ ઉપાય ન જોતાં એકવાર ફરીથી મીરજાફરને બોલાવ્યો. મીરજાફરે બહુજ આનાકાની કરી, પણ છેવટે તે પોતાના પુત્ર મીરાન તથા બીજા હજુરિઆઓથી વિંટળાઇ ધીરે ધીરે ડગલાં

---

the heavy artillary of the enemy could not possiebly make them muoh mischief. The other was—that Suraja-Dowla had not confidence in his army, nor his army any confibence in him, and therefore, they did not do their duty. Clive's Evidence.

૧ He was immediately carried to the Nabob, and having uttered a few words, expressive of his own loyalty, and the want of it in others died, in his presence.—Stewart.

ભરતો સિરાજના તંબુમાં આવી પહોંચ્યો.[૧] મીરજાફરે ધાર્યું હતું કે સિરાજ તેને બંદી કરશે. પરંતુ તંબુનાં પ્રવેશ કરતાં જ સિરાજે પોતાનો મુગટ તેના પગ આગળ મૂકી દીધો, અને વ્યાકુળ ચિત્તે કહ્યું,–" જે બન્યું ત બની ગયું તમારા સિવાય મુગટની રક્ષા થાય તેમ નથી. માતામહ જીવતા નથી, તમેજ અત્યારે તેનું સ્થાન પૂરો. મીરજાફર! અલીવર્દિનું પવિત્ર નામ સ્મરણ કરી માન જાળવો, મારા જીવનનું રક્ષણ કરો." મીરજાફરે માનપૂર્વક રીત મુજબ મુગટને કુર્નિસ કરી છાતીપર હાથ રાખી વિશ્વાસુની માફક કહ્યું," જરૂર શત્રુઓને જીતીશ. પરંતુ આજે દિવસ પુરો થવા આવ્યો છે, સિપાહીઓ સવારથી લડતા હોવાથી થાકી ગયા છે; આજે સૈનિકો છાવણીમાં ભલે પાછા ફરે; સવારમાં યુદ્ધ કરશું." સિરાજે કહ્યું—" રાત વખતે અંગ્રેજો છાવણી પર હલ્લો કરશે તો ?" મીરજાફર ગર્વ પૂર્વક બોલી ઉઠયો—" તો પછી અમે શા કામના ?"[૨] સિરાજ ભ્રમમાં ફસ્યો. તેણે મીરજાફરના મ્હોડાંની ડંફાસથી ભાન ભૂલી સૈનિકોને છાવણીમાં પાછા ફરવાની આજ્ઞા કરી, મહારાજ મોહનલાલ તે વખતે પ્રબળ પરાક્રમે શત્રુઓના સૈન્ય સામે ધસારો કરી રહ્યો હતો. તેણે માનપૂર્વક કહાવી મોકલ્યું કે " હવે બે ચાર ઘડીમાં યુદ્ધ પુરૂં થશે, અત્યારે શું છાવણીમાં પાછા ફરવાનો સમય છે? એક ડગલું પણ પાછળ ભરતાં સિપાહીઓ હાર સત્યાનાશ વાળશે.–હું પાછો નહિ ફરૂં, લડાઇ કરીશ."[૩] આ સમાચારથી મીરજાફર કંપી !

૧. મુતક્ષરીણુ.

૨. Stewart's History of Bengal.

૩. મુતક્ષરીણુ.

હઠયો. તેણે જુદી જુદી યુક્તિથી સિરાજને ફોસલાવી ફરીથી યુદ્ધ બંધ પાડવાનો હુકમ મોકલાવ્યો. રોષથી, ક્ષોભથી મોહનલાલની આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યા. પરંતુ તે શું કરે ? તે તો એક સાધારણ મનસબદાર હતો, લડાઈના મેદાન પર સેનાપતિનો હુકમ ઓળંગી શકે તેમ નહોતું ! છેવટે તે શક્તિ મુજબ હાર સાચવી ધીરે ધીરે છાવણી તરફ હઠવા લાગ્યો. મીરજાફરની ઇચ્છા પૂર્ણ થઇ. તેણે તરતજ ક્લાઇવને લખી મોકલ્યું કે, " મીરમદન મરણ પામ્યો છે, હવે છુપાવાની જરૂર નથી. ઇચ્છા હોય તો અત્યારેજ અગર રાત્રે ત્રણેક વાગ્યાને સુમારે છાવણી પર હલ્લો કરશો, એટલે બધું કાર્ય ખતમ થશે. "[૧]

મોહનલાલને છાવણીમાં પાછો ફરતો જોઇ અંગ્રેજસેના આંબાવાડીઆમાંથી બહાર આવવા લાગી. ક્લાઇવ તે વખતે મૃગયા-મંચના ભાગમાં કપડાં બદલતો હતો. કોઈ કોઇ કહે છે કે ત્યાં તે ઉંઘતો હતો. મેજર કિલપેટ્રિક આંબાવાડિઆમાંની સેનાનો અધિપતિ હતો.[૨] અંગ્રેજસેના ફરીથી ખુલ્લા મેદાનમાં આવી છે એ સમાચાર મળતાંજ ક્લાઇવ ઉતાવળે પગલે ત્યાં આવી પહોંચ્યો અને પોતાની મંજુરી વિના આવાં સાહસિક કાર્યમાં હાથ નાખનાર

૧. Orme, Vol. ii, 175.

૨. Some say he was asleep; which is not improbable, considering how little rest he had for so many hours before; but this is no imputation either against his courage or conduct. Orme, Vol. ii, 176.

પેટ્રિકને કેદ કર્યો.[1] પાછળથી પોતાની ભૂલ જોઇ જાતે સૈન્યનું રક્ષણું લઇ મેજર સાહેબના મત મુજબ આગળ ધસવું શરૂ કર્યું. જોઇ ઘણા ખરા નાસવા લાગ્યા. પરંતુ ફ્રેંચ વીર સિનફ્રે અને ળા વીર મોહનલાલ પાછા ફરી ઉભા; તેઓનું સૈન્ય પણ હડયું . "જ્યાંસુધી શ્વાસ ત્યાં સુધી આશ" એ લોકોક્તિ યાદ લાવી તેઓ પણ બીકવગર પ્રબળ પરાક્રમે તનતોડ લડાઇ મચાવવા લાગ્યા !

આ તરફ સેપાહીસેનાને આમતેમ નાસતી જોઇ ચતુર રાય-મે સિરાજદ્દૌલાને પણ નાસવાની સલાહ આપી. સિરાજે એકદમ મિત્ર ન તજ્યું. મુસલમાન ઇતિહાસ લેખક કહે છે કે જ્યારે દિ- આથમવા આવ્યો, ત્યારે સિરાજદ્દૌલાએ જોયું કે પોતાનાં વિ- ા સૈન્યમાં થોડાજ માણસો પોતાના માટે લડાઇ કરે છે, ત્યારે લાગ્યું કે પ્લાસીમાં તદ્દન હાર ન ખમતાં રાજધાનીનાં રક્ષણ ; મુર્શિદાબાદ જવું એજ સારૂં છે.[2] રાજવલ્લભનો પણ એજ મત . તેથી સિરાજ કંઇ પણ આનાકાની ન કરતાં બે હજાર ઘોડે- રો સાથે હાથીપર ચઢી લડાઇનું મેદાન તજી ગયો [3]

૧. Ibid.

૨. સિરાજદ્દૌલ ને જબ લશ્કરકા યા હાલ દેખા, તેયાયેત્ બો- ૧ હો ખસુસ તાલા આંદુએ, કેઓકે બહુત કમ લોગોંકે આપના ૧ જાનતાથા x x કે બડિબટ રોજ બાકી રહાથા કે ખોદભિ ા નિકલા,-મુતક્ષરિણુ.

૩. ઓર્મ સિરાજદ્દૌલાને ઉંટપર નાસેલો જણાવે છે, મેકાલે ।પર રંગ ચડાવી ' દ્રુતગામી ' શબ્દ યોજે છે. સ્ક્રેફ્ટન લડાઇની મેદ્દા- ર હતો તે લખી ગયો છે કે " સિરાજ હાથીપર બેસી નાઠો હતો."

મીરજાફરને તક મળવાથી અંગ્રેજો સાથે મળી જવા તે આગળ વધ્યો. પરંતુ અંધારામાં શત્રુ કે મિત્ર ઓળખી ન શકવાથી તેનાપર પણ ગોળીઓનો વરસાદ વરસ્યો ![1] સાંજના ૫ વાગવા સુધી થાક્યા વગર લડાઈ કરતાં કરતાં મોહનલાલ અને સિનફ્રેએ જોયું કે સૈન્ય વિશ્વાસઘાતી બન્યું છે, તેથી તેઓએ લડાઇનું મેદાન છોડવાની જરૂર પડી. નવાબના જનશૂન્ય તંબુઓ તરફ અંગ્રેજસેના આગળ વધવા લાગી, પ્લાશીની લડાઇનો છેલ્લો પડદો ઉપડયો ![2]

પરિણામ બહુજ મોટું આવ્યું તેથી પ્લાસીનું યુદ્ધ અત્યારે બ્રિટિશ સૈન્યે જીતેલી મોટી લડાઇઓમાંનું એક ગણાય છે. જે સૈનિક ટુકડીએ પ્લાસીની લટાઇમાં જીત મેળવી હતી, તેઓની ધજાપર અત્યારે પણ પ્લાસીનું નામ જોઈ શકાય છે.[3] પરંતુ જે રીતે પ્લા-

૧. Orme, Vol. II, 176.

૨. It was only when treason had done her work, when treason had driven the Nuab from the field, when treason had removed his army from its commanding position, that Clive was able to advance without the certainly of being annihilated. Plassy, then, though a dicisive, can never be considered a great battle. Col. Malleson's Decisive Battles of India. P. 73.

૩. Praise was more particularly given to the 39th Regiment which still bears on its banners the name of "Plassy" and the motto *Primus in Indis.*—Great battles of the British Army. P. 169.

સીનાં મેદાનપર સિરાજનું લશ્કર હાર્યું હતું તેપરથી તેને ખરી લડાઇ તરીકે ગણી શકાય તેમ નથી! સિરાજનું લશ્કર જે રીતે ગોઠવાયું હતું તે રીતે તે ફક્ત ઉભુંજ રહ્યું હોત, તો પણ તેને હરાવવું મુશ્કેલ હતું. તેણે આંબાવાડિઉં ઘેરી વીરની માફક લડાઇ કરી હોત તો તો વાતજ શી કરવી! બંડખોર લોકોની સલાહથી સિરાજદ્દોલા નાઠો, રાજદ્રોહીઓની સલાહથી નવાબનું સૈન્ય નાઠું, અને મીરજાફરનું ચક્રાકારે ગોઠવાયલું સૈન્ય પોતાનું કાર્ય ન કરતાં ધીરે ધીરે છાવણી તરફ વળવા લાગ્યું, તેથી ખાલી મેદાનપર થઇ અંગ્રેજોને આગળ વધવું સહેલું થઇ પડયું, આ બધી વાતોની આલોચના કરી અંગ્રેજ વીર મેલીસન કહી ગયો છે કે " આને કંઇ ખરી લડાઇ તરીકે ગણી શકાય નહિ."[૧] પ્લાસીની યુદ્ધભૂમિ ગંગા નદીના ગર્ભમાં છુપાઇ ગઇ છે.[૨] લક્ષબાગનું બાકી રહેલું છેલ્લું ઝાડ પણ મૂળમાંથી ઉપડી વિલાયત ભેગું થઇ ગયું છે.[૩] મહેશપુરની કોઠીના સાહેબોએ એ ઝાડના લાકડાની એક પેટી બનાવરાવી મહારાણી વિક્ટોરિઆને ભેટ આપી હતી, અત્યારે કેવળ જગા બતાવવા માટે એક આધુનિક જયસ્તંભપર લખ્યું છે કે:—

૧. It was not a fair fight.—Col. Mallison.

૨. લડાઇના મેદાન પાસે થઇ જતી રેલ્વે સડકપર એક સ્ટેશન આવેલું છે, તેનું નામ પ્લાસી છે, તે લડાઇનું મેદાન નથી. લૉર્ડ કર્ઝને આખા નદીઆ જીલ્લાને પ્લાસીજિલ્લા તરીકે ઓળખાવી પ્લાસીની લડાઇની યાદગીરી રાખવાની કલ્પના કરી હતી; પણ તે કલ્પના કાર્યના રૂપમાં પરિણામ પામી નહોતી.

૩. H. Beveridge. C. S.

# PLASSY

Erected by the Bengal Government. 1883.

આ થોડા અક્ષરોવાળા શિલાલેખ સિવાય એક બીજી યાદગીરી પણ હયાત રહી છે. તે એક મુસલમાન જમાદારની કબર છે. એ કબરમાં સુતેલ મુસલમાન વીરે સિરાજદ્દૌલાનાં સિંહાસનનું રક્ષણ કરવા માટે લડાઇમાં તનતોડ યુદ્ધ કરી છેવટે કાયમની નિંદ્રા લીધી હતી. દર ગુરુવારે બંગાળી ખેડુતો તેનાપર ભક્તિપૂર્વક ફુલ ફળ, ચોખા ઇત્યાદિ ચઢાવી હજુ પણ એ જુની વાતને સજીવન રાખે છે!

પ્લાસીથી રવાના થઇ બીજે દિવસે-શુક્રવારે સવારમાં-[૧] સિરાજદ્દૌલા મનસુરગંજના રાજમહેલમાં આવી પહોંચ્યો. બંગાળા, બિહારને ઓરિસ્સાના અધિપતિએ ઘણા સિપાહીઓથી રક્ષિત લડાઇનું મેદાન છોડી વીરશૂન્ય મુર્શિદાબાદનો આશ્રય કેમ લીધો?

---

૧. અંગ્રેજો કહે છે કે સિરાજદ્દૌલા "દિવસ બે કલાક રહ્યો" તે વખતે પ્લાસી છોડી નાઠો હતો, અને તેજ રાત્રે રાજધાનીની શ્રી મંડળીના છેડાનો આશ્રય લીધો હતો. મુતક્ષરીણમાં લખ્યું છે કે તેણે સાંજ સુધી પરિણામની રાહ જોઇ, પણ પોતાના સેનાપતિઓની વિશ્વાસઘાતકતા જોઈ તેને નાસવાની જરૂર પડી. બીજે દિવસે સવારમાં અર્થાત્ "૬ માહ સવ્વાલ રોજ જુમાકો દો તિન ઘડિ દિન ચઢે મનસુરગંજ આ પહુંચા." ડ્રેક સાહેબ બહાદુરની નાસભાગથી અંગ્રેજોનું ગૌરવ જેવું કલંકિત થયું છે-સિરાજદ્દૌલાની નાસ ભાગથી મુસલમાનોનું નામ તેવું કલંકિત થયું નથી.

અંગ્રેજો કહે છે કે--સિરાજ બીકણુ હતો, દુર્બળ ચિત્તવાળો હતો; તેથી અંગ્રેજોની બીકથી તે નાસી ગયો હતો. મુસલમાન ઇતિહાસ લેખક કહે છે કે " કીડી તદ્દન નાનું જીવડું છે; તોપણુ હજારો કીડીઓની સંયુક્ત શક્તિ આગળ સિંહ પણુ હારી જાય છે! "[1] કહેવાની જરૂર નથી કે આમ કીડીના ડંખથીજ સિદ્દાજદૌલાનો નાશ થયો!

સિરાજ રાજધાનીમાં પહોંચે તે પહેલાં તેની હારની વાત ચોતરફ જાહેર થઇ ગઈ. લૂંટાવાની બીકથી જેને જેમ ફાવ્યું તેમ નાસવા લાગ્યા ! મોગલસત્તા તે વખતે ધીમે ધીમે અસ્ત પામતી જતી હતી. મુસલમાન અમીર-ઉમરાવો સ્વાર્થ સાધવા માટે કોઇ વખતે મરાઠાઓની, કોઇ વખતે ફિરંગી વેપારીઓની, અને કોઇ વખતે ડુંગરામાં વસતા પઠાણોની મદદ લઇ, જેમ તેમ કરીને જીવન ગુજારી ધીમે ધીમે રંગભૂમિપરથી રજા લેતા હતા; ભારતખંડનું રત્નસિંહાસન બાળકના રમકડાંજેવું બની ગયું હતું; આમ હોવાથી સિરાજની બધી ચેષ્ટા વિફળ ગઇ ! તે રાજધાનીનું રક્ષણુ કરવા માટે પોતાના સંબંધીઓને વારંવાર બોલાવવા લાગ્યો. બીજા તો દૂર રહ્યા, પણુ તેનો સસરો મહમ્મદ ઇરિચખાં પણુ તેની મદદે ન આવ્યો, ઉલટું નાસી જવાની પેરવી કરવા લાગ્યો,[2] તેનો દાખલો લઇ બીજા

---

૧. મુતક્ષરીન.

2. Even his wife's father, Mahammed Eeruch Khan, though the Nabob begged him to stay and collect troops, either to defend him where he was, or to accompany him in his re-

પણ જીવ બચાવવા માટે વ્યાકૂળ થઇ ગયા કોઇ કોઇ અંગ્રેજોને તાબે થવા માટે સિરાજને સમજાવવા લાગ્યા.[1] ચારે તરફ આર્ત્તનાદ સંભળાવા લાગ્યા.

આ અંચી બીકણને લાયક વાતો તરફ ધ્યાન ન આપતાં સિરાજદ્દૌલા સૈન્ય એકઠું કરવા માટે ઇરિચખાંને ફરીથી વિનવવા લાગ્યો. પણ ઇરિચખાંએ સંમતિ આપી નહિ. ત્યારે સિરાજદ્દૌલાએ બિહાર જવાને ઉપયોગી સેના એકઠી કરવાની માગણી કરી ઇરિચખાંએ એ માગણી પણ ન સ્વીકારતાં, ધનરત્નાદિ લઇ પલાયન કર્યું.

સિરાજદ્દૌલા એટલાથી હિંમત ન હાર્યો, પોતે સૈન્ય એકઠું કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. છુપો ખજાનો ઉઘાડયો; સવારથી સાયંકાળ અને સાયંકાળથી રાત્રિના પહેલા પહોર સુધી સૈનિકોને ઉત્સાહ આપવા માટે છૂટે હાથે પૈસો વેરવાનું કામ ચાલ્યું.[2] ખજાનો

---

treat, refused him where he was, or to accompany him in his retreat, and hastened to his own house at the city of Moorshidabad.–Scott's History of Bengal. P. 369.

૧. Some advised him to deliver himself up to the English, which he imputed to trarchery.—Orme, ii, 179.

૨. When Sirajudaula arrived at the city, his palace was full of treasure, but with all that treas use, he could not purchase the confidence

ખુલ્લો થતાં શરીર રક્ષક સૈનિકોએ ઇચ્છામુજબ પૈસો લીધો અને જીવ જતાં સુધી સિંહાસનનું રક્ષણ કરશે એવી પ્રતિજ્ઞા લીધી, પણ પૈસો તાબામાં લીધાબાદ તેઓએ એક પછી એક નાસવું શરૂ કર્યું.[1] સિરાજના બધા પ્રયત્નો પડી ભાગ્યા !

સંધ્યાકાળ થયો, નગરી દીવાઓથી સુશોભિત થઇ નહિ;—રાજાના ભાટોએ સુંદર વાદિત્રો વડે મોગલોનાં યશોગાનગાયાં નહિ; હજુરિઆઓ નવાબ સિરાજદ્દોલાની આજ્ઞા પાળવા માટે તેની સમક્ષ હાથ જોડીને ઉભા રહ્યા નહિ.[2] રાજપુરી માણસો વિનાના શ્મશાનની માફક હાય ! હાય ! કરવા લાગી ! એ શ્મશાનભૂમિ કંપાવે દૂર મીરજાફરની તોપો ભીષણ ગર્જના કરી ઉઠી ! સિરાજ ચમકી ઉઠ્યો, તેણે જોયું કે મોગલોના રાજ્યકાળનો છેલ્લો પડદો ઉપડે છે, માણસો વિનાનો પાષાણનો રાજમહેલ બુભૂક્ષિતની માફક તેને ખાઇ જવા ધસતો હોય તેમ જણાવા લાગ્યો. માતામહની મમતાથી લેપાયલો, હિરાઝિલનો ભવ્યમહેલ, બંગાળા, બિહાર, ઓરિસ્સાનું રાજ

---

of his army, he w s employed in lavishing considarable sums among his troops to engage them to another battle.—First Rkeport, 1772.

૧. As a last resource, the Nabob opened the doors of his treasury, and distributed large sums to the soldiers; who received his bounty and deserted him with it to their homes. Scott's History of Bengal P. 369.

૨. Scrafton.

સિંહાસન પાછળ મૂકી નવાબ સિરાજ્દ્દૌલા રસ્તાપર રઝળતા ફકિરની માફક રાજધાની તજી નાઠો ! તેની સાથે એક જુનો નોકર અને તેની હંમેશની સહચરી લુત્ફુન્નિસા છાયાની માફક જવા લાગી.[૧]

સિરાજ સ્થળમાર્ગે ભગવાન ગોલા આગળ આવી પહોંચ્યો, ત્યાંથી નૌકા મારફત પદ્માનાં પ્રચંડ મોજાં ઉતરી બાળપણની લીલાભૂમિ ગોદાગાડિની પાસે વહેતી મહાનંદા નદીમાં થઇ ઉલટે પ્રવાહે ઉત્તર તરફ ચાલવા લાગ્યો ![૨]

મુતક્ષરીન-લેખક સિરાજની નાસભાગના દોષ બતાવવા માટે લખી ગયો છે કે " સ્થળમાર્ગે નાસભાગ કરી હોતતો સારૂં હતું. તેમ કર્યું હોત તો પૈસાના લોભથી અને સ્નેહને વશથઇ ઘણા માણસો તેની સાથે ચાલત; અને ઘણા માણસો સાથે હોવાથી કોઇપણ માણસ તેને સહેલાઇથી કેદ કરી શકત નહિ." પરંતુ સિરાજ કયા ઉદ્દેશથી એકલો નાઠો હતો, તેનું રહસ્ય જાણતાં મુતક્ષરીનની સમાલોચનામાં આસ્થા રાખી શકાતી નથી.

---

૧. He was accompanied in his feight by his favourite concubine Latafunnissa. I am informed that this lady was originally a Hindu and none other than the sister of Mohanlal. H. Beveridge. C. S. આ બાબતમાં ઘણાખરાની ધારણા જુદા તરેહની છે.

૨. Riyaz-us-Salateen. રેનેલકૃત પ્રાચીન નકશામાં ગોદાગાડી પાસે મહાનંદા નદી જોવામાં આવે છે;—પરંતુ અત્યારે ત્યાં પદ્માનાં પ્રચંડ મોજાં જોવામાં આવે છે.

કેવળ જિંદગી બચાવવા માટેજ નાસવું હોત તો સિરાજ ભગવાનગોલા આગળથી પદ્માના પ્રવાહમાં પૂર્વ તરફ હોડી ચલાવત તો બીનહરકતે દૂર નીકળી જવાત. પરંતુ સિરાજનો ઉદ્દેશ જુદોજ હતો, તે પોતાની જિંદગી તુચ્છ કરી કેવળ મોગલ ગૌરવ સાચવવા માટેજ રાજધાની છોડી નીકળ્યો હતો, તે વાત તેની નાસભાગની પદ્ધતિપરથી સાબીત થાય છે.[1] કોઇપણ રીતે પશ્ચિમ તરફ નાસતાં અસિયલા સાહેબની સેના મહદથી પટના સુધી જવું, અને ત્યાં રામનારાયણનું સૈન્ય લઇ સિંહાસનનું રક્ષણ કરવું એજ સિરાજનો ઉદ્દેશ્ય હતો.[2] બિહારનો સુબો રામનારાયણ સાહસિક, ચતુરને નિમકહલાલ હતો. તેથી કોઇપણ રીતે તેની સાથે મેળાપ કરવો એ ઉદ્દેશ સિરાજના મનમાં રમી રહ્યો હતો. સીધેમાર્ગે રાજમહાલ જતાં કદાચ મીરજાફરના અનુચરોના હાથમાં કેદ પકડાઇ જવાય એવી શંકાથી

---

1. It was his intention to escape to M. Law, and with him to Panta, the Governor of which province was faithful servant of his fomily. Orme, ii. 179.

૨. સિરાજદૌલા જીવ બચાવવા નાઠો નહોતો પણ સિંહાસન બચાવવા નાઠો હતો, તે વાત મીરજાફરે પોતે જાહેર કરી હતી. તેણે તે માટેજ રાજમહાલને રસ્તે સિરાજને પકડવા માણસો મોકલ્યાં હતાં. સિરાજ પણ જાણતો હતો કે તેને પકડવા માટે રાજમહાલના રસ્તેજ માણસો મોકલાશે, તે માટેજ તેણે સીધો રસ્તો છોડી અજાણ્યા જળમાર્ગે માલદહને રસ્તે રાજમહાલ જવાની તૈયારી કરી હતી.

તે મહાનદી મારફત છુપે રસ્તે ગરીબની માફક પટના તરફ આગળ વધતો હતો.[૧]

રાજમહાલ આગળ કાલિન્દી નામની ગંગાની એક નાની શાખા નીકળી જુનાં ગૌડની ઉત્તરે થઇ માલદહ આગળ મહાનંદાને મળે છે. નાજિરપુર આગળ તેનું મુખ હતું; હજુપણ ત્યાં તેનું ચિહ્ન છે. એ રસ્તો હરકત વગરનો ધારી સિરાજદ્દૌલા નિઃશંકચિત્ત આગળ વધવા લાગ્યો.

સિરાજદ્દૌલાએ જો જરાપણ વિલંબ કર્યો હોત તો તે રાજધાનીમાંજ કેદ પકડાત. તે જે સવારે મુર્શિદાબાદ આવ્યો, તેજ સવારે, મીરજાફર અને મીરાન સાથે દાદપુરની બ્રિટિશ છાવણીમાં પ્લાસી-વિજેતા કર્નલ ક્લાઇવનો મેળાપ થયો.[૨] ચતુર ક્લાઇવે મીરજાફરને વખત ગુમાવવાની તક ન આપતાં જેમ બને તેમ જલદી મુર્શિદાબાદ જઇ સિરાજને કેદ કરી ખજાનો હાથમાં લેવાનો ઉપદેશ કર્યો.[૩].

---

૧. While we were thus happy in our success, Suraju-Dowla was travelling in disguise, like a miserable fugetive, towards Patna, where he hoped once more to appear in arms.-Scrafton.

૨. Scrafton.

૩. (The Colonel) advised him to proceed *immediately* to the city, and not to suffer Suraja-Dowla to escape, nor his treasures to be plundered.—Orme, ii. 178.

મીરજાફરે રાજધાનીમાં આવતાંજ સાંભળ્યું કે શિકાર હાથમાંથી છટકી ગયો છે। તેણે તરતજ હિરાઝિલનું ખાલી સિંહાસન હાથ કરી, એ સિંહાસનના ખરા માલીક સિરાજદ્દોલાને પકડવા માટે ચોતરફ લશ્કર મોકલ્યું.

મીરજાફરનો ભાઇ મીરદાઉદ રાજમહાલનો ફોજદાર હતો. મીરકાસિમ તેના તાબા નીચે સેનાપતિ હતો. મીરકાસિમ અને મીરદાઉદ પર સિરાજદ્દૌની પાછળ પડવાનો હુકમ થતાંજ તેઓ એ મુર્શિદાબાદથી રાજમહાલ સુધીનાં ગામેગામ તપાસ કરવા માંડી. સિરાજની બેગમોને કેદ કરવામાં આવી; સિરાજનો નાનો ભાઈ મીરઝા મેહેન્દીઅલી કેદ થયો; મહારાજ મોહનલાલને કેદ કરવામાં આવ્યા; પરંતુ સિરાજનો પત્તો ન મળ્યો.

મહારાજ મોહનલાલ પ્રબળ પરાક્રમે સિરાજનું સિંહાસન બચાવવા જતાં પ્લાસીની લડાઇમાં ઘવાયા હતા; તોપણ તેઓ ઘાયલ શરીરે સિરાજદ્દૌલાને પડખે રહેવા માટે મુર્શિદાબાદ તરફ દોડયા હતા. રાજધાનીમાં આવી તેમણે સિરાજ નાસી ગયાની વાત સાંભળી, એ વાત સાંભળતાંજ મોહનલાલ સિરાજનો ઉદ્દેશ અને તે ક્યે રસ્તે ગયો હશે, તે બધું સમજી ગયા. તે શત્રુથી ભરપુર મુર્શિદાબાદમાં વધુ ન રોકાતાં સિરાજને મળવા માટે ભગવાનગોલા તરફ જતા હતા. પરંતુ ભગવાનગોલા પહોચતા પહેલા મીરજાફરના અનુચરોએ તેને કેદ કર્યા.[1] જેણે હંમેશાં છાયાની માફક સિરાજદ્દૌલાની પાછળ રહી, સલાહ આપી, બાહુબળ વાપરી મોગલનું સિંહાસન બચાવવા માટે જીવન અર્પણ કર્યું હતું, જેનાં અતુલનીય યુદ્ધ કૌશલ અને

1. મુતક્ષરીન.

અકૃત્રિમ નિમકહલાલી જોઇ બંડખોરો હંમેશાં ભયમાં રહેતા, તેને છૂટા રાખવાનું સાહસ મીરજાફરથી થઇ શકયું નહિ. તેણે મોહનલાલને રાજદ્રોહી મહારાજ રાયદુર્લભના હાથમાં સોંપ્યા. મોહનલાલને લાંબા વખત સુધી દુઃખ ભોગવવું પડયું નહિ. રાયદુર્લભે તેનાં ધન, સંપદ અને જીવન લઇ મીરજાફરનો સંદેહ મટાડયો હતો.[1]

રાજધાની શત્રુ વગરની થઇ તો પણ મીરજાફરથી સિંહાસન પર બેસવાનું સાહસ થઇ શકયું નહિ. બધા સમજી ગયા હતા કે હવે તેજ બંગાળા બિહાર ને ઓરિસ્સાનાં ખાલી સિંહાસનપર વિ-રાજમાન થશે. તોપણ મીરજાફર એ ખાલી સિંહાસન પર ન બેસતાં કલાઇવના આવવાની રાહ જોવા લાગ્યો. કલાઇવ એકદમ રાજધાનીમાં ન પેસતાં શહેર બહાર વખત વિતાડતો હતો છેવટે ૨૯મી જુનને રોજ બસો ગોરા અને પાંચસો કાળા સિપાહીઓ સાથે કલાઇવ મનસુરગંજ આવ્યો. કલાઇવ કહી ગયો છે કે, "તે દિવસે એટલા બધા માણસો રાજમાર્ગની બાજુએ એકઠા થયા હતા કે જો તેઓનો વિચાર અંગ્રેજોનો નાશ કરવાનો હોત તો ફકત લાકડી અને પથરાવડેજ પોતાની ઇચ્છા પાર પાડી શકત! [2]

---

૧. The Dewnn Mohun Lal and before this been seized at Moorshidabad and his effects and life were taken by Doolubram.—Scott's History of Bengal P. 371.

૨. He entered the city with 200 Europeans, and 500 Sepoys–the inhabitants, who were spectators upon that occasion, must have

મોગલોની રાજધાનીના સુવાસિત રાજ મહેલના ઓરડામાં પેઠા છતાં કલાઇવની ચિંતા ઓછી થઇ નહિ; કોઇ કોઇ કહેવા લાગ્યા કે "તમને છુપી રીતે મારી નાખવાનું કાવતરૂં થયું છે."[૧] આવી જાતની લોકોક્તિ પર વિશ્વાસ રાખવાના કારણો પણ ઘણાં હતાં! તે સમયમાં છુપી રીતે મારી નાખવાનું કામ બધા દેશોમાં થોડા પ્રમાણમાં ચાલતું હતું. તેમાં પણ સિરાજ પકડાયો હોવાથી એવો સંશય દૃઢ થતો હતો. શત્રુ કોણ, મિત્ર કોણ, આ રાજવિપ્લવથી રાતે કોણ આનંદ પામ્યું છે, કલાઇવનો નાશ કરવાની તક કોણ ખોળે છે, ઇત્યાદી પ્રશ્નોના નિશ્ચિત જવાબ મળે તેમ નહોતું. આવી અવસ્થામાં કલાઇવ અને મીરજાફર બંને એક બીજાની ડોકમાં હાથ ભેરવી પોતાનો પક્ષ સબળ કરવાના પ્રયત્નો કરવા લાગ્યા

કલાઇવ જરા પણ વિલંબ ન કરતાં મંત્રીઓ સાથે દરબાર ભરવાના સ્થાનમાં મીરજાફર પાસે આવ્યો; અને તેમે સિંહાસન પર બેસાડી[૨] કંપની બહાદુરના પ્રતિનિધિ તરીકે પોતે જાતે સહુ પહેલાં નજરાણું આપ્યું, તથા મીરજાફરને બંગાળા બિહાર ઓરિસ્સાના નવાબ તરીકે માન આપ્યું[૩]

---

amounted to some hundred thousands; and if they had an inclination to have destroyed the Europeans, they could have done it with sticks and stones. Clive's Evidence.

૧. Orme, Vol ii, 180.

૨ Col. Clive took Mir Jaffier's hand ann led him to the musnud.—Tarikh-i-Mansuri.

૩. Scrafton.

રાજ્યાભિષેક પૂર્ણ થયો. ગુપ્ત સંધિ મુજબની લૂટપણ પૂર્ણ થઇ. પરંતુ સિરાજનો પત્તો ન મળ્યો. ફરીથી તપાસ કરવા ચારે તરફ લશ્કરો દોડયાં.

યુદ્ધની તૈયારી થતાંજ સિરાજદ્દૌલાએ મસીય લાને રાજમહાલને રસ્તે મુર્શિદાબાદ આવવાનું જણાવ્યું હતું. રાજા રામનારાયણે પૈસા વગેરે આપવામાં વાર લગાડી તેથી મસિય લા ખબર મળતાંજ મુર્શિદાબાદ તરફ રવાના થઇ શક્યો નહિ. [1] તે જ્યારે સૈન્ય સાથે ભાગલપુર નજીક આવ્યો. ત્યારે સિરાજદ્દૌલા મહાનંદાનો પ્રવાહ ઓળંગતો હતો !

સિરાજદ્દૌલા મહાનંદાનો પ્રવાહ ઓળંગી, કાલિન્દીનો પ્રવાહ ઓળંગતો હતો,–તેની હોડી જ્યારે બખરા બરહાર નામના જૂનાં ગામડાં પાસે આવી, ત્યારે અકસ્માત્ તેની ગતિ અટકી ! નાજિરપુરની નદી ઓળંગતાંજ ગંગામાં જવાતું હતું; પરંતુ પાણી ન હોવાથી નાજિરપુરની નદી સુકાઈ ગઇ હતી,—હોડી ન ચાલી. [2]

આ અકસ્માત રીતે આવી પડેલી અડચણથી સિરાજદ્દૌલાનું

---

૧. મુતક્ષરીન.

૨. આષાઢ માસ બેસતાં હજુપણ નાજિરપુરની નદીમાં હોડી ચાલી શકતી નથી. According to the Riyax (P. 373) Sirajuddowla was obliged to stop at Babral as the Nazirpore moutoh was found closed.—H. Beveridge C. S. એમ લખી ગયો છે કે સિરાજ રાજમહાલ સુધી આવ્યાબાદ ત્યાં એક ફકીરના કાવતરાથી કેદ પકડાયો. આ વાત ખરી લાગતી નથી.

અત્યાનાશ વર્જ્યું તેણે ધાર્યું હતું કે પોતાના પરાજયની વાત હજુ આટલે દૂર ફેલાયલી ન હોય. એ વિશ્વાસપર આધાર રાખી સિરાજ પોતે નદી કિનારે ઉતર્યો; નાવિકો આમતેમ વિખરાઇ નદીના મુખની તપાસ કરવા લાગ્યા. એ વખતે થોડું ઘણું ખાવાનું મેળવવા માટે સિરાજ પાસેની મસજિદમાં અતિથિ તરીકે ગયો. એ મસ્જિદ દાનશા નામના પ્રખ્યાત મુસલમાન પીરની દરગાહ હતી. તે હજુપણ શાહપુર નામના ગામમાં ખંડિયેર હાલતમાં જોવામાં આવે છે.[1] મસ્જિદના લોકો નાનાસરખાં ગામડામાં સિરાજદ્દૌલા જેવા અતિથિની નૌકા જોઇ નવાઇ પામ્યા, ત્યારબાદ નાવિકોને પૂછતાં બધી વાત સમજાઇ ગઇ. મીરદાઉદ અને મીરકાસિમના સૈનિકો પાસેજ હતા. પૈસાના લોભથી સિરાજદ્દૌલાનો પત્તો પેલા લોકોએ તેમને પહોંચાડયો. સિરાજને ખાવાનું ગળા નીચે ઉતારવાનો પણ સમય ન મળ્યો, તે કુટુંબસહિત મીરકાસિમના હાથમાં બંદી બન્યો.

અંગ્રેજો કહે છે કે સિરાજદ્દૌલાએ પોતાની ચઢતીના દિવસોમાં દાનશા નામના ફકિરનાં નાક કાન કપાવી નાખ્યાં હતાં, તેથી તેનું

---

૧. માલદવાસી શ્રીયુત રાધેશચંદ્ર શેઠે બહુ મહેનત લઇ એ મસ્જિદની શિલાલિપિ મેળવી મસ્જિદની કેટલીક કોતરણીવાળી ઇંટો ભેટ મોકલી છે. કોઇ કહે છે કે સિરાજ એ મસ્જિદ પાસેજ કેદ પકડાયો હતો, વળી બીજા કોઇ કહે છે કે (Tarkish-i-mansuri) તે રાજમહાલ પાસે પકડાયો હતો. આ મસ્જિદ રાજમહાલની પાસે તો નથી તેમ રાજમહાલથી બહુ દૂર પણ નથી. રિયાજ-ઉસ-સાલાતિનના મત મુજબ કાલિન્દીને કિનારેજ સિરાજ પકડાયો હતો.

વેર વાળવા માટે એ ફકીરે તેને પકડાવી દીધો હતો.[1] મહાત્મા બેવરિજ સાહેબ એ વાત ન માનતાં લખી ગયા છે કે "એ દંતકથા ખરી હોઇ શકે નહિ; કારણ કે મુતક્ષરીનનો અનુવાદક હાજિ મુસ્તફા પોતાની ટિકામાં લખી ગયો છે કે ફકીર સિરાજદ્દૌલાને જરા પણ ઓળખતો નહોતો; તેની મૂલ્યવાન પગરખીઓ જોઇ તેને શંકા થઇ. તેથી તેણે નાવિકોને પૂછી ખાત્રી કરી, ત્યારબાદ નવાબને પકડાવ્યો.[2] અમે પણ ઉપલી દંતકથા માનતા નથી. સિરાજ મુસલમાની ધર્મપર જે ચાહ રાખતો હતો, તે જોતાં એક મુસલમાન ફકીરનાં નાક કાન કપાવે એ અસંભવિત છે. અમે દાનશાની કબરપરના શિલા લેખની મદદથી અને તેના વંશજો પાસેથી હકીકત સંગ્રહ કરી નક્કી કર્યું છે કે દાનશા તે સમયે જીવતા પણ નહોતા [3]

---

૧. Scrafton; Clive's Evidence etc.

૨. But this can pardly be true if the translator of the sayer be correct in saying that the fakir did not recognize the Nabob, and only learnt who he was from the boatman, after his suspicions had been aroused by observing the richness of the stranger's slippers.—H. Beveridge, C. S.

૩. સિરાજના સમયમાં દાનશાનો પૌત્ર જીવતો હતો. દાનશાના વંશજો એ બાગમાં બહુ પ્રસિદ્ધ છે. તારિખ. ૪—મનસુરીના લેખકે કોઇનું નામ ન આપતાં લખ્યું છે કે સિરાજે એક દરવેશની દાઢી મૂછ મુંડાવી અપમાન કર્યું હતું; તેજ વ્યક્તિએ તેને પકડાવ્યો હતો.

સિરાજદ્દૌલા કાલિન્દીને શાહપુરમાંની દાનશાની કબર પાસેજ કેદ થયો હતો, એમ જણાય છે. રિયાજ-ઉસ્-સાલાતિનનો રચનાર ગુલામહુસેન સાહેબી માલદહનો હતો, તેની વાતપર વધુ વિશ્વાસ રાખવો જોઇએ. પરંતુ દાનશા અથવા તેના વંશજો સાથે એ બાબતનો કશો સંબંધ હોવો જોઇએ નહિ. હંટર સાહેબ લખી ગયા છે કે "દાનશાએ સિરાજને પકડાવી મીરજાફર પાસેથી મૂલ્યવાન જાગીર પ્રાપ્ત કરી હતી, તેના વંશજો હજુ પણ એ જાગીર ભોગવે છે."[1] આ વાત ખરી હોત તો માલદહમાં એ જાગીરનો પત્તો તો મળત, પરંતુ ત્યાં એવી જાગીરનું નામ નિશાન નથી; માલદહના માજી કલેકટર શ્રીયુત ઉમેશચંદ્ર બટબ્યાલને ખાસ તપાસ કરતાં છતાં એનો પત્તો મળ્યો નહોતો.[2] દાનશાના તાબામાં ઘણી જમીન હતી, એમ સાંભળવામાં આવે છે; તેની કબરમાંથી છૂટી પડેલી ઇંટો જોઇ તેને સંપત્તિશાલી તરીકે ઓળખી શકાય છે પરંતુ તેના વંશજોના તાબામાં અત્યારે થોડા વિઘા જમીન છે. તેઓ કહે છે કે અમને આ બધી ધર્માદા જમીન ગૌડના બાદશાહ હુસેનશાહ નામના પઠાણ બાદશાહ પાસેથી મળી છે, અને તે દાનશાના બાપદાદાઓના સમયથી અમે ભોગવતા આવ્યા છીએ.

મીરકાસિમે જ્યારે સિરાજને કેદ કર્યો, ત્યારે તે નિઃશસ્ત્ર હતો. તેણે લાંચ આપી છૂટી જવાના પ્રયત્નો કર્યા પણ તેમાં તે સફળ થયો નહિ. મીરકાસિમના સૈનિકોએ લૂટફાટના લોભથી ઉન્મત્ત થઇ તેની નૌકાપર હલ્લો કર્યો, મીરકાસિમ પોતે પણ પૈસાનો લોભ છોડી

1. Hunter's Statistical Accounts of Bengal. Vol. Vii. 84.

2. H. Beveridge C. S.

શક્યો નહિ. તે લુત્ફઉન્નિસાના મૂલ્યવાન દાગીના હજમ કરી ગયો.[1] મસિય લો એ વખતે ફક્ત ત્રીસ માઇલ દૂર હતો;–તે સિરાજને આવી મળે તે પહેલાં સિરાજની બધી આશા નિર્મૂળ થઇ ગઇ![2]

મીરદાઉદે અહુજ આનંદ સાથે એ વાત મુર્શિદાબાદ મોકલી, મીરજાફરની ચિંતા દૂર થઇ. તે ક્લાઇવ સાથે હિરાઝિલમાં મસલત કરતો હતો, તેને આ સમાચાર મળ્યા કે તરત સિરાજને બાંધી લાવવા માટે યુવરાજ મીરાનને રાજમહાલ મોકલ્યો.[3]

૧૫ મી સવ્વાલ ( ૩ જી જુન ) ને રોજ પોતાના ચાકરોનાં નિષ્ઠુર આચરણોથી જીવ-મૃત શરીરે સિરાજને બંદીવેશે મુર્શિદાબાદ લાવવામાં આવ્યો.[4] અલીવર્દીના વહાલા સિરાજનું નસીબ જોઇ મુર્શિદાબાદના લોકો હાહાકાર કરી ઉઠ્યા;–મુસલમાન ઇતિહાસ લેખક પોતાનો વેગ ન સંભાળી શકવાથી ગદ્દગદ્દ કંઠે લખી ગયો છે કેઃ—

---

૧. મુતક્ષરીન.

૨. Monsr Law and his party came down as far as Rajmehal to Suraja Dowla's assistance, and were within three hour's march when he was taken.—Clive's Letter to Court, 26 July, 1757.

૩. Advice of it reaching the Subah, he sent his son to take him prisoner and bring him to the city.—Scrafton.

૪. ૧૫ સવ્વાલ ૧૧૭૦ હિમરાહે આપને નૌકરુંનકિ કયેદમે મુરશિદાબાદ આયા–મુતક્ષરીન ( અનુવાદ )

"Be warned by example, O ye men of understanding and view well the revolution of fortune. Place not your reliance upon the word's success, for it is uncertain and inconstant, like a public figure, who goes daily from house to house." [૧]

સિરાજદ્દૌલાનો ખિલેલો કુસુમ સમાન દેહ નોકરોનાં નિષ્ઠુર આચરણોથી મલિન થઇ ગયો હતો. તેને જોતાંજ શહેરના લોકોની સહાનુભૂતિ ઉછળવા લાગી. મીરજાફરના સૈનિકોએ કૃતઘ્નની માફક સિરાજનું સિંહાસન ખુંચવી લઇ તેની કેટલી બધી દુર્ગતિ કરી તે, તે તેઓ પણ સમજી શક્યા. તેઓએ જોયું કે આપણાં મહાપાપથી રાજાધિરાજ બંદી બન્યો છે, કૃતઘ્ન અમલદાર સિંહાસન પર બેઠો છે, બંડખોરોના મોટા મદદગારે ખજાનાની દોલત કલકત્તા મોકલી દીધી, છતાં મીરજાફરના સૈનિકોને ખજાનામાં પૈસો ન હોવાને બહાને પગાર પણ મળ્યો નહિ! તેઓ અધીરતાથી હોઠ પીસવા લાગ્યા, કોઇ કોઇ સિરાજને છોડાવવાનો ઉપાય શોધવા માટે રાજમાર્ગપર એકત્ર થવા લાગ્યા, મુર્શિદાબાદ કંપવા લાગ્યું ![૨]



1. Scott's translation, P. 372.

2. It is said that several jummadars, as he passed their quarters were so penetrated with grief and anger, as to prepare to rescue him, but were prevented by their superiors. Scott's History of Bengal.—P. 371



## પ્રકરણ ૨૮ મું.

### સિરાજદૌલાનું શું થયું?

સિરાજદૌલાનું શું થયું? પાર્લમેન્ટ આગળ સાક્ષી દેતી વખતે લોર્ડ ક્લાઇવ કહી ગયો છે કે "હું તે બાબત કશું જાણતો નહોતો, કેવળ બીજે દિવસે મીરજાફર પાસેથી સાંભળ્યું કે તેને રાત્રે છુપી રીતે મારી નાખવામાં આવ્યો છે!"[3] બધા મુસલમાની ઇતિહાસો વાંચી સ્ટુઅર્ટ પોતાના ઇતિહાસમાં લખી ગયો છે કે "દેશી લેખકોમાંના કોઇએ આ સંબંધમાં ક્લાઇવપર કલંક ચઢાવ્યું નથી![4] પરંતુ અમે રિયાજ-ઉસ સાલાતિન નામના પ્રસિદ્ધ ઇતિહાસમાં વાંચ્યું છે કે "અંગ્રેજ સેનાપતિ અને જગતશેઠના ઉશ્કેરવાથીજ સિ-

---

3. His Lordship knew nothing of it till next day.—Clive's Evidence.

4. In Justice to the memory of Colonel Clive, I think it requiste to state, that *none of the native historians*, impute any participation in the death of Sirajuddowla to him. —Stewart.

રાજદ્દૌલાનું ખૂન થયું હતું !"[૧] સ્ટુઅર્ટે આ ગ્રંથ સંપૂર્ણ વાંચી પોતાના ઇતિહાસમાં તેની બહુજ પ્રશંસા કરી છે.[૨] છતાં આવો ખોટો સિદ્ધાંત કેમ સ્વીકાર્યો, તે સમજી ન શકવાથી મહાત્મા બેવરિજ દિલગીર થયા છે ![૩]

અંગ્રેજ ઇતિહાસ લખનારાઓ કલાઇવનું કલંક દૂર કરવા માટે ખાસ આગ્રહ બતાવી ગયા છે. તેઓ માટે આવો વ્યવહાર તદન અસ્વાભાવિક નથી. તેઓએ એવો સિદ્ધાંત સ્વીકાર્યો છે કે સિરાજનાં ખૂનમાં કલાઇવનો હાથ નહોતો. જરાપણ હાથ નહોય તો પછી કલાઇવનો દોષ છુપાવવા માટે તેઓ આટલો બધો આગ્રહ કેમ રાખે છે,-તે જરા નવાઈ જેવું છે. અવસ્થા અનુસાર કલાઇવના નામપર

---

૧. Sirajudowla was put the death at the instigation of the English Chiefs and Jagat Seth.—Riyaz-us-Salteen.

૨. I am indebted to it ( Riyaz ) for the idea of this work, and for the general out-line. Stewart.

I do not understand why stewart says that no native writer charges Clive with Complicity.—H. Beveridge C. S.

૩. Clive purposely delayed entering Moorshidabad after the battle of Plassy.—H. Beveridge. C. S.

પણ કલંક ચઢે એ વાત વિચિત્ર નથી, તે માટેજ તેઓ આટલો બધો આગ્રહ બતાવી ગયા છે !

ગમે તે અવસ્થામાં કલાઇવના નામપર કલંક ચઢવાની સંભાવના હતી. પ્લાસીમાં જીત મેળવ્યા પછી મીરજાફર આનંદમાં મસ્ત બન્યો હતો, પરંતુ પરિણામદર્શી કર્નલ કલાઇવે તેને વિજયના ઉત્સવમાં વખત વિતાડવા ન દેતાં વરતજ સિરાજને કેદ કરવાની સલાહ આપી હતી. મીરજાફર રાજધાનીમાં ગયો, છતાં કલાઇવે એકદમ રાજધાનીમાં પ્રવેશ ન કરતાં કેટલાક દિવસ ગામ બહાર ગાળ્યા હવા; કોઈ કોઈ કહે છે કે આમ કરવામાં કલાઇવનો ઉંડો ઉદ્દેશ હતો.[2] કલાઇવે જે પ્રમાણે બુદ્ધિબળ બતાવ્યું છે, તે પરથી કોઈપણ એવો તર્ક કરી શકે તેમ નથી કે તેણે કારણ વિના મીરજાફરને ઉશ્કેર્યો હશે ઇતિહાસમાં ગમે તે લખાય પણ પ્લાસીનું યુદ્ધ એ એક નાટક હતું, એ સંબંધમાં કલાઇવના મનમાં જરાપણ સંદેહ નહોતો. તે જાણતો હતો કે સિરાજદ્દૌલાને નાસવાની તક મળતાંજ તે અંગ્રેજોના શત્રુ ફ્રેંચો સાથે મળી જશે, અને તેથી અંગ્રેજોનું સત્યાનાશ વળશે. તે પોતાનો પક્ષ સબળ કરવા માટેજ સિરાજને કેદ કરાવવા માગતો હતો, તેમાં કશો શક નથી. આ સિદ્ધાંત ખરો હોય તો તેની ઉશ્કેરણી એજ સિરાજના ખૂનનું મૂળ કારણ હોવું જોઇએ. પાછળથી બનેલી ઘટનાઓથી આ સિદ્ધાંત દૃઢ થાય છે. કલાઇવ પોતેજ કહી ગયો છે કે જો કે જરાપણ જરૂર નહોતી તોપણ મીરજાફરે મારી આગળ આવી આ ખૂન બાબત ક્ષમા માગી અને જ-

---

2. This is the battle in which India was lost for the Islam.—Tarikh-i-Mansuri.

જણાવ્યું કે સિપાહીઓ એટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા કે સિંહાસન બચાવવા માટે સિરાજનું ખૂન કરવાની જરૂર પડી હતી[૧] ક્લાઇવની વાતની ઢબ પરથી જણાય છે કે તે તે માટે ક્ષમા માગવાની જરૂર જોતો નથી ! [૨]

જેઓ કાળી કોટડીના બનાવ માટે સિરાજદ્દોલાને ગુન્હેગાર માની ગયા છે, તેઓની મુખ્ય દલીલ એ છે કે "સિરાજે પોતે કાળીકોટડીમાં પૂરવાનો હુકમ નહોતો આપ્યો, એમ માનીએ તોપણ સિરાજે તે કામ કરનારનો તિરસ્કાર કર્યો નહિ, તેપરથીજ જણાય છે કે તે પણ એ કામમાં સંડોવાયલો હશે." [૩] આવી તર્ક પદ્ધતિ

૧. Meer Jaffier apologised for his conduct, by saying that he ( Sirja-dowla ) had raised a meeting among the troops. First Report, 1772.

૨. Macaulay dexterously uses some expressions in Clive's report as a tribute from Mir Jaffar to the English charactor. The Comment is a fair one, but Clive's words rather imply that he thought Mir Jaffar's excuses superfluous, he says that Mir Jaffer "thought it *necessary* to palliate the matter on motives of policy." —H. Beveridge, C. S.

૩. By his conduct he placed himself in the position of an accessory after the act.-Col. Malleson's Decisive Battles of India, P. 47.

અવલંબન કરતાં કલાઇવના આવા વ્યવહાર પરથી કેવા સિદ્ધાંતપર આવીશું? તેણે પણ સિરાજનાં ખૂન માટે સહેજ પણ ઇસારો કરી મીરજાફરને ઠપકો આપ્યો નહોતો; ઉલટું એમ કહી ગયો છે કે તે માટે ક્ષમા ન માગી હોત તોપણ કંઇ નુકસાન થવાનું નહોતું! કલાઇવનાં વાક્ય અને કાર્યની સમાલોચના કરતાં શું સ્વાભાવિક રીતે એવી ખાત્રી નથી થતી, જે તેણે પણ રાજગાદીનાં રક્ષણ માટે સિરાજનાં ખૂનનું સમર્થન કર્યું હતું?

આ વ્યવહાર સાથે "રિયાજ-ઉસ્-સાલાતિન" નો સ્પષ્ટ અભિપ્રાય મેળવતાં આપણે કેવી રીતે માની શકીએ કે સિરાજદ્દૌલાનાં ખૂનમાં કલાઇવનું વીરચરિત્ર ગુન્હેગાર બન્યું નથી? તેને પ્લાસીની લડાઇ જીતનાર મહાવીરની પદવી આપી તેનાં યશોગાન ગાવા માટે તેનું જીવનચરિત્ર રચનારામાંના કોઇએ 'રિયાજ-ઉસ્-સાલાતિને' મૂકેલા ગુન્હાની તપાસ કરવાનો પ્રયત્ન કર્યો નથી!

ઇતિહાસ લેખકો સિરાજદ્દૌલાને પાખંડી, ઉછાંછળો, નરાધમ (છતાં) લડાઇમાં બીકણ, કાયર તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કરી ગયા છે. પણ કલાઇવ પોતે એ બધા આરોપો ખરા માનતો કે નહિ તે સંદેહની બાબત છે. સિરાજદ્દૌલા કેવી પ્રકૃતિનો તેજસ્વી યુવક હતો, તેના હૃદયમાં અંગ્રેજો પ્રત્યેનો દ્વેષ કેવો પ્રબળ હતો, શત્રુઓને મારવામાં તે કેવો કુશળ હતો, તે બધું કલાઇવ સારી રીતે જાણતો હતો. તે માટેજ તે સિરાજની સાથે ફ્રેંચોનો મેળાપ થવાનો પ્રસંગ જાણતાંજ કંપી ઉઠયો અને મસિય લો ને સિરાજના દરબારમાંથી કઢાવી મૂકવા નાના પ્રકારનાં પ્રપંચો રચ્યો.[2] જતી વખતે

2. Col. Clive was successful in this affair also.—Tarikh-i-Mansuri.

મસિય લોએ સિરાજને સાવચેત કર્યો હતો; સિરાજે પણ કહ્યું હતું કે પ્રસંગ આવ્યે તે તેને જરૂર બોલાવશે. આ બધી વાત અંગ્રેજોથી અજાણી નહોતી. માટે સિરાજ નાસી મસિય લો ને મળે કે તરત અંગ્રેજોનું સત્યાનાશ વળશે, તે બાબત કલાઇવને કશો શક નહોતો. તે માટેજ સિરાજને કેદ કરવા તરફ કલાઇવનું ધ્યાન દોરાયું હતું, તે માટેજ પહેલા મેળાપ વખતે શિષ્ટાચાર પૂરો થતાં ન થતાં તો તેણે મીરજાફરને ઉશ્કેર્યો હતો, અને કદાચ તે માટેજ તેના ઉશ્કેરવાથી સિરાજ કેદ થયો તથા નિર્દયરૂપે માર્યો ગયો. છતાં તે માટે કોઇપણ જાતની ક્ષમા માગવાની જરૂર પણ તેણે ન જોઇ.

કલાઇવે આ પહેલાં મદ્રાસમાં લડાઇ કરી હતી, તે વખતે પણ આવીજ ઘટના બની હતી! ઇ. સ. ૧૭૪૮માં સુવિખ્યાત સુબેદાર નિઝામ-ઉલ-મુલ્કનાં મરણબાદ દક્ષિણમાં તેના વારસ વચ્ચે લડાઇ જામી. બીજાનાં રાજ્ય હજમ કરી જવાની ઇચ્છાવાળા રાજનીતિ વિશારદ ફ્રેંચ સેનાપતિ ડુપ્લે સાહેબે અંતર્વિવાદમાં અંદર પેસવાનું છિદ્ર જોઈ કર્ણાટકના નવાબ અને હૈદ્રાબાદના નિઝામ ને નસાડી મૂકી ચંદાસાહેબને કર્ણાટકમાં અને મીરજાફરને હૈદ્રાબાદની ગાદીપર બેસાડી દક્ષિણમાં ફ્રેંચ રાજ્યસત્તા સુદૃઢ કરવાની આશાથી “ ડુપ્લે ફતેહાબાદ ' નામનું નગર વસાવી ત્યાં એક કીર્તિસ્તંભ બનાવ્યો. અંગ્રેજોએ તેની ગતિ અટકાવવા માટે કર્ણાટકની ગાદીના વારસ મહમ્મદ અલીનો પક્ષ કરી કર્નલ કલાઇવને સેનાપતિ બનાવ્યો. કલાઇવે મરાઠાઓની મદદ લઇ થોડાજ દિવસમાં ' ડુપ્લે, ફતેહાબાદ-નો કીર્તિસ્તંભ તોડી પાડયો. પરંતુ ચંદાસાહેબ જીવતો હતો તેથી લડાઇ શાંત થઇ નહિ. ત્યારબાદ થોડા દિવસે અંગ્રેજ અને મરાઠા-

ઓની સામટી ચેષ્ટાથી હતભાગી ચંદાસાહેબ કેદ પકડાયો અને નિર્દય રૂપે માર્યો ગયો. કલાઇવના નામ પર ગુન્હો આવી પડવાની સંભાવના જોઈ તેના સ્વદેશી ઇતિહાસ લેખકો લખી ગયા કે "કલાઇવ આમાંનું કશું જાણતો નહોતો! મહમ્મદ અલીના પ્રપંચથીજ ચંદાસાહેબ માર્યો ગયો હતો."[1] સિરાજદ્દૌલાના ખૂનનો ગુન્હો પણ આજ રીતે મીરજાફરના સત્તર વર્ષની ઉમરના પુત્ર યુવરાજ મીરાન પર નહિ નાખવામાં આવ્યો હોય તેની શી સાબીતિ?

કલાઇવ કશું જાણતો નહોતો તે સાબીત કરવા કોઇ કોઇ લખી ગયેલ છે કે સિરાજદ્દૌલાને જે દિવસે મુર્શિદાબાદમાં લાવવામાં આવ્યો, તેજ દિવસ—તરતજ—કોઇને પણ ન જણાવતાં ઉછૃંખલ મીરાને તેને છુપી રીતે મરાવી નખાવ્યો. મીરજાફરને કલાઇવ તે વખતે ગંગાને ડાબે કિનારે રહેતા હતા, તેથી જમણે કિનારે આવેલા મીરાનના મહેલમાં શું બન્યું ને એમાંના કોઇએ જાણ્યું નહિ! આ વાત ખરી હોય તો ખુલ્લી રીતે અપરાધી નહોતો; તેની તેની ઉત્કૃષ્ટ સાબીતિ મળી ગણાય. પરંતુ ઇતિહાસ લેખકોની આ વાત કયાં સુધી ખરી છે, તેની તપાસ કરવી જોઇએ.

કલાઇવ અને મીરજાફર બંને ગંગાને ડાબે કિનારે અને મીરાન પૂર્વ કિનારે રહેતો હતો—આ બાબતમાં કોઇ પણ જાતનો મતભેદ જોવામાં આવતો નથી. આ રીતે વળતી વેળા ખબર આ-

1. Chanda shahib fell into hands of the Marhattas, and was put to death, at the instigation *probably* of his competitor Mohmet Ali. —Macaulay's.

વ્યા કે સિરાજ કેદ પકડાયો છે, આ સમાચારથી પ્રપંચ રમનારાઓ ખુશી થાય એ સ્વાભાવિક છે, પણ સિપાહીઓ હાહાકાર કરી ઉઠયા. અને થોડાં થોડાં અસંતોષનાં ચિહ્નો જણાવા લાગ્યાં ! આ પરથી સ્પષ્ટ જણાય છે કે જેઓ સિરાજને કેદ પકડવા માટે તલસતા હતા, તેઓને સિરાજને રાજધાનીમાં લાવવા માટે જોઇતા શરીર રક્ષક નીમવાની પણ ફરજ પડી હતી.[1] મીરાન સિવાય બીજુ વિશ્વાસુ કોણ હોય ? માટે મીરાનનેજ રાજમહાલ મોકલવામાં આવ્યો. બીજા તો કદાચ પૈસાના લોભથી કે લોકોની બીકથી સિરાજને છોડી દે પણ મીરજાફરના ઉત્તરાધિકારી મીરાન પ્રતિ આવો સંદેહ રાખવાની જરૂર નહોતી, તે માટેજ તેને મોકલવામાં આવ્યો હતો ! મુર્શિદાબાદથી રાજમહાલ જવું અને ત્યાંથી સિરાજદ્દૌલાને લઇ ફરી મુર્શિદાબાદ આવવું એ કાર્યમાં ઓછામાં ઓછા બે દિવસની જરૂર હતી. આ બે દિવસોમાં પણ આટલી અગત્યની વાત કલાઇવના સાંભળવામાં ન આવી ?

સિરાજદ્દૌલાને મુર્શિદાબાદમાં ક્યારે લાવવામાં આવ્યો હતો, તે બાબત પણ રહસ્યમય બની રહી છે. કલાઇવ, ગ્રેપટન અને મુતક્ષરીનનો લેખક આ બાબતમાં એકમેકથી જુદા પડે છે. સિરાજદ્દૌલાને મુર્શિદાબાદ લાવી વરતજ કોઇને ન જણાવતાં મીરાને તેને મારી નાખ્યો. જો એમ હોય તો કોઇને પણ ખબર પડવી ન જોઇએ.

---

૧. (When) news came to the city that Sirajadwola–was taken, the report excited murmurs amongst a great party of the army encamped around.—Orme, ii. 183.

પરંતુ કલાઇવ, સ્ક્રેફ્ટન અને ગુલામ હુસેન એ ત્રણે જણા રાજધાનીમાં હતા, તેઓ એ બાબતનું સમર્થન કરતા નથી. કલાઇવ કહે છે કે સિરાજદ્દૌલાને ૩ જી જુલાઇએ મુર્શિદાબાદમાં લાવી તેજ તારીખે મારી નાખવામાં આવ્યો. [1] સ્ક્રેફ્ટન કહે છે કે " સિરાજને ૪થી જુલાઇએ મુર્શિદાબાદ આણી તેજ તારીખે મારી નાખવામાં આવ્યો. [2] આ લેખકોના મતમાં ફેર જોઈ સ્વાભાવિક રીતેજ તેનું કારણ શોધવાનું મન થાય છે. સિરાજદ્દૌલાનું મુર્શિદાબાદમાં આવવું અને તેનું ખૂન એ બંને ક્રિયા એકજ દિવસે બની હતી અને તે માટેજ કોઇ કશું જાણી શક્યું નહોતું, એ વાત કહેવા માટે ઉતાવળા બની તેઓ વધુ ગોટમાલમાં પડયા છે. [3]

સિરાજદ્દૌલાને મુર્શિદાબાદમાં લાવવામાં આવ્યો, ત્યારે તેને ગંગાને ડાબે કિનારે આવેલા હિરાઝિલના રાજમહેલમાં મીરજાફર પાસે લાવવામાં આવ્યો હોય એ સંભવિત છે કે જમણે કિનારે આવેલા મીરાનના મહેલમાં લાવવામાં આવ્યો હોય એ સંભવિતછે ? જેઓ કલાઇવના દોષ છુપાવવા માગે છે, તેઓ કહે છે કે સિરાજને ડાબે કિનારે લાવવામાં આવ્યો નહોતો, માટે કલાઇવ તેના આવવાની વાત જાણી શક્યો નહિ. ખરી રીતે સિરાજદ્દૌલાને ક્યાં લાવવામાં આવ્યો હતો, તેના પર ખરો સિદ્ધાંત આધાર રાખે છે. ઑર્મ સાહેબે લખેલા ઇતિહાસમાં લખ્યું છે કેઃ—કારાગૃહ રક્ષકો સિરાજદ્દૌલાને રાતને વખતે ચોરલૂટારાની

---

1. Clive's Evidence.
2. મુતક્ષરીન.
3. Scrafton's Reflctions.

મારફ્ક હાથમાં બેડીઓ પહેરાવી મીરજાફર સમક્ષ લાવ્યા;–જે રાજ-મહેલમાં થોડા રોજ પહેલાં સિરાજદ્દૌલા અખંડ પ્રતાપે રાજવૈભવ ભોગવતો હતો, તેજ રાજમહેલમાં તેને બંદીવેશે પ્રવેશ કરવો પડ્યો! મીરજાફર પણ એ જોઇ ગદ્દગદ્દ થઇ ગયો,–સિરાજે તેની પાસે વારંવાર જીવન બચાવવાની માગણી કરી, મીરજાફરથી વધુ વખત સુધી એ દેખાવ ન જોવાયો, તેણે તેને બીજે સ્થળે લઇ જવાનો હુકમ આપ્યો!"[1]

નવાબી અમલના બંગાળાના ઇતિહાસમાં બંદ્યોપાધ્યાય લખે છે કે:–" મુતક્ષરીના મત મુજબ અમે સિરાજની હત્યાની વાત લખી છે."

---

1. In this manner, they brought him, about midnight, as a Common felon, into the Presence of Meer-Jaffier: *in the very palace* which a few days before had been the seat of his own residence and despotic authority. It is said that Jaffier seemed to be moved with Compassion, and well he might, for he owed all his former fortunes, to the generosity and favour of Aliverdi, who died in firm reliance that the Jaffier would repay his bounties by attachment and fidelity to this his darling adoption, who himself, to Jaffir at least, was no Criminal.—Orme, ii. 183.

મુતક્ષરીન લેખકે જ્યારે પુસ્તક લખ્યું ત્યારે તે કંપની બહાદુરનું પેન્શન ખાતો હતો. નાના પ્રકારનાં કારણોથી સિરાજદ્દૌલા તેની પાસેથી યોગ્ય ન્યાય મેળવી શકયો નહિ; મીરજાફર પણ પોતાના કાર્ય માટે તિરસ્કાર મેળવી શકયો નથી. મુતક્ષરીનના મત મુજબ સર્વ સ્થળે ચાલવું એ ઉત્તમ માર્ગ જણાતો નથી.

સિરાજદ્દૌલાને બીજે સ્થળે લઇ જવામાં આવ્યો ખરો, પણ મીરજાફરે તેનું નસીબ નક્કી કરવા માટે તરતજ મસલત શરૂ કરી. તે વખતે રાજકાર્ય માટે મંત્રીવર્ગ હિરાઝિલના મહેલમાં હાજર હતો. મીરજાફરે તેઓની સલાહ લીધી. ઇંગ્લાંડની પાર્લમેન્ટનાં પુસ્તકમાં લખેલું છે કે બધાએ એક મતે સિરાજદ્દૌલાને મારી નાખવાની સલાહ આપી.[1] પરંતુ ઓર્મ સાહેબના ઇતિહાસમાં એ સભાનું વિસ્તારપૂર્વક વર્ણન કરેલું છે. ઓર્મ સાહેબે લખ્યું છે કે—" જેઓ આ પહેલાં સિરાજનું નામ સાંભળતાં પણ કાંપતા હતા, એવા ઘણા માણસો આ વખતે તેની અવજ્ઞા કરવા લાગ્યા. કોઈ કોઇ સ્વાર્થ સાચવવા માટે નવા નવાબને સિરાજનાં ખૂન માટે અટકાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કોઇ કોઇ મીરજાફરને વશ રાખવા માટે સિરાજદ્દૌલાને જીવતો રાખવાનું યોગ્ય ગણવા લાગ્યા. તેઓ બધા એક મતે બોલી ઉઠયા કે સિરાજને જિંદગીપર્યંત કેદમાં રાખો. મીરાનનો મત જૂદો પડયો સિરાજ જીવતો હોય ત્યાં સુધી હંમેશાં રાજવિપ્લવ મચ્યો રહી, મીરજાફરની રાજગાદીને વિપત્તિમાં નાખ્યા કરશે; એવો જે ફૂટનીતિપરાયણ

૧. Meer Jaffier immediately held a Council of his most intimate friends, about the disposal of Sirajudowla; *all agreed it would* dangerous to grant him his life.—First Report. 1772.

વ્યક્તિઓનો મત હતો, તેઓ મીરાનનો પક્ષ લઇ સિરાજદ્દોલાને મારી નાખવાની સલાહ આપવા લાગ્યા. છેવટે તેના મત મુજબ કાર્ય થયું."[1]

આ વર્ણન વાંચતાં, આ બધી અવસ્થાનો વિચાર કરતાં મીરજાફરના સત્તર વર્ષના હતભાગી પુત્ર મીરાન એકલાપર બધો અપ-

1. Most of the principal men in the Government were at this time in the Palace. × × × All these Jaffier consulted. Some, although they had before trembled at the frown of Seraja-Dowla now despised the meanness of his nature more than they had dreaded the malignancy of his despotion; others, form their own sakes. did not choose to encourage their new sovereign in despotic acts of bloodshed; some were actuated by veneration for the memory of Aliverdi; others wished to preserve Sirajadowla, either as a resoce to themselves, or as a restraint upon Meer Jaffier; all those proposed a strict but mild imprisonment. But the rest, who were more subtle courtiers, seconded the proposal of Meerun respecting the risks of revolt and revolution to which the Government of Jaffier would de continually exposed whilst Sirajadowla lived.—Orme, ii. 184.

રાધ નાખતાં દીલ અચકાય છે. મીરાનનો ઉછાંછળો સ્વાભાવજ જો સિરાજનાં ખૂનનું કારણ હોત, તો મીરાન તેને રાજમહાલ અથવા રાજમહાલથી મુર્શિદાબાદ આવતાં રસ્તામાંજ કોઇપણ ઠેકાણે મારી નાખત, અને બધા ગોટાળાનું મૂળ કાપી નાખી શકત. સિરાજદ્દૌલાનું નસીબ નક્કી કરવા માટે મિત્રો તથા મંત્રીઓ સાથે મસલત કરવાની જરૂર પડત નહિ.

સિરાજદ્દૌલાને કેદ કરવા માટે જેને સહુથી વધુ આગ્રહ હતો, તેને રાજમહાલથી મુર્શિદાબાદ લાવવાની વાત જે જાણતો હતો, તે અંગ્રેજ સેનાપતિ કર્નલ કલાઇવ તે વખતે મીરજાફરની પીઠ સાચવવા ગંગાને ડાબે કિનારે રહેતો હતો, તે અત્યારે કર્તાહર્તા હતો,— તેના કૃપાકટાક્ષ માટે મીરજાફર જાતે તટસ્થ રહેતો હતો. એ કર્તાહર્તા વિધાતાને કંઇપણ વાત ન જણાવતાં મીરજાફર આવાં ભારે કામમાં હાથ ઘાલવાનું સાહસ કરે ખરો ?

મીરજાફરે પોતે સિરાજદ્દૌલાનું છેવટ નક્કી કરવાની મસલતમાં કોઇપણ પક્ષમાં મત આપ્યો નહોતો.[૧] જેઓ તેના પાપીમાર્ગના મિત્રો હતા, તેઓમાંના ઘણા ખરાઓએ પોતાનો સ્વાર્થ જાળવવા સિરાજને જીવતો રાખવાના પ્રયત્નો કર્યા હતા. છતાં સિરાજ શા માટે માર્યો ગયો ? કોની માગણી વધુ બળવાન થઇ ? જેઓ કૂટનીતિ વિશારદ હતા, તેઓના મત મુજબ આ ખૂન કરવામાં આવ્યું હતું; તે બાબતમાં અંગ્રેજ ઇતિહાસકારો પણ એક મત છે. પરંતુ એ કૂટનીતિ વિશારદ કોણ ? જેની સલાહથી અથવા ઇસારાથી મીરજાફરના હૃદયની મમતા હણાઈ ગઇ હતી, તેને મંત્રમુગ્ધની માફક

૧. Jaffier himself gave no opinions.—Orme, ii 184.

સિરાજદ્દૌલાને મારી નાખવાનો હુકમ કરવો પડયો હતો; તેનું નામ છુપું રાખવા માટેજ ઇતિહાસ લેખકોએ સત્તર વર્ષના મુસલમાન બાળક પર રાજહત્યાનો અપરાધ ચઢાવવાનો શું પ્રયત્ન કર્યો નથી? આદિથી અંતસુધી આ સ્થીતિનો વિચાર કરતાં જણાય છે કે બધા જાણે છે, છતાં કોઇપણ ખુલ્લા દિલથી બોલી શકતું નથી, તેથી તેઓ ઇતિહાસની મર્યાદા પણ પદદલિત કરી ગયા છે, કેવળ રિયાજ–ઉસ–સાલાતિન સિવાય કોઇપણ કલાઇવના નામ પર આ હત્યાનું પાપ ચઢાવતા નથી; બીજા કોઇ પણ ઇતિહાસમાં કલાઇવનું નામ આ હત્યા સાથે જોડાયેલું નથી.

આ બધી અવસ્થાનો વિચાર કરતાં ખુલ્લી રીતે કલાઇની વિરુદ્ધ સાબીતિ નથી તેથી તેને સંપૂર્ણ નિરપરાધી કહી શકાય નહિ જો તેણે ઇચ્છયું હોત તો તે જરૂર સિરાજદ્દૌલાની જિંદગી બચાવી શકત. પરંતુ તેણે તે માટે જરાપણ પ્રયત્ન કર્યો નહિ પણ ઉલટું મીરજાફરના કાર્યનું સમર્થન કરવા જતાં તેણે કહ્યું કે રાજગાદીનું રક્ષણ કરવા માટે એ હત્યા કરવી જરૂરની હતી! જે ખોટા દસ્તાવેજ અને ઉમીચાંદને છેતરવાનાં કામને પણ અન્યાય માનતો નથી. ઉલટું જરૂર પડયે એવાં કામો એટલો વાર કરવાને તૈયાર થાય છે તે રાજગાદીનાં રક્ષણ માટે સિરાજને મારી નાખવામાં કંઇ પાપ જોતો હોય એ અસંભવિત છે.

જેઓ સામાન્ય લાભ માટે પરસ્પરને મદદ કરવા માટે કોઇ પણ છૂપો પ્રપંચ કરવા એકઠા મળે, તેઓ સભ્ય સમાજના મત મુજબ એક બીજા એક બીજામાં કૃત્ય માટે અપરાધી ઠરે છે. અંગ્રેજ અને બંગાળી છુપા પ્રપંચ કરવામાં એકત્ર થયા હતા, અને સિરાજનો નાશ કરવાનો સામાન્ય લાભ પ્રાપ્ત કરવા તેઓએ એક

બીજાને મદદ કરી હતી. ત્યાર પછી સિરાજદ્દૌલાનું રક્ષણ કરવું અગર તેને બચાવવાનું દૂર રહ્યું; પણ એક માણસ તેને કેદ કરવા માટે બીજાને ઉશ્કેરે; અને તે ઉશ્કેરણથી સિરાજ કેદ પકડાઇ કલાઇવથી છુપી રીતે મરાય તો પણ કલાઇવનો દોષ ઓછો થતો નથી! યુદ્ધના વેપારમાં ન્યાય અન્યાયનો વિચાર કરવાની જરૂર ન હોઇ શકે કારણ કે સ્વાર્થ એજ તેનું પ્રધાન લક્ષ્ય છે, તે વખતે તો બધાં કાર્ય પ્રશંસાજ પામે છે પરંતુ ઇતિહાસની આગળ ન્યાય અન્યાયની મર્યાદા હંમેશાં કાયમ રહેવી જોઇએ. સિરાજદ્દૌલા અન્યાયી રીતે માર્યો ગયો હતો કે નહિ, તેનો વિચાર ફક્ત ઇતિહાસજ છે. જો કદીપણ આ દેશનો ઇતિહાસ યથાર્થ રૂપમાં લખાય, તો તે ઇતિહાસ સુધરેલી દુનિયા સમક્ષ ખુલ્લે અવાજે જાહેર કરશે કે કલાઇવ અને મીરજાફર બંને ફૂટનીતિ વિશારદ મહાવીર હતા; પરંતુ બંને રાજદ્રોહી હતા; બંને રાજહન્તા હતા !

ગંગાના ડાબે કિનારે આવેલા મુર્શિદાબાદના એક ભાગનું નામ જાફરાગંજ છે. નવાબ અલીવર્દીના સ્નેહથી પોષાયેલા મીર મહમ્મદ જાફર અલિખાંએ અહિં ઘણો પૈસો ખર્ચી મહેલ બંધાવ્યો હતો; તે પરથી આ સ્થાનનું નામ જાફરાગંજ પડ્યું. એક વખત જાફરાગંજ અને હિરાઝિલના પહેલાની શોભાથી મુર્શિદાબાદના નાગરિકોનું સૌન્દર્ય વિકાસ પામી ઉઠયું હતું. એ જૂનો ઐશ્વર્યવર્ગ જતો રહ્યો છે; ગંગાનાં બંને કિનારા પરની શોભા જતી રહી છે; તે સાથે જાફરાગંજની નવાબવાડી પણ શોભા વગરની થઇ પડી છે! પરંતુ પ્લાસી અને જાફરાગંજ બંગાળાના ઇતિહાસમાં કાયમને માટે પરિચિત થઇ રહ્યાં છે. પ્લાસીમાં સિરાજદ્દૌલાની હાર થઇ હતી; જાફરાગંજમાં સિરાજદ્દૌલાનું ખૂન થયું હતું.

આ ઐતિહાસિક રાજમહેલમાં મીરજાફરનું પૂર્વ જીવન પસાર થયું હતું. ગાદી પર બેઠા પછી તેણે હિરાઝિલ તાબામાં લીધેલ હોવાથી જાફરાગંજ યુવરાજ મીરાનની લીલાનું ક્ષેત્ર થઇ પડેલ હતો; તે વખતથી મીરાનના વંશજનો આ રાજમહેલમાં રહેતા આવ્યા છે.

મીરજાફરની મંત્રણાસભામાં સિરાજદ્દૌલાનું છેવટ નક્કી થયાબાદ તેને જાફરાગંજના રાજમહેલની એક અંધારી કોટડીમાં છુપી રીતે કેદ કરવામાં આવ્યો.[1] જાફરાગંજનો રાજમહેલ સિરાજથી અજાણ્યો નહોતો;—પ્લાસીના યુદ્ધ પહેલાં તે મીરજાફરને મનાવવા માટે, ઇસ્લામનાં ગૌરવનું રક્ષણ કરવા માટે પોતાનું માન મૂકી પોતે જાતે પાલખીપર બેસી મીરજાફર પાસે આવ્યો હતો. તે દિવસે તેના આવવાના સમાચારથી જાફરાગંજની સેના અને સેનાપતિઓએ વ્યાકુળ થઈ કેટલા આગ્રહ સાથે, માનપૂર્વક તેનું સન્માન કર્યું હતું! આજે સિરાજદ્દૌલા બેડીઓ પહેરેલ પગે એ ચિરપરિચિત દરવાજામાંથી પસાર થયો, પણ તે વખતે કોઇએ અભ્યાસને લીધે પણ માથું ન નમાવ્યું. એ વિચિત્ર રાજમહેલની પ્રત્યેક બારીઓમાંથી જાણે પ્રબળ વેરનું વિકટ અટ્ટહાસ્ય સંભળાવા લાગ્યું. સિરાજદ્દૌલા તેને માટે

1 A small enclosure is shewn as the scene of his fate; but the room or closet which once stood there, and in which he was confined and put to death has disappeared.—H. Beverhidge. C. S. ૪, સ. ૧૮૯૭ માં ધરતીકંપ થવાથી જાફરાગંજના મહેલને ભારે નુકશાન થયું છે. કદાચ એ મહેલ જેમ બને તેમ જલદી માણસોની આંખો આગળથી દૂર થશે.

તૈયાર થઇ આવ્યો હતો. તોપણ તે સમયે તેના અધીર હૃદયમાં કેવા ભયંકર વિચારો આવ્યા હશે, તે કોણ કહી શકે તેમ છે?

અંધકારમય ઓરડીમાં કેદ થયા બાદ જીવનની આશા પાછી જાગ્રત થઇ! શત્રુના હાથથી સંપૂર્ણ હારેલ છતાં, સંપૂર્ણ રીતે કેદ થયેલ છતાં તે અત્યાર સુધી જીવતો રહ્યો હતો, તેથી સિરાજના મનમાં થયું કે મીરજાફર કદાચ પોતાના હૃદયનો સ્નેહ ભૂલી ગયો નહિ હોય, તે કોઇપણ રીતે ખોરાકી પોષાકીનો બંદોબસ્ત કરી મારૂં જીવન બચાવશે.

સિરાજ્જદ્દૌલાને જીવનદાન આપવાનું સાહસ ન કરી શકાયું. રાજ્યગાદી અડચણ વગરની રાખવા માટે આત્મહૃદયના સ્નેહને જતો કરવો પડયો. ખુલ્લી રીતે નહિતો આડકતરી રીતે સિરાજદ્દૌલાને મારી નાખવા માટેજ તેને મીરાનના તાબામાં જાફરગંજમાં કેદ કરવામાં આવ્યો! પરંતુ હાય! જેને આ હત્યાકાંડ સંપૂર્ણ કરવા માટે બોલાવવામાં આવ્યા, તે પોતે કંપી ઉઠવા લાગ્યા. કોઇપણ સહેલાઇથી સંમત થયું નહિ. સિરાજદ્દૌલાના નામ પર ઇતિહાસમાં જેટલા ગુન્હા ચઢયા છે તેટલા ગુન્હા મુર્શિદાબાદના લોકોના જાણવામાં નહોતા તેઓ જાણતા હતા કે સિરાજદ્દૌલા દેશનો રાજા છે, ફિરંગીઓનો શત્રુ છે, અલીવર્દીનો વહાલો દૌહિત્ર છે, રૂપાળો યુવક છે, અશાંત યૌવનોન્મત્ત, ઉછાંછળો, પ્રબળપ્રતાપી સુબેદાર છે, માટે તેઓની દુર્દશા જોઇ લોકો તેના ગુન્હાઓ ભુલી તેના દુઃખની વાતો ગાવા લાગ્યા. મુર્શિદાબાદમાં લોકો હાહાકાર કરવા લાગ્યા. [1] આવી અવસ્થા-

1. When the people beheld him in this situation, they forgot his vices, and recollected

માં આબરૂદાર મુસલમાન માત્ર તેને મારી નાખવાના કામમાં સંમત ન થાય એ સંભવિત છે.[2]

આ જગતમાં કોઇપણ કાર્ય પૂરૂં થયા સિવાય રહેતું નથી. સિરાજદ્દૌલાને મારવા માટે છેવટ એક દુરાત્માએ પૈસાના લોભથી તીક્ષ્ણ તલવાર હાથમાં લીધી. એ વ્યક્તિનું નામ મહમ્મદીબેગ હતું—નાનપણથી અલ્લીવર્દી અને સિરાજદ્દૌલાના હાથ તળે પોષાયલા છતાં તેનું તિરસ્કાર કરવા યોગ્ય જીવન છેવટે પાપરૂપી કાદવમાં ફસાયું[3] સિરાજની માતામહીએ એક અનાથ મુસલમાન બાળાને પોતાનાં છોકરાં માફક ઉછેરી મહમ્મદીબેગ સાથે પરણાવી હતી, તેનાં ભરણ પોષણની પણ વ્યવસ્થા કરી આપી હતી,[4] તે સમય

---

only the hardship of his present fortune, Comparing it with the splendour they had seen him Surrounded with from his infancy till now;—Scott's History of Bengal. P. 371.

2. He ordered Serajadowla to be Confined and put to death, but no person of rank would undertake the murder.—Scott's History of Bengal P. 371.

3. મુતક્ષરીન.

4. At length, a wretch named Mahammady Beg, who from his infancy had been cherished by Mahubat Jung and Seraja-Dowla

મહમ્મદીબેગે સિરાજના કુટુંબનો ઘણો ઉપકાર માથે ચઢાવ્યો હતો. એ પાપી પોતાના પર કરેલા ઉપકારો વિસરી જઇ પોતાના માલીક-ને મારવા આગળ વધ્યો. કહેવાની જરૂર નથી કે જેઓ ન્યાય અને ધર્માનુસારે સિરાજની રાજગાદીના રક્ષણ માટે ઇશ્વર અને મનુષ્યો આગળ જવાબદાર છતાં પ્રપંચ કરી તેની ગાદી છિનવી લઇ અભ-ાતા રાજાધિરાજને લૂટારાની માફક મારી નાખવા નિર્દયહૃદયે કેદ કર્યો હતો, તેઓનો હુકમ માથે ચઢાવી સિરાજના સ્નેહથી પોષાયેલ મહમ્મદીબેગ પોતાના પાળકના માથા પર ખડગાઘાત કરે તેમાં કંઇ નવાઇની વાત નથી.

ઉઘાડી તરવારે બિહામણા મહમ્મદીબેગે કારાગૃહમાં પ્રવેશ કર્યો કે તરત સિરાજદ્દૌલા વ્યાકૂળ થઈ ઉઠયો. એક ક્ષણમાં તેની બધી આશા ગુમ થઇ ગઇ, એક ક્ષણમાં વિદ્યુત્ ગતિથી આખું અંગ વ્યાપિ એક ભયંકર આર્ત્તનાદ સંભળાવા લાગ્યો. સિરાજ ગદ્‌ગદ્ અવાજે બોલી ઉઠયોઃ—

"કોણ ? મહમ્મદી બેગ ? તું ! તું ! તુંજ શું છેવટે મારૂં ખૂન કરવા આવ્યો છે ? કેમ ? કેમ ? કેમ ? તેઓ શું મને આ વિશાળ જન્મભૂમિના એકાંત સ્થળમાં થોડી ઘણી ખોરાકીપોશાકી આપવાની વ્યવસ્થા પણ કરી શક્યા નથી !"

---

from whose Grandmother he had received a portion with his wife from charity, offered to execute the horrid deed,–Scott's History of Bengal P. 375.

તરતજ સિરાજદ્દૌલાનું તેજસ્વી હૃદય આત્મગૌરવથી જાગ્રત થઇ ઉઠ્યું. તેણે મહમ્મદીબેગ આગળ કાલાવાલા કરવા છોડી દીધાઃ- તેના મુખના ભયંકર સંકલ્પની પાપી વાતપર ધ્યાન ન આપ્યું; તે પોતે બોલી ઉઠ્યોઃ—

"ના-ના-હું જીવી શકું તેમ નથી! તેમ કદી પણ થઇ શકશે નહિ! બીજા કોઇપણ અપરાધથી નહિ તો આ હુસેનકુલિ! તને મારી નાખ્યો છે, તેનાં પ્રાયશ્ચિત ખાતર પણ આ જીવન ટુંકું થાઓ!"[1]

ત્યારબાદ મહમ્મદી બેગ તરફ શૂન્ય દૃષ્ટિથી જોઇ બોલ્યો—"આવ-રહે-રહે-પાણી આપ-એક વખત અંતકાળના દેવ પાસે આ જીવનનું છેલ્લું કર્તવ્ય બજાવી લઉં!"[2]

સિરાજદ્દૌલા નિરુદ્વેગે જિંદગીનું છેલ્લું કર્તવ્ય બજાવી શક્યો નહિ. દુરાત્મા મહમ્મદી બેગ ભગવાનના પવિત્ર નામનો પ્રભાવ સહન કરી ન શક્યો. તેણે સિરાજની છેલ્લી પ્રાર્થના પૂરી થાય તે પહેલાં પ્રચંડવેગે તેની ખાંધપર તારવારનો ઘા કર્યો.[3] ભયંકર ઘાના દુઃખથી પીડાઇ સિરાજ લોહીથી ખરડાયેલાં શરીરે ઓરડીમાં પડ્યો. મહમ્મદી બેગ ઉન્મત્તની માફક તેનાપર ઉપરાઉપર તરવારના ઘા કરવા લાગ્યો!

"હવે નહિ—હવે નહિ—હવે નહિ હુસેનકુલિ! તારો આત્મા

1. Stewart's History of Bengal.

2. At length he recovered sufficiently to ask have to make his ablutions, and to say his prayers.—Orme, ii. 184.

3. મુતક્ષરીન

શાંતિ મેળવો!!"[1] મોઢાની વાત મોઢામાંજ રહી ગઈ; સિરાજદ્દૌલાનો અમર આત્મા માટીનું પૃથ્વીનું ક્ષુદ્ર કારાગૃહ તજી અમર ધામમાં ચાલ્યો ગયો.[2]

ત્યાર પછી શું થયું? મુર્શિદાબાદનાં સ્ત્રી પુરુષો આ રાજહત્યાના સમાચારથી હાહાકાર કરી ઉઠ્યાં. તેઓનો આર્ત્તનાદ મુસલમાનના જનાનખાનામાં પેઠો અને સિરાજજનની અમિના બેગમને જાણ થયું! બંડખોર લોકો તે વખતે વિજયના આનંદમાં મસ્ત થઈ, સિરાજના ક્ષતવિક્ષત દેહને હાથી પર ચઢાવી નગર પ્રદક્ષિણા કરવા નીકળ્યા હતા. રાજમાર્ગપર લોકોની ઠઠ જામી. અમિના બેગમ હાહાકાર કરવી કરતી લાજ શરમ છોડી રાજમાર્ગપર આવી ધૂળમાં આળોટવા લાગી. તેને જોઇ સિરાજનું શબ ઉપાડનાર હાથી રસ્તામાં

---

1. Enough! enough! Hussin cooly, thou art revenged.—Stewart.

2. સિરાજદ્દૌલા આ દેશમાં જન્મગ્રહણ ન કરતાં બીજાં દેશમાં જન્મ્યો હોત તો ઇતિહાસ લેખકો તેના તરફ સહાનુભૂતિ બતાવી શકત સ્ટુઅર્ટ સિરાજની છેવટની ઉક્તિ પર મશ્કરી રૂપે લખી ગયો છેઃ-This is, perhaps, a Solitary instance of a Native of Hindoostan expressing a consciousness of guilt on his death bed. Being absolute predestinarians they lay the fault to fate; and after a life spent in every species of attracity, pass their last moments in tranquility.— —Stewart.

બેસી ગયો;—સ્નેહમયી જનની સંતાનના માંસપિંડ છાતીપર લગાડી મૂર્છા ખાઇ પડી ! ! ! મીરજાફરના અનુચર કુદમહુસેને અમિના બેગમને ફરીથી અંતઃપુરમાં કેદ કરી, સિરાજનાં શબને કબરમાં દાટવા માટે ગંગાના ડાબા કિનારાપર આવેલી અલીવર્દીની કબર આગળ લાવ્યો.[1] આ ઐતિહાસિક કબરમાં અલિવર્દી મહબતજંગની જમણી બાજુએ સિરાજનામાંસપિંડ ગુપચુપપણે દાટવામાં આવ્યા; આ કબર અત્યારે સિરાજદ્દૌલાની છેલ્લી સ્મૃતિ છે.[2]



1 The populace beheld the procession with away and consternation, and the soldiery, having no longer the option of two lords, accepted the promisses of Jaffier, and refrained from tumult.—Orme, II. 184.

૨. આ કબરમાં દીવો બાળવામાટે હાલમાં માસે ચાર આનાના તેલની સગવડ થઇ છે !

નિખિલનાથરાય, બી. એલ.

## ઉપસંહાર.

The story of the rise and progess of the British power in India posseses peculiar fascination to all classes of readers. It is a romance sparkling with incidents of the most varied character. Whilst it lays bare the defects in the character of the native races, which made their subjugation possible, it indicates the trusting and faithful nature, the impressionable character, the passionate appreciation of great qualities which formed alike the strength and weakness of those races, their strength after they had been conquered, their weekness during the struggle It was those qualities which set repeatedly whole divisions of the race in opposition to other devisions—the conquered and the willing co-operators to the section still remaining to be subdued. + + + In the Combination of astuteness with smplicity, of fearlessness of death and conspicuous personal daring with inferiority on the field of battle, in the

gentleness, the submission, the delevotion to their leader which characterised so many of the Children of the soil, (the student) will not fail to recognise a character which demends the affection, *even the esteem*, of the European race which, chiefly by means of the defects and virtues I have alluded to now exercises over-lordship in Hindustan.—Col. Malleson's Decisive Battles of India.

કેવળ ઘટના પરંપરા બતાવવા માટે જે ઇતિહાસ લખાયા છે, તેપરથી જણાય છે કે સિરાજ પોતાનાંજ કૃત્યોથી પડ્યો છે. કાર્ય કારણની સમાલોચના કરી નિષ્પક્ષપાતપણે ઇતિહાસ લખતાં જોઇ શકાય છે કે એ હતભાગી નરપતિની જુવાનીના ગુનાહો તો ઉપલક્ષ માત્ર છે; આપણાં ખરાબ ચરિત્રોથીજ મોગલ સામ્રાજ્યની પડતી થઇ છે.

ઔરંગઝેબનાં છેલ્લાં વર્ષો દરમિઆન હિંદમાં જે અરાજકતાનો આરંભ થયો હતો, તેથી મોગલ રાજગાદી કથળી ગઇ હતી. અંદરની લડાઇમાં હિંડાં ખોળી ફેંચો અને અંગ્રેજોની વપારી કંપનીઓ દેશી લોકોની મદદથી હિંદમાં પોતાનું બળ જમાવવા તૈયાર થઇ, સિરાજદૌલા તેનો અટકાવ કરવા જતાં માર્યો ગયો. પરંતુ તે કદાચ નિશ્ચિંત બેઠો હોત તોપણ મોગલનું સિંહાસન કાયમ ટકવાનું નહોતું.

આપણો અનુભવ, આપણું બાહુબળ, આપણી મદદ મેળવી

અંગ્રેજ વેપારીઓને આ દેશમાં પોતાની શક્તિ જમાવવાની તક મળી. હિંદમાં બ્રિટિશ રાજ્ય સ્થપાયું તે આપણી મદદથીજ. આપણા દેશના રાજનીતિ કુશળ મંત્રીઓ અને ઉમરાવો રાજદ્રોહ કરી અંગ્રેજો સાથે ન મળ્યા હોત,—આપણા દેશમાં બીક શું છે તે ન સમજનારા સિપાહીઓએ પોતાનું લોહી રેડી સેંકડો લડાઇઓમાં બ્રિટિશ વિજયવાવટો ન ફરકાવ્યો હોત,—એક પ્રદેશના લોકો બીજા પ્રદેશના લોકોનો પરાજય કરવા ન ધસ્યા હોત તો આ દેશમાં બ્રિટિશ રાજશક્તિ સ્થપાત કે નહિ તે કોણ કહી શકે તેમ છે?

આપણે યુદ્ધમાં હારેલા શત્રુની માફક બીજો કશો ઉપાય ન મળતાં બ્રિટિશ વેપારીઓની સત્તા સ્વીકારી લીધી નથી; આપણે મિત્રના રૂપમાં, તેમની સાથે સ્વાર્થ સાધવાના ઉદ્દેશથી એકત્ર થઇ, એક બીજાની એકત્ર મસલતથી, સંયુક્ત બાહુબળવડે મોગલ સત્તા ઉખેડી નાખી છે. તેથી જેમ આપણા જાતીય ચરિત્રની દુર્બળતા પ્રકટ થઈ રહી છે, તેમ બીજી તરફ એ ચરિત્રની સરલતા પણ વિકાસ પામી રહી છે. વળી હિંદનાં વર્તમાન જીવન તરફ નજર કરતાં જણાય છે કે આપણે લીધેલો રસ્તો ગમે તેટલો નિંદાપાત્ર હોય તો પણ તેમાંથી અમૃત ઉત્પન્ન થયું છે, નવીન ભારતનો પાયો નંખાયો છે. અંગ્રેજી વેપારીઓએ મદદ ન કરી હોત તો આ શુભ ફળ ફળત કે નહિ તે શંકાનો વિષય છે! આપણાં જાતીય ચરિત્રમાં દુર્બળતા નહોત તો આ ફળ ફળત નહિ.

આપણામાં ઉપલી દુર્બળતા ન હોત તો અંગ્રેજી વેપારીઓ હમેશને માટે વેપારીજ રહેત. કોઇ વખતે મુસલમાન નવાબના ત્રાસથી આપણી મદદ માગત! આપણાં જાતીય ચરિત્રમાં મંત્રસિદ્ધિ માટે

સાધના, છુપાં વચન પાળવા માટે મહેનત, સ્વાર્થ સાધવા માટે હિંમત અર્થોપાર્જન માટે પ્રાણ વિસર્જન કરવાની તત્પરતા, અજાણ્યા પર વિશ્વાસ રાખવાની સરલતા—આ બધા સદ્‌ગુણો ન હોત તો મોગલ, પઠાણ, મરાઠા, શિખ, રોહિલા, જાટ, પિંડારા, ઠગ વગેરે ઘણી જાતના પ્રબળ હરીફોનાં પ્રબળ પરાક્રમ દબાવી કંપની બહાદુર કેવળ પોતાનાંજ બળ વડે હિંદસામ્રાજ્ય ફેલાવી શકત નહિ.

આપણે ચરિત્રના દોષની દુર્બળ છીએ,-વળી આપણે ચરિત્રના ગુણથી બળવાન પણ છીએ આપણી દુર્બળતાથીજ હિંદમાં બ્રિટિશ રાજ્ય સ્થપાયું છે. આ બધાં કારણોને લીધે અંગ્રેજ લેખકો આપણી નિંદા કરે તે તેને શોભતું નથી. આપણને યુદ્ધમાં હારેલ બાયલા કહી ઇતિહાસ રચતાં અંગ્રેજોનું મ્હોં ઉજળું થતું નથી.

અત્યારે હવે તે દિવસો નથી ! મોગલ પઠાણ રમતના પડદા પર શોભે છે; આપણાં ભલાં માટે ઇંગ્લાંડ છે અને ઇંગ્લાંડના ભલા માટે આપણે છીએ. આ બે મહાજાતિ એક અખંડ રાજતંત્રની છાયા નીચે ઉભી રહી એકબીજાનાં સુખેસુખી, દુઃખેદુઃખી થઇ. હાથમાં હાથ મિલાવી ગૌરવોજ્વલ નવયુગમાં પેઠી છે ! એ બાહુબંધન દૃઢ થાઓ, હમેશની મિત્રતા પ્રીતિપ્રદ હો, આ અભિનવ સંબંધ જુનો થાઓ, એજ અત્યારે ઇંગ્લાંડ અને હિંદની એકત્ર પ્રાર્થના છે. ઇંગ્લાંડ અને હિંદના આ શુભ મિલનના દિવસે અંગ્રેજ અને બંગાળીઓ સત્યનું સન્માન જાળવવા માટે, પોતાનો અપરાધ સ્વીકાર કરવાને તૈયાર થાય તો જીતનારને જીતાનાર બધાંએ કહેવું પડશે કેઃ—

Sirajuddoula was more *unfortunate* than *wicked*.

## કાળી કોટડીનો બનાવ

કાળીકોટડીના નવાઇ જેવા બનાવને સ્વતંત્ર વિચાર કરતાં પહેલાં જે વિશાળ સાહિત્યને બરાબર તપાસવું જોઇએ, તે સાહિત્ય કોઇએ પૂરેપૂરૂં વાંચ્યું નથી; અને એવો પરિશ્રમ લેવાની જરૂર પણ કોઇએ જોઈ નથી,-કારણ કે તે સમયનો ઇતિહાસ લખનાર રોબર્ટ ઓર્મ સાહેબ જે દંતકથા લખી ગયેલ છે, તે તૈયાર હોવાથી બધાએ તે ખરી માની લીધી છે.

આ રીતે કાળીકોટડીનો બનાવ એ એક બીનતકરારી બાબત તરીકે વંશપરંપરાથી ચાલતો આવેલ છે; તેથી અત્યારે તેની સત્યતા સંબંધમાં સંદેહ કરતાં એ વિચારમૂલક શોધખોળ વિરૂદ્ધ લોકોના મન ચંચળ થઇ ઉઠશેજ.

વીશ વરસ પહેલાં મેં જ્યારે મારો શક જાહેર કર્યો હતો, ત્યારેજ એ વાત જણાઈ હતી,

સમયમાં પરિવર્તન થયું હોવાથી શ્રીયુત જે. એચ. લિટલ સાહેબે અસાધારણ યોગ્યતા સહિત ઘણા સાધનોનો સદ્‌વ્યવહાર કરી ખાત્રીપૂર્વક કલકત્તા ઐતિહાસિક સમિતિના પત્રમાં * કાળીકોટડીના

1. Calcutta Historical Society એ બનાવેલી વિચાર-સભામાં ગ્રંથકારે જે ભાષણ આપ્યું હતું તે Journal of the Calcutta Historical Society, Vol. XI. Part 1. Serial No. 21. માં છપાયું હતું, તે શ્રીમાન વિમલાચરણ મિત્ર બી. એલ. તરફથી ભાષાંતર થઇ આ પરિશિષ્ટમાં આપવામાં આવ્યું છે.

બનાવને એક એક જબરી છેતરપિંડિ (Gigantic-hoax) ઠરાવી દીધો છે. પરંતુ એક કરતાં વધુ બાજુએથી લિટ્લ સાહેબે ફેલાવેલા એ સંબંધમાં તીવ્ર પ્રતિવાદ જાહેર થયેલો છે; લિટ્લ સાહેબને ખોટાં પાડવા માટે તેની મશ્કરી કરી કહેવામાં આવે છે કે, તેણે ભારે હોશિયારી વાપરી, ભારે સાહસ સાથે એક ખરી વાતને મશ્કરીમાં ઉડાવી દીધું છે."

આમ હોવાથી કાળીકોટડીના બનાવની ફરીથી આલોચના કરવાની જરૂર પડી છે.

સહુ પહેલાં સ્વીકાર કરી લઉં છું કે કોઈપણ પ્રકારના બનાવને માની લેતા પહેલાં તે ખરી છે કે ખોટી તે તપાસવાની જે જુની રીત છે તે કરતાં યુરોપના આધુનિક ઐતિહાસિક સંપ્રદાયે સ્વીકારી વિચાર મૂલક ગવેષણા પદ્ધતિને હું વધુ સારી રીતે માનું છું. તેથીજ 'પાયોનિયર' પત્રના વર્ણનાનુયાયી ઉલ્લિખત ઐતિહાસિક સંપ્રદાયને હું નાશકરનારાનું ટોળું ('A generation of iconclasts') કહી શકતો નથી; કારણ કે જે નાશ કરનાર છે. તેને તો નાશમાંજ આનંદ આવે છે, પરંતુ યુરોપનો આધુનિક ઐતિહાસિક સંપ્રદાય પોતાનાં કાર્યદ્વારા બતાવે છે કે; તેઓ જુના અંધ વિશ્વાસને તોડી પાડે છે છતાં કાલ્પનિક વાતોને સ્થળે સત્યવાતો આણવા માટેજ એ ધ્વંસનું કાર્ય તેમને કરવું પડે છે.

કોઇ પણ નવાઈ જેવી વાત પ્રાપ્ત થતાંજ એ વિચારમૂલક પદ્ધતિ તેને સંદેહની આંખે જોવાનું શરૂ કરે છે. કારણકે જ્યાં સુધી અપરાધ સાબીત થયો નથી, ત્યાં સુધી નિરપરાધી માની કામ ચલાવવું એ પદ્ધતિ ઇતિહાસ માટે નથી. ઐતિહાસિકો આગળ વાતો

એકઠી કરવાની હોશિયારી એ શ્રેષ્ઠ વાત નથી. પણ એ વાતોમાં ખરી કઈ ને ખોટી કઇ, અગર મળેલી વાતમાં સત્યનો કેટલો ભાગ છે. તે ખોળી કાઢવાનું કામ ઐતિહાસિક શ્રેષ્ઠ માને છે. શ્રીયુત હેરિસ સાહેબના મત મુજબ જન સાધારણે સ્વાકારેલી વાતો તરફ ન જોતા સર્વગ્રાસી સાધારણ સૂત્ર તરફ દૃષ્ટિપાત ન કરતાં ભવિષ્યનાં ફળાફળ ન સ્વીકારતાં, પ્રત્યેક પ્રમાણિક વાતમાંથી કેટલી ખરી છે, કેટલી વાત નિશ્ચિત અને નિઃસન્દિગ્ધ રીતે માની શકાય તેમ છે, તેનો જુદી જુદી સાબીતિઓથી અને આજુબાજુના સંબંધ બરાબર તપાસી નિર્ણય કરવો, તેજ સત્ય ખોળી કાઢવાની યુક્તિ છે. જેમ્સ સ્ટુઅર્ટ મિલ ખઇ કહે છે કે " આપણા ઇતિહાસના જ્ઞાન વેળા જાતે હકીકત મેળવી, પ્રવાહનું મૂળ શોધવું એ જેટલું હિતકારી છે, તેટલું હિતકારી બીજું કશું નથી." આધુનિક વિચારમૂલક શોધખોળની પદ્ધતિ એથી પણ આગળ વધી છે; એ પદ્ધતિ બધા પ્રથમ મળેલાં ( first-hand ) વિવરણોની પણ પરીક્ષા કરવા ઇચ્છે છે તેઓના સંબંધમાં માણસોનો મત શો છે, તે તપાસવી નથી. કારણકે એવા મતની એકતાજ માણસનાં વિચાર-વિતર્કગત જીવનને ધીરે ધીરે મારી નાખે છે. વાતની સાબીતિ મળે તોપણ તે ખરીજ હોય, એમ બનતું નથી. એનાં દૃષ્ટાંત તરીકે કલાઇવની ઘણી પ્રમાણિક વાતો મૂકી શકાય. એક સ્થળે હિંદુસ્તાનના અધીશ્વર આલમગીર બાદશાહના નામ પર લખેલા પત્રમાં ( તા-૩૦ જુલાઇ ૧૭૫૭ ) કલાઇવ લખે છે કે પ્લાસીના યુદ્ધ પછી સિરાજ મુર્શિદાબાદ ગયો, પણ ત્યાં ન રોકાતાં નાસી ગયો; તેના નોકરો પગાર મેળવવાને માટે તેની પાછળ પડયા, અને તેઓને હાથે સિરાજ મરાયો.' આ વાતનું પ્રમાણ છે, પરંતુ તે ખરા સત્યને છુપાવે છે, અને જાણતા છતાં જૂઠી

વાત જાહેર કરે છે. એ પ્રસિદ્ધ યુગની કોઇ પણ વાતને વિચારે, વિના તપાસે ખરી માની શકાય તેમ નથી, તેનાં પ્રમાણ માટે ઉદાહરણોની જરૂર નથી. કાળી કોટડીનો બનાવ પણ આવોજ છે. આપણે એ બનાવનાં મૂળ આગળ જશું તેથી કશું વળવાનું નથી, પરંતુ આધુનિક વિચારમૂલક પદ્ધતિના નિયમો મુજબ એ મૂળને પ્રયત્ન પૂર્વક તપાસવું પડશે; એ શોધખોળની પદ્ધતિ વિજ્ઞાને અનુમોદિત પદ્ધતિ છે. આપણાં ઇતિહાસનાં જ્ઞાનને સ્વચ્છ કરવા માટે એ પદ્ધતિનો આશરો લીધા સિવાય છૂટકો નથી. પ્રાચીન પદ્ધતિ સાથે આધુનિક પદ્ધતિનો ભેદ અહીં છે; પ્રાચીન પદ્ધતિ વિચારમૂલક નથી; પરંતુ આધુનિક પદ્ધતિ વિચારમૂલક છે; પ્રાચીન પદ્ધતિ'રોમેન્ટિક' છે,—આધુનિક પદ્ધતિ " ઐતિહાસિક " છે.

અઢારમી સદીના કોઇ પણ મુસલમાન ઇતિહાસકારોએ કાળી કોટડીનો બનાવ અગર તેના જેવા બીજા કોઇ પણ બનાવનો ઉલ્લેખ કર્યો નથી. તેથીજ અમે સંદેહ ઉપજ્યો હતો. લિટ્લ સાહેબે પણ એ ધ્યાનમાં રાખી વાચકોને એ યાદ રાખવાની વિનંતિ કરી હતી. પરંતુ એ વિનંતિનું તાત્પર્ય શું છે તે સમજાવવા જતાં જરા વિસ્તારથી આલોચના કરવાની જરૂર છે.

ઉપર કહેલા ઇતિહાસકારોમાંનો એક અને સહુથી ચઢિઆતો સુપ્રસિદ્ધ શાયર-ઉલ્-મુતક્ષરીનનો લેખક નવાબ ગુલામ હુસેન છે. સિરાજનું સિંહાસન લેવા જે શૌકતજંગ તૈયાર થયો હતો, ગુલામહુસેન તેનો કુટુંબી અને આશ્રિત હતો. આત્મઘાતનાં મરણબાદ ગુલામહુસેન વારાણસીમાં એકાંત ગુજારતો હતો; છેવટે પ્લાસીનાં યુદ્ધ બાદ તેને પોતાની જાગીર મળી. કાળી કોટડીના બનાવ જેવો પ્રસિદ્ધ

બનાવ તે વખતના સરકારી કાગળ પત્રમાં જેમ જોવામાં આવતો નથી, તેનું કારણ બતાવતાં 'પાયોનિયર' યુક્તિપૂર્વક ઇસારો કરે છે કે 'કલકત્તાનું પડવું', એજ પ્રધાનકથા હતી, કાળી કોટડીનો બનાવ તો ગૌણ બાબત હતી. પરંતુ ગુલામહુસેને ઇ. સ. ૧૮૮૩ માં પોતાનો ગ્રંથ પૂરો કર્યો, ત્યાં સુધી કલકત્તાનું પડવું એ મુખ્ય વાત, અથવા કાળી કોટડીનો બનાવ એ ગૌણ વાત રહેવાનું કંઇ કારણ નહોતું.

માલદહ નિવાસી ઐતિહાસિક ગુલામહુસેન સાલેમી એ 'રિયાજ–ઉસ–સલાતીન' ઇ. સ. ૧૭૮૭–૮૮ માં પૂરૂં કર્યું. તેણે તે ગ્રંથ પોતાના દયાળુ ને હિતેચ્છુ માલિક જયોર્જ વુડ્નિની આજ્ઞાથી સને ઉત્સાહથી ઉક્ત ગ્રંથ રચ્યો હતો. જયોર્જ વુડ્નિ પોતાની ધાર્મિકતાને ઐતિહાસિક સત્યની પ્રીતિને માટે પ્રખ્યાત હતો.

આ બે મુસલમાન ઇતિહાસકારો વર્ત્તમાન હિંદના ઇતિહાસ માટે બધા પ્રખ્યાત અંગ્રેજ લેખકો આગળ પ્રખ્યાત છે. તેઓમાંના કોઇ સત્ય છુપાવે તેવા નહોતા; તો પણ તેઓમાંના કોઇએ કાળી કોટડીના બનાવની વાત લખી નથી.

હાજિ મુસ્તફા નામના એક સ્વધર્મત્યાગી ફ્રેંચે "શયર–ઉલ–મુતક્ષરીનનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો હતો. તેની નજરમાં આ ન લખાયલો બનાવ આવ્યો હતો; તેણે તે બાબતમાં પોતાનો પણ મત દર્શાવ્યો છે:—

"આ બનાવ, વોટસ્ સાહેબના કર્મજીવનની આવડી મોટી ઘટના, બંગાળામાં જાણીતી નહોતી, અને કલકત્તાની ચાર લાખ માણસોની વસ્તીમાંથી એક પણ માણસે આની ખબર રાખી નથી; બંગાળીઓ આવા અક્કલ વગરના, આવા નિર્વિકાર, આવા કૌતુહલ વગરના છે."

શ્રીયુત હિલ સાહેબ માને છે કે અનુવાદક પોતે પણ આ બનાવ માનતો નથી, ઉપલા ફકરામાં તે બાબત જણાઇ આવે છે; ગમે તે હો, પણ ઉપલી ઉક્તિમાં બે બાબત રહેલી છે,–(૧) અવસ્થાનું વર્ણન, અને (૨) તેનો ખુલાસો. અવસ્થા એવી છે કે લોકો, એટલુંજ નહિ પણ ખુદ કલકત્તાના રહેવાસીઓ પણ આ બાબત કશું જાણતા નહોતા; ખુલાસો એ છે કે,–એ તેમના સ્વભાવનું ફળ છે. ખુલાસો સ્વીકારવા જેવો નથી. કારણકે ઇ. સ. ૧૭૬૦ માં હોલવેલેજ સ્મૃતિ સ્તંભ ઉભો કર્યો હતો, તે તે વખતે જનસાધારણની સ્મૃતિ જાગૃત રાખવા માટે ઉભો હતો; અને મુસલમાનોએ લખેલા ઇતિહાસો પરથીજ સ્પષ્ટ જણાય છે કે આ શાસનતંત્રના ફેરફારના યુગમાં પણ જ્યારે અતિ નજીવી ઘટનાની વાતપર વિશ્વાસ ન કરી શકાય તેટલી ઝડપથી ચારે બાજુ ફેલાઇ જતી, તે વખતે પણ બંગાળાના રહેવાશીઓ સાધારણમાં જણાતા અન્યાન્ય વિષય સંબંધમાં એકી સાથે બુદ્ધિ વગરના કે નિર્વિકાર નહોતા. કાળી કોટડીનો બનાવ જો ખરેખર સત્ય હોત, તો તેની વાત નક્કી લોકોના જાણવામાં આવત; અને નવાબનાં માણસો તેને કદી પણ ગુપ્ત રાખી શકત નહિ.

હાજિ મુસ્તફા જે નહિ લખાયલી ઘટનાપર ખાસ ધ્યાન આપી ગયો છે, હિલસાહેબે પોતાના રચેલાં ઇ. સ. ૧૭૫૬–૫૭ માં બંગાળા સંબંધી પુસ્તકની ભૂમિકામાં એ નહિ લખાયલી ઘટનાની આલોચના કે ઉલ્લેખ કરેલો નથી. પરંતુ ઇ. સ. ૧૯૧૬ ની ૧૬ મી ફેબ્રુઆરીનાં ઇગ્લિશ મેનમાં હિલસાહેબે તેનો ઉલ્લેખ કરી, તેની સાથે પોતાનો મત જોડી દીધો છે; તે કહે છે કે, હિંદના ઘણાખરા લોકો જુદી

જાતિ અથવા જુદા ધર્મના સંબંધની બાબતો માટે કેટલા બધા લાગણી વગર હોય છે તેનો અનુભવ મને થયો છે, માટે એ નહિ લખાયલી બાબત ચર્ચા યોગ્ય છે, એમ મને લાગતું નથી.

અલાહાબાદ વિશ્વવિદ્યાલયના આધુનિક ઇતિહાસના અધ્યાપક શ્રીયુત રાસબ્રુસ વિલિયમ સાહેબ આ સિદ્ધાંત સ્વીકારતા નથી. આ નહિ લખાયલી બાબત સંબંધમાં કંઈક ચર્ચા યોગ્ય છે ખરૂં, એમ તેણે આડકતરી રીતે સ્વીકાર્યું છે. તેથી કોઈપણ નહિમાં ગણાતા મુસલમાની ઇતિહાસમાં પણ કોઇ જાતનો ઇસારો પછી ભલેને તે રૂપકાલંકારમાં હોય, તેનો કશો વાંધો નહિ–પ્રાપ્ત થાય છે કે નહિ, તે બાબત તેમણે શોધ કરી છે. એ માટેજ તેણે કહ્યું છે કે મુજઃફ્ફર નામામાં એક છુપો ઇસારો જણાય છે. મુર્શિદાબાદના મૌલવી અબ્દુલવલી અધ્યાપક વિલિયમ સાહેબ કરતાં ફારશી ભાષામાં ઓછા હોશિયાર નથી; તેણે તે સંબંધમાં [1]નિઝામતના પુસ્તકાલયની હસ્તલિખિત (મૂલ) પ્રતપરથી અસલ ઉતારી તે સાથે તેનો અનુવાદ પણ આપ્યો છેઃ—

જ્યારે તેઓએ જોયું,–અટકાવવા જેટલી આપણી શક્તિ નથી અને સંધિ થવાની પણ આશા નથી, ત્યારે અંગ્રેજ સદ્ગૃહસ્થોએ વહાણપર ચઢી તેને સમુદ્ર તરફ છોડી મૂક્યું; કેટલાક અંગ્રેજ સૈનિકોએ નાસવાનો રસ્તો ન જોતાં અપમાન થવાના ભયથી આત્મહત્યા કરી; અને કેટલાક લોકો અદૃષ્ટના કેદી બન્યા.”

મૌલવી અબ્દુલવલી ખરૂં કહે છે કે,—“એ સંબંધનું કોઈપણ

૧. ઇ. સ. ૧૮૧૬ની ૨૭ મી ફેબ્રુઆરીનું સ્ટેટમેન (મેલ એડિશન.)

વાક્ય હોય તો તે લખ્યું તેજ વાક્ય છે, પરંતુ તેથી એ સાબીત થતું નથી કે અંગ્રેજોને કાળીકોટડીમાં પૂરવામાં આવ્યા હતા. કેટલાક માણસો અદૃષ્ટના બંદી બન્યા” એ આલંકારિક પ્રયોગ છે, એ વડે કશું સાબીત થતું નથી. “જેઓ પૂર્વની શ્લિષ્ટ રચનાથી જાણીતા છે, તેઓ અનાયાસે સ્વીકારશે કે આ આલંકારિક પ્રયોગથી કારાગૃહ-માં પુરાવાનું સાબીત થતું નથી. પૂર્વાંશ સાથે મેળવતાં એમ સમજાય છે કે કેટલાક માણસોએ આપઘાત કરી પ્રાણ કાઢયો, અને કેટલાક કિલ્લાની જીત વખતે મરાયા. આ બનાવની સત્યતા અંગ્રેજી રિપોર્ટ પરથી પણ સાબીત થાય છે.

મૂલ લખાણનાં આવાં પૃથક્કરણ બાદ એમ કહી શકાતું નથી આલંકારિક વર્ણનના રૂપમાં પણ એક મુસલમાન ઇતિહાસકારે કાળી કોટડીના બનાવ પ્રતિ ઇસારો કર્યો છે. વળી એમપણ કહી શકાય નહિ કે કલકત્તાના રહેવાશીઓ કાળીકોટડીની ખબરથી તદ્દન જાણતા નહોતા એમ હાજિમુસ્તફા જે વાત શ્રદ્ધાસહિત લખા ગયો છે, તે ખરી નથી; વળી એ પણ કહી શકાય તેમ નથી કે આવી સંપૂર્ણ સ્વીકારોક્તિ સંબંધમાં હાજિ મુસ્તફાનું વાક્ય પ્રમાણ લેવાયોગ્ય નથી.

આજ મુખ્ય બાબત છે. આવી બાબતને હિલસાહેબે પ્રથમ ન છેડતાં પાછળથી પોતાનો અનુભવ કહી ચર્ચાને અયોગ્ય માની ઉડાવી દેવાનું યોગ્ય કર્યું નથી, કારણ કે હિલસાહેબનો અનુભવ એટલો તો સંકીર્ણ છે કે તે આખા ભરતખંડને લાગુ પડી શકે તેમ નથી. એકતો હિલસાહેબનો અનુભવ બીજા માણસોના અનુભવથી જુદો પડે છે, બીજું એ અનુભવ હિંદના ઘણાખરા લોકોને લાગુ પડતો નથી. હિલસાહેબને પોતાનું પુસ્તક રચતીવેળા એવી ઘણી સાબીતિઓ મળી

હશે કે દેશી લોકોએ નાસેલુ અંગ્રેજો તરફ દયા બતાવી પોતાના જીવનને વિપત્તિમાં નાખી, નવાબની મના છતાં પણ રાત્રિવેળાએ તેઓને જરૂરી ચીજો પૂરી પાડી હતી.

સરકારી દફતરખાનાના ખાસ કાગળોમાં પણ આવીજ રીતે કાળી-કોટડીના બનાવનો ઉલ્લેખ જોઇ શકાતો નથી. નવાબપર સહુ પહેલાં જે પત્રો લખાયા હતા, તે બાબત એમ કહી શકાય કે તે વખતે અંગ્રેજો કોઇપણ રીતે વેપાર ફરીથી સ્થાપન કરવા માગતા હતા, તેથી તેઓ ફૂટનીતિ અનુસારે એ બાબત દાબી દેવાનું ધાર્યું હતું; પરંતુ અંગ્રેજોની કોંસિલની બેઠકમાં અથવા વાતચીતમાં અગર કોર્ટ ઓફ ડિરેક્ટર તરફ લખાયલા પહેલા રિપોર્ટમાં પણ કાળીકોટડીના બનાવની વાતનો જરાપણ ઉલ્લેખ કેમ થયો નથી? દાબી દેવાની મરજી "કંઇ તે વખતે તો કામ આવે તેમ નહોતી. એટલુંજ નહિ પણ નવાબપર લખેલા પત્રોમાં પણ જે છેલ્લા પત્રમાં કુલાઇવે કલકત્તાના હલ્લા વખતે અંગ્રેજોને કરોડો રૂપીઆનું નુકસાન થયું છે એવી ફરિયાદ કરી હતી, ત્યારે એ પત્રની બાબતમાં પણ એ ખુલાસો બંધ બેસતો થતો નથી. સિરાજદ્દૌલાની સાથે ઇ. સ. ૧૭૫૭ની ૯ મી ફેબ્રુઆરીએ સંધી થઇ, અથવા મીરજાફર સાથે ઇ. સ. ૧૭૫૭ની ૩ જી જુને જે સંધી થઇ, એ સંધીમાંની કોઇપણ સંધીમાં પણ કાળીકોટડીના બનાવની વાતનો ઇસારો પણ થયો નથી, અને તે બનાવથી થયેલ નુકસાન ભરપાઇ કરવાનું પણ જણાવાયું નથી. થૉર્નટને[1] લખ્યું છે:—"સંધીપત્રમાં આ નુકસાન ભરપાઇ કરવાના સંબંધમાં એક પણ કલમ નથી એ એ સંધીપત્રનું ભારે કલંક છે."

1. History of the British Empire in India Vol. i. 212--13.

થૉર્નટન ખરેખર એક ઉચ્ચ શ્રેણીનો ઇતિહાસકાર છે; હિલસાહેબે તેનો મત ટાંક્યો નથી, તેના આ સ્વતંત્રમત સબબ ચર્ચા પણ કરી નથી. હિલ સાહેબ સંધિની ત્રીજી કલમ બતાવી કહે છે કે આમાંજ સર્વ પ્રકારનું નુકસાન ભરી આપવાની કબુલાત આપી છે, પરંતુ થૉર્નટન લખી ગયો છે કે એ કલમનો તાણીતોષી અર્થ કરતાં પણ એટલો વ્યાપક અર્થ થઈ શકે તેમ નથી. સંધિમાં જે નુકસાની ભરી-આપવાની વાત છે, તે પૈસાની નુકસાની છે, અને તે નુકસાની પણ કઇ કઇ બાબતની, તે સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યું છે; સાધારણ રીતે પ્રાણહાનિની નુકસાની, અથવા ખાસ રીતે કાળીકોટડીની નુકસાની આ સંધીમાં લખેલ નુકસાનીમાં આવી જાય એવો અર્થ એ કલમનો થઇ શકતો નથી. હિલસાહેબ એકજ ઠેકાણે કબુલ કરે છે કે, "ડ્રેક સાહેબે પોતાનું સ્થાન તજ્યાબાદ અંગ્રેજો માર્યા ગયા હતા, તેમાં કશો શક નથી. તેઓ જો કાળીકોટડીમાં મરણ પામ્યા હોય, તો હોલવેલની વાત-જરાતરા અશુદ્ધ છતાં-એકંદર રીતે ખરી ઠરે છે," ઇતિહાસની કોઈપણ સત્યતા આ "જો" પર આધાર રાખતો નથી, એ વાત જણાવવાની જરૂર નથી, 'જો' પર સત્યતાની સાબીતિનો આધાર રખાતો હોત તો તે દ્વારા પ્રમાણની જરૂર તિરોહિત થાત નહિ. કારણકે લૉર્ડ રૅકટન કહી ગયો છે કે "જીવતો માણસ કદીપણ મરણ પામેલા માણસની પેઠે સરળતાથી મન ખોલી બોલતો નથી; તેનો એકાદ સુર હમેશાં દબાઇ રહે છે; એક પુરુષ ચાલ્યો ન જાય, ત્યાં સુધી આપણે ખરૂં સત્ય ખોળી શકતા નથી."

કલકત્તાનાં પતનને લગભગ ત્રણ માસ થાય ત્યારે કોર્ટ ઑફ ડિરેક્ટર પર જે પહેલો સરકારી રિપોર્ટ (ફુલ્ટા, તા. ૧૭ સપ્ટેમ્બર ૧૭૫૬) મોકલવામાં આવ્યો, તેમાં કાળી કોટડીના બનાવ વિષે કશું

લખેલું નથી. આ રિપોર્ટમાં બીજાઓ સાથે હોલવેલની પણ સહી હતી. ઉલટું આ રિપોર્ટ પરથી એમ જણાય છે કે બંદીવાનો પ્રતિ શિષ્ટ વ્યવહાર ચલાવવાનું વચન મળતાં કિલ્લો સોંપી દીધો હતો; પરંતુ એ વચન પાછળથી તૂટ્યું હતું, તેનો કશો ઉલ્લેખ તેમાં નથી.

હિલસાહેબ કહે છે કે (પોતે લખેલી ભુમિકામાં એ ચર્ચા ઉત્પન્ન કરી નથી.) અંગ્રેજી કોંસિલમાં મતભેદ હોવાથી કાળી કોટડીના બનાવ વિષે કશો ઉલ્લેખ થયો નથી. કોઇપણની સાથે કોઇ પણ વ્યક્તિનો મત નમળે તે એક અતિ સત્ય છે. (ફોર્ટ વિલિયમથી કોર્ટ ઓફ ડિરેક્ટર પર મોકલેલો પત્ર, ૩૧ જાનેવારી ૧૭૫૭) આવી અવસ્થા છતાં હિલસાહેબ કાળી કોટડીના બનાવને સર્વજન સંમત સત્ય તરીકે સ્વીકારવામાં આવ્યો હતો તે વખતે કલકત્તામાં જે યુરોપીયનો રહેતા હતા તેઓમાંના કોઇને એની સત્યતા સંબંધી શક નહોતો.” આવી આત્મકથન વિરોધી વાત લખે છે, તે સમજી શકાતું નથી.

પહેલા સરકારી રિપોર્ટ સાથે અનેક પ્રમાણવાળી ઘટનાની સમાનતા જણાઇ આવે છે. (૧) કિલ્લો સોંપાયા બાદ ઘણા ઘેરાયલા લોકો નાસી ગયા હતા, તેઓને પગપાળા બહાર જવું પડ્યું હતું, તેઓને કોઇએ અટકાવ્યા નહોતા; (૨) નવાબ સૈન્યના એક મુસલમાન જમાદારે બીન હરકતે તેજ રાતે ઘણી અંગ્રેજસ્ત્રીઓને પુલ્ટામાં તેઓના પતિ આગળ પહોંચાડી હતી. (મુતક્ષરીન ૨–૧૯૦ પૃષ્ઠ); (૩) જેઓ સાહસ કરી નવાબ સમક્ષ હાજર થયા હતા, તેને નવાબે ક્ષમા કરી હતી અને ચાલ્યા જવા દીધા હતા; અને (૪) હોલવેલને જ્યારે બે હાથબાંધી નવાબ સન્મુખ હાજર કરવામા આવ્યો હતો ત્યારે નવાબે તેના હાથ છોડી નંખાવ્યા હતા, અને સૈનિક પુરુષની

પેઠે બોલ્યો હતો કે 'તેમને કશું નુકસાન પહોંચાડવામાં આવશે નહિ,' આ વાત એક કરતાં વધુ વખત બોલ્યો હતો.

પ્રથમ કેટલાકને બંદી કરવાનું કારણ શું? હોલવેલ સાહેબ તેનું કારણ બતાવી ગયા છે; નવાબ કિલ્લામાંનો છુપો ખજાનો હાથ કરવાને લલચાયો હતો, હોલવેલ એ છુપાં ધનની વાત કહે એવા ઇરાદાથી તેને કેદ કરવામાં આવ્યો હતો. આ કારણથી ૧૪૬ વ્યક્તિ કેદ પકડાય એ પર એકદમ વિશ્વાસ રાખવાની મરજી થતી નથી; આ ૧૪૬ માણસોમાં પુરુષ, સ્ત્રીઓ અને છોકરાં પણ હતાં-તેઓ બધાં છુપા ખજાનાની વાત જાણતાં હતાં, એ વિશ્વાસ રાખવાનું કશું કારણ નથી.

ત્યારે આટલા બધાં માણસોને કેદ કરવાનું કારણ શું? હોલવેલે ૧૭૫૬ની સાલમાં ૮મી જુલાઇએ જે પહેલો પત્ર લખ્યો હતો, અને જે કાસિમબજારના સાઇક્સ સાહેબે લખેલા રિપોર્ટમાં મોકલાયો હતો, તેમાં હોલવેલે તેનું કારણ બતાવ્યું નથી. હોલવેલે ઇ. સ. ૧૭૫૬ ની ૧૭ મી જુલાઇએ જે બીજો પત્ર લખ્યો હતો, અને જે મુર્શિ-દાબાદથી મુંબઈ અને મદ્રાસની કૌંસિલમાં મોકલાયો હતો એમ મનાય છે, તેમાં પણ તેણે પોતાનો મત આપ્યો હતો પણ કોઇપણ સત્ય બાબતનો ઉલ્લેખ કર્યો નહોતો. તેણે લખ્યું હતું—" અંગ્રેજોએ બચાવ કરવાથી અને પૈસા ધાલનારાઓને નુકસાન થયેલું હોવાથી નવાબે ગુસ્સે થઇ બધાને કેદ કરવાનો હુકમ કર્યો હતો."

પરંતુ ઈ. સ. ૧૭૫૬ની ૩ જી ઑગસ્ટે હોલવેલ સાહેબે જે ત્રીજો પત્ર લખ્યો, અને જે હુગલિથી મદ્રાસની કૌંસિલમાં મોકલવામાં

આવ્યો, તેમાં તેણે પહેલું કારણ છોડી દઇ એક નવીન કારણ બતાવ્યું;—" તે વખતે કિલ્લામાં એટલા બધા અંગ્રેજો હતા કે તેઓને છુટા રાખવા એ ભયભરેલું હતું." પરંતુ નવાબે તો ત્યાર પહેલાં ઘણાં માણુસોને કિલ્લો તજી જવાની રજા આપી હતી, સગવડ પણ કરી આપી હતી, તો પછી તેઓને કેદ કરવાનું કારણ શું? જે છુપો ખજાનો ક્યાં છે તે જાણુતા હોય, કેવળ તેઓનેજ કેદ પકડવા નવાબ ઉત્કંઠિત થાય ખરો. વળી એ પણ સંભવિત નથી કે કિલ્લો બચાવવા માટે ઘણાખરા લોકોએ પ્રાણ વિસર્જન કર્યા છતાં, કિલ્લો સોંપતી વેળા ઘણા ખરા માણુસો નાસી ગયા છતાં, સ્ત્રીપુરૂષોને બાળકોની આટલી બધી સંખ્યા કિલ્લામાં હોય. તે માટેજ એક નવીન ખુલાસો આપવાનું ઇતિહાસકારોને યોગ્ય લાગ્યું છે. તે ખુલાસો આ પ્રમાણેઃ—" કેટલાક દારૂડિઆ સૈનિકોએ નવાબનાં લશ્કર પર હલ્લો કરી આ આપત્તિ ઉભી કરી હતી." ગવર્નર ડ્રેક સાહેબે આ ખુલાસો બહાર પાડયો હતો. તેણે આ વાત લોકોને મોઢે સાંભળી હોય, અગર કલ્પનાબળે બનાવી કાઢી હોય કારણ કે તે પુષ્કળ કલ્પનાના માલિક હતા, તેની સાબીતિઓ મળી ચૂકી છે. ડ્રેક સાહેબ જાતે ઘટના સ્થળ જોયું નહોતું; માટે તેની વાત અનુભવની વાત નથી.

હોલવેલ પ્રત્યક્ષ દ્રષ્ટા હતો; છતાં તે એ ખુલાસાનું સમર્થન કરતો નથી. ઉલટું તે ઇ. સ. ૧૭૫૬ની ૩ જી ઓગસ્ટના પત્રમાં લખે છે—" નવાબે ઇરાદાપૂર્વક અમને બધાને આ નાની કોટડીમાં પૂરી બારે જુલમ ગજારવાનો હુકમ આપ્યો હતો એમ ધારી મેં વિરૂદ્ધ ફરિયાદ કરી હતી; પરંતુ હવે જણાય છે કે મેં તેના પ્રતિ અન્યાય કર્યો છે."

આ કબુલાતમાં ઘણા અર્થ સમાયા છે. એ ખુલાસાનો મુદ્દો પકડી, કેદ પકડવાના ઉદ્દેશ સંબંધી આ લોચના કરતાં બહુજ કૌતુહલ ઉત્પન્ન કરનારી બાબતો જણાય તેમ છે. પરંતુ હિલ સાહેબ તે રસ્તે ચાલ્યા નથી. હોલવેલે જ્યારે દઢતાપૂર્વક નવાબ વિરુદ્ધ ફરિયાદ કરી હતી, તે પહેલાં અંગ્રેજોની બંગાળામાં પાછા ફરવાની આશા નિર્મૂળ થઇ હતી; વળી જ્યારે કલકત્તા ફરી મેળવવાની ઈ. સ. ૧૭૫૬ ની ૬ જુલાઇએ નવાબને અરજી કરવામાં આવી ત્યારે અંગ્રેજોની આશા ફરી જાગૃત થઇ, કે તરત ૩ જી ઑગસ્ટે એ ફરિયાદ ઇરાદાપૂર્વક પાછી ખેંચી લેવાઈ, પરંતુ સિરાજદ્દૌલા જ્યારે આ સંસારમાંથી કુચ કરી ગયો, વિપ્લવશાંત થઇ ગયો. દેશમાં શાંતિ ફરી વળી ત્યારે હોલવેલને કાળી કોટડીના બનાવનો સ્મરણ સ્તંભ બનાવવાની સગવડ મળી, તેણે તરતજ ઇરાદાપૂર્વક એ સ્મરણ સ્તંભ પર કોતરાવ્યું કે–" ફોર્ટ વિલિયમના કિલ્લામાં આવેલ કાળીકોટડીમાં ૧૨૩ માણસોને શ્વાસ અટકાવી મારી નાખવામાં આવ્યાં છે," બંગાળાના નવાબ સિરાજદ્દૌલાના અમાનુષિક અત્યાચાર દ્વારા."

હોલવેલનો સ્વભાવજ એવો હતો; તેમાં પણ આપણને તેની સાક્ષી પરથીજ સત્ય કે અસત્યનો નિર્ણય કરવાનો છે.

અધ્યાપક રાસબ્રુક વિલિયમે કહ્યું છે કે "હોલવેલ તેના વખતમાં પણ શયતાન અને પાખંડી તરીકે ઓળખતો હતો." તે શયતાન હતો તેમાં કશો શક નથી,–કારણકે કાળી કોટડીના સ્મારક રૂપે તેણે જે સ્તંભ બનાવ્યો છે, તે સંબંધી તેણે કોઇ કાળે અંગ્રેજ કૌંસિલને પૂછ્યું નથી,–પોતે જ્યારે ગવર્નરનુ કામ કરતો હતો, ત્યારે પણ પૂછ્યું નથી. કારણકે પૂછવા જતાં કદાચ એ બનાવના સાચા જુઠા-

પણુ વિષે ચર્ચા થાય. હોલવેલે પોતાનેજ ખરચે સ્તંભ બનાવ્યો હતો, સભ્યતાની ફરી તે પર બે શિલાલેખ ચોટાડયા હતા; તેમાંનો એક કાળીકોટડીની ખુનરેજી માટે, અને એક કલાઇવ અને વેટસની લીધેલ વેર માટે હતો; એ છેલ્લો લેખ ચોટાડવાનો ઉદ્દેશ એ હતો કે વિજયસ્તંભનાં રૂપમાં પણુ હોલવેલનો આ કીર્તિસ્તંભ સુરક્ષિત રહે. ઇ. સ. ૧૮૧૭ માં એક વહાણુના ડોકટરે[1] તે સ્તંભ ખંડિયેર સ્થિતિમાં જોયો હતો, " તેની આજુબાજુ દિવાલ નહોતી, હેઘારણી નહોતી, ઝાડ પણુ નહોતાં, " આવડો મોટો રૂવાડાં ખડાં કરે તેવો બનાવ લોકોનાં મનને જે નવાઇ ઉપજાવે. તે માટે આ સ્તંભ સંપૂર્ણુ અયોગ્ય હતો, " વળી એ સ્તંભે સ્થાનિક રહેવાશીઓનું ધ્યાન ખેંચ્યું હોય એમ લાગતું નહોતું, આ સ્તંભની પાસેજ કાળી કોટડી હતી, એ કાળી કોટડી પણુ તેઓ બતાવી શકતાં નહોતાં, " ઇ. સ, ૧૮૨૧ માં જ્યારે કસ્ટમ હાઉસ બંધાયું ત્યારે તેને માટે જગા કરવા માટે એ સ્તંભ તોડી પાડવાની આનાકાની પણુ કોઇએ ન કરી. ઇ. સ. ૧૯૦૨ માં જે નવીન સ્તંભ ઉભો કર્યો છે, તે બનાવનાર મહાન વ્યક્તિ છે. એ નવીન સ્તંભ પર વેરવાળવાની વાત નથી. સિરાજદ્દૌલાના અમાનુષિક અત્યાચારની વાત પણુ નથી, માર્યા ગયેલાના નામની સૂચી ફરી તપાસાઇ કેટલાંક નવાં નામો સાથે તેનાં પર ચોટાડવામાં આવી છે; પરંતુ એ નવાં નામો છે તેઓ તો લડાઇ કરતાંજ મરણુ પામ્યા હતા, હિલસાહેબે લખ્યું છે. ( ભૂમિકા,

---

૧. Mss of a Voyage in the Private Collection of S. O'malley Esqr. I. C. S. આ શ્રીયુત ઓમાલિ સાહેબે ગ્રંથકારને વાપરવા દઇ કૃતજ્ઞતા બતાવી છે. એ ગ્રંથ હાલમાં છપાયો છે.

પૃ. ૯૪, કલમ ૪ ). આ કીર્તિ સ્તંભ, ડૉકટર રવીન્દ્રનાથ ઠાકુરની ભાષામાં બોલતાં " એ વિશાળ રાજમાર્ગ પર ઉચ્ચ આકાશ તરફ આરસનો અંગુઠા ઉંચો કરી જાહેર કરે છે કે અતિશયોકિત કોઇ પણ જાતિનો ઇજારો નથી. "

આ બધી સ્થીતિ તરફ ધ્યાન આપતાં જણાય છે કે કાળીકોટડીના બનાવની વાત ખરી નથી. તે વખતે કિલ્લામાં એટલા બધા માણસો હોય એ સંભવિત છે, તે લિટલ સાહેબે બરાબર બતાવી આપ્યું છે, તે પરથી કાળીકોટડીના બનાવ વિરુદ્ધ એક અકાટય પ્રમાણ મળે છે.

એ ગુરુતર પ્રશ્નની ચર્ચા કરતા પહેલાં કયું પ્રમાણ ગ્રહણ કરવા યોગ્ય છે, અને કયું ગ્રહણ કરવા યોગ્ય નથી તેનો વિચાર કરવો જરૂરનો છે. સ્ટેટસમેનમાં ( મેલએડિશન, ૧૫ ફેબ્રુઆરી, ૧૯૧ ) એક પત્ર લેખક મશ્કરીના રૂપમાં લખે છે કે ડિકિન્સે રચેલા " પિકોન્ફેશન્સ " નામના ગ્રંથમાં ઓગણીસમી સદીના પ્રથમપાદનાં વિલાયતમાં જે વાયુ પ્રવેશ કરી શકે નહિ કે બહાર જઇ શકે નહિ તેવી ગાડીઓ ચાલતી હતી, તેની ગવર્નર હોલવેલના કલકત્તાના કાળાં પિંજરા સાથે તુલના થઇ હતી; તેને પણ હોલવેલની વાતનું સમર્થન પ્રમાણ માનવું જોઇએ. તેને પણ આપણે પ્રમાણ તરીકે સ્વીકારવું કે નહિ ? ડાહ્યા માણસો સહેલાઇથી સ્વીકારશે કે કોઇ પણ વાત જન સમાજમાં પ્રચલિત થઇ ગયા બાદ તે સંબંધમાં ત્રીજા પક્ષની ઉક્તિ હો કે કાર્ય હો તે બધાંની અવસ્થા એકજ છે. કાળીકોટડીમાં પોતાનાં કુટુંબીઓ મરણ પામ્યાં છે એવી મતલબની પાછળથી જેઓએ અરજી મોકલી હતી તેઓની અરજીમાં લોર્ડ કલાઇવે શેરો કર્યો હતો પણ તે શેરાનું અધિક મૂલ્ય નથી; અને ફ્રેંચ તથા વલંદાઓએ લખેલ વૃત્તાંતોની પણ કંઇ કિંમત નથી. કારણ કે હોલવેલ અને તેની ટોળી સિવાય હકીકત મેળવવાનો બીજો રસ્તો ન

હોતો. જેઓ પોતે પીડા પામ્યા હતા, કાળીકોટડીના નરકમાંથી જેઓ જીવતા પાછા ફર્યા હતા, તેઓના કથન પર કાળીકોટડીના બનાવની સત્યતા આધાર રાખે છે. કારણ ખરી સાબીતિ તેઓની આગળ સત્ય અને નવાબના લોકો આગળજ મળે તેમ હતી.

હિલસ હેબે લોરિસ્ટનવાસી જીન લૉ નામના એક સ્કોચે ફ્રેંચ ભાષામાં લખેલ એક ફ્રેંચ પુસ્તકનો ( Memoire Sur I' Empire Mogul ) ઉલ્લેખ કર્યો છે. તે બતાવવા માગે છે કે બંગાળાના આ સ્વતંત્ર મુસાફરે પણ હોલવેલની વાતને ખરી માની છે. આ ગ્રંથ ફ્રેંચ મંત્રિ સભાની આજ્ઞાથી રચાયો છે. તેનો કેટલોક ભાગ ઇ. સ. ૧૭૬૩ માં પેરીસમાં અને કેટલોક ભાગ ઇ. સ. ૧૭૬૪ માં હિંદમાં મુસાફરી કરતી વેળા વહાણમાં લખાયો છે. આલ્ફ્રેડ માર્ટિન્યુએ ઇ. સ. ૧૯૧૩ માં એ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે. એ ગ્રંથની પ્રસ્તાવનામાંથી કેટલોક ભાગ સંગ્રહ કરી આપી અધ્યાપક રમેશચંદ્ર મજુમદાર એમ. એ. એ મને કૃતજ્ઞ કર્યો છે; તેપરથી જણાય છે કે ગ્રંથ લેખક કાસિમબજારની ફ્રેંચ વખારનો અધ્યક્ષ હતો, અને નવાબના દરબારમાં પણ જાણીતો હતો. એ ગ્રંથમાં તે સ્પષ્ટતાથી લખી ગયો છે કે તેણે જે સાંભળ્યું છે તેના ખરાપણાં માટે તે નિશ્ચિંત થઇ શક્યો નથી; "માટેજ" અંગ્રેજો જે લખી ગયા છે તેનો ઉલ્લેખ કરી જવો એજ ઠીક લાગ્યું છે. માટે આ ગ્રંથકારે હોલવેલની વાતનો ઉલ્લેખ કરી તેને ખરી માની સ્વીકારી નથી, એ બાબત હિલસાહેબને જોવાની જરૂર હતી.

આધુનિક શોધખોળે બહુજ પરિશ્રમ કરી ઘણી જરૂરી હકીકતો ખોળી કાઢી છે; તેપરથી જણાય છે કે કાળીકોટડીના બનાવની વાર્તા યુરોપમાં જતાં પહેલાં કોઇ એક નિર્દિષ્ટ તારીખથી બંગાળાનાં યુરોપીઅનોમાં ફેલાઇ હતી; વળી એ પણ જાણી શકાય છે કે ક્રમ-

વિકાસનાં પરિણામે વાર્તાએ ધીમે ધીમે હાલનો આકાર ધારણ કર્યો હતો.

ચંદ્રનગરથી ૩ જી જુલાઇએ લખેલા પત્રને, સાઇક્સસાહેબે લખેલા ૮ મી જુલાઇના પત્રને અને વિલિયમ લિંડસે સાહેબે લખેલા પત્રને હિલ સાહેબ હોલવેલની વાતની સાબીતિ તરીકે માને છે; પરંતુ એ પત્રો સાબીતિ તરીકે માની શકાય તેમ નથી, કારણ કે એ પત્રોના બનાવ નજરોનજર જોનારના લખેલા નથી. આ બધા પત્રો સાબીતિ તરીકે છતાં હોલવેલની વાત કેમ વિશ્વાસ ઉત્પન્ન કરવાની સમર્થ થઇ નથી, તેપણ એ પત્રદ્વારા પ્રમાણિત થાય છે. કારણ કે એ પત્રો પરથી જોઇ શકાય છે કે એ વાત કયા ક્રમે ધીમે ધીમે વિકાસ પામતી ગઇ છે, અને કઇ અવસ્થામાં એ કહેણીએ કેવો આકાર ધારણ કર્યો છે.

તે માટેજ અધ્યાપક રાસબુક વિલિયમ કહે છે કે "આપણું અસલ કામ હોલવેલ સાથે નથી; હોલવેલની વાત ખોટી કરતાંજ કાળીકોટડી તણાઇ જશે, અને હોલવેલની વાત ખરી કરતાંજ કાળીકોટડી કાયમ રહેશે–એવું કંઇ નથી." બંગાળામાં સહુ પહેલાં પ્રચલિત વિવરણ સમુહનું પૃથક્કરણ કરી જોતાં જણાશે કે ડેનમાર્કના રાજકુમારને બાદ કરતાં જેમ 'હેમ્લેટ' તે 'હેમ્લેટ' રહેતું નથી તેમ હોલવેલને બાદ કરતાં કાળીકોટડીના બનાવનું અસ્તિત્વ રહેતું નથી. હોલવેલને તદ્દન બાદ કરી શકાય તેમ નથી કારણકે ૧૪૬ માણસો કેદમાં પુરાયાં અને ૧૨૩ મરણ પામ્યાં એ જે કાળીકોટડીના બનાવની મુખ્યવાત છે તે કેવળ હોલવેલનીજ છે. વળી સગવડ મળતાંજ તેણેજ આ બનાવનું વર્ણન કર્યું હતું. માટે હોલવેલ અને તેના

સાક્ષીઓની વાતનો વિચાર કર્યા સિવાય છુટકો નથી; જેઓ બીજાની પાસે સાંભળી લખી ગયા છે, અથવા જેઓએ વિચાર કર્યા વગર કાળીકોટડીના બનાવને ખરો માની લીધો છે તેની તપાસ કરવાની જરૂર નથી.

કલકત્તાના પતનની વાત કે જે સહુ પહેલાં સ્વતંત્ર રીતે ફ્રેંચ અથવા વલંદાઓને પહોંચી હતી, તેમાં કાળીકાટડીના બનાવ વિષે ઇસારો નથી. (હિલ ૧-૨૨-૨૪)

કલકત્તાના પતનની વાત તરતજ ચારે તરફ ફેલાઇ હતી, પરંતુ (૧) અંગ્રેજોની દુર્દશા વખતે મદદ માગતી વેળા ઇ. સ. ૧૭૫૬ની ૨૫ મી જુલાઇએ પુલ્ટાથી ફોર્ટ વિલિયમની કોંસિલે વલંદા પાસે જે પત્ર મોકલ્યો હતો તેમાં, અથવા (૨) ૨૫ થી ૨૭ મી જુન પર્યંત હુગલિના વલંદાઓની જે મસલત ચાલી તેમાં, અથવા (૩) વલંદાની મંત્રણા સભાથી ઈ. સ. ૧૭૫૬ ના જુનની ૨૭ મી તારીખે તેઓના એજન્ટ પાસે જે પત્ર મોકલાયો તેમાં, અથવા (૪) ઢાકાની ૨૭ અને ૨૮ જુનની મસલતમાં, અથવા (૫) ૨૮ મી જુનને રોજ હુગલિમાં વલંદાઓની જે છુપી વાતચીત થઇ હતી, તેનાં વિવરણમાં ક્યાંએ કાળીકોટડીના બનાવનો ઇસારો પણ નથી.

વલંદાઓએ અંગ્રેજોને મદદ કરવામાં મૂળથીજ આનાકાની કરી હતી; પરંતુ ફ્રેંચોએ વખત ન વિતાડતાં નવાબની સાથે વાતચીત કરી અંગ્રેજોને ચંદ્રનગરમાં આશરો આપ્યો હતો. છુટકારો થયાબાદ હોલ્વેલ, કોર્ટ અને બીજા અંગ્રેજો ઇ. સ. ૧૭૫૬ ના જુનની ૨૮ મીએ રાત્રે પાલખીમાં બેસી આ સ્થળે આવી પહોંચ્યા. આ સ્થળે ત્રણ દિવસ વિશ્રામ લીધાબાદ ૨જી જુલાઇએ કોર્ટસન અને કોર્ટ મદ્રા-

સની કૌંસિલપર એક પત્ર મોકલ્યો, તેમાં કાસિમબજાર અને કલકત્તાનાં પતનનું વર્ણન હતું. અને પોતાની કેદ થવાની તથા છુટકારો થવાની વાત લખી હતી. આ પત્રમાં કાળીકોટડી વિષે કશો ઉલ્લેખ નથી, અથવા કાળીકોટડીના જેવી બીજી કોઇપણ ઘટનાનો ઉલ્લેખ નથી.

હોલ્વેલ કહે છે કે [1] મને કોર્ટ, વોલકોટ અને બાર્ડેટની સાથે મુર્શિદાબાદ મોકલ્યો હતો. લડાઇના કેદીરૂપે રસ્તામાં ચાલતાં ચાલતાં માર્ગમાંજ મેં એક પત્ર લખ્યો હતો, તે પત્રની મતલબ ( કાસીમ બજારના ) સાઇક્સ સાહેબે તેના ૮ મી જુલાઇ ( ૧૭૫૬ ) ના રીપોર્ટમાં જણાવી છે.

આ હોલવેલે વર્ણવેલી પહેલી વાત છે; આ વાતમાં પહેલીજ તારીખની બાબતમાં બહુજ ગોલમાલ જણાય છે; ૨૧ મી જુન સુધી કલકત્તાનો કિલ્લો સોંપ્યો નહોતો. એ બતાવવાનો હોલવેલનો હેતુ હતો. બંદીવાનો પ્રતિ શિષ્ટ આચરણ ચલાવવાનું વચન મળ્યા બાદ કિલ્લો સોંપ્યો એ વાત પણ આ પત્રમાં જણાવી નથી; આ પત્રમાં તાબે થવાની જુદીજ રીત જણાવેલી છે, એ તાબે થવાની રીત ભારે શરમ ઉપજાવે એવી છે,–તેમાં નવાબે કોઇ પણ જાતનું વચન આપ્યું નથી, બીનશરતે શરણે આવવાનું જણાવ્યું હતું. હોલવેલે તે સિવાય બીજી ફરિયાદ કરી છે, તે ફરિયાદ ઇરાદાપૂર્વક મનુષ્યહત્યા કરવાની છે,–" કાળી કોટડીમાં નિરાશ્રિત સદ્ગૃહસ્થોએ આખી રાત ઉભાં ઉભાં ગાળી, અને નવાબના અનુચરોએ બારણા વાટે તેઓના પર આખી રાત ગોળીઓનો વરસાદ વરસાવ્યો. "

1. Indian Tracts, Third Edition P. 397-418.

કેમાનગ્રેએ ૧૩ મી જુલાઇએ કુલ્ટામાં જે વિવરણ લખ્યું છે તે પરથી જણાય છે કે એ ગોળીઓ વરસાવવાની વાત ત્યાં પણ જાહેર કરવામાં આવી હતી, પણ ઘણાખરાઓ તેની સામા પડયા હતા.

એ પરથી નિઃસંદેહ રીતે સમજાય છે કે આ ગોળી વરસાવવાની વાત જ્યારે એક કરતાં વધુ વ્યક્તિની સ્વતંત્ર કલ્પનામાંથી ઉત્પન્ન થયેલી હોય એમ જણાતું નથી, ત્યારે કંઇક યુક્તિ પુરઃસર તેની રચના થઇ હોય એમ લાગે છે. તેનો ઉદ્દેશ એ હતો કે જુદા જુદા સંઘદ્વારા ચારે તરફ નવાબનો ઇરાદાપૂર્વક નરહત્યા કરવાનો ગુન્હો જાહેર કરી દેવો, પરંતુ છેવટે એ ઇરાદાપૂર્વક નરહત્યા કરવાનો ગુન્હો એકી સાથે છોડી દેવામાં આવ્યો હતો"–કારણકે બધા સરખી ચતુરાઇથી એ બાબતનું વર્ણન કરી શકયા નહિ, અને એક બીજાની વાતમાં બહુ વિરોધી વાતો આવવા લાગી.

માટે આવી વાર્તા રચવાનું શું પ્રયોજન હતું, તે શોધી કાઢવાની જરૂર ઉત્પન્ન થાય છે; કારણ કે ફ્રેંચોએ ૩ જી જુલાઇએ કહ્યું છે કેઃ—પહેલા બે દિવસસોમાં કેવળ અંધાધુંધી ફેલાઇ રહી હતી, લડાઇ વડે કોઇ પણ સ્થાન તાબે કરતાં જેવી અશાન્તિ મચી રહે, તેવી અશાન્તિ ચારે તરફ મચી રહી હતી, કેવળ કોઇપણ જાતની કાપાકાપી થઈ નહોતી, કારણકે નિરસ્ત્ર માણસોને મારી નાખવાની મુસલમાનોને ટેવ નથી."

જે મુડદાં કિલ્લાની ખાઇમાં નાખવામાં આવ્યાં હતાં, ખરેખર તેઓનાં શરીર પર ગોળીના ડાઘ હતા, કિલ્લાનું રક્ષણ કરવા જતાં તેઓ ગોળીઓથી ઘવાયા હતા. એ વાત પરથી પેલી ગોળીઓ વર-

લાવવાની વાત ઉત્પન્ન થઇ નહિ હોય ? બારણાંવાટે ગોળીઓ વરસાવવાની વાત જ્યારે જોડી દેવાઈ, ત્યારે મુડદાં પર ગોળીઓના ડાઘ ક્યાંથી આવ્યા, તેનું કારણ દર્શાવવાની જરૂર પડી, તેથી સહુથી છેલ્લી વાર્તામાં કહેવાયું છે કે ઘણાં ઘાયલ માણસો પણ કાળી કોટડીમાં પુરાયા હતા. પરંતુ આ અનાવશ્યક આચરણનો કંઇ પણ હેતુ જણાતો નથી; ઘવાયલા સૈનિકો માટે નવાબના સૈનિકોને કોઇ પણ જાતની શંકા ઉપજે તેમ નહોતું.

આ સ્થળે હોલવેલ તરતજ સાવધાન થયો. તેણે કાસિમબજારના ફ્રેંચ અધ્યક્ષ લૉ સાહેબ પર પત્ર લખ્યો હતો એ સ્વીકારતા છતાં તેના પછીના કોઇ પણ પત્રમાં ગોળીઓ ફેંકવાની વાત જણાવેલી નથી. તેણે કાસિમ બજારમાં એક વાત જાહેર કરી હતી તોપણ સ્વીકારવાની તે ના પાડે છે.

ઇ. સ. ૧૭૫૭ ની ૨૮ મી ફેબ્રુઆરીએ પોતાના મિત્ર ડેવિસ પર હોલવેલે જે પત્ર લખ્યો તેમાં બંદીવેશે જળમાર્ગે મુર્શિદાબાદ જવાનું પૂરેપૂરૂં વર્ણન આપેલું છે, તે પત્રમાં તેણે કાસિમબજારની અંગ્રેજ કોઠીનો ઇસારો કરી કેવળ આટલુંજ લખ્યું છે કે “ કાસિમ બજારના કિલ્લાને વખાર પાસે થઇને જતાં અમારા મનમાં કેટલાએ વિષાદમય વિચારો ઉત્પન્ન થયા, ” [1] કાસિમબજારમાં તેણે કંઇ પણ કથન કર્યું હતું, તે સંબંધમાં તે કંઇ પણ કહેતો નથી, પરંતુ તેણે ૭ મી જુલાઇએ કાસિમબજારની ફ્રેંચ કોઠી પાસે જવાની વાત તેણે બહુ વિસ્તારથી લખી છે, ત્યાં તેણે સાધકસને જવા

1. Indian Tracts, Third Edition P. 411.

પણ સંભાળ્યો નથી. સાઇકસે ૮ મી જુલાઇએ લખ્યું છે કે "આજ સવારે હોલવેલ, ક્રુટ, વોલકોટ, અને બુરેન્ટ (બાઉંટ ?) નામનો એક લેખક કેદી અવસ્થામાં આ માર્ગે મુર્શિદાબાદ ગયા. [૧] હોલવેલે પોતાના કાસિમબજારના કથન સંબંધી કંઇ પણ જણાવ્યું નથી. તેનો ખાસ હેતુ છે. તેણે જે ગોળીઓ વરસાવવાની વાત ઉત્પન્ન કરી હતી, તેનાથી જુદા પડવા માટે તે તત્પર હોવાથી તેણે પહેલી વાત છુપાવી છે.

જ્યારે ડ્રેક વગેરે કિલ્લો છોડી ગયા ત્યારે કિલ્લામાં ૨૦૦ માણસો હતા. (હિલ ૩-૧૬૪) જેઓ પાછળ રહ્યા તેઓએ જોયું કે આ રમિનિઅન અને પોર્ટુગિઝોને બાદ કરતાં કિલ્લાનું રક્ષણ કરવાને યોગ્ય માણસો ૧૭૦ રહ્યાં છે. (હિલ ૨-૧૨૯). કપ્તાન ગ્રાંટની આગળ (હિલ ૧-૮૮) અને ફુલ્ટામાં રોજર ડ્રેકની આગળ (હિલ ૧-૧૬૦) જે વાત પહોંચી હતી; તેમાં ૨૦૦ માણસો ઘેરાયાં છે; એવું જણાવેલું હતું; ડ્રેકે કંઇ પણ ન વિચારતાં તેઓને છોડી દીધાં હતાં, એ બધી સેના પકડાઇ છે, એવા સમાચાર બે સ્થળે મોકલવામાં આવ્યા હતા—ફુલ્ટા અને ચંદ્રનગરમાં—; આવા સમાચાર મોકલવાનો ઉદ્દેશ એ હતો કે નાસી છુટેલા માણસોનાં ચરિત્ર પર કાળાશ ચડાવવી. હોલવેલે કિલ્લાની દિવાલો પર ઉભા રહી તેઓનાં આચરણ વિષે બહુજ કઠોર સમાલોચના કરી હતી. આ સંખ્યામાં પણ પાછળથી પરિવર્તન કરવું પડ્યું. પરંતુ સંખ્યામાં ફેરફાર કેમ થયો ? અનુમાન અવશ્યંભાવી હતું; જ્યારે જણાયું કે કાળીકોટડીનું ક્ષેત્રફળ ૨૦૦ માણસો માટે પુરતું નથી, તેમ કરવાથી બનાવ

૧. Hill I. 51. and India Tracts.

અવિશ્વાસ કરવા યોગ્ય ઠરશે, ત્યારે ઘેરાયલા માણસોની સંખ્યા ૧૬૦ ની બની ગઇ. હોલવેલે પોતાના છુટકારા પછી તેના ૧૭ મી જુલાઇ ૧૭૫૬ ના પત્રમાં ૧૬૫-૧૭૦ માણસો કેદ પકડાયાની અને ૬ સિવાય બાકીના મરણ પામ્યાની વાત લખી હતી, હુગલીથી ૩ ઑગસ્ટે લખેલ પત્રમાં એ વિવરણમાં ફેરફાર થયો. એમાં તેણે લખ્યું કે મારી ગણતરીમાં ભૂલ હતી, કેદીઓની સંખ્યા ૧૪૬ અને મરણ પામેલાની સંખ્યા ૧૨૩ ની હશે. હોલવેલે પહેલી ગણતરીમાં કેમ ભૂલ કરી અને પછી બરાબર ગણતરી કરવાનું કયું સાધન મળ્યું તે કૃપા કરી તેણે બતાવ્યું નથી.

આમ સંખ્યામાં ફેરફાર કરવાનું કારણ શું ? હોલવેલ કહે છે કે કાળી કોટડીની પહોળાઇ ૧૮ ફૂટ+લંબાઇ ૧૮ ફૂટ હતી, દરેક માણસને માટે ૨+૧ ચોરસ ફૂટની જગા જોઇએ તો સાધારણ ગતરી કરતાં તેમાં માત્ર ૧૬૨ માણસો રહી શકે. આમ હિસાબ કરીને કેદીઓની સંખ્યા ૧૬૦ ની નક્કી નહિ થઇ હોય ? હોલવેલે સાઇ-ક્સ આગળ લખેલ તેના પહેલા પત્રમાં આ ૧૬૦ નોજ ઉલેખ કરેલો છે, અને જેણે ચંદ્રનગર આ ખુનરેજીનો સહુ પહેલાં હેવાલ પહોંચાડયો, તેણે પણ લગભગ આજ સંખ્યા આપેલી છે.

જે વાત અત્યારે પ્રચલીત છે, તે પરથી જણાય છે કે આ ૧૬૦ સંખ્યા પણ પાછળથી છોડી દેવાઈ છે. ૨૦મી જુનને રોજ ૧૪૬ કરતાં વધુ માણસો કિલ્લામાં હોય તેવો સંભવ નહોતો, તેથીજ કદાચ ૧૬૦ની સંખ્યા ફેરવવામાં આવી હશે.

કાસિમબજાર અને ચંદ્રનગર એ બે જુદે જુદે સ્થાને બે જુદા જુદા માણસોએ સમાચાર પહોંચાડયા હતા; તેઓ બંનેએ એ-

કુજ ભૂલ કેમ કરી, બંનેએ ૧૬૦ની સંખ્યા કેમ નક્કી કરી એ વાતનું રહસ્ય તે સમયના કાગળ પત્રોથી જણાતું નથી. આ પણ શું યુક્તિનું ઉદાહરણ નથી?

પ્રુશિઅન સુપર કાર્ગો જોન યંગના પત્રની તારીખ (૧૦મીજુલાઇ ૧૭૫૬) એક છૂપા ભેદ સમાન છે. તેના પત્રમાં લખ્યુ છે કે "કેદ પકડાયા પછીથી છુટકારો થયા સુધી જેઓએ હોલવેલ સાથે દુઃખ ભોગવ્યું હતું, તેઓની સાથે હોલવેલ કેટલા દિવસો થયાં ચંદ્રનગર આવ્યો છે." તે ચંદ્રનગરમાં આવ્યો હતો, તે ખરૂં છે; પરંતુ આવ્યો હોય તો તે તેના છુટકારા પછીજ આવ્યો હોય. છુટકારાની તારીખ ૧૬મી જુલાઇ છે ૧૭મી જુલાઇ પછી તેઓ આવ્યા હોવા જોઇએ, કારણ કે ૧૭મી જુલાઇએ હોલવેલે મુર્શિદાબાદથી પત્ર લખ્યો છે; સંભવિત છે કે તે ૩જી ઓગસ્ટ પછી આવ્યો હોય; કારણ કે ૩જી ઓગસ્ટે તેણે હુગલીથી પત્ર લખ્યો હતો. આથી જોન યંગના પત્રમાં જે તારીખ જોવામાં આવે છે, ત્યાર પછી ઘણે દહાડે તેનો પત્ર લખાયો હતો. ત્યાર પહેલા બનાવનું છેલ્લું સ્વરૂપ નક્કી થઇ ગયું હતું—ઘાયલ અને તંદુરસ્ત મળી કેદીની સંખ્યા ૧૪૬ અને તેમાં ૨૩ જીવતા રહ્યા હતા. હોલવેલ અને તેના દુઃખે દુઃખી માણસો જે વખતે યુરોપીઅનોનાં સંસ્થાનોમાં ફરવા આવ્યા, ત્યારેજ છેલ્લી સંખ્યા નક્કી થઇ ગઇ હતી. તેથીજ ઇતિહાસની ખરીવાતનાં સ્વતંત્ર વિવરણ તરીકે પાછળના ફ્રેંચ કે વલંદાના રિપોર્ટો પર આધાર રાખી શકાય તેમ નથી.

બંદીવાનોની સંખ્યાનીજ અનિશ્ચિતતા હતી એટલુંજ નહિ. તેઓની જાતિ બાબત પણ અનિશ્ચિતતા હતી. કોઇ કોઇ કહે છે કે

બંદીવાનોમાં પોર્ટુગીઝને અર્મિનિઅનો પણ હતા; અને તેઓમાં પણ ઘણા ઘાયલ થયા હતા. ( હિલ ૧-૮૮ ). વળી કોઇ કહે છે -પોર્ટુગીઝ અને આર્મિનિઅનો ને ક્ષમા મળવાથી તેઓ કિલ્લો છોડી ગયા હતા, ( હિલ ૨-૧૮૨, ૩૦૧ ) તેથી ઉલટું હૉલવેલ કહે છે કે બંદીવાનોમાં ગોરા અંગ્રેજ ને વલંદા હતા. અને કાળા પોર્ટુગીઝો હતા. કાળી કોટડીમાં ખરેખર જો કોઇપણ વલંદાએ જીવ ખોયો હોતતો બંગાળાના વલંદાઓ તેની શોધ ન કરત એ વાત અસંભવિત લાગે છે.

હિલ સાહેબ ખરા ઇતિહાસકારના હિસાબે આ બનાવને સત્ય માની લેતા નથી; એકાદ તે સમયના ઇતિહાસકારને ખરો માની લઈ તેના બતાવ્યા મુજબ આ બનાવને સત્ય કહે છે, તે સમયનો હોશિયાર ઇતિહાસકાર રોબર્ટ ઓર્મ આ બનાવને ખરો કહે છે, તેથી હિલ સાહેબ મુગ્ધ બની ગયા છે. હિલ સાહેબ કહે છે-ક્રમાન મિલસ્, સાઇક્સ્, વિલિયમ લિન્ડસે અને કાસિમ બજાર અને ચંદ્રનગરના ફ્રેંચો આ બનાવના સાક્ષી છે, અને તેઓની સાક્ષીથીજ આ બનાવ સાબીત થાય છે. પરંતુ હિલ સાહેબ પોતાની સ્થૂલ ભૂમિકામાં અથવા ઇંગ્લીશમેન પત્રમાં પ્રકાશિત તેના હાલમાં લખતા પત્રમાં અસલ વાત તપાસવાનો પ્રયત્ન કરતા નથી તે મુદ્દાની વાત ૧૪૬ માણસ કેદ પકડાયાં અને તેમાંથી ૧૨૩ માણસો મરાયાં છે. ખુણો ખાંચો જાણતા હોય એવા થોડા માણસો અને હોલવેલ જો કેદ પકડાયો હોય અને શ્વાસ રૂંધાતા તેઓનું મરણ નીપજ્યું હોત, તો કાળી કોટડીની ખુનરેજીની ભીષણતા રહીજ ક્યાં. પ્રચલિત બનાવનું સમર્થન કરતાં ૧૪૬ માણસો કેદ પકડાયાં તેની સાબીતિ જોઇએ,

૧૨૩ મરણ પામ્યાં તેની સાબીતિ જોઇએ. પરંતુ ૧૪૬ માણસોએ ક્યાં અને ૧૨૩ માણસો પણ ક્યાં ? તેનાં નામ જોઇએ; એજ મુદ્દાની વાત છે. આ બાબતનું જો કોઇ પણ પ્રમાણ નહોય તો પછી વધુ બોલવાનો તેને અધિકાર નથી.

કાળી કોટડીના બનાવ સંબંધમાં આ ' સાબીત ન થયુ ' એજ મત વાપરવો યોગ્ય છે. પરંતુ નસીબના દોષથી હિલસાહેબ તે મત લિટ્લ સાહેબે ઉત્પન્ન કરેલી ચર્ચાનેજ લગાડે છે. હિલ સાહેબ તદ્દન સરલ ભાવે આશા કરે છે કે " ભવિષ્યમાં લિટ્લ સાહેબ આવી મશ્કરી ન કરતાં પોતાની બુદ્ધિ કોઇ બીજી ઐતિહાસિક શોધખોળમાં વાપરશે. " આ યુગના ઇતિહાસમાં જ લિટ્લ સાહેબની આ સુફલપ્રદ શોધનું ક્ષેત્ર થાય તો સારૂં,-તેમ થાય તો અવિદ્વાનની નિરંકુશ ભાષા અને મત આ ક્ષેત્રમાંથી દૂર નાસે.

આવી શોધખોળને અભાવે પાયોનિયર પત્ર લિટ્લ સાહેબના પક્ષમાં એક ન ઓળંગી શકાય તેવી અડચણ ઉભી કરે છે. " કાળી કોટડીનો બનાવ જો ખરેખર ન બન્યો હોય, તો પણ હોલવેલ તો મુર્ખ નહોતો, તે પોતે કોઇપણ જાતની હકીકત પસિદ્ધ ન કરતાં ચુપ રહી શકત. " પરંતુ આ ન ઓળંગી શકાય તેવી અડચણ છતાં હોલવેલે ખરેખર એક એવીજ વાત બનાવી કાઢી હતી.-ઢાકાની ખુનરેજી ( Dacca-Msssacre ); ના સંબંધમાં કલકત્તાની કૌંસિલને લખી રાખવું પડ્યું છે કે તે તદ્દન જૂઠી વાત છે. લિટ્લ સાહેબે તેનો ઉલ્લેખ કર્યો છે, પણ પાયોનિયર તે સંબંધમાં કશું જણાવતું નથી. તેમ તે ના સાબિત કરવાનો કશો પ્રયત્ન કરતું નથી. વિચારમૂલક અનુશીલના આવા આભાવને લીધેજ ભરતખંડના ઐતિહાસિક સત્યનાં જ્ઞાનને આગળ વધતાં અટકાવે છે.

હવે છેલ્લા પ્રશ્નમાં એ હતભાગીઓના નામનો પ્રશ્ન ! આપણને સ્વીકાર કરવું પડશે કે ગમે તેટલો શ્રમ કરીએ તોપણ કોણ કેદમાં પકડાયું, કોણ મૂવું, કોણ બચ્યું, તેઓનાં નામ કદી પણ મળે તેમ નથી. આપણને બધી શોધખોળ પડતી મૂકી ' ૧૪૬ માણસો કાળા કોટડીમાં પુરાયાં હતાં. તેમાંનાં ૧૨૩ શ્વાસ ન લઈ શકવાથી મરણ પામ્યાં અને ૧૨૩ બચ્યાં—એ એક પક્ષનું કથન લઈ સંતોષ પકડવો પડશે. પરંતુ તેઓ કોણ તે પ્રશ્ન કદીપણ પૂછવાનો અધિકાર મળશે નહિ.

બંદીવાનોની સંખ્યા કેવી રીતે ૨૦૦થી ૧૪૬ થઈ, અને જીવતાની સંખ્યા કેવી રીતે ૬ થી માંડી ૨૩ પર આવી, તે આપણે જોયું. એટલે એક વખતે તો જરૂર કાળીકોટડીમાં પૂરાયલા માણસોમાંથી કોણ મૂવું ને કોણ જીવ્યું તેના નામ નિશ્ચિત રૂપે મળ્યાં હશે, એ સ્વાભાવિક છે. આવી સમજશક્તિ જો હલકટપણું બતાવનાર ગણાય તો પછી મનુષ્યોની બુદ્ધિનું કશું મૂલ્યજ નથી. પરંતુ ગમે તેટલી મહેનત કરીએ તો પણ આ શોધ કોણે, ક્યારે, કઈ રીતે કરી; તેનું ફળ શું આવ્યું તે આપણે કદી પણ જાણી શકવાના નથી.

આ બાબતની ચર્ચા કરવા જતાં આપણને એકજ સત્ય મળશે; અને એ સત્યમાંથી નામની સૂચિ પણ મળશે.

હોલવેલ સાહેબનાં ' અકૃત્રિમ વિવરણ ' સાથે નામની એક સૂચિ જોડાયલી છે; તેમાં કેટલાંક નામ છે. બધાં નામ નથી. પ્રથમજ ૬૯ માણસોનાં નામ બાકી રાખી આ સૂચિ શરૂ કરવામાં આવી છે, પરંતુ એ નામો બાકી રાખવાનું કશું કારણ આપવામાં આવ્યું નથી. તેથી આમાં ફક્ત ૫૪ માણસોનાં નામ લખેલાં છે; પરંતુ ખરી રીતે વાસ્તવિક રીતે એ સૂચિ ૫૨ નામ સુધી આવી અકસ્માત સંપૂર્ણ

થઇ ગઇ છે, તેમ છતાં હોલવેલ સ્મૃતિસ્તંભ પર જે નામ ખોદેલાં હતાં તે કરતાં આમાં ચાર નામ વધુ મળે છે. જે ૫૯ નામ આ સૂચિમાં નથી, તે કઇ જાતિના હતા, તેઓ શો ધંધો કરતાં તે આ સૂચિમા લખેલું નથી. માટે આ સૂચિને ન્યાયની રીતે ઈતિહાસકારો આગળ તપાસણી કરાવવા દેવી પડશે.

હોલવેલ પણ એ વાત નહોતો જાણતો, એમ જણાતુ નથી. તેની આ સૂચિ ઇ. સ. ૧૭૬૪ પહેલાં પ્રકટ થઇ નહોતી. તેની શરૂઆત હોલવેલે લખેલી પ્રસ્તાવના હતી,–તેમાં તે પોતે પણ પોતે કરેલા કર્મ સંબંધમાં સર્વત્ર નિઃસંશય થઈ શકયો નથી, તે જણાઇ જાય છે. હોલવેલે સાઇરસ નામના સ્લુપ વહાણમાં બેસી એક પ્રિય બંધુ પર સાધારણ રીતે જે પત્ર લખ્યો હતો. તેમાં આ 'અકૃત્રિમ વર્ણન' લખેલું હતું; એ વહાણમાંજ તે સ્વદેશ જતો હતો. અને સદેહે મિત્રને મળવા માટે ઉત્કંઠિત હતો. છતાં આ પત્ર તેણે કેમ લખ્યો? વહાણમાં બેસી લખવાનું કારણ શું? 'સિટિઝન ઓફ ધિ વાર્ડ "ના કોઇ પત્રની માફક આ કાગળ પ્રકટ કરવાની ઇચ્છાથી તો લખાયો નહિ હોય? હોલવેલ આપણો સંદેહ દૂર કરવા જણાવે છે કે " તદ્દન અભાવિત ઘટનાચક્રમાં પડી એ છપાયો અને પ્રસિદ્ધ થયો છે." પરંતુ તેની સાથે એક ભયંકર ચિત્ર પણ છપાયું અને પ્રકટ થયું હતું, એ ચિત્ર ' કાળી કોટડીમાં ગવર્નર હોલવેલ ' એ નામનું હતું. એ જોઇ જાણી શકાય છે કે આ સચિત્ર વિવરણ પ્રકટ કરવાનો પહેલીજ ઉદ્દેશ રાખવામાં આવ્યો હતો, અને એ પ્રકટ કરવાનો હેતુ હોલવેલના મત મુજબ તદ્દન સાદો–હતો એમ માનવાનું નથી.

એ સૂચિમાં ૭૨ માણસોના નામ નિશાન નથી. એકાલેરની

સંખ્યા નાની નથી. એ વિવરણ અપ્રાસંગિક અને અપ્રયોજનીય માની ઉડાવી દેવું બને તેમ નથી. છતાં એ સૂચિ, અને આ 'અકૃત્રિમ વિવરણ' પરથીજ એ કાળી કોટડીના બનાવનો પાયો નંખાયો છે,

એક ૧૬ પેજી ઓક્ટેવો પોકેટ બુકમાં હમાન મિલસે પોતાની રોજનીશી રાખી હતી; તે મદ્રાસના એક પ્રતિકાપ્રકારને મોકલવામાં આવી હતી. હિલ સાહેબ કહે છે–" હોલવેલની વાત ખરી છે, એ આ રોજનીશી પરથી સાબીત થાય છે. કારણકે તે અત્યારે પણ હયાત છે, તેની ઉપેક્ષા કરવી પરવડે તેમ નથી." તેમાં ૭ મી જુનથી ૧ લી જુલાઇ ( ૧૭૫૬ ) સુધીના દરરોજની હકીકત રોજે રોજ નોંધેલી છે અને તે તે સમયેજ લખી રાખેલી છે. " હજુ પણ હયાત છે " એ પરથી " તેની ઉપેક્ષા કરી પડવડે તેમ નથી. એ વાતનો કશો અર્થ નથી એની હયાતીનો અસ્વીકાર ન કરવા છતાં, યથોચિત રૂપે આલોચના કરતાં એની પ્રમાણિકતાનો બધા અસ્વીકાર કરશે.

એ રોજનીશી રોજેરોજ લખેલી હતી, તેની કશી સાબીતિ નથી. જો તે રોજેરોજ લખેલી હોય તો તેની સાથે બીજી કેટલીક બાબતો સ્વીકારી લેવી પડશે;—( ૧ ) કાળીકોટડીમાં પ્રવેશ કરતી વેળા તે ડાયરી તેની સાથેજ હોવી જોઇએ, અને તે કારણથીજ કલકત્તાની લૂટથી તે બચી ગયેલી હોવી જોઇએ; અને ( ૨ ) તે ભયંકર રાતે પણ અસહ્ય પીડા ભોગવતાં છતાં આત્મત્યાગી મહાપુરૂષની માફક તેણે તે ડાયરી પકડી રાખેલી હોવી જોઇએ. આ પરથી સાબીત થાય છે કે સાધારણ ડાયરીની માફક એ રોજરોજ લખેલી

હોવી જોઇએ નહિ; એ નક્કો મદ્રાસમાં રોબર્ટ ઓર્મ પાસે મોકલવાના હેતુથી પાછળથી લખેલી હોવી જોઇએ. ઓર્મને આ બધું એકઠું કરવાની અને આવી મૂળ દલીલો સાચવી રાખવાની લત પડી હતી. આ ડાયરીના ૯ થી ૧૧ પૃષ્ટોમાં ( કાળીકોટડીમાં ) મરણ પામેલી વ્યક્તિઓનાં નામ છે. તેની પછીના પૃષ્ટમાં જેઓ કિલ્લો તાબે થતી વખતે નાસી ગયા હતા, તેઓનાં નામ લખેલાં છે; અને તે પછીના પૃષ્ટોમાં કિલ્લો તાબે થતાં પહેલાં જે કંઇ બન્યું હતું, તે બધું લખેલું છે. આ બધી અસંગતિના કારણથી દરરોજ લખેલી અકૃત્રિમ ડાયરી તરીકે તે ગ્રહણ કરી શકાય તેમ નથી.

આ આખ્યાવિકા, active યુદ્ધનાં કાર્યમાં નિયોજાયલા એક કપ્તાનની પોતાની આખ્યાયિકા છે, પરંતુ એમાં તેના પોતાનાં કાર્ય વિષે તો કશું જણાતું નથી; તેથી તે જાણે ફીકી લાગે છે, તેથી સંતોષ થતો નથી ત્યારબાદ પરિશિષ્ટરૂપે એક બીજું વિવરણ રોબર્ટ ઓર્મ પાસે મોકલવામાં આવ્યું હતું. તેમાં કાળી કોટડીમાંથી છૂટયા બાદ ૧૦ મી ઓગસ્ટ ( ૧૭૫૬ ) ને રોજ ફુલ્ટા પહોંચ્યા પહેલાં લેખકને લગતી એકજ વાત વર્ણવેલી છે. એ વર્ણન મુજબ કપ્તાન મિલસ્ અને તેનો મિત્રકાર, ૧ લી જુલાઇએ કલકત્તાથી કાઢી મૂક્યા બાદ પ્રુશિયન સુપર કાર્ગોની પાસે આવ્યા, અને ત્યાર પછી ચંદ્રનગર પહોંચ્યા, એ ચંદ્રનગરમાં ૮,૯ મી ઓગસ્ટ સુધી રહ્યા હતા.

આ કારણથી ઇતિહાસની નજરે પ્રૂશિયનનું વિવરણ વધુ કિંમતી થઇ પડે છે. આ વિવરણમાંથી જણાય છે કે ૨૦ માણસો મરણના હાથમાંથી છૂટયા હતા" તેઓ પ્રથમ આવ્યા. તેની પાસેથી

જે કંઇ સાંભળ્યું તેજ ઝોનયંગે લખી રાખ્યું હતું. કાળીકોટડીના સંબંધમાં ત્યાં સુધી એક અક્ષર પણ તેણે સાંભળ્યો નહોતો. ત્યાર બાદ વોટસ્ અને કોલેટ આવી પહોંચ્યા; તેઓ પણ કાળીકોટડીની વાત કહી શકયા નહોતા. છેવટે આવ્યા હોલવેલને તેના સહચારીઓ, તેઓએજ કાળીકોટડીની વાત જણાવી. પ્રુશિઅન સુપરકાર્ગો ઝોન યંગની આ હકીકતપૂર્ણ પત્રમાંથી એક વિશિષ્ટ રહસ્ય ખુલ્લું થાય છે; કપ્તાન મિલસ્ જ્યારે તેની પાસે આવ્યો, ત્યાંસુધી કાળીકોટડીના બનાવ સંબંધી તે કશું જાણતો નહોતો, એ આ પરથી સમજી શકાય છે.

બનાવ બન્યાબાદ એક વરસ પછી 'લંડન ક્રોનિકલ' નામનાં વર્તમાનપત્રમાં એક રિપોર્ટ પ્રકટ થયો હતો.[1] તેમાં કલકત્તા જીતવી વખતે જે યુરાપીઅન કલકત્તામાં હતા, છતાં કાળીકોટડીમાં પુરાયા નહોતા અને મુસલમાનોએ તેમને કલકત્તા છોડી જવા માટે બોલાવ્યા હતા, તેઓનાં નામની સુચિ હતી. એ સૂચિમાં ચાર નામ હતાં— કપ્તાન મિલસ્ અને તેના સહચોનાં નામ લંડન ક્રોનિકલમાં જે કાળીકોટડીમાંથી જીવતા પાછા ફરેલા નામની સૂચિ પ્રકટ થઇ હતી, તેમાં જોવામાં આવતુ માટે કપ્તાન મિલસની ડાયરીને એક નજરોનજર જોનારની ડાયરી તરીકે માન આપવું ન જોઇએ. હોલવેલની વાતનું સમર્થન કરવા નિમિત્ત તેની સાક્ષી આપવી એ ઠીક નથી. ગ્રે જુનિયરના સંબંધમાં પણ એ એકજ વાત છે (Hill I 106–109) તે પણ કાળીકોટડીમાંથી પાછો ફર્યો નહોતો, કપ્તાન મિલસ પણ

---

I. Hill iii. 70–74.

પાછા ફરેલાઓમાંના એક હતો, તે ગ્રે જુનિયરે પણ લખી રાખ્યું નથી.[1]

'લંડન ક્રોનિકલમાં' પ્રકટ થયેલ રિપોર્ટ હોલવેલ અને કમાન મિલસની સૂચિને એક સરખી અવિશ્વાસ કરવા યોગ્ય બનાવી મૂકે છે. વિલિયમ બેલિ મંત્રણાસભાનો સભાસદ અને એક પ્રધાન પુરુષ હતો; લંડન ક્રોનિકલમાં પ્રકટ થયું હતું કે તે માથામાં ગોળી વાગવાથી મરણ પામ્યો હતો, જે જે સદ્ગૃહસ્થો કામપર નિમાયલા હતા, તેમાં કિલ્લો કબજે થતી વખતે ઓચિંતી પિસ્તોલ છોડવાથી કાસ્લને કાપી નાખવામાં આવ્યો હતો. લેફ્ટેનન્ટ બેલામીએ કિલ્લાપર હલ્લો થતા પહેલાંજ ગોળીવડે આપઘાત કર્યો હતો, બેગ કિલ્લાની દિવાલપર મરણ પામ્યો હતો. લેફ્ટેનન્ટ વિશપ અને લેફ્ટેનન્ટ પેકર્ડ કિલ્લો તાબે થાય તે પહેલાં મરણ પામ્યા હતા. પાર્નેલ સ્ટિફેન્સન, કેરિ અને ગ્રે (નૌકાધિપતિ), હલ્લા વખતેજ માર્યા ગયા હતા. પરંતુ હોલવેલનાં વર્ણન મુજબ એ બધાં માણસોએ કાળીકોટડીમાં જીવનદોરી પૂરી કરી હતી; એટલુંજ નહિ પણ કેરીના સંબંધમાં તો તેણે લખ્યું છે કે "મેં તેને સગવડ પડતું સ્થાન દીધું હતું, પણ તે સ્થાન કબજે કરવાનું સૌભાગ્ય કેરીનું નહોતું. કેરી મારી તરફ કૃતજ્ઞતાપૂર્ણ વદને જોઇ મરણ પામ્યો હતો."

કાળીકોટડીમાં મરણ પામેલી વ્યક્તિઓની સૂચિમાંથી અત્યારે બધા એક મતે બેગનું નામ કાઢી નાંખવા માગે છે; નવીન સ્તંભપર જે નામ ખોદેલાં છે, તેમાં બેગનું નામ અપાયેલું નથી.

બેગનું નામ કાઢી નાખવાથી તેની અસર બધી સાબીતિઓપર કેવી થાય છે, તે હિલસાહેબે વિચારી જોયું નથી. આ બેગનું નામ

---

Hille I 109.

એ જુનિયરની સૂચિમાં હતું. હોલવેલની સૂચિમાં પણ હતું અને કમાન મિલ્સની સૂચિમાં પણ હતું. તેઓ બધાએ શું આ ભૂલ કરી હશે, કે બધા એ કાળીકોટડીમાં તે મરણ પામ્યો એવું સ્વપ્ન જોયું હશે ? આ બાબતમાં ભૂલ હોય તો તેથી બધી સાબીતિઓ ખોટી ઠરતી નથી ? પ્રત્યક્ષદર્શીનાં પ્રમાણમાં ભૂલ કાઢતાં, થોડુંક છોડી દેતાં, થોડાંકપર વિશ્વાસ રાખવાનું કામ શું કઠણ થતું નથી ?

હોલવેલે પોતાના સહિત અગીઆર જણનાં નામ કાળીકોટડીમાંથી પાછા ફરેલા તરીકે આપ્યાં છે, તેઓમાંનું એક નામ સેક્રેટરી કુકનું છે; ઇ. સ. ૧૭૭૨ માં જે પાર્લામેન્ટરી કમિટિ નિમાઇ હતી તે કમિટિ આગળ તેની સાક્ષી લેવાઇ હતી. બીજા સાક્ષીઓએ મોઢાની જુબાની આપી હતી, પણ કુકે લેખિત જુબાની આપી હતી. ઇ. સ. ૧૭૫૬ ની ઘટના સંબંધમાં થોડી મુદ્દત પછી તેણે જે લખી રાખ્યું હતું, તે પરથી તેણે નકલ કરી એ લેખિત જુબાની સાથે જોડી દીધેલું હતું. કાળીકોટડીનો બનાવ તે વખતે શોધખોળની બાબત ન હોવા છતાં તેણે પોતાનાં લખાણમાં તેનું વર્ણન પણ આપેલું હતું; તે પરથી હોલવેલે લખેલી વાર્તા યાદ આવે છે, હોલવેલની વાત આ પહેલાં છપાઇ ગઇ હતી.

આવી સ્થિતિમાં બધા નજરોનજર જોનાર સાક્ષીઓની સચ્ચાઇ સંબંધમાં અબદા પેદા થાય છે તેઓના સમયના માણસો પણ તેઓની સચ્ચાઇ પર કોઇ પણ જાતની આસ્થા રાખતા નહોતા, એ વાત ક્દાચ છોડી દઇએ.

લિટલ સાહેબે પોતાનો મૂળ નિબંધ લખ્યો ત્યારબાદ હોલવેલનો આ વાર્તા બનાવી કાઢવાનો હેતુ શો હશે, તે બાબતમાં સ્ટેટ્સમેન

પત્રે લાંબો પત્રો પ્રકટ કર્યો છે તેણે જે મહેનત લીધી છે તે પરથી એટલુંજ જણાય છે કે આ વાર્તા બનાવી કાઢવામાં હોલવેલનો કશો ઉદ્દેશ હોઇ શકે નહિ, પણ જ્યારે સાબીત થાય છે કે યુક્તિ પુરઃસર એક અસંભવિત વાર્ત્તા રચવામાં આવી છે, તેમાં મીઠું મરચું ભભરાવવામાં આવ્યું છે અને તેનું સમર્થન કરવામાં આવ્યું છે, ત્યારે પછી તેના ઉદ્દેશનો પ્રશ્ન ઉત્પન્ન થઇ શકતો નથી, અથવા તે ઉદ્દેશ પર ખરાખોટાપણાનો આધાર નથી.

કાળી કોટડીના બનાવ સંબંધી આ બધી અડચણો મૂળથીજ વિદ્યમાન હતી, પરંતુ હોલવેલના સમયના કોઇ પણ માણસે એ વાત સંબંધી તપાસ કરી વિચાર કર્યો નથી. એ બાબતમાં આપણે ખરેખર સંપૂર્ણ અંધકારમાં રહી ગયા છીએ; એ અંધકાર ખરેખર કાળી કોટડીના જેવોજ શ્વાસ રુંધી નાખનાર છે. તેઓના સમયના માણસો તે વખતે જીવન-મરણનો ભયંકર પ્રશ્ન ઉકેલતા હતા તેથી તેઓએ હોલવેલની વાત સંબંધમા કશી તપાસ કરી નહોતી. તેથી હોલવેલની અસત્ય વાત સત્ય તરીકે કબુલ રાખી શકાય નહિ. પ્રમાણદ્વારા આ બનાવની સત્યતા સાબીત કરવી જોઇએ; તે કાળના માણસોનાં આચરણ અથવા મત, અથવા વિચાર બુદ્ધિના અભાવદ્વારા તે સાબીત થઈ શકે તેમ નથી.

જે બ્રિટિશ વિરપુરૂષો પોતાનું કર્ત્તવ્ય બજાવતાં મરણ પામ્યા હતા, તેમાંના કોઈ કોઇના યશ પર પ્રચલિત કાળી કોટડીના બનાવે કલંક ચઢાવ્યું છે; એટલુંજ નહિ, પણ નવાબની સાથે પત્ર વ્યવહાર ચલાવતી વેળાં કર્નલ કલાઇવ અને એડમિરલ વોટસને બ્રિટિશ જા-

તિના સત્યાનુરાગનો જે વારંવાર ઉલ્લેખ કરેલો છે, તે સત્યાનુરાગ-પર આ બનાવે કલંક ચઢાવ્યું છે.

આવી અવસ્થામાં લિટ્લ સાહેબે જે માગણી–વાસ્તવિક રીતે શું બન્યું હતું- કરી છે, તેની શોધખોળ, ચલાવી શકાય. કાળી કોટડીના બનાવ કરતાં લિટ્લ સાહેબે જે માગણી–સ્વાભાવિક માનવ ચરિત્રની સાથે અધિક મેળ ખાય એમ લાગે છે. દોઢ સૈકા થયાં જે સ્થળે ન્યાય દેવી ઉપેક્ષા પામેલ છે, તે સ્થળે લિટ્લ સાહેબે જે ન્યાય-દેવીને મનાવવાના પ્રયત્નો કરેલ છે, તે માટે તેનાં વખાણ કરવાં જોઇએ.

હોલવેલનાં આત્મસમર્પણની ઉત્કંઠાની વાત ન જાણતાં જે વીર પુરૂષોએ જીવ આપ્યો હતો, ઇતિહાસમાં તેનું વીરત્વ જાહેર થવું જોઇએ. એક વિદેશી ઇતિહાસકાર ગુલામ હુસેન તેઓને માટે જે અર્ઘ્ય પ્રદાન કરી ગયો છે, તે અર્ઘ્યે તેઓના સ્વદેશવાસીની નીરવતાને તિરસ્કાર કરવા યોગ્ય કરી મૂકી છે. માટે જેઓ ન્યાયના પક્ષપાતી છે, તેઓ લિટલ્ સાહેબને તેની આ ઉત્તમ ચેષ્ટા નિમિત્ત પ્રસંશા કર્યા વગર રહેશે નહિ તેના સ્વદેશીઓમાંના ઘણાખરા તેને માન આપતાં અચકાયા છે, તેઓના સંકોચનું એ કારણ છે કે તેઓ લિટ્લ સાહેબનાં કાર્યને જે નજરે જોવું જોઇએ, તે નજરે જોવાની શક્તિ તેઓનામાં નથી.

હોલવેલનો મિત્ર હતો. જાની મિત્ર હતો. તેનાજ એક કરતાં વધુ જાની મિત્રો કુલ્ટામાં પેલી ગોળીઓના વરસાદની વાત લખી ગયા હતા; કપ્તાન મિલસ્ પણ તેનો એક પાકો મિત્ર હતો,–કાળી કોટડીમા એમનું મરણ થયું હતું. તે વાતના સંબંધમાં તેણે હોલવે-

લનું સમર્થન કર્યું છે, અને તે સમયના ઇતિહાસકારની આગળ પોતાની ડાયરી મોકલી તેણે હોલવેલને મદદ કરી છે. આ પ્રમાણે સમર્થન મળવાથી હોલવેલે યુક્તિપુરઃસર કાર્ય કર્યું છે, પણ એ કાર્યમાંના બે મુખ્ય વિષયમાં ભૂલ રહી ગઇ છે. (૧) બંદીની સંખ્યા અને (૨) કાળી કોટડીમાં મરણ પામેલા માણસોનાં નામ એમાંના કેટલાક તો કિલ્લાનું રક્ષણ કરતીવેળા મરણ પામ્યા હતા. આમ ભૂલ થવાથી સંખ્યા ઓછી થઇ જાય છે, માટે શ્વાસ ઘૂંટાવાનું કારણ રહેતું નથી; અને તે સાથે કાળીકોટડીની ખૂનરેજી ઉડી જાય છે. કાળી કોટડીમાં વિશ્વાસ નહોવો એ વિચાર શકિતના અભાવનું કારણ છે, તે વાત સ્વીકારવાને લિટ્લ સાહેબ તૈયાર નથી.

લોર્ડ એકટન કહે છે,[1] જ્યારે સાંભળીએ છીએ કે ઇંગ્લાંડ બુદ્ધિમાં ( Critical faculty ) યુરોપના બીજા દેશોની પાછળ પડી ગયું છે, ત્યારે સ્વીકારવું પડે છે કે કાર્યના પરિમાણ સંબંધમાં એ ખરૂં છે, પરંતુ કાર્યની કદર સંબંધમાં એ સત્ય નથી. "લિટ્લ સાહેબનો નિબંધ એવી કદરના ઉદાહરણ તરીકે મૂકી શકાય; તેના વિરૂદ્ધમાં જે અવિચારી સમાલોચનાઓ થઇ છે, તેની સાથેની તુલનામાં લિટ્લ સાહેબની રચનાનો સ્વર્ગ નરક જેટલો ભેદ છે.

હોલવેલની આ "મોટી છેતરપિંડી" સ્કૂલ પાઠ્ય પુસ્તકોમાં ઇતિહાસની ખરીવાત તરીકે લખેલી છે, અને તેજ નિશાળોમાં શિખવાય છે; વંશપરંપરા એજ કંઠસ્થ કરતા આવ્યા છીએ તે ખરૂં છે; પરંતુ એ પણ ખરૂં છે,—લોર્ડ એકટને જે કહ્યું છે તેઃ—" ભૂતકાળના

---

[1] Lecture on the Study History.

ઇતિહાસકારોને વિદ્યા અને બુદ્ધિથી આપણે પહોંચી ન શકીએ; પરંતુ તેઓજ આપણા આદર્શનું છેવટ નથી. તેઓના કરતાં વધુ નિરપેક્ષ થવાની, નિઃસ્વાર્થ થવાની, ન્યાયપરાયણ થવાની શક્તિ આપણામાં છે; ખુલ્લાં અકૃત્રિમ પ્રમાણોની આલોચના કરી, ભૂતકાળ પ્રતિ અનુતપ્ત હૃદયથી અને ભવિષ્યપ્રતિ ઉન્નતતર ભાવી અવસ્થાની પ્રતિશ્રુત આશાથી કેવી રીતે જોવું તે લખવાની શક્તિ આપણામાં છે; આપણે હંમેશાં ધ્યાન રાખવાનું છે કે ઇતિહાસમાં જો આપણે આપણો ઊંચો સૂર નહિ રાખી શકીએ તો ધર્મમાં અથવા રાજનીતિ ક્ષેત્રમાં પણ આપણે આપણો સૂર ઊંચો રાખવાને સમર્થ થઈશું નહિ.”



# સ્વીકાર.

પુસ્તકો—(૧) એશિયાનો ઉષઃકાલ અથવા આવતીકાલનો પુરૂષ. મૂલ્ય રૂ. ૧॥. રા. રા. જગજીવન હરિકૃષ્ણ વ્યાસ તરફથી. (૨) મુગ્ધા મીનાક્ષી અથવા પ્રતિહિંસાની યજ્ઞભૂમિ. મૂલ્ય રૂ. ૩. રા. રા. ઠક્કુર નારાયણ વિસનજી તરફથી. (૩) રાષ્ટ્રીય ગીત મૂલ્ય ૦–૧૦–૦ (૪) કારાવાસની કહાણી મૂલ્ય રૂ. ૦–૧૦–૦ ભાઇ ભોળાશંકર પ્રેમજી વ્યાસ તરફથી ભેટ મળ્યાં છે.

માસિકો—'શ્રીબોધ' વાર્ષિક લવાજમ રૂ. ૨–૮–૦ વર્ષ ૬૬ મું અંક ૧ થી ૭ રા. રા. જીવનલાલ અમરશી મહેતા તરફથી. 'ગુજરાત' લવાજમ રૂ. ૮–૦–૦ સાહિત્ય સંસદ તરફથી વર્ષ ૧ લું અંક ૧ થી ૪ 'ભારત જીવન' લવાજમ રૂ. ૩–૨–૦ વર્ષ ૨ જું. રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા તરફથી. 'ચેતન' લવાજમ રૂ. ૩–૦–૦ વર્ષ ૨ જું. અંક ૮ થી ૧૦ રા. રા. બિહારી સુરજરામ શેઠ તરફથી. 'પારદ' લવાજમ પોષ્ટજ સાથે રૂ. ૨–૦–૦ રા. રા. વૈધરાજ જીવરામ કાળીદાસ તરફથી વગેરે મળ્યા છે. જે આભાર સહીત સ્વીકારવામાં આવે છે.

## "સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા"માં નવા બહાર પડવાના પુસ્તકો જે હાલ છપાય છે!

**જલ્દી નામ નોંધાવો.** **જલ્દી નામ નોંધાવો.**

| | | | |
|---|---|---|---|
| ૧ | પયગમ્બર હજરત મુહમ્મદ સાહેબ. છૂટક કિંમત | | રૂ. ૧–૮–૦ |
| ૨ | ધર્મનો જય ( એક તાત્ત્વિક નિબંધ ) | ,, | રૂ. ૦–૬–૦ |
| ૩ | મહાત્મા ગાંધીજી. | ,, | રૂ. ૧–૪–૦ |
| ૪ | દેશબન્ધુ દાસ. | ,, | રૂ. ૦–૮–૦ |
| ૫ | મૌલાના મહમ્મદ અલી. | ,, | રૂ. ૦–૮–૦ |
| ૬ | હકિમ અજમલખાનજી અને આઝાદ અલીખાન | ,, | રૂ. ૦–૬–૦ |

દરેક પુસ્તકો ઘણી મહેનત લઇ તૈયાર કરવામાં આવેલાં છે. માટે અગાઉથી ગ્રંથમાળામાં નામ નોંધાવો અથવા છૂટક જોઇતાં હોય તો છૂટક ગ્રાહક તરીકે નામ નોંધાવો.

## તૈયાર છે! જલ્દી મંગાવો!! તૈયાર છે!!!

| | | |
|---|---|---|
| કરણુકુમારી | ( ખલાસ થઇ જવા આવી છે. ) | કિં. રૂ. ૩–૮–૦ |
| અઠંગ ઉઠાવગીર ભા. ૧–૨ | (નવલ કથા થોડી રહી છે.) | કિં. રૂ. ૪–૦–૦ |
| નવાબ સિરાજદૌલા | ( ઇતિહાસ ) | કિં. રૂ. ૩–૮–૦ |
| રાજા રામકૃષ્ણ | ( ઐતિહાસિક નવલકથા ) | કિં. રૂ. ૩–૪–૦ |
| એશિયાનો ઉષઃકાલ | ( સંતપોલ રિશારનું ) | કિં. રૂ. ૧–૮–૦ |
| રાજા દેવીદાસ | ( ઐતિહાસિક નવલકથા ખલાસ થઈ જવા આવી છે. ) | કિં. રૂ. ૩–૦–૦ |

રૂ. ૧૦) દસની ઉપરનો ઑર્ડર આપનારને રૂપીયે બે આના કાપી આપવામાં આવે છે.

# કથામંજરી-ભાગ પહેલો.

( સોનેરી નામનું સુંદર પુંઠું કિંમત-રૂ. બે. )

પહેલા કોઈ સંગ્રહમાં ન આવેલી વિદ્વાન્ લેખકોની ખાસ ચુંટી કાઢેલી સ્નેહજીવનની નીચેની સોળ વાતો છે:—

૧ વેષધારી. ( રા. રા. છગનલાલ હરિલાલ પંડયા; બી. એ.), ૨ તારાનું અભિજ્ઞાન. ( રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ ), ૩ એક રાત્રી. ( ડો. રવીન્દ્રનાથ ટાગોર ), ૪ અપરિચિતા. ( રા. રા. ભગવાનલાલ ગીરજાશંકર ભટ ), ૫ મણી. (રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ), ૬ વીસમી સદીની શકુંતલા. ( રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ) ૭ દોલત. ( સ્વ ભાઇ રણજીતરામ વાવાભાઇ મહેતા; બી. એ. ) ૮ સુમનનો સંતાપ ( રા. રા. ઇન્દુલાલ કે. યાજ્ઞિક; બી. એ. એલએલ. બી. ) ૯. લગ્ન. ( સૌ. શારદા મહેતા; બી. એ., ) ૧૦ "ગરબાવાળી." ૧૧ પૈસો કે પ્રેમ? (રા. રા. ચંપકલાલ એચ. ભગુડીઆ; બી. એ.) ૧૨ વિચિત્ર સ્વયંવર. ૧૩ રેણુકા. ( રા. રા. ગોકળદાસ ડી. રાયચુરા ), ૧૪ કમળાનો કજીઓ. ૧૫ પ્રિય બાલા. ( રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ ) ૧૬ લલિત-માધુરી. (રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ટની મોટી સ્નેહવાર્તા. )

આ પુસ્તક મુંબઇ યુનિવર્સિટીએ ૧૯૨૩ ની સાલની સ્કૂલ-લિવિંગ પરીક્ષામાં ટેક્સ્ટબુક તરીકે પસંદ કરી છે.

---

# કથામંજરી-ભાગ બીજો.

( મોટાં પૃષ્ટ ૩૦૦ સોનેરી સુંદર બંધાઈ-કિંમત રૂ. ત્રણ )

આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની ચૌદ વાતો-કથાઓ-છે.-

૧ નિર્મળા ( લગભગ ૧૦૦ પૃષ્ટની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહ-કથા ), ૨ ગુલછરીના બાગમાં ગુલાબ. ( લેખક મી. શિયાવક્ષ નસરવાનજી મોજીઆ; પારસી સંસારી સ્નેહકથા. ) બે મૃગનાયક. ( જીવનલાલ અમરશી મહેતા, આત્મભોગ વડે પરમાર્થ સાધનની અપ્રસિદ્ધ કરૂણ કથા. ) ૪ સુખા રાજકુમાર. ( રા. રા. સવાઇ-લાલ ચુનીલાલ યાજ્ઞિક, ઉપલીજ કથાના સિદ્ધાંતવાળી કથા. ), ૫ એક સ્વપ્ન. ( રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ. એ. એલએલ. બી. ), ૬ મદનનો મનોરથ. ( રા. રા. મોહન-લાલ પાર્વતીશંકર દવે, એમ. એ. એલએલ. બી. ચાલુ જમાનાના ઉછરતા યુવક અને પ્રેમી જીવનનું એક સુંદર દ્રશ્ય. ) ૭ નિર્ભયતાની મૂર્તિ. ( લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી. ), ૮ માછીની છોકરી ( રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. ), ૯ ચતુર્મુખ-ચાર મુખનું કૌતુક. ( રા. બ. રમણભાઈ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્દભુત વાર્તા ), ૧૦ બુદ્ધ-દારબંધ ( રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્દભુત વાર્તા ), ૧૧ વિચિત્ર વિલ. ( રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા ) ૧૨ હીરા માણેકની મોટી ખાણ. ( રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ. ), ૧૩ દુ:ખમાંથી સુખ. ( સ્વ. રાજકવિ કલાપી. ), ૧૪ માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ. ( એક સત્ય ઘટના ).

---

# હાસ્યકથામંજરી-ભાગ પહેલો

( કથામંજરીનો ત્રીજો ભાગ. )

રા. બ. રમણભાઇ મહીપતરામે લખેલો ઉપોદ્‌ઘાત, રા. રા. મોતીભાઈ નરસિંહભાઇ અમીને લખેલી "પટેલપોથી" ની પ્રસ્તાવના તથા રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવેનો "હાસ્યરસ" વિશેનો નિબંધ, અને સામાજીક તથા સાહિત્યવિષયક હાસ્યરસિક કટાક્ષમય ૨૭ લેખો, વાતો, સ્કેચ વગેરેનો આ અત્યંત રમુજી સંગ્રહ છે. આ માપનાંજ પૃષ્ટ ૨૫૦ ઉપરાંત એજ કાગળ ને સોનેરી નામનું સુન્દર પુઠું. કિંમત રૂ. બે.

---

# ધર્મપાળ.

( બુદ્ધ સમયની ઐતિહાસિક નવલકથા ). ગુજરાતી સાહિત્ય પ્રાચીન ભારતવર્ષની જાહોજલાલીનું દિગ્દર્શન કરાવનાર ઐતિહાસિક નવલકથાઓ માત્ર આંગળીના વેઢા ઉપર ગણી શકાય એટલીજ છે. અંગ્રેજી સાહિત્યમાં મિસર અને બાબીલોનના પ્રાચીન ઇતિહાસના આધારે ઘણી નવલકથાઓ રચવામાં આવી છે, અને તેથી સભ્ય જગત્‌માં એ બન્ને પ્રાચીન દેશોની સારી પેઠે ખ્યાતિ પ્રસરી ગઈ છે. પ્રસ્તુત નવલકથા પણ તેવાજ હેતુથી ભારતવર્ષનાં પ્રાચીન ઇતિહાસના આધારે તથા બૌદ્ધ સમયને અનુસરી લખવામાં આવેલી હોવાથી તેની વસ્તુસંકલના અત્યંત ઉત્તમ હોવા ઉપરાંત તદ્દન નિર્દોષ છે. પાકું પુંઠું છે. કિંમત રૂ. ૨-૮-૦

---

# પાપ અને પશ્ચાત્તાપ.

આ નવલકથાના પુસ્તકની ઉપયોગીતા અને ઉત્તમતા માટે સા. શ્રી રણછોડભાઈ ઉદયરામ, સા. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, ભાવનગરના દીવાન શ. રા. મોરારજી આણંદજી તન્ના. વગેરે ગૃહસ્થોના ઉત્તમ અભિપ્રાયો છે. પહેલો ભાગ ખલાસ થવાથી બીજી આવૃત્તિ થઈ છે.

આ નવલકથામાં માણુસ પોતાની રહેણી કરણી ઉપર કાબુ ન રાખે તો તે અજાણુતામાં પણ પાપના ખાડામાં કેવી રીતે ઉતરતો જાય છે, અને તેનું પરિણામ કેવું ભયંકર આવે છે તે, તેમજ તેનું ભાન તેને થતાં કેવો પશ્ચત્તાપ કરવાનો પ્રસંગ આવે છે, અને અંતરના સાચા પશ્ચાત્તાપથી બગડેલી બાજી ઇશ્વર કેવી રીતે સુધારે છે, વગેરે બહુ સરસ રીતે દર્શાવેલું છે. ગ્રન્થરચના એવી ઉત્તમ થયેલી છે કે પહેલો ભાગ વાંચ્યા પછી બીજો ભાગ વાંચ્યા વગર મનને સંતોષ વળતો નથી, ને બીજા ભાગમાં પણ છેવટનો કેટલોક ભાગ એવો ઉત્તમ છે કે તે વાંચતાં "સરસ્વતીચંદ્ર" ના ચોથા ભાગમાંના સરસ્વતીચંદ્ર સ્વપ્નદર્શનનો ખ્યાલ આવે છે. બે ભાગ સાથે પાકા પુંઠામાં બાંધેલાની કિંમત રૂ. બે.

---

# ચક્રવર્તી અશોક.

## અર્ધ ઐતિહાસિક તેમજ ધાર્મિક નવલકથા.

### મોટા કદનાં પૃષ્ઠ ૩૫૦ પુંઠું પાકું કિંમત રૂ. અઢી.

બૌદ્ધ ધર્મના પ્રવર્તક સમ્રાટ્ અશોકના જીવનમાંના અનેક ધર્મયુદ્ધોમાંના એક કલિંગ યુદ્ધના મુખ્ય કથાભાગ ઉપર આ નવલકથા રચાઇ છે. અશોક એક સમયે ઘાતકી અને ક્રૂર સ્વભાવનો હતો તે જ કલિંગ યુદ્ધ પછી એકદમ કેવો બદલાઇ ગયો તેમજ તેમનું જીવનસૂત્ર કેવી રીતે ફરી ગયું તેના તાદૃશ ચિત્ર ઉપરાંત કપટી બુદ્ધિમતિ, સંપુષ્ટાચાર્ય, અને કાવત્રાંખોર કલાવતી, વગેરે દ્વારા રાજકીય ખટપટનો સુંદર દેખાવ આમાં દૃશ્યમાન થાય છે. કલિંગ યુવરાજ જીતેન્દ્રનું ઉત્તમ ચારિત્ર, મૃગેન્દ્રરાજની કન્યા શોભના તેમજ ઇન્દિરાનો નિર્મળ પ્રેમ, ચિદાનંદ, ઉપગુપ્ત, અને મોગલીપુત્ર તિષ્ય જેવા ધર્માચાર્યોની ધર્મપરાયણતા વગેરે વડે આ નવલકથા એટલી તો મોહક તથા બોધક થઇ છે કે પુરી કર્યા વગર હાથમાંથી મુકવીજ ગમે નહીં. આવી ઐતિહાસિક નવલકથા આ એકજ છે.

લખો—

**લાભશંકર જીવરાજ જોશી.**

**ખાડિયા, દેસાઇની પોળ—અમદાવાદ.**

**ઘર નં. ૩૩૮૪.**

---

રૂ. ૫૦૦ માં એક નાની સરખી લાયબ્રેરી થાય તેવાં ચૂંટી કહાડેલા પુસ્તકોની યાદી. લખો નીચેના સરનામે.

# ઠક્કર મોહનલાલ પિતાંબર બુકસેલર

કાલબાદેવી રોડ, વાલજી શામજીનો માળો, બદામના ઝાડની સામે, મુંબઈ નં. ૨.

**ઘરનો શણગાર!** **જીવનના સાચા મિત્રો!**

## ઉમદા જ્ઞાન આપનારાં નવાં નવાં પુસ્તકો.

| | |
|---|---|
| યોવનચક્ર ... ... | ૩ા |
| કરૂણાકુમારી ... ... | ૩ાા |
| ગોહીલ વીર હમીરજી ... | ૨ાા |
| દક્ષિણનો વાઘ... ... | ૩ |
| વીર અને વીરપૂજા ... | ૨ાા |
| સોનેરી શીર ... ... | ૨ |
| રસમંદીર ... ... | ૩ાા |
| રીચમંડ વિલાનો વારસ... | ૨ાા |
| બુલબુલ... ... ... | ૩ાા |
| પ્રેમપીંજર કે ખૂનીખંજર | ૨ાા |
| કલંદરની કટાર ભા.૧-૨-૩ | ૯ |
| ઝેરી ઝમાનો ભા.૧-૨-૩-૪ | ૧૧ |
| પ્રેમની ખુમારી ભા. ૧-૨ | ૬ |
| બંસરીબાલા ... ... | ૩ |
| કુસુમ કુમારી ... ... | ૧ાા |
| ભારત લોકકથા ભા. ૧ થી ૫ | ૧૮ |
| એમ. એ. બનાકે... ... | ૨ાા |
| વિલાયતિ વિલાસમાં ફેશ-નબાઈ ખલાસ... ... | ૨ાા |
| સાધુ કે શયતાન... ... | ૨ાા |
| ચુડેલનો વાંસો ... ... | ૪ |
| નવો જમાનો અમૃત કે ઝેર | ૪ |
| વેરની વસુલાત ... ... | ૩ાા |
| જુનું નર્મગદ્ય ... ... | ૪ |
| કમલાના પત્રો ... ... | ૨ |
| જુલ્મી જાલીમ ... ... | ૩ |
| શ્રીમતિ વિજયા ... ... | ૩ |
| શ્રીધરીગીતા ... ... | ૧ા |
| પંચરત્નગીતા ... ... | ૨ |
| ગટુલાલજીની ગીતા ... | ૧ાા |

| | | |
|---|---|---|
| મડમ કે મધુરી | ... | ૨ |
| કબીર કાવ્ય ... | ... | ૩। |
| નારાયણ ગદ્યગંગા | ... | ૩॥ |
| ઝાંશીની રાણી ... | ... | ૩ |
| રતિ સુંદરી ... | ... | ૨॥ |
| ગોરા ભા.૧-૨ ... | ... | ૬॥ |
| પૃથુરાજ ચહુઆણ | ... | ૩ |
| પતિવૃતા સતિઓ | ... | ૪ |
| કુમુદકુમારી ... | ... | ૩ |
| ગુજરાતની જુની વાર્તાઓ | | ૩ |
| ગુલઝાર ... | ... ... | ૩ |
| ષેલી કુસુમ ... | ... | ૨॥ |
| મુરાદેવી ભા. ૧-૨-૩ | | ૬ |
| દગાબાજ દુનીઆ | ... | ૨। |
| ભયંકર ભદ્ર ભા. ૧-૨ | | ૬॥ |
| સયવાનસદનડીટેકટીવવાર્તા | | ૨॥ |
| રાજા દેવીદાસ ... | ... | ૩ |
| નાદીરનો દોરદમામ | ... | ૨॥ |
| રતિશાસ્ત્ર કીંવા કોકશાસ્ત્ર | | ૩॥ |
| મહાકાળીનું ખડ્ગ | ... | ૨॥ |
| કલ્યાણી... ... | ... | ૨॥ |
| રજપુતોની રંગભૂમી ... | | ૨॥ |
| કલંકીત કુમારી!! | ... | ૨॥ |
| કાવ્યમાધુર્ય ... | ... | ૨॥ |
| મુંબઈના તોલમાપ | ... | ૪ |
| ડીટેક્ટીવ હારમાળા | ... | ૩ |
| ભાગવત મોટું ... | ... | ૧૦ |
| સ્વરાજ્યને પંથે ... | ... | ૨॥ |
| મધુરાણી ... ... | ... | ૩॥ |
| ભજનસાગર ... | ... | ૩ |
| ગોરૂ વીલાયત ... | ... | ૫ |
| નખરાબાજ નશીબ | ... | ૪ |
| માકી ચવીત્રી ... | ... | ૪ |
| બોસ્તાનનું ખુલ ખુલ ... | | ૫ |
| ગુલવાડીનું ગુલાબ... | ... | ૪ |
| સરસ્વતી ... ... | ... | ૧॥ |
| સુશિક્ષિત સ્ત્રી ... | ... | ૧ |
| કર્મબંધન ... ... | ... | ૧॥ |
| નોકરીનો ઉમેદવાર | ... | ૧॥ |
| મંદારીકા ... ... | ... | ૩ |
| પૃથુકુમાર ... ... | ... | ૨॥ |
| સંસારીક સંન્યાસી | ... | ૧॥ |
| આજકાલનું હિંદુસ્તાન ભાગ ૧ થી ૩ | ... | ૯ |
| લતા લલીતા ભાગ ૧ થી ૫ | | ૮॥ |
| કુંજકીશોરી .... | ... | ૨॥ |

| | | | |
|---|---|---|---|
| મિરાતે આલમગીરી ... | ૩ | તરૂણુ તપસ્વીનો ભાગ ૧-૨ | ૬॥ |
| સત્ય ધર્મજ્ઞાન શિક્ષા... | ૨ | અબલાની આત્મકથાઓ... | ૨॥ |
| કુમુદચંદ્ર ભાગ ૧ ... | ૧॥ | રાક્ષસોની રતીક્રીડા... ... | ૨॥ |
| દશ લાખનો દલ્લો ... | ૨॥ | કાશ્મીરનો કેસરી ... ... | ૧॥ |
| કમનશીબલીલાભાગ-૧-૨ | ૫॥ | ન્યાયના ખુનમાં નીતિ ... | ૨॥ |
| અમૃત ઝેર ... ... | ૧॥ | સંસાર કે નરકાગાર... ... | ૧॥ |
| સ્ત્રીમય સંસાર ... | ૧॥ | મધુ માલતી ભાગ ૧-૨ ... | ૪ |
| કલંકીત કાઉન્ટેસ ... | ૩ | ભેખીખૂન ... ... ... | ૨॥ |
| વિશ્વલીલા ... ... | ૨ | વસંત વીજય ભાગ ૧ થા ૪ | ૧૨ |
| ભે ભેદી ઉર્ફે ભરમ ભર્યો ડીટેકટીવ.... ... | ૬ | કામરૂ દેશની કુટીલ કામની. | ૨ |
| પ્રેમદાદેવી ... ... | ૨ | પીશાચીની કે પ્રેમદા ... | ૧॥ |
| રાજયોગી ભા. ૧-૨- | ૮ | ભેદક ખૂન ... ... ... | ૧ |
| | | પદ્મલતા ... ... ... | ૩ |
| પીશાચ મંદીર ભા. ૧-૨ | ૬॥ | ભયંકર પ્રાયશ્ચિત ... ... | ૨ |
| કરણઘેલો ... ... | ૨ | કુતરો કે કાળ ... ... | ૨ |
| દીવાને સાગર ... | ૩॥ | અંગના કે દેવાંગના ... ... | ૧॥ |
| સૌંદર્ય વિજય ભા.૧થીપ | ૧૨॥ | ભવાનીનો ભોગ ભાગ ૧-૨ | ૩॥ |
| કલાપીનો કેકારવ ... | ૫ | મહારાજા પ્રતાપાદીત્ય ... | ૨ |
| કલાપીનો વિરહ ... | ૨॥ | મૃગલોચની ભાગ ૧ થી ૧૦ | ૨૨॥ |
| પંચામૃત ... ... | ૧॥ | કુંદન કુસુમ ભાગ ૧ થી ૮ | ૧૦ |
| સ્ત્રીધર્મ ગીતા ... | ૨॥ | કબીર કાવ્ય ... ... ... | ૩॥ |
| અનંગ વીષ... ... | ૩ | ભેદી ખજાનો... ... ... | ૨॥ |
| અઠંગ ઉઠાઉગીરભા-૧-૨ | ૫ | ચુડેલનો ચમત્કાર ... ... | ૩ |

મહારાજ લાઇબલકૅશ ૨॥
બેંગીકસઅનેવારંટલીલા ૨
વિવિધ સુખાભામ ... ૪
ક્રીશોરસીંહ ભાગ ૧ થી ૩ ૮॥
સતિ મંડળ ભાગ ૧–૨ ૮
સ્વર્ગની સીડી ... ૩
સ્વર્ગનાં રત્નો ... ૨॥
મહાભારત દુર્ગાનું ... ૨॥
ધનવાન... ... ... ૭
મહાકાળીની મૂર્તિ ... ૪
ચંન્દ્રકાન્ત ભાગ ૧ થી ૩ ૧૫
સરસ્વતિચંદ્ર ભાગ ૧ થી ૪ ૧૨।
રાજરંગ ... ... ... ૪
આપણો ધર્મ ... ... ૪
અમર ચરિત્ર ભાગ ૧ થી ૩ ૧૦
બ્રહ્માનંદ કાવ્ય ... ... ૨॥
તીલકગીતા રહસ્ય ... ૫
સારંગધર સહિતા ... ૪
પ્રવીણસાગર નાનું ... ૭
પ્રવીણસાગર મોટું ... ૧૨
પ્રમાણ સહસ્રી ગીતા ... ૬
મહાભારત ગાવાનું ... ૮
બહાદુર બાળા... ... ... ૩
ભાગ્યચક્રનો મહામંત્ર ... ૨॥
કાળીરાત્રીનું ખૂનીખંજર ...
ભાગ ૧–૨ ... ... ૬
પંદર લાખ પર પાણી ... ૧॥
લક્ષ્મીકાંત ... ... ... ૧॥
કુસુમકાંત ... ... ... ૨।
બેગમમહાલ ભાગ ૧–૨ ૪
રણઘેલા રજપુતો ભાગ ૧–૨ ૫॥
નીતીદર્પણ ... ... ૨॥
ધર્મનો જય ... ... ૧॥
રાણી વ્રજસુંદરી ... ૨॥
સંસાર સેત્રંજ ભાગ ૧ થી ૩ ૫
બેરીસ્ટરની બૈરી ... ૧
સન્મીત્ર કે સેતાન ... ૧
વીલક્ષણ વેર ... ... ૨॥
સંતમ સયતાન ભાગ ૧ થી ૩ ૬
અંધકાર પર પ્રકાશ ... ૨॥
સૌંદર્ય જ્વાળા ભાગ ૧–૨ ૩॥
ભાગ્યદેવીની ભયંકરતા... ૧॥
બકતાણી કે બામટી ... ૨
પ્રમોદા યાને દિલેર દિલારામ ૦॥~

| | |
|---|---|
| બસો બાવન વૈશ્નવની વાર્તા ૨૫ ... ... | ૫ |
| બસો બાવન વૈશ્નવની વાર્તા ગ્લેજ... ... | ૬ |
| પ્રેમ સાગર ... ... | ૧॥ |
| ઇન્ડીઅન પીનલકોડ... | ૧૨ |
| ચરક સંહિતા... ... | ૫ |
| કાયદાનો શિક્ષક ... | ૧૨ |
| તુલશીદાસ કૃત રામાયણ | ૧૦ |
| આત્મપુરાણ ... ... | ૮ |
| વાલ્મીકી રામાયણ ગુજરાતીની | ૭ |
| અરેબીયન નાઇટસ ... | ૭ |
| ડીક્ષનેરી મોટી... ... | ૫ |
| ડીક્ષનેરી નાની... ... | ૨॥ |
| વનસ્પતિ શાસ્ત્ર... ... | ૧૦ |
| ભક્તમાળ... ... ... | ૨ |
| વ્યાપાર શિક્ષક... ... | ૩ |
| પંચદશી... ... ... | ૬ |
| સત્યનામ કબીર... ... | ૨ |
| રાજા ભોજને કવી કાલીદાસ. | ૪ |
| અનવર કાવ્ય ... ... | ૩ |
| પ્રેમાનંદ કાવ્ય ... ... | ૫॥ |
| કેશવ કૃતિ ... ... | ૨ |
| આસામપર હલ્લો... ... | ૧। |
| મરૂભુમીની મોહીની ... | ૧॥ |
| મધુર મધુરી... ... ... | ૨ |
| અકબરરાજ્ય રહસ્ય ભા. ૧-૨ | ૩॥ |
| ગુલસાના ... ... ... | ૧॥ |
| સત્તરમી સદીનું ફ્રાન્સ ... | ૨॥।– |
| રત્નમંજરી ... ... ... | ૨। |
| માયાવી મોહીની ... ... | ૩ |
| વિવેક વિલાસ ... ... | ૩ |
| અદભૂત લુટારો ... ... | ૩॥ |
| ચમત્કારી ગુફા ભા. ૧-૨ | ૫ |
| સંસાર દર્શન ... ... | ૩ |
| મણીકાન્તકાવ્યમાળા ... | ૩ |
| પંચાસરનો જયશીખરી ભાગ ૧-૨ ... ... | ૫ |
| નૌકાડુબી ... ... | ૩॥ |
| ડુબતું વહાણ ... ... | ૪ |
| ઉષાકાન્ત... ... ... | ૨ |
| મારી વીશ વાર્તાઓ ... | ૨॥ |
| બાંડો સાપ... ... ... | ૨॥ |
| ખેમાન સંગ્રહ ... ... | ૫ |
| આફતોપર કોફતું... ... | ૬ |
| ગૃહસ્થાશ્રમ ... ... | ૨॥ |

| | | | |
|---|---|---|---|
| પંચતંત્ર... ... ... | ૨ | મુળરાજ સોલંકી... ... | ૩ |
| આધ્યાત્મ રામાયણ ... | ૨ | મહાસાગરનું મોતી ... | ૨॥ |
| દયારામ કૃત કાવ્ય સંગ્રહ | ૩ | ભૂવન મોહીની ... ... | ૨। |
| કાવ્યદોહન ભાગ ૧ ... | ૨॥ | મુગ્ધા મીનાક્ષી ... ... | ૩। |
| યોગ વશિષ્ટ ભાગ ૧-૨.. | ૧૦ | રોગી પરીચર્યા ... ... | ૨ |
| વીવેકાનંદ વિચારમાળા ભાગ ૧ થી ૫... | ૧૫ | અભીજ્ઞાન શકુંતલા ... | ૧॥ |
| | | ઈંગ્લીશ ટીચર ... ... | ૧॥ |
| શુક્રનીતિ... ... ... | ૨॥ | રાજભાષા... ... ... | ૧॥ |
| મુર્ખો ... ... ... | ૦॥= | કોરસ પોનન્ડંસ... ... | ૧॥ |
| ચતુરસીંગ ... ... | ૦॥ | એકાદસ સ્કંધ ... ... | ૧ |
| ઘાશીરામ કોટવાલ ... | ૦॥ | લેટર રાઇટર ... ... | ૧॥ |
| દિલ્હીપર હલ્લો... ... | ૨॥ | સુધરેલી સંગીતા... ... | ૧॥ |
| શાહજાદો ને ભીખારી... | ૨ | અનુસુયા નાટક... ... | ૨ |
| બાજીરાવ બલ્લાળ... ... | ૧॥ | સુકન્યા સાવિત્રી... ... | ૨॥ |
| જનાનખાનાની બીબીયો | ૨ | ભર્તૃહરી સાચત્ર... ... | ૩ |
| પાટણની પ્રભુતા... ... | ૨॥ | મુંબઇની શેઠાણી ... | ૩ |
| રજીઆ બેગમ... ... | ૧॥ | રત્નગઢની રંભા... ... | ૩ |
| બાદશાહ બાબર... ... | ૪॥ | કુમરસાગર ... ... | ૨॥ |
| ચક્રવર્તિ હમીર ... ... | ૩॥ | કુમરસાગર મોટું ... | ૪ |

## નીચેની યાદીમાંથી રૂ. ૨૫ ના પુસ્તકો ખરીદનારને

## રૂ. ૩૦) ના પુસ્તકો આપવામાં આવશે.

| | | |
|---|---|---|
| વેર વસુલ ભા-૧થી-૪ ઈતિહાસીક નૉવેલ | કિં | ૧૨-૦-૦ |
| વિચિત્રજગત ભા-૧-૨ ... ... ... ... | | ૬-૦-૦ |
| સુવર્ણ પ્રતિમા ... ... ... ... ... | | ૨-૧૨-૦ |
| ચમત્કારીક ખૂન ... ... ... ... ... | | ૩-૦-૦ |
| અઠંગ ઉઠાઉગીર ભા-૧-૨ ... ... ... | | ૫-૦-૦ |
| રાજા રામકૃષ્ણ યાને રમણીની રણભૂમી ... ... | | ૩-૪-૦ |
| લીલા યાને જ્ઞાતિતંત્ર ... ... ... ... ... | | ૨-૪-૦ |
| પ્રેમની ખુમારી ભા-૧-૨ ... ... ... ... | | ૬-૦-૦ |
| દક્ષિણનો વાઘ ... ... ... ... ... | | ૩-૦-૦ |
| મધુરાણી ... ... ... ... ... ... | | ૩-૮-૦ |
| ભૂવનમોહીની ... ... ... ... ... | | ૨-૪-૦ |
| અનંગ મોહીની ... ... ... ... ... | | ૩-૮-૦ |
| જુવાની જાળવવાના ઉપાયો. ... ... ... ... | | ૩-૦-૦ |
| સ્વરાજ્યને પંથે... ... ... ... ... ... | | ૨-૮-૦ |
| બંસરીબાલા ... ... ... ... ... ... | | ૩-૦-૦ |
| સિરાજદ્દોલા ... ... ... ... ... ... | | ૩-૮-૦ |
| મુળરાજ સોલંકી ... ... ... ... ... | | ૩-૦-૦ |

તે સીવાય દરેક જાતના સારાં અને સસ્તા પુસ્તકો મળવાનું ઠેકાણું. લખો નીચેના સરનામે